# The Late Sheth Devchand Lalbhai Javeri.

Born 1853 A. D. Surat. | Died 1906 A. D. Bombay.



## श्रेष्ठी देवचंद लालभाई जव्हेरी.

जन्म १९०९ वैक्रमाद्बे
कार्तिकशुक्लैकादश्यां, सूर्यपुरे.

निर्याणम् १९६२ वैक्रमाद्बे
पौषकृष्णतृतीयायाम्, मुम्बय्याम्.

The Bombay Art Printing Works, Fort.

Sheth Devchand Lâlbhâi Jain Pustkoddhâr Fund series. No. 22.

# The Anand-Kavya-Mahodadhi.

*( A collection of Old Gujarati Poems. )*

**PART 3.**

*Edited and collected*

by

**Jivanchand Sakerchand Javeri.**

BOMBAY.

*Published by*

**Naginbhai Ghelabhai Javeri,**

*A trustee.*

BOMBAY.

*Sold by*

THE LIBRARIAN

**Sheth Devchand Lalbhai J. P. Fund.**

C/o. Sheth Devchand Lalbhai Dharmashâlâ.

Badekha Chakla, Gopipura, SURAT.



*1914.*

Re. 0-10-0

જૈન બંધુઓએ ગુર્જરસાહિત્યમાં બહોળો ભાગ લીધો છે, અને તેમના જૂના ગ્રન્થો ટકી રહ્યા છે, તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. દિલગીરી એટલી છે કે તેમણે પોતાના ગ્રન્થો પ્રકાશમાં આણવાનો પ્રયત્ન સવેળા ન કર્યો, તેમ બીજા લોકોએ તે જોવાની પણ કાળજી ન રાખી. વૈદિક કોમોએ તે તરફ અભાવ રાખ્યો તે ધર્મના કારણે તથા ભાષા ન સમજવાથી હોવો જોઈએ.

**ર૦ બ૦ કાંટાવાળા.**

ગુજરાતી જૈનસાહિત્ય ઘણું છે તે પ્રકટ થયે ગુજરાતી ભાષા ઉપર ઘણું અજવાળું પડશે એમાં શક નથી. જૈન ગ્રન્થો ટીકાસહ બહાર પડવાથી ગુજરાતી સાહિત્યને ઘણો લાભ થવાનો સંભવ છે.

**ર૦ બ૦ કાંટાવાળા.**

## ક્રમદર્શન.







કાવ્યસાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઇ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, તેની માળા ગુંથી, સજ્જનકંઠમાટે તૈયાર કરી. માળા તૈયાર તો કરી, પણ પરિપૂર્ણરીતે તેને કંઠમાં સજી અન્યોને આકર્ષવાં, એ કર્ત્તવ્ય રસપ્રજ્ઞોનુંજ છે. જેમ કમલને-કાવ્યને વિકસિત-પ્રકાશમાં આણવાનું કાર્ય તો સૂર્યનું-સુજનોનું -પંડિતોનુંજ છે. વારિ-કવિ કે સંગ્રાહક તો માત્ર કમલ--કવિતાનો પોષ-ઉત્પાદ કે સંગ્રહજ કરી શકે છે.

જીવન.

જેઓ એમ કહે છે કે " જૈન કવિતા રસભરી છે એમ તો કહેવાયજ નહિ." તેઓએ જૈનગ્રંથોનો સારો અભ્યાસ કર્યો નહિ હશે, એમ લાગે છે. શીલવતી રાસાના વિવેચનમાં (મેં) જણાવેલું છે કે, "આ કથાઓ ઘણી રસભરી અને મનોરંજક હોય છે. કવિની વર્ણનશૈલી તથા સુઘટિત અલંકારરસ જમાવવાની છટા પણ સારી છે.

રા૦ બ૦ કાંટાવાળા.

श्रीगणेन्द्राय नमः ॥

અવતરણિકા.

અત્યારસૂધી અમારા તરફથી સંસ્કૃત, માગધી, અંગ્રેજી, અને ગૂજરાતી ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. આ ગ્રન્થને અમો અમારા તરફથી બહાર પડતા ગ્રન્થોમાં " ગ્રન્થાંક ૨૨ મા "–( જૈન ગૂર્જર–સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૩ ) તરીકે બહાર પાડી પ્રજાસમક્ષ મૂકવાને ભાગ્યશાલી થયા છીએ.

પ્રાચીનજૈનગૂજરાતીસાહિત્યમાં રાસાઓ, છંદો, પદો, ચોપાઇઓ, સ્તુતિઓ, સ્વાધ્યાયો (સઝ્ઝાયો), સલોકા અને સ્તવનાદિ પુષ્કળ દૃષ્ટિગોચર થાય છે. રાસાઓને માટે ઉત્તમોત્તમ અભિપ્રાય, "ગૂજરાતી સાહિત્ય સંગ્રહમાંથી," ગૂજરાતીભાષાના સાક્ષરોએ જે આપ્યા છે, તે વિષે અમો આંહી કાંઇપણ બોલતા નથી. રાસાઓ મુખ્યપણે ધર્મનું ઉત્તમજ્ઞાન દૃષ્ટાન્તદ્વારા આપે છે. તે શિવાય પણ અનેક જાતનું જ્ઞાન તેનાં ખપી જીવોને તેમાંથી તેવા પ્રકારનું મળી શકે એમ છે.

" રાસાઓ એકલાં જૈનોનેજ ઉપયોગી છે, " એમ નથી. કારણ કે તે ગૂજરાતીભાષાનો એક બૃહત્–અંશ છે. તેથી ગૂજરાતી–સાહિત્યના અભ્યાસીઓને પણ ઘણા ઉપયોગી થઇ પડે એમ છે. પ્રાચીન ગૂજરાતીભાષા; ગૂજરાતી ભાષાનો ઇતિહાસ; તે તે સમયની કાવ્યરચના; કાવ્ય અને શબ્દોની તુલના; ઇત્યાદિ વિષયોમાં પણ, અમો આશા રાખીએ છીએ કે આ અને ભવિષ્યમાં પ્રસિદ્ધ કરવામાં આવે એવાં બીજા રાસાઓ, ગૂજરાતીપ્રજાના સાહિત્યપ્રેમીવર્ગને ઘણાં ઉપયોગી થઇ પડશે.

જે આ ફંડ તરફથી ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે ફંડનો ટુંક ઇતિહાસ આપવો, એ આ સ્થળે અયોગ્ય ગણાશે

નહિ. મર્હુમ શેઠ **દેવચંદ લાલભાઇ ઝવેરીએ** કે જેમની સ્મૃતિને અર્થે આ ફંડ સ્થાપવામાં આવ્યું છે, તેમણે, પોતાના વીલમાં રૂ. ૪૫૦૦૦ની રકમ, બીજી રકમો જે બીજે માર્ગે ખરચવા કાઢી હતી તેની સાથે કાઢી હતી. આ રકમમાં, તેમના સુપુત્ર શા. **ગુલાબચંદ દેવચંદ** ઝવેરી તરફથી મર્હુમની યાદગિરી માટે શુભકાર્યમાં ખર્ચવા કાઢેલ રૂ. ૨૫૦૦૦ની રકમ ઉમેરાઇ. ૧૦૦૮ શ્રી શ્રી શ્રી પંન્યાસજી **શ્રીઆનન્દસાગર-જીના** ઉપદેશથી, તથા શા. ગુલાબચંદ દેવચંદની સમ્મતિથી, આ રકમોને એકઠી કરીને મર્હુમની યાદગિરી માટે આ ટ્રસ્ટ સ્થાપવામાં આવ્યું છે. મર્હુમ શેઠની દીકરી, મર્હુમ બાઇ **વીજકોરની** મિલ્કત લગભગ રૂ. ૨૫૦૦૦ ની આ ફંડમાં આવવાથી ફંડ રૂ. ૧૦૦૦૦૦ લગભગનું થવા ગયું છે. આ ફંડનો આંતરભાવ "જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક ધાર્મિકસાહિત્યની" જાળવણી અને ખીલવણી કરવાનો છે.

આ મૌક્તિકમાં કયા કયા મુનિઓના કયા કયા રાસો છે તે, તથા તે તે મુનિઓનો સામાન્ય ઇતિહાસ પુસ્તકના યોજક શા. જીવણચંદ સાકરચંદ ઝવેરીએ લખેલ હોવાથી હમો તત્-સંબંધે કાંઈ લખવું ઉચિત ધારતા નથી. અંતમાં એટલું ઇચ્છીશું કે આ પ્રયાસ સર્વસાહિત્યપ્રેમીજનોને પ્રિયકર થઇ પડી, સુરસ ફળ આપનારો થઇ પડો! આવા પ્રયાસને જો પ્રજા તરફથી સારૂં સન્માન્ મળશે તો આશા છે કે ભવિષ્યમાં ઘણાં મૌક્તિકો પ્રજા પાસે મૂકવા અમો અમારાથી બનતું કરી શકીશું.

૨૨૫, ઝવેરી બજાર,
મુંબાઇ.
સપ્ટેંબર, સન્ ૧૯૧૪.

**નગીનભાઇ ઘેલાભાઇ ઝવેરી.**

હું, અને બીજા ટ્રસ્ટીઓ.

## નમોઽન્તર્યામિને.

### મુખબન્ધ.

પ્રાચીન ગૂજરાતી સાહિત્યના પરિશીલનમાં કોણ નહિ પડ્યું હોય? એવાં પ્રાચીન સુરસકાવ્યોને બહાર આણવામાં સાક્ષરવર્ગની જરૂર હતી, પરન્તુ "તે સમયસૂધી અટકવું, અને હસ્તગત થયેલ કાવ્યોને હજુપણ દાબી રાખી સંસ્કારી જનોને એનો લાભ પામવા ન દેવો, એ મને રુચ્યું નહિ." શ્રીયુત ભગુભાઇ ફતેહચંદ કારભારી મને વખતોવખત કહેતા આવ્યા છે કે, "માત્ર સંસ્કૃતપ્રાકૃતજ નહિ! સાથે સાથે બાળલોકોપયોગી રાસાઓનું કાર્ય પણ કરાવો!" આવા પ્રકારની પ્રેરણાથી પ્રેરાઇને આવા કાવ્યો વેળાસર બહાર પાડ્યા છે.

"જૈનસાહિત્ય" એ નામ સાંભળી અત્યાર સૂધી બ્રાહ્મણાદિ, જન્મતાં વેંતજ પાવામાં આવેલી ગલથુથીના આધારે, અને પૂર્વે કરાયેલા જૈનોપરના અયોગ્ય આક્ષેપોને લીધે ચોંકતા હતા. પરન્તુ તે ચોંકને, હાલના કાળબળવશાત્ દિ૦ બ૦ મણિભાઈ, સ્વ૦ મી૦ ત્રિપાઠી, રા૦ બ૦ હરગોવિન્દદાસ કાંટાવાળા, અને રા૦ રા૦ કેશવલાલ ધ્રુવાદિના ધૂણવાપણાથી–વાતાવરણ ફેરવવાના કરેલા પ્રયાસથી–આપણે દૂર થયેલી જોવા ભાગ્યશાલી થયા છીએ. આમાં–આ ગ્રન્થમાં એકત્ર કરવામાં આવેલ પ્રાચીનકાવ્યો, એ, "ગૂજરાતીજૈનસાહિત્ય" છે. અને એ સાહિત્યને–કાવ્યને "રાસરૂપે ઓલખવામાં આવે છે. "રાસનો" સામાન્ય અર્થ "ધ્વનિ કરવો, લલકારવું, રાસક્રીડા, અને કથા" એવો થાય છે.

તે ઉપરથી "પદ્યકાવ્યકથાઓને "રાસ, રાસો અને રાસા" કહેવાનો પ્રથા પડ્યો હોય અગર લોકોમાં સંસ્કૃતપ્રાકૃતજ્ઞા-

નની ખામી થઈ અને ગૂજરાત તેમજ અન્ય પ્રદેશોમાં પ્રચલિત ભાષા તે તે પ્રદેશોમાં ઓળખાતી થઈ ત્યારે, ગૂજરાતી ગદ્ય-ગ્રંથો અને સૂત્રોના બાળાવબોધો તથા ટબાઓ-ની અંદર રસની ખામી રહી તેથી શ્રોતાઓને રસોત્પન્ન કરી નીતિને રસ્તે જોડે આનંદ આપનારા, તથા મહજ્જનોની ખ્યાતિ કાયમ રાખનારા પદ્યકથાબંધ ગજરાતી ગ્રન્થોને રાસા તરીકે કહ્યા હોય, તેમ અવબોધાય[1] છે.

જ્યારે પૂર્વે સંસ્કૃતભાષા સગ-જીવનીભાષા તરીકે કામ કરતી હતી ત્યારે તે વખતે જૈનકવિઓએ તે ભાષામાં પણ અસ્ખલિતપણે પુસ્તકોનો સારો જમાવ કરી ધર્મ અને સમાજસેવા બજાવી હતી.-આ વાત શ્રીમન્તના વડોદરામાં તથા પહેલાના વર્ષોમાં અન્ય સ્થળે ગૂર્જરસાહિત્યસભામાં જાહેર થયેલા સાક્ષરોના અભિપ્રાયથી પણ સ્પષ્ટ છે.-પરન્તુ જ્યારે પછીના યુગમાં જનસમાજમાંથી સંસ્કૃતપ્રાકૃતભાષાની ઓછાશ થતી ગઈ અને તે સ્થાન જ્યારે [2]ગૂર્જરભાષાએ લીધું, (આશરે ૧૨ મા ૧૩ મા શતકમાં) ત્યારે તે ભાષામાં પણ જૈનકવિઓ જનોપદેશને માટે ગ્રન્થરચન કરવા લાગ્યા. ગૂર્જરભાષાનું આવું ગ્રન્થભંડોળ જોકે સંવત્ ૧૦૦૦ પૂર્વેનું તો નથીજ. પણ અત્યારે હાથ લાગેલમાંથી જૂનામાં જૂનું ૧૩ મા

---

૧-છંદ ગ્રંથોમાં રાસક છંદ હોવાથી ને તેની બહુલતા હોવાથી તથા બાઈઓના સમુદાય ગાયનને રાસક નામ આપવામાં આવતું હોવાથી પણ રાસા નામ પડવાનો સંભવ છે.

૨-અમારા એક મિત્ર તરફથી સૂચવવામાં આવ્યું છે કે-"વચ્ચે પાલીપ્રાકૃતમાં ગ્રન્થો થયેલા તે વાત જણાવવા જેવી છે" પરન્તુ તે ગ્રન્થો જૈનધર્મને નહિ પણ બૌદ્ધધર્મને ઉપયોગી હોવાથી અત્ર કાંઈ કહેવું યોગ્ય લાગ્યું નથી.

સૈકાનું તો છેજ. આવા પ્રકારનું ગૂજરાતીસાહિત્ય જૈનપંડિતોદ્વારા બે પ્રકારથી ગુંથાયેલું જોવામાં આવે છે. એક તો "ગદ્ય-રૂપ" (ગ્રન્થો તથા સૂત્રોના બાળાવબોધો) અને બીજું "પદ્ય-રૂપ" (પણ, ત્રીજા-"ચમ્પૂરૂપમાં" ગૂજરાતીજૈનસાહિત્ય વિશેષે હોય, તેવું, હજુ સૂધી દૃષ્ટિગત થયું નથી.) એમ બે પ્રકારનું ગૂર્જરીસાહિત્ય વિક્રમના તેરમા સૈકાથી આજસૂધી તે તે સમયની ચાલુ ભાષાઓમાં જૈનકવિઓને હાથે અવિચ્છિન્નધારારૂપે રચાયેલું છે. આવા પ્રકારનું ગૂજરાતીસાહિત્ય, જૈનેતર કોઇપણ ગૂજરાતી કવિઓએ એટલા જૂના કાળમાં રચ્યું હોય એવું હજુસૂધી તો કોઈ ગૂજરાતીસાહિત્ય-સંશોધકના જાણવામાં આવ્યું હોય તેવું જણાયું નથી.

સંસ્કૃત અને સામાજીક પ્રાકૃતભાષાવડે જનસમાજવ્યવહાર જ્યારે ખંડિત થવા લાગ્યો, ત્યારે તે સ્થાન ગૂજરાતમાં ક્રમે ક્રમે અપભ્રંશપ્રાકૃતમાંથી ગૂજરાતીને મળ્યું. પરન્તુ સંપૂર્ણરીત્યા તેનું સમ્યક્ ખેડાણ તો વિક્રમના લગભગ ૧૪૦૦ વર્ષો વિત્યા બાદજ થવા લાગ્યું. અર્થાત્ તે પૂર્વેની ૧૨ મા ૧૩ મા શતકથી લેઇને ૧૪ મા શતકસૂધીની તો અપભ્રંશપ્રાકૃતજ રહેવા પામેલી જણાયછે. "ગૂજરાતીભાષાનું મૂળ જૈનોથીજ રોપાણું છે" એ [1]એકદમ કહી દેવું તે જરા વિચારવા જેવું છે, પરન્તુ એટલું તો અવશ્ય છેજ કે જૈનોએ તેને બાળપણથી તે અત્યારસૂધી સર્વપ્રકારે લાલી-પાલી છે. અને તેથી ભાષામૂલ " જૈનોથી વિસ્તા-

---

૧-અમારા કેટલાક મિત્રોનું કહેવું છે કે—" ગૂજરાતીભાષાનું મૂલ જૈનોથીજ રોપાયું છે, અને તેના પુરાવા તરીકે રાસાઓ સાક્ષી પૂરે છે, તો પછી, વાદીની દલીલો મજબૂત હોઈ પ્રતિવાદીની દલીલો ટકી શકતી ન હોવાથી અનિશ્ચયાત્મક વાક્ય મૂકવાની જરૂર શી ? છાતી ઠોકી સત્યવાત શા માટે ન જણાવવી ?"

રચેલુ" છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ કહેવાશે નહિ. અથવા સંસ્કૃતઉપરથી પ્રાકૃત, પ્રાકૃતઉપરથી અપભ્રંશ અને અપભ્રંશઉપરથી ગૂજરાતીભાષા થઈ. સંવત્ ૧૧૬૮મા મહારાજા સિદ્ધરાજના વખતમાં હેમચંદ્રાચાર્યે રચેલું અપભ્રંશભાષાનું વ્યાકરણ આપણી પાસે વિદ્યમાન છે, અને સંવત્ ૧૪૫૦મા રચાયેલું......વ્યાકરણ "મુગ્ધાવબોધ–મૌક્તિક"[1] પ્રસિદ્ધ થયું છે. સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ ગૂજરાતીભાષાના ઇતિહાસમાં લખે છે કે "જૂની ગૂજરાતીભાષા કહિયે તો સંવત્ ૧૧૦૦ના આરંભથી તે સંવત્ ૧૫૦૦ અંત લગી જાણવી ત્યાર પછીની ગૂજરાતીભાષાને નવી ગૂજરાતી જાણવી." આ વાક્યમાં અમને એટલો ફેરફાર કરવા જેવું

---

૧–અમે પહેલા મૌક્તિકમાં આ "ગૂજરાતી વ્યાકરણ છે, અને બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ થયું છે." એમ સૂચવ્યું હતું પણ ત્યાં અમારી ભૂલ હતી તેમ જાણવામાં આવ્યું છે. ખરી વસ્તુસ્થિતિ આ પ્રમાણે છેઃ—એનું ખરૂં નામ मुग्धावबोधऔक्तिक છે, કેટલાકો मुग्धावबोधम्–औक्तिकम् અથવા मुग्धावबोधमौक्तिकम् એ પ્રમાણે પણ ઓળખે છે, અને કર્ત્તા श्रीदेवसुन्दरशिष्य છે. એ છપાવીને રા. .હ. હ. ધ્રુવે પ્રસિદ્ધ કરાવ્યું છે. એને માટે રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયાનું કથન છે કે—"એ ગ્રન્થ તો માત્ર તે–(૧૪૫૦) કાળની પ્રાચીન ગૂજરાતીભાષાદ્વારા સંસ્કૃત વ્યાકરણની માર્ગોપદેશિકા છે." તેમજ રા. રા. કેશવ હર્ષદ ધ્રુવનું કથન પણ એજ પ્રમાણે ગૂજરાતી વ્યાકરણ નહિ હોવાનું છે. જ્યારે કેટલાક સાક્ષરોનું એવું માનવું છે કે—"એ, અપભ્રંશ અર્થાત્ તે કાળની જૂની ભાષાનું વ્યાકરણ છે." અમોને આ ગ્રન્થ બારીકાઇથી તપાસવાનું બની શક્યું નથી. માત્ર ગૂજરાતીસાક્ષરોમાં આવા પ્રકારના બે મત છે તે અમે પ્રજાપાસે મૂકી દીધા છે. એવી આશાથી કે જે સત્ય હોય તે સત્વર બહાર આવે. આ વ્યાકરણ, ટીકા સાથે મ્હેસાણા યશોવિજય પાઠશાળાએ સ્તોત્રરત્નાકર ભાગ ૨ જામાં બ્હાર પાડ્યું છે.

લાગે છે કે જૂની ગૂજરાતી સંવત્ ૧૫૦૦ ના અંત લગી નહિ પણ સંવત્ ૧૬૦૦ના અંત લગીની છે અને તે પછીની ભાષાનાં ઘણાખરા રૂપો હાલની ગૂજરાતીને મળતાં થયાં છે. જેથી તેને રા. કેશવલાલ ધ્રુવના કથન મુજબ આધુનિક અથવા અર્વાચીન તરીકે લેખી શકીયે.

આ રીતે જોતાં જે અપભ્રંશભાષામાંથી જૂની ગૂજરાતીભાષા ઉત્પન્ન થઈ તે અપભ્રંશના નિયામક-વ્યાકરણકર્ત્તા એક જૈન મુનિ છે. તેમજ જૂની ગૂજરાતીનું વ્યાકરણ રચવાનું માન પણ એક જૈન મુનિએ મેળવ્યું છે. એટલે ગૂજરાતીભાષાની ઉન્નતિમાં જૈનોનો મુખ્ય હાથ છે, એમ કહ્યા વિના ચાલતું નથી.

તેમજ સાહિત્યપરિષદ્નાં અનેક સંમેલનમાં સૌથી વધારે પ્રતિષ્ઠિત અને સૌથી વધારેમાં વધારે જવાબદાર વિદ્વાનોએ **નરસિંહ મેહેતા**ની પૂર્વના કેટલાક કવિઓનાં નામ અને કૃતિ રજુ કર્યા પછી **નરસિંહ મેહેતાને** "તુરતને માટે" આપેલી જગો ઉપર હવે તેમને વધારે વખત કાયમ રાખી શકાશે નહિ, એમ અમને લાગે છે. કારણ **નરસિંહ મેહેતા** ૧૬ મા (જન્મ સં. ૧૪૭૦ નજીક) શતકની સહજ પૂર્વે થયા છે. અને તે પહેલાના—

| | નામ. | કર્ત્તા. | સંવત. |
|---|---|---|---|
| (૧) | શાંતરસ. | શ્રીમુનિસુન્દરસૂરિ. | ૧૪૬૦ નજીક |
| (૨) | આરાધના રાસ. | શ્રીસોમસુન્દર. | ૧૪૫૦ ,, |
| (૩) | કલિકાલ રાસ. | શ્રીહીરાનંદસૂરિ. | ૧૪૨૬ |
| (૪) | શિવદત્ત રાસ. | શ્રીસિદ્ધસૂરિ. | ૧૪૨૩ |
| (૫) | ત્રિવિક્રમ રાસ. | શ્રીજિનોદયસૂરિ. | ૧૪૧૫ |
| (૬) | મયણરેહા(મદનરેખા). | હરસેવક. | ૧૪૧૩ |

ઇત્યાદિ રાસાઓ પ્રાપ્ત છે. તેમજ,

**શ્રીગૌતમરાસાના** લેખક **શ્રીવિજયભદ્રમુનિએ** સંવત્ ૧૪૧૨ ના આશો વદિ ૦))ને દિને **શ્રીગૌતમરાસ** પૂર્ણ કર્યો છે. આ રાસની ભાષા ઉગતી ગૂર્જરી હોવા સાથે એટલી તો સુન્દર છે કે ભાષાની ઉત્તમતાના ત્રાજવે નાંખવાથી તેનું પલ્લું **નરસિંહ મેહેતાના** પલ્લાંને મળેલા સ્થાનકથી ફેરવ્યા વિના રહેશે નહિ.

આથી પાછળ જતાં સંવત્ ૧૪૧૦–૧૧ મા રચાયેલા ચાર રાસાઓ પણ ઉપલબ્ધ છે.

| | | |
|---|---|---|
| (૧) શ્રીશીલરાસ. | કર્ત્તા શ્રીવિજયભદ્ર. | (૧૪૧૧) |
| (૨) હંસરાજ વચ્છરાજ. | કર્ત્તા શ્રીવિજયભદ્ર. | (૧૪૧૧) |
| (૩) ક્ષેમપ્રકાશરાસ. | કર્ત્તા શ્રીજયાનન્દસૂરિ. | (૧૪૧૦) |
| (૪) ભરતબાહુબલીરાસ. | કર્ત્તા શ્રીગુણરત્નજી. | (૧૪૧૦) |

આથી પણ પૂર્વે જોતાં સંવત્ ૧૩૨૭માં કોઈક જૈનસાધુથી રચાયેલો **સપ્તક્ષેત્રી**–સાતખેત્રરાસ પ્રાપ્ત છે. તે ભાષા શુદ્ધ ગૂજરાતી તો નહિજ કહેવાય. પરંતુ ગૂજરાતી જેમાંથી જન્મ લઈ શકી છે તેવી અપભ્રંશપ્રાકૃતને અનુસરતી તે ભાષા છે.

આટલાંજ મળે છે એમ નથી પણ તે પૂર્વેનાં કાવ્ય પણ જૈનપંડિતોથી રચાયેલાં સુપ્રાપ્ત છે. પરંતુ ભાષા ઉપરસમાન અપભ્રંશપ્રાકૃતને બંધ બેસ્તી છે.

(૧) શ્રીઅંબડકથાનક, કર્તા શ્રીમુનિરત્નસૂરિ (૧૨૫૦), અને (૨) જો, સાંભળવા પ્રમાણે (આ રાસ) રા૦ રા૦ કેશવલાલ હર્ષદરાય ધ્રુવના જોવામાં આવ્યો છે. અને પ્રાયે સાલ ૧૨૨૫ ની તેમાં નોંધાયલી છે.

આ ઉપરથી, ગૂજરાતીભાષામૂલને પોષનાર, અને કાવ્યાદિની આદ્ય શરૂઆત કરી અત્યારસૂધી સળંગ સાંકળને સાચવી રાખનાર કોણ છે તે સ્પષ્ટ માલુમ પડી આવે છે.

આવા રાસાઓમાં કઈ કઈ ભાષાઓનું થોડું બહુ જોડાણ થવા પામ્યું છે, તે તપાસીશું તો ગૂજરાતી, માગધી, શૂરસેની, અપભ્રંશ, પ્રાકૃત અને મારવાડી તથા હિન્દીભાષાઓનું જોડાણ થયેલું જોવામાં આવે છે. કેટલાક રાસાઓ તો પૂર્ણ માગધી અને પ્રાકૃતમાં રચાયેલા જેવા પણ જણાય છે. તથા ઘણા રાસાઓ પડિમાત્રા અને લખાણભેદને લીધેજ ગણતાં જૂની ભાષાના પણ છે, પરંતુ માત્ર લખાણભેદને લીધેજ તેને જૂની ભાષા કહેવી, એ વિવેકથી આઘા રહેવા બરાબર છે. જો કે ખરી રીતે તે લહિયાઓની ગ્વાલિયરીલિપિ લખવાની પદ્ધતિને લીધેજ જૂની ભાષા તરીકે ઓળખાય છે, પરંતુ તેમ નથી. આજથી લગભગ ૨૦૦–૩૦૦ વર્ષપર લહિયાઓમાં પડિમાત્રા અને ગ્વાલિયરીલિપિ લખવાનો એક જાતનો રિવાજજ પડી ગયેલો હતો, જે થોડો ઘણો અત્યારે પણ ઘણા લહિયામાં દૃષ્ટિગોચર થાય છે.

આ ઉપરાંત લહિયાઓમાં ઘણા શબ્દો ઉપર અનુસ્વાર ચઢાવવાનો પણ રિવાજ પડી ગયો હતો, જ્યારે સંસ્કૃત વ્યાકરણની રીતિ–પ્રમાણે અનુસ્વારની જગોપર મ્ અને ન્ જેવા અર્થાત્ આગળ આવેલા વર્ગના છેલ્લા અક્ષરો મૂકવામાં આવતા હતા. ચિત્રબંધને માટે જોકે તે અનુસ્વાર ગણવામાં આવતો ન હતો પણ તે અપવાદ છે.

દાનશીલતપભાવ, એ ચાર બાબતોને જૈનાચાર્યોએ પ્રધાનપણે માનેલી છે, અને સંસારપરિભ્રમણના નિસ્તારમાં પણ એ ચાર વસ્તુજ મૂલપાયારૂપ છે. આ ચારે વસ્તુઓનું વિસ્તારથી વિવરણ “દ્રવ્ય–અનુયોગ, ગણિત–અનુયોગ, અને ચરણકરણ–અનુયોગને અવલંબીને” ધર્મકથાનુયોગમાં કરવામાં આવેલ છે. અર્થાત્ જિનસિદ્ધાન્તને જે ચાર ‘અનુયોગમાં’ વ્હેંચવામાં

આવેલ છે, તેમાંથી અંતિમ "ધર્મકથાનુયોગમાં" દાનશીલ-તપભાવનું વિવિધદૃષ્ટાન્તસહિત બાલજીવોના હિતાર્થે પ્રકટીકરણ કરવામાં આવ્યું છે. પાછલ કહ્યું છે તેમ આ રાસાઓને એક જાતનું કથાનુંજ રૂપ આપવામાં આવ્યું છે. અર્થાત્ આવી કાવ્યકથાઓને "રાસારૂપે" ઓળખવામાં આવે છે. ધર્મકથાનુયોગમાં, "સામાન્યજીવોને ગમ્મત સાથે જ્ઞાન આપવું જોઇએ," તદ્-અનુસાર વિવિધપ્રકારની કથાઓસાથે દાનશીલતપભાવાદિ ધર્મનું જ્ઞાન-ધર્મમાં જોડવામાટે-આપવામાટે કૃપાકાંક્ષી આચાર્યોએ અથાગ પરિશ્રમ ઉઠાવેલો છે. તે પ્રમાણે આ પુસ્તકના છએ રાસાઓમાં દાનશીલતપભાવનો તથા બીજા પણ વિષયોનો મુખ્યપણે નીચે પ્રમાણે સમાવેશ કરવામાં આવેલો છે.

| | | |
|---|---|---|
| ભરતબાહુબલી ... | ... | ...ભાવ-યુદ્ધ-વિષય. |
| જયાનંદકેવળી ... | ... | ...વ્રત-(નિયમ) વિષય. |
| વચ્છરાજ-દેવરાજ | ... | ...જીવદયાવિષય. |
| સુરસુન્દરી ... | ... | ...શીલ-નવકારમહિમાવિષય. |
| નળદમયંતી ... | ... | ...દ્યૂત-શીલ-વિષય. |
| હરિબળ-માછી... | ... | ...તપ-દયા-વિષય. |

છએ રાસાઓ જૂદા જૂદા વિષયોને પ્રતિપાદન કરતા હોઇ, લોકોને તે તે વિષયો પરત્વે તેના સારાં માઠાં ફળનો વિચાર કરાવી તે તરફ દોરવાને કે ત્યાગવાને પ્રેરે તેવી કૃતિના છે. છએ કવિઓની કાવ્યશક્તિ પણ અદ્‌ભુત હોઈ એક એક કરતાં ચઢીયાતી અને ભિન્ન ભિન્ન પ્રકારની એટલી તો ઉત્તમ છે કે તે છએ કવિઓની કૃતિને એકજ હારમાં મૂકવા મારૂં તો મન લલચાય છે. છતાં પણ તટસ્થ કવિજનને તેની ઉત્તમતાદિમાટે, કાવ્યશક્તિ-માટે, અને તેઓના જ્ઞાનસામર્થ્યમાટે વિચારવા સોંપવું, એ મને વધારે રૂચિવાળું છે. કારણકે તેવી તુલના કરવી, એ કવિજ-

નોનું અને ભાષાશાસ્ત્રીઓનું સ્વતંત્ર કાર્ય છે. પરંતુ એટલું તો ખરૂં જ કે દરેક વિષયને,–જેણે જે જે વિષયો હાથ ધર્યા છે તેને તે તે વિષયોને અલંકાર, રસ, પદલાલિત્ય, સુભાષિતો અને કેટલાક દૃષ્ટાંતો યુક્ત તેમજ નીતિ, સત્ય, શીલ, વૈરાગ્ય, વર્ણન, શૃંગાર આદિ અનેક પ્રકારના ભાવોસહિત એવી તો છટાથી આલેખેલાં છે કે જરૂર વાંચકો આશ્ચર્ય પામ્યા વિના નજ રહે! આ ઉપરાંત ગૂજરાતીભાષાના વાંચકોને આમાંથી ઘણું જડી આ-વવા સંભવ છે. જેવું કે નવીન શબ્દો; નવીન રાગો અને દેશીઓ; જૂદી જૂદી જાતની હરિયાલી–ગૂઢસમસ્યા; પ્રાચીન રિવાજો, દેવો–વિદ્યાધરો અને મંત્ર–તંત્રાદિકની શક્તિ; જૂદી જૂદી વિદ્યાઓના બળથી શું શું થઈ શકતું હતું; અને અગણિત સુભાષિતો, ઈત્યાદિ. જે ઉપરથી એમજ માની શકાય કે "આ એક પ્રકારનું કાવ્ય–વૃક્ષ છે." એમાંથી જેને રૂચે તે મૂલ; થડ; ડાળાં; પ્રડાળાં; છાલ; પાન; પુલ; કિશલય; બીજ; ફૂલ; ઈત્યાદિ જેમ ગ્રહણ કરાય તેમ, આ વૃક્ષ–કાવ્યોમાંથી પોત-પોતાને પસંદ આવતો અને આનંદ આપતો એકેકો ખંડ પણ વાંચકો તરફથી ગ્રહણીય અને આદરણીય થશે તો પ્રયત્ન અને સમય સફલ–ફલીભૂત થયેલોજ લેખિશ!

છએ રાસાઓની ભાષા ૧૬ મા શતક અને ત્યાર પછીની હોવા છતાં પણ, ઘણીખરી પ્રાચીન પદ્ધતિ અનુસાર પ્રતોપર લખાયેલી હતી. પરંતુ આ સઘળું કાર્ય પહેલું મૌક્તિક તૈયાર કરવામાં આવ્યું તે પૂર્વે કરાયેલું હોવાથી ભાષા સહેજ-સાજ હાલની પદ્ધતિ પ્રમાણે યોજવામાં આવી છે. આ ઉપરથી તેજ પદ્ધતિ આમાં તો રહેવા દઈ, જ્યારે મૌક્તિક ૧ લાના ૧ લો રાસ નવીન પદ્ધતિ પ્રમાણે તૈયાર કરવામાં આવ્યો, તે પછી ભાષાશાસ્ત્રીઓનો અભિપ્રાય મલ્યો કે "જૂની

પદ્ધતિજ કાયમ રાખવી." આ ઉપરથી તે, અને બીજા મૌક્તિકમાં તે પદ્ધતિ કાયમ રહી છે. પરંતુ આ મૌક્તિક સહુથી પૂર્વે તૈયાર થયેલું હોવાથી આમાં જે નવીન યોજના કરી છે તેજ, કેટલુંક કાર્ય થઈ ગયેલું હોવાથી, તેમજ તે તમામ પાછી ફેરવવી બહુ કઠિન લાગવાથી બધું કાર્ય નવી પદ્ધતિ અનુસારજ રહેવા પામ્યું છે. આ બાબે પણ પ્રજામાં ઘણો મતભેદ છે. જે ઉપરથી જાણવાનું બની આવશે કે પ્રજાને કયું કાર્ય વધારે પ્રિય છે!

ગૂજરાતીભાષામાં લખાયેલા પ્રાચીન ગ્રન્થો પ્રકટ કરવા સંબંધી કંઈક પ્રયાસ **ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ** હાથ ધર્યો હતો. તે ખાતા તરફથી માત્ર **ભાલણકૃત રામાયણ** રા. બ. હરગોવિંદદાસના પ્રયાસથી બહાર પડયું છે. તેમજ મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ રા. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠદ્વારા ગૂજરાતી કાવ્યદોહનનું એક પુસ્તક પ્રસિદ્ધ કરાવ્યું હતું. આવીજ રીતે નામદાર ગાયકવાડે મર્હુમ દિ. બ. **મણિભાઇ જશભાઈના** ખાસ પ્રયાસથી પ્રાચીનકાવ્યમાળા તરીકે ૩૫ મણકા રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, અને મર્હુમ રા. રા. નાથાશંકર પુંજાશંકરભાઇના શ્રમથી પ્રકટ કરાવ્યા હતા. તેમજ નડીઆદમાં કોઇ ભાષાપ્રેમી ગૃહસ્થે **પ્રાચીનગૂજરાતી** નામે એક માસિક બહાર પાડી જૂની ગૂજરાતીભાષા તરફ વાંચકવર્ગનું ધ્યાન ખેંચ્યું હતું. આટલું થયા પછી જો જૂની ગૂજરાતીને પ્રસિદ્ધિમાં રાખવા કાંઈ પણ પ્રયાસ થયો હોય તો અત્રેના ગૂજરાતી પ્રેસ તરફથી **કાવ્યદોહનના** ૮ પુસ્તકો પ્રકટ થયાં છે, તેજ છે. પણ આ પ્રયાસ બહુધા પુનરાવર્તન જેવોજ છે—કેમકે આ કાવ્યસંગ્રહમાં પ્રકટ થયેલાં કાવ્યો મ્હોટા ભાગે પ્રસિદ્ધ થયેલાં ગૂજરાતી કાવ્યો છે.—

ગૂજરાતી પ્રેસે પોતાના કાવ્યદોહનના આઠ ભાગોમાંથી કેટલાક ભાગોમાં જૈનકવિઓને પણ લીધા છે ખરા ! પરંતુ કહી શકાય તેવા પ્રમાણમાં કે નવીન બહાર આણવામાં કાંઈ વિશેષ પ્રયાસ કર્યો નથી. કેમકે એની અંદર આવેલાં કાવ્યો વખતો વખત છપાઈ ગયેલાંજ અને સુપ્રસિદ્ધ કાવ્યો જ છે, જે નીચે જણાવેલા ભાગ ઉપરથી જણાઈ આવશે. છતાં પણ જણાવીશ કે એટલાં કાવ્યો પણ આપવા તેમણે જે પ્રયાસ કર્યો છે તેટલાં પૂરતી તો તેઓની અનુમોદના–પ્રશંસાજ કરીશ. પરન્તુ સખેદ જણાવવું જોઈએ છે કે જો તેઓએ જૈનકાવ્યો લેતાં કોઈ જૈનની મદદ લીધી હતે તો કેટલેક ઠેકાણે રહેલી અંદરની ગંભીર ભૂલો રહેવા પામત નહિ ! જેનો એક નમૂનો, કે જે સ્તવન જૈનના દરેકે દરેક ઘરમાં એક નાનો આઠ દશ કે બાર વર્ષનો બાળક પણ જાણે છે તેવા ઘણાજ પ્રચલિત કાવ્યમાં ઘણી ભૂલો રહેવા પામી છે, જે નીચે આપ્યું છે તે ઉપરથી સમજાઈ જશે. આવીજ રીતે બીજા કાવ્યોમાં પણ ભૂલો રહેવા પામે એ વિસરી જવા જેવું નથી જ.

કાવ્યદોહનમાં આવેલા જૈન કાવ્યો જે માટે જૈનો તેઓના આભારી ગણાય.

### ભાગ ૧ લામાં.

| નામ. | કર્ત્તા. |
|---|---|
| સ્ત્રીઓને શીખામણની સઝાય. | શ્રીઉદયરત્ન. |
| સોળ સતીઓની ચોપાઇ. | ,, |
| પુરૂષોને શીખામણની સઝાય. | શ્રીકુમુદચંદ્ર. |

### ભાગ ૨ જો.

| | |
|---|---|
| ક્રોધમાનમાયાલોભનાં પદો. | શ્રીઉદયરત્ન. |

૭ મા ભાગમાં અપાયેલ શ્રીઋષભદેવના સ્તવનમાં કેવી ભૂલો રહી છે તેનો નમૂનો. ભૂલવાળો ભાગ બ્લેક ટાઇપથી રોકયો છે.

| ૭ મા ભાગમાં છપાયેલ. | અન્યત્ર પ્રચલિત, અને મુદ્રિત. |
|---|---|
| માતા મરૂદેવીના **નંદન**, | માતા મરૂદેવીના **નંદ**, |
| દેખી તાહારી મૂર્ત્તિ; | દેખી તાહરી મૂરતિ– |
| માહારૂં મન લોભાણુંજી, | મારૂં મન લોભાણુંજી, |
| મારૂં દિલ લોભાણુંજી. મા૦ ૧ | મારૂં દિલ લોભાણુંજી. દેખી૦ |
| કરૂણા**નાધર** કરૂણા સાગર, | કરૂણા**નાઽઽગર**[1] કરૂણા સાગર, |
| કાયા કંચનવાન; | કાયા કંચનવાન; |
| **ધોરી લછના** પાઉલે કાંઇ, | **ધોરી લંછન**[2] પાઉલે કાંઇ |
| ધનુષ્ય **પાંચ સમાન.** મા૦ ૨ | ધનુષ **પાંચસે**[3] **માન.** મા૦ |
| ત્રિગડે બેસી ધર્મ કહંતા, | ત્રિગડે બેસી ધર્મ કહંતા, |
| **સુણો** પર્ખદા બાર; | **સુણે**[4] પર્ષદા બાર; |

૧ કરૂણાના આગર–ખાણ. કરૂણાની ખાણ.

૨ પાંઉલે–પગમાં, ધોરી–બળદ–વૃષભનું લંછન–ચિન્હ.

૩ પાંચસે માન–પાંચસેં ધનુષ્યના પ્રમાણવાળી કાયા.

૪ સુણે–સાંભળે.

**જો જન ગાયની** વાણી મીઠી,
**વર્સંતી** જળ ધાર. માતા૦૩
ઉર્વશી રૂડી અપ્સરા **રે**,
રામા છે મન રંગ;
પાયે નેપુર રણઝણે,
કાંઈ કરતી નાટારંભ. મા૦૪
તુંહીં બ્રહ્મા તુંહીં વિધાતા,
તુંહી જગતારણહાર;
તુંહીં સરખા નહિ દેવ જગતમાં,
અરવડીયા આધાર. મા૦૫
તુંહી **બ્રહ્મા** તુંહી ત્રાતા,
તુંહી જગતનો દેવ;
સુરનર કિન્નર **આદે દેવો**,
કરતા તુજ પદ સેવ. માતા૦૬
શ્રીસિદ્ધાચલ **તરવા** કેરો,
રાજા ઋષભજી **જીન**;
કીર્તિ કરે માણેકમુનિ તારી,
ટાલો ભવભયફંદ. માતા૦ ૭

**જોજન ગામિની**[1] વાણી મીઠી,
**વરસંતી** જળધાર. માતા૦
ઉર્વશી રૂડી અપસરા **ને**,
રામા છે મનરંગ;
પાયે નેઉર રણઝણે કાંઈ,
કરતી નાટારંભ. માતા૦
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા,
તું જગતારણહાર;
તુજ સરિખો નહિ દેવ જગતમાં,
અરવડીયા આધાર. માતા૦
તુંહી **ભ્રાતા**[2] તુંહી ત્રાતા,
તુંજ જગતનો દેવ;
સુરનર કિન્નર [3]**વાસુદેવા**,
કરતા તુજપદ સેવ. માતા૦
શ્રીસિદ્ધાચલ [4]**તીરથ** કેરો,
રાજા ઋષભ **જિણંદ**;
કીર્તિ કરે માણેકમુનિ તાહરી,
ટાલો ભવભય(વ)ફંદ. માતા૦

—આમ ઘણો વખત થયાં પ્રાચીન ગૂજરાતીભાષાનો ભંડાર મેળવવા કે તે કેવા પ્રકારનો છે તે જોવા આપણા ગૂર્જરસાક્ષરો આગળ વધતા જણાતા નથી. મર્હુમ ગો. મા. ત્રિપાઠીએ પ્રથમ સાહિત્યપરિષદ્‌ના પ્રમુખસ્થાનપરથી બોલી જૈનોએ આપેલાં

---

૧ જોજન ગામિની—એક જોજન પર્યંત પહોંચી શકે તેવી વાણી—દેશના.

૨ બંધુ—ભાઈ.

૩ વાસુદેવા—શ્રીકૃષ્ણ અને લક્ષ્મણ જેવા વાસુદેવો પણ.

૪ તીરથ—શ્રીસિદ્ધાચલ નામા તીર્થનો રાજા.

ગૂજરાતીભાષાના ફાળાસંબંધી કહ્યું હતું. તે પછી ભરાયેલી પરિષદોમાં પણ જૈનસાહિત્યસંબંધી ઘણું કહેવામાં આવ્યું હતું. આમ જૈન ગૂજરાતીભાષાસંબંધી ચળવળ થવા છતાં અમારા કોઇ પણ જૈન પુસ્તક પ્રસિદ્ધ કરનાર ખાતાએ ગૂર્જર-લિપિમાં રાસાના સમુદાયરૂપે જૈન ગૂજરાતી પુસ્તકો પ્રકટ કરવાનો પ્રયાસ કર્યો નથી. પણ શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ટ્રસ્ટ ફંડની માહીતી થતા કેટલાક જૈનસાક્ષરોએ મારૂં લક્ષ જૈનરાસ પ્રસિદ્ધ કરવા તરફ ખેંચ્યું. તેથી અનેક ભંડારોમાંથી તેમજ પૂજ્ય મુનિમહારાજાઓ પાસેથી મેં હસ્તલિખિત પ્રતો મેળવી આ પ્રયાસ શરૂ કર્યો છે. પ્રાચીનકાવ્યોનો જે સંગ્રહ છે તે આવા ૧૫૦–૧૭૫ પુસ્તકોનો થવા જશે એમ અનુમાની શકાય છે. કારણ લગભગ ૬૫૦ રાસાઓ હોવાનું અત્યારસુધી જાણમાં આવેલું છે.

આથી મને પૂર્ણ આશા છે કે ગૂજરાતીભાષાના શોખીન બંધુઓ જરૂર આવાં પુસ્તકો તપાસી ગૂજરાતીભાષાના સુધારા–માટે પ્રયાસ કરશે, તથા ગૂર્જરસાહિત્યપ્રેમી સાક્ષરો, આ કાવ્યોને અથેતિ અવગાહી રહેલાં દોષોમાટે મુખ નહિ મચકોડતાં સમભાવ ધારણ કરશે અને ચોગ્ય રીતિએ સેવકને સૂચના કરી આભારી કરશે. “ગતિ કરનારનું પ્રમાદથી અવશ્ય કોઈ સ્થળે પડવું થાયજ છે, તેમાં સાધુપુરૂષો તો સમાધાન–સુધારવાનો પ્રયાસ ધારણ કરે છે અને દુર્જનપુરૂષોજ તેને હસે છે.” માટે દોષોને સુધારી જો આ સંસ્થાપ્રત્યે પાઠવવા તસ્દી લેશે તો પુનઃસંસ્કારમાં તેનો યથાયોગ્ય સદુપયોગ કરવામાં આવશે.

આ રાસાઓની પ્રતો નીચે પ્રમાણે અમોને પ્રાપ્ત થઈ

હતી, તેથી શોધનકર્મમાં વિશેષ સુલભતા થઈ પડી હતી, જેથી તેઓનો સપ્રેમ આભાર ગણીયે છિયે. અને તેટલાં માટેજ આ મૌક્તિક, બીજા મૌક્તિક ( 2nd Part ) કરતાં વધારે સુંદર રીતે શોધાયલું છે. શોધન આદિ માટે ખાસ કાળજી રાખવા પુરોહિત પૂર્ણચંદ્ર અચળેશ્વર શર્માના અમો આભારી છિયે, કારણ કે શોધનકર્મ તેઓને સોંપવામાં આવ્યું હતું. તેઓએ સારો પરિશ્રમ સેવીને પ્રુફ શોધનકર્મ બરોબર રીતે કરી કાર્ય યોગ્ય રીતે પાર પાડ્યું છે, એવું અમને જણાયું છે.

**ભરતબાહુબળીની**

પંન્યાસ શ્રીકમલવિજયગણિ, અને અમદાવાદના પ્રસિદ્ધ ડહેલાના ઉપાશ્રયની બે મલી ત્રણ પ્રતો.

**જયાનંદ, વચ્છરાજ-દેવરાજ, અને સુરસુન્દરીની**

પુરોહિત પૂ. અ. શર્માના પુસ્તકાલયની, અને ડહેલાના ઉપાશ્રયની.

**નળદમયંતીની**

પંન્યાસ શ્રીકમળવિજયગણિની, ડહેલાના ઉપાશ્રયની અને અમદાવાદમાં શામળાપોળમાં આવેલી શ્રીહઠીસિંઘજૈનસરસ્વતીસભાની બે પ્રતો.

**હરિબળ-માછીની**

બધી પ્રતો ડહેલાના ઉપાશ્રયનીજ હતી.

કાવ્યોમાં કેટલેક સ્થળે જણાતી પાદની સામાન્ય અપૂર્ણતા [ ] કૌંસમાંજ જણાવી દીધી છે. વિશેષ પાદની અપૂર્ણતા નહિ રહેવાનું કારણ એજ છે કે દરેક રાસની પ્રતો બબે ઉપરાંત મળી શકી હતી, તેથી એકમાંનો ત્રૂટતો પાઠ બીજી ઉપરથી સાંધી શકાયો હતો. આ એકત્ર કરેલાં કાવ્યોને **સસ્તાં સાહિત્ય**-તરીકે બહાર પાડવામાટે,-“ શેઠ દેવચંદ લાલભાઈ જૈનપુસ્તકોદ્ધારભંડારમાંથી ” મુદ્રિત કરવામાં આવ્યા છે.

સાક્ષરશિરોમણિ શ્રીમાન્ આનંદસાગરગણિના ઉપદેશથી આ ભંડારની સ્થાપના થયેલી હોવાથી તેઓનું નામ ચિરંજીવ રહે, એવા ઇરાદાસહ આવા કાવ્યોના સંગ્રહનું નામ "શ્રીઆનંદકાવ્યમહોદધિ" રાખવામાં આવ્યું છે. અંતમાં હું તેઓનો ઉપકાર માનું છું, કે જેઓએ મને આ કાવ્યો બહાર પાડવામાં મદદ આપી છે. શાસ્ત્રવિશારદજૈનાચાર્ય શ્રીબુદ્ધિસાગરસૂરિ, અને પુરોહિત પૂર્ણચંદ્ર અચળેશ્વર શર્મા.

લેમિંગ્ટનરોડ; ચોપાટી,
મુંબાઈ ૩–૯–૧૯૧૪.
અનંત ચતુર્દશી ૧૯૭૦.

જીવણચંદ સાકરચંદ જવેરી.
સંશોધન અને સંગ્રહકર્ત્તા.

नमः श्रीशान्तिदेवाय.

# ગ્રન્થકારો.

## શ્રીભરતબાહુબળીરાસ,

કર્ત્તા શ્રાવક **ઋષભદાસ.** સંવત્ ૧૬૭૮. જેમ કઇંક કઇંક શ્રાવકોએ પણ સાધુઓની માફક રાસો રચ્યા છે, તેમ આ શ્રાવકે બીજા શ્રાવકો કરતાં સારા પ્રમાણમાં અને ઉત્તમ કૃતિના રાસો, સ્તવનો અને થોયો વગેરે બનાવ્યું છે. કહેવાય છે કે આ શ્રાવક ઉપર સરસ્વતીની સમ્પૂર્ણ પ્રીતિ–મહેરબાની હતી, અને તેનું કારણ આ મુજબ બન્યું કહેવાય છે.

શ્રીમહાવીરની ૫૮ મી પાટે જગદ્‌ગુરૂ **શ્રીહીરવિજયસૂરિ** હતા. તેમની પાટ ઉપર સવાઇજગદ્‌ગુરૂ, એવું બિરૂદ ધરવાવાળા **શ્રીવિજયસેન**સૂરિ ૫૯ મા થયા. આ સૂરિની પાસે શ્રાવક **ઋષભદાસે** વિદ્યાભ્યાસ કરવા માંડયો હતો. એક રાત્રિએ પોતાના શિષ્યસારૂ સરસ્વતીદેવીને પ્રસન્ન કરીને શ્રીવિજયસેન-સૂરિએ પ્રસાદ–(લાડવો ?) મેળવ્યો હતો, કે જે પ્રસાદ–(લાડવો ?) રાત્રિના ઉપાશ્રયમાંજ સૂઈ રહેલા ઋષભદાસના જાણવામાં આવ્યો. આથી તે પ્રસાદ પોતેજ આરોગી લીધો ને મહત્ વિદ્વાન થયો. સવારના ઊઠતાંજ પોતે—

“ પ્રહ ઊઠી વન્દૂં, રિખવદેવ ગુણવન્ત,<br>
“ પ્રભુ બેઠા સોહે, સમવસરણ ભગવન્ત;<br>
“ ત્રણ છત્ર વિરાજે, ચામર ઢાલે ઇન્દ્ર,<br>
“ જિનના ગુણ ગાવે, સુરનર નારીના વૃન્દ.”

એ અને બીજી કેટલીક થોયો બનાવી. જેમાં સહુથી પહેલી કૃતિ આ જણાવી તેજ છે. ‘ રામનું સ્વપ્ન ભરતને ફલ્યું ’ એ

કથન મુજબ અન્ય માટેનો સરસ્વતીપ્રસાદ ઋષભને મલ્યો, તેથી તે ઉત્તમ કાવ્યો કરવા લાગ્યો, અને વિદ્વાન કવિ ગણાયો. ઋષભ માટે આવી દંતકથા છે.

જૈનોમાં એવી પણ એક માન્યતા છે કે—

ચૈત્યવન્દન ઇત્યાદિ ભાવપૂજામાં, સમુદાયમાં, અને બીજી કેટલીક ખાસ ક્રિયામાં સાધુઓએ તો નહિજ પરન્તુ શ્રાવકોએ પણ અન્ય વર્ગના કરેલા સ્તવનાદિ સ્તવવા કે ભજવા નહિ! પણ, પોતાનાં બનાવેલાં સ્તવનાદિથી પોતે સ્તવી શકે, અથવા તો સાધુઓનાં બનાવેલાં સ્તવનોથી! આવી એક જાતની પરંપરામાંથી આ ઋષભદાસ શ્રાવકને મુકત કરવામાં આવ્યા છે. અર્થાત્ ઋષભદાસ શ્રાવકનાં બનાવેલાં સ્તવનાદિ ખુશીથી અન્ય શ્રાવકો પણ ભાવપૂજામાં, સમુદાયમાં, કે ક્રિયામાં ઉચ્ચારી શકે, એવી છૂટ આપેલી જણાય છે. આવી લોકમાન્યતા છે. પરંતુ શ્રીહેમાચાર્યે સિદ્ધાચલપર મહારાજા કુમારપાલ સહિત મહાકવિ ધનપાલ શ્રાવકકૃત સ્તવન સ્તવ્યું હતું. તેમજ સેનપ્રશ્નમાં આ બાબેના પ્રશ્નના ઉત્તરમાં સાફ કથન છે કે 'તે શુદ્ધજ છે' અને તેથી શ્રાવકોના કથેલાં પણ બોલવામાં ચાલી શકે.

सेनप्रश्ने चतुर्थपल्लवे प्रश्न ८०:—

प्रश्नः—श्राद्धकृतस्तुतिस्तोत्राणि मण्डल्यां कथयितुं शुद्ध्यन्ति न वा? इति.

उत्तरे—शुद्ध्यन्तीति.

## ઋષભની કૃતિઓ.

| નામ. | સંવત. | |
|---|---|---|
| રોહિણીયારાસ. | ૧૬૮૮. | |
| સિદ્ધશિક્ષારાસ.(?) | .... | પાટણ ત્રીજો ભંડાર. |

| | |
|---|---|
| અભયકુમારરાસ. | ૧૬૭૨. |
| કુમારપાળરાસ. | ૧૬૭૦. |
| નવતત્ત્વરાસ. | ૧૬૭૬ કાર્તિક ૦)) |
| ભરતબાહુબળીરાસ. | ૧૬૭૮ (આજ ગ્રન્થ.) |
| વિશસ્થાનકતપરાસ. | ૧૬૮૫. |
| શ્રેણિકરાસ. | ૧૬૭૫ લગભગ. |
| સુમિત્રકુમારરાસ. | ૧૬૭૦. |
| સ્થૂલિભદ્રરાસ. | ૧૬૬૮. |
| હિતશિક્ષારાસ. | ૧૬૮૨. |
| હીરસૂરિરાસ. | (અમો તરફથી છપાય છે. લગભગ સાત ફેરમા છપાયા છે.) |

તથા ચોવિશી, સ્તવનાવલિ, અને કેટલીક સ્તુતિઓ, સજ્ઝાયો ઇત્યાદિ.

આથી વિશેષ અને રાસાન્તે જે જણાવેલું છે તેથી વધુ કાંઈ જાણવાનું બની શકયું નથી. તપગચ્છના ૫૯ મા પટ્ટધર શ્રીવિજયસેનસૂરિ,—કવિએ પોતે તો જયસિંહ નામ શ્રીવિજયસેનસૂરિને ઠેકાણે લખ્યું છે. જુઓ—

"હીરતણે[૫૮] પાટે હવો, જયસિંહજી[૫૯] ગુણવંત; ૧"પાનું ૧૦૨
"જગગુરૂનો શિષ્ય એ ખરો રે, દીસે બહુ ગુણગ્રામ;
ત્યાં દિલ્લીપતિ થાપતોરે, સૂરી સવાઇ રે નામ.૩"પાનું ૧૦૨
"હીર વચન દીપાવતોરે, જયસિંહ પુરૂષ ગંભીર;
જિણે ગચ્છ સંઘ વધારિયો, ગયો ન જાણ્યો હીર."પાનું ૧૦૩
"તે જયસિંહ ગુરૂ માહરોરે, વિજયતિલક તસપાટ;૧૦"પાનું ૧૦૩

—એમની પાટે **શ્રીવિજયતિલક** અને એમની પાટે **શ્રીવિજયાનંદસૂરિ** થયા તેમને ગુરૂ માની તેમની કૃપાથી ખંભાતમાં રાસ રચ્યો છે, એમ કર્ત્તાએ જણાવેલું છે. આ ઉપરથી દ્વિતીય-

કાવ્ય શ્રીજયાનંદના કર્ત્તા કવિ વાનાજી, અને આ રાસકાર બન્ને સમકાલિન અને શ્રીવિજયાનંદસૂરિને ગુરૂ તરીકે ગણનાર પૂરવાર થાય છે. જોવાનું માત્ર એજ બાકી રહે છે કે શ્રીવિજયસેન અને શ્રીજયસિંહ એ બે નામો એકજ સૂરિનાં છે કે બંને પૃથક્ છે. પરંતુ બન્ને એકજ હોવાનું વધારે માનનીય છે. કારણ કે—

'તે જયસિંહ ગુરૂ માહરો' એ વાક્ય, પૂર્વે જણાવેલ દંતકથામાંના શ્રીવિજયસેનને પણ ગુરૂ તરીકે માનેલા છે એમ ચોક્કસ જણાવે છે. તથા—

'હીરતણે પાટે હવો, જયસિંહજી ગુણવન્ત;' એ ઉપરથી પણ જણાય છે કે હીરસૂરિની પાટે શ્રીવિજયસેન થયા, તેમનેજ આંહી જયસિંહજી બતાવ્યા છે. આ ઉપરથી શ્રીવિજયસેનસૂરિનુંજ બીજું નામ શ્રીજયસિંહજી હોવાનું માની શકાય છે. કોઇ એમ માને કે ૬૧ મી પાટે શ્રીવિજયસિંહસૂરિ થયા તેજ આ જયસિંહજી છે. કારણ કે—"તેઓ પણ ઋષભકવિના સમકાલિનજ છે. કવિએ 'વિ'ને અધ્યાહાર રાખી શ્રીજયસિંહજી સૂચવેલું છે." આ માનવું ભૂલ ભરેલું છે. કારણ કે—

'વિજયતિલક તસપાટ' એવું સાફ સૂચવેલું છે. અને વિજયતિલકસૂરિ બીજા વિભાગમાંના શ્રીવિજયસેનસૂરિના શિષ્ય હતા, એવું પ્રસિદ્ધજ છે. જેથી પણ માની શકાય છે કે શ્રીવિજયસેનસૂરિનુંજ અપર નામ શ્રીજયસિંહજી હોવું જોઇયે. કવિએ નવતત્ત્વરાસમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે 'વર તપાગચ્છ પાટે ગુરૂ હીરનઈ, શ્રીવિજયસેનસૂરી શીશ નામુ" આ ઉપરથી સ્પષ્ટ થશે. શ્રીવિજયસેનસૂરિનું જય કરવાને સિંહસમાન કહી બીજું નામ જયસિંહસૂરિ એમ ગુણની અપેક્ષાએ આપેલું હોવું જોઇએ.

કવિ પોતેજ, શ્રીનવતત્ત્વરાસ કે જે ખંભાતમાં ૧૬૭૬ કાર્તિક વદ ૦)) રવિવારે પૂરો કર્યો છે તેમાં, શ્રીવિજયાનન્દ-સૂરિના શ્રાવક તરીકે પોતાના પિતા મહિરાજ સંઘવીને જણાવે છે. તે ઉપરથી વિજયસેનસૂરિ ઘણીજ ન્હાની વયમાં ધર્મશિક્ષાદિને અંગે ગુરૂ તરીકે હોય એમ સંભવે છે અને આવો સમર્થ પુરૂષ આવા ઉપકારનો ઉલ્લેખ કર્યા વગર રહે એમ પણ માનવા મન સંકોચ ધારણ કરે છે.

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમાચાર્યના કરેલા ત્રિષષ્ઠિશલાકાપુરૂષ-ચરિત્રના પહેલા પર્વમાંના શ્રીઋષભ અને ભરતચરિત્રમાંથી આ રાસ રચ્યાનું કવિ જણાવે છે.—

"હેમ; ચરિત્ર કરે ઋષભનું એ, આણી મન ઉલ્લાસ;
સોય સુણી વળી મેં રચ્યો એ, ભરતેશ્વર નૃપ રાસ.૧૩"પાનું ૯૮

ભરતબાહુબળી નામના બીજા ત્રણ રાસાઓ રચાયેલા જાણવામાં આવ્યા છે. એક શ્રીગુણરત્નસૂરિએ, બીજો શ્રીજિન-સાધુએ, અને ત્રીજો કવિ તેજવર્ધને.

---

## જયાનંદકેવળી,

શ્રીવાનાકવિએ રચ્યો છે. વાનાકવિ કોણ હતા તે બરો-બર જાણી શકાયું નથી. છતાં પણ અટકળથી તેઓ 'સેન-પ્રશ્નમાં વાનરર્ષિના' નામથી પ્રશ્નકારક હોવાનું અનુમાન કરી શકાય છે. તેઓની કરેલી બીજી કૃતિઓ પણ પ્રસિદ્ધિમાં નથી કે જેથી તેઓ કોણ હતા એ સ્પષ્ટ સહેલાઇથી જણાઇ આવે. જે આધાર છે તે આ રાસનોજ છે. રાસાંતે અને ઠેકાણે ઠેકાણે તેઓ, શ્રીવિજયાનંદ ગુરૂના ગુણગ્રામ કથે છે. અંતમાં જણાવે છે કે—

"પાટ એકસઠમે ઉદયો ભાણ,
વિજયાનંદ ગુરૂ ગુણની ખાણ. ૧૪૦." પાનું ૨૧૦.

એકસઠમી પાટ અને તે પણ વળી શ્રીતપગચ્છનીજ પરંપરાની સૂચવતા હોવાથી એટલું નિર્વિવાદ સાબીત થાય છે કે કવિ વાનાજી તપગચ્છના હતા. પરંતુ ૬૧ મી પાટે શ્રીવિજયાનંદ ગુરૂ, એવું જણાવેલું હોવાથી એક શંકા ઉભી થવાનું કારણ રહે છે. તે એજ કે—

"સંવત સોળ છયાસિયે જાણ,
પોષ શુદી તેરસી પ્રમાણ; ૧૪૬." પાનું ૨૧૦.

સંવત્ ૧૬૮૬ માં આ રાસ રચાયો તે વખતે તપગચ્છની ૬૧ મી પાટે શ્રીવિજયસિંહસૂરિ હતા એવું પટ્ટાવલિઓથી પૂરવાર થયું છે. જુઓ પટ્ટાવલિ:—શ્રીવિજયસિંહસૂરિ દીક્ષા ૧૬૫૪, વાચકપદ ૧૬૭૩, સૂરિપદ ૧૬૮૨, સ્વર્ગગમન ૧૭૦૯. આ આધારથી ગચ્છઅધિકાર શ્રીવિજયસિંહસૂરિના હાથમાં હતો તેવું સાબીત થાય છે.

તપગચ્છની ૫૯ મી પાટે સવાઇજગદ્ગુરૂ શ્રીવિજયસેનસૂરિ થયા. તેઓના ત્રણ મહાન્ શિષ્યોથી ગચ્છના ત્રણ વિભાગ ઓળખાયા હતા. જેમાં બીજા વિભાગમાં ૬૦ મા શ્રીવિજયતિલકસૂરિ, અને ૬૧ મા શ્રીવિજયાનંદસૂરિ થયા છે. આ ઉપરથી કવિ વાનાજીએ ૬૧ મા પટ્ટધર શ્રીવિજયાનંદસૂરિ લખ્યું હોય તો તે બંધ બેસતુ છે. જે આ પ્રમાણે:—

**૫૯ મા શ્રીસવાઈજગદ્ગુરૂ—**
**શ્રીવિજયસેનસૂરિ.**

| ૧ લો વિભાગ. | | ૨ જો વિભાગ. |
| --- | --- | --- |
| શ્રીવિજયદેવસૂરિ | ૬૦ | શ્રીવિજયતિલકસૂરિ |
| શ્રીવિજયસિંહસૂરિ | ૬૧ | શ્રીવિજયાનંદસૂરિ. |

ત્રીજો વિભાગ **શ્રીરાજસાગરસૂરિ**થી સાગરગચ્છનો છે. તપગચ્છની ૫૧ મી પાટે **મુનિસુન્દરસૂરિ** થયા તેઓએ ૮૦૦૦

શ્લોકપ્રમાણ સંસ્કૃતમાં જયાનંદચરિત્ર રચ્યું તે ઉપરથી આ રાસ રચાયો છે, એમ કવિ પાના ૨૧૦ માં ગાથા ૧૩૮–૧૩૯ માં જણાવે છે. શ્રીમુનિસુન્દરસૂરિના જયાનંદચરિત્ર ઉપરથી શ્રીપદ્મવિજય કવિએ પણ સંવત્ ૧૮૫૮માં જયાનંદરાસો રચ્યો છે, જે આના કરતાં બહોળા વિસ્તારથી પોષાયેલો છે. આ ઉપરાંત રા. મનસુખ કિરત્ચંદ મહેતા અને રા. મોહનલાલ દલીચંદ દેશાઈની રાસમાળાઓમાં જયાનંદરાસ કર્ત્તા **ચાંતકમુનિ** અને **ચાનાકકવિ** એમ નોંધાયેલાં છે. પણ તે તપાસવું બાકી રહે છે કે, કવિ વાનાજીનાજ ચાંતક અને ચાનાક એવાં નામો નોંધાયાં છે, કે તેઓ પૃથક્ પૃથક્ કર્ત્તા છે. અમોને મળેલી બધી પ્રતોમાં કવિ વાન, વાના, વાનો, એવાજ રૂપો હતાં કે જે રૂપો રાસ જોવાથી જણાઈ આવે છે.

પ્રતો લખતી વખતે જેમ લહિયાઓ 'થ, ઘ, ધ,' એ ત્રણે અક્ષરોને એક સરખાં લખે છે તેમ; 'च, व' માં પણ કરી દે છે. આથી કદાચ 'ચાના, વાના' નો તફાવત પડયો હોય ! પરંતુ અગાડી 'ક' હોવાથી શું ખરૂં હશે, તે દરેક પ્રતો તપાસ્યા વિના નજ સમજી શકાય.

---

### શ્રીવચ્છરાજ–દેવરાજ.

"પહિલો અક્ષર લાભનો એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
બીજો ભવનો જાણી, ત્રીજો પુણ્યવંત બીજલું એ. માલ્હંતડે૦
આગલિ **સમય** ઠવેવિ. ૪." પાનું ૨૫૩.

રાસાના છ ખંડ છતાં પણ માત્ર એકજ સ્થળેથી ઉપર મુજબ કર્ત્તાનું નામ **લાવણ્યસમય**, એવું નીકળે છે. તપ-

ગચ્છમાં શ્રીવીરની ૫૩ મી પાટે [1]**શ્રીલક્ષ્મીસાગરસૂરિ** થયા. એમના શિષ્ય **શ્રીસમયરત્નના**, રાસકાર લાવણ્યસમય શિષ્ય થાય. **શ્રીલાવણ્યસમયને** શ્રીલક્ષ્મીસાગરસૂરિએ દીક્ષા તો આપી હતી, છતાં પણ, તેઓ શિષ્ય તો સમયરત્નના હતા એવું નીચેના વાકયોથી પૂરવાર થયું છે.

" અતિ ગિરૂઆ પંડિત પ્રવર, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
[2]**સમયરયણ** મુણિસારસૂરિ એ. ૨ " પાનું ૨૫૩.

તથા વિમલપ્રબંધે,

" ધર્મશાળ જિનમંદિર પાસિ, **સમઇરત્ન** ગુરૂ તિહાં ચુમાસ; ૧૩૫.
" સંઘ સજન સહૂ સાખી [3]**સમઈ,** નામ ઠવિઉં મુનિ **લાવણ્યસમઈ;**
નવમે વરસિ દીખવર લીધ, **સમયરત્નગુરિ**[4] વિદ્યા દીધ. ૧૪૩." ખંડ ૯ ચૂલિકા.

સાધુપણાના દાદાનું નામ જેમ શ્રીલક્ષ્મીસાગર છે તેમ શ્રીલાવણ્યસમયના સંસારીપણાના દાદાનું નામ **સંગ**-(મંગાશા?) હતું. **સંગ** એ, ગૂજરાતપાટણના શ્રીમાળી વાણીયા હતા, અને સંઘમાં મોટાપુરૂષ તરીકે લેખાતા. મંગને ત્રણ પુત્ર થયા. તેમાં મોટાનું નામ **શ્રીધર**, અને તેની સ્ત્રીનું નામ ઝમકલ-( ઝમકુ ? ) દેવી હતું. તેઓ પાટણથી નીકળી અમદાવાદમાં અજદરપુરામાં પોતાના પિતા સાથે આવીને વસ્યા

---

૧. વિક્રમના ૧૮ મા સૈકામાં થયેલા સાગરશાખાના શ્રીલક્ષ્મીસાગરસૂરિ આથી જૂદા સમજવા.

૨. સમયરત્ન.

૩. સમઇ, સમયે=સમયરત્ને, લાવણ્યસમય એવું નામ થાપ્યું.

૪. ગુરૂએ.

હતા. **શ્રીધરને** જિનમતિ એવા, વસ્તુપાલ; જિનદાસ; મંગળદાસ; તથા લહૂરાજ[1] એમ અનુક્રમે ચાર પુત્રો અને લીલાવતી નામની એક પુત્રી હતી. લહૂરાજનો જન્મ સંવત્ ૧૫૨૧ શાકે ૧૩૮૨ના પોષ વદિ ૩ ને દિને થયો. પાસેની ધર્મશાળામાં **શ્રીસમયરત્ન** ચાતુર્માસ રહેલા હતા તેઓને **શ્રીધરે** લહૂરાજના જન્મગ્રહો બતાવવાથી તેઓએ કહ્યું કે—" **લહૂરાજ** મોટો તપેશ્વરી થશે, અથવા તો યાત્રા કરશે. કાંતો મોટો યતિ થઇ વિદ્વાન થશે." ગુરૂવચન સિદ્ધિ અર્થેજ ન હોય! તેમ લહૂરાજ વિરાગી થયો. તેને નવ વર્ષની ઉમરમાં સંવત્ ૧૫૨૯ના જેઠ શુદિ ૧૦ ને દિને પાટણના પાલણપુરી ઉપાશ્રયમાં ગચ્છનાયક **શ્રીલક્ષ્મીસાગરસૂરિએ** દીક્ષા આપી. નામ **સમયરત્ન** શિષ્ય **લાવણ્યસમય** રાખ્યું. સરસ્વતીની કૃપાથી ૧૬માં વર્ષમાંજ કવિત્વશક્તિ પ્રાપ્ત થઈ જેથી રાસ, સુંદર પ્રબંધો, છંદ, કવિત, ચોપાઈ, વિવિધ ગીતો, વિવાદો–સંવાદો, ઈત્યાદિ તેઓએ રચ્યાં. સંવત્ ૧૫૫૫ માં તેઓને પંડિતપદ્વી મલી. કવિ પોતાના કાવ્યો અને પોતાના ઉપદેશથી થયેલાં ફળોમાટે મસ્ત–મગરૂર છે. એ માટે પોતે વિમલપ્રબંધમાં આ મુજબ લખે છેઃ—

" વિવિધ ગીત બહૂ કરિયા વિવાદ, રચીયા દીપ સૂરસ સંવાદ;
" સરસ કથન; નહીં આલી કવઈ, મોટા મંત્રિરાય રંજવઈ. ૧૪૫
" જસ ઉપદેસે હવુ સુવિશાલ, બહુ થાનકિ દેહરાં પોસાલ;
" મીર મલિક તે માંડઈ વિનઈ, પંડિતપદ તે [2]પંચાવનઇ. ૧૪૬
" સોહે ગણ તપગચ્છ શણગાર, દેસવિદેશિઇ કરઈ વિહાર;
" સોરઠ દેશિ રહી ગિરનારિ, પુહુતા ગુજ્જર દેસ મઝારિ. ૧૪૭
" અણહિલવાડા પટ્ટણ પાસિ, માલસમુદ્રિ રહિયા ચોમાસિ;

---

૧ કાવ્યકાર શ્રીલાવણ્યસમયનું સંસારી નામ.

૨ સંવત્ ૧૫૫૫ મા.

"બોલ સકલ સંઘિઈં વિનવિઉ, વિમલરાસ તેણુઇ કારણિ કવિઉ.૧૪૮
"[1]અઠ્ઠસઠાનિ આસો માસિ, કીધઉ પાસજિણેસર પાસિ;
"મૂલનક્ષત્ર નિર્મલ રવિવાર, પૂરૂ વિમલરાસ વિસ્તાર. ૧૪૯"
ચૂલિકાયાં.

'બહુ થાનકિ દેહરાં પોસાલ' એ વાકયને નીચલી સાબીતી પૂરવાર કરે છે કે, તેઓના ઉપદેશથી ઘણાં દહેરાં ઉપાશ્રય થયા હશે. શત્રુંજય ઉપરના સં. ૧૫૮૭ના કર્માશાહના ૧૬ મા ઉદ્ધારની પ્રશસ્તિમાંથી.

" लावण्यसमयाख्येन, पण्डितेन महात्मना;
" सप्तमोद्धारसक्ता च, प्रशस्तिः प्रकटी कृता." ३२॥

તથા,

" पूज्य पं० [2]समयरत्नशिष्य पं० लावण्यसमय-
" त्रिसन्ध्यं श्रीआदिदेवस्य (पादयुग्मं) प्रणमतीतिभद्रं"
इत्यादि.

## એમની કૃતિઓ.

| નામ. | સંવત. |
|---|---|
| ગૌતમસ્વામીરાસ. | ૧૫૭૦ લગ. |
| ગૌતમપૃચ્છારાસ. | ૧૫૭૦ લગ. |
| દેવરાજ–વચ્છરાજ ( આજ ગ્રન્થ. ) | |
| બોહાનો રાસ. | ૧૫૬૦ લગ. |
| સુરપ્રિયકેવલી. | ૧૫૬૭ લગ |
| ક્ષમાઋષિ. | ...... |
| નેમિરંગરત્નાકર છંદ. | ...... |
| સીમંધર સજ્ઝાય. | ...... |

---

[1] સંવત્ ૧૫૬૮ માં.

[2] આ વાક્યથી તેઓ સમયરત્નના શિષ્ય હોવાનું પણ સાબીત થાય છે. ઘણાઓ લક્ષ્મીસાગરના શિષ્ય માને છે તે ખોટું ઠરે છે.

વિમલપ્રબંધ.[1] ૧૫૬૮.

પુણ્યફલ સજઝાય, આત્મબોધ સજઝાય, ચૌદ સુપનાની સજઝાય, દાનની સજઝાય ઈત્યાદિ, ઈત્યાદિ.

વત્સરાજ–દેવરાજ નામના, બીજા કવિઓથી રચાયેલાં રાસાદિ.

| નામ. | કર્ત્તા. | નામ. | કર્ત્તા. |
|---|---|---|---|
| દેવરાજ–વચ્છરાજ. | સમયરત્નસૂરિ.[2] | વત્સરાજ. | નેમવિજય. |
| દેવરાજ–વચ્છરાજ. | લાવણ્યરત્ન.[3] | દેવરાજ–વચ્છરાજ. | પદ્મતિલક. |
| વત્સરાજ–દેવરાજ. | લાભસમય. | | |

## સુરસુન્દરી.

વડતપગચ્છીય **શ્રીભાનુમેરૂ** પંડિતના શિષ્ય **શ્રીનયસુન્દરોપાધ્યાય**, આના કર્ત્તા છે. આને માટે કાંઈ પણ જાણવા લાયક પ્રાપ્ત થયું નહિ. આ રાસામાં પાને ૩૦૮ માં—

"ગછપતિ પટોધર પ્રગટ શ્રી,–દેવરત્નસૂરિ જયવંત. ૮
"તસુ શિષ્ય નયસુંદર કહે, સાંભળો સાજણ સાથ; ૯"

આવો પાઠ હોવાથી **શ્રીદેવરત્નસૂરિશિષ્ય શ્રીનયસુન્દર** થાય, એવું નીકળે છે. પરંતુ પાઠ શંકાવાળો લાગવાથી તેઓનોજ કરેલો શત્રુંજયઉદ્ધારરાસ અને નળદમયંતીરાસ એમ બે તપાસતાં **શ્રીભાનુમેરૂ**શિષ્ય નયસુન્દરજી છે એવું સ્પષ્ટ જણાઇ આવ્યું છે. જો કે કેટલીક વખત ગ્રંથકારો આચાર્યને જણાવવા

---

૧ વિમલપ્રબંધ, સુરતના રા. મણિલાલ બકોરભાઈ વ્યાસ તરફથી છપાવી પ્રગટ કરવામાં આવ્યો છે. શ્રીલાવણ્યસમયનું ચરિત્ર તે ઉપરથીજ પ્રાપ્ત થઇ શક્યું છે.

૨ ગુરૂ અને શિષ્ય બે પૃથક્ પૃથક્ એકજ જાતની રચના કરે એ માનવા લાયક નથી. આમાં લાવણ્ય સમયનું ગર્ભિત નામ હોવાથી સમયરત્નનું નામ ધારવામાં રાસમાલામાં ભૂલ થયેલી લાગે છે.

૩ લાવણ્યસમય અને લાવણ્યરત્ન બે જૂદા સાધુઓ હતા.

સાથે પોતાના ગુરૂને જણાવે છે, અને કેટલાકો કેવલ આચાર્યને પણ જણાવે છે તે પ્રમાણે અત્રે કેવલ આચાર્યના નામનો નિર્દેશ હોય તો હરકત આવે નહિ. શત્રુંજયઉદ્ધારરાસે—

"વડતપગચ્છ ગુરૂ ગચ્છપતિ, શ્રીધનરત્નસૂરિંદ;
તસુ શિષ્ય તસુપાટે જયકરૂ, ગુરૂ ગચ્છપતિ અમરરત્નસૂરિંદ કે.૧૨૧
"વિજય(ધ)માન તસ પટોધરૂ, શ્રીદેવરતનસૂરીશ;
**શ્રીધનરત્નસૂરીશના**, શિષ્ય પંડિતરે **ભાનુમેરૂ** ગણેશ કે.૧૨૨
"તસપદ કમલ ભમર તણે, **નયસુંદર** દે આશીશ;
ત્રિભુવનનાયક સેવતાં, પૂગીરે શ્રીસંઘ જગીશ કે. ૧૨૩"

તથા—

"**ભાનુમેરૂ**પંડિતશિષ્ય દોએ–કરજોડી કહે **નયસુંદરો;**
નળદમયંતીરાસે, છઠ્ઠે પ્રસ્તાવે— ૧૨૪"

"**શ્રીધનરત્ન**સૂરીસ્વરતણા, સિસ્સ સકલ ગુણ સોહામણા;
**શ્રીભાનુમેરૂ** વિબુદ્ધ ગુણરાજ, વંદે સિદ્ધ વંછિત કાજ. ૩૧૪
"તસ જામેય સીસ દો ભાય, માણિકરત્ન જેષ્ઠ ઉવજઝાય;
મહા તપેશ્વર મુનિવર રાય, પરમ ભાવિ વંદુ તસુ પાય. ૩૧૫
"**નયસુન્દર** લઘુબંધવ તાસ, વાણી થાપિ વચનવિલાસ;
પુણ્યસીલોક સતી અધિકાર, ગાયો ધનદ પૂર્વ અવતાર." ૩૧૬

આમાં માત્ર તેઓના વડીલ ભાઈ **શ્રીમાણિક્યરત્ન** ઉપાધ્યાય કરીને હતા, એટલું વિશેષ નીકલે છે. આ બંને ભાઈઓ શ્રીધનરત્નસૂરિના શિષ્ય **શ્રીભાનુમેરૂના** શિષ્યો થાય.

કવિની કૃતિઓ—

સારસ્વતવૃત્તિ જેનું નામ રૂપરત્નમાલા છે. સંસ્કૃત પત્ર ૪૧૭.

| | | | |
|---|---|---|---|
| શત્રુંજયઉદ્ધારરાસ, | ૧૬૩૮. | નળદમયંતી, | ૧૬૬૫. |
| પ્રભાવતી, લગભગ, | ૧૬૪૦. | રૂપચંદ્ર, | ૧૬૩૭. |
| સુરસુંદરી, | ૧૬૪૬. | સીલરક્ષાપ્રકાશ, લગ. | ૧૬૬૯. |

સુરસુન્દરી એ નામથી નીચલા કર્ત્તાઓએ પણ રાસો રચેલા જાણવામાં આવ્યા છે. આનંદસૂરિ, વીરવિજય, નયવિમળ, ધર્મસિંહ, અને વિનયસુંદર.

## નળદમયંતી.

"**नळदमयंती. वि. सं. १५२० आसपास. लेखक मेघराज.**" આ પ્રમાણે રા. મનસુખ કિરત્ચંદ મહેતાએ જૈનરાસમાલામાં લખ્યું છે. એમાં વિ. સં. ૧૫૨૦ ની સાલ લખાયાની ભૂલ થયેલી સમજાય છે. કારણ કે—

'સંવત સોળ ચઉસઠ સંવચ્છરે, સ્થવીઓ નળ ઋષિરાજ;' એ મુજબ કવિ **શ્રીમેઘરાજે** વિક્રમ સંવત્ ૧૬૬૪ માં આ રાસ રચ્યો એવું થાય છે. રાસમાલામાં થયેલી ભૂલ એમ અનુમાન કરાવે છે કે—"હેમાચાર્યના વીતરાગસ્તોત્રપર અવચૂરિ કરનાર શ્રીમહેન્દ્રશિષ્ય શ્રીમેઘરાજે એ અવચૂરિ સં. ૧૫૨૦ માં લખી હતી, એ ઉપરથી આ, અને તે, એ એકજ મેઘરાજ હશે એમ ધરાઈને 'સં. ૧૫૨૦ આસપાસ' એમ લખાઇ ગયું હશે ! અથવા તો આ, અને તે મેઘરાજજી એ બંનેની એકએક કૃતિઓજ ઉપલબ્ધ થયેલ હોવાથી બંને એકજ ધારવામાં આવ્યા હોય !"

શ્રીમહાવીરની ૪૪ મી પાટે **શ્રીજગત્ચંદ્રસૂરિ** હતા. તેઓને ચિતોડના રાણાએ 'તપા' એવું બિરૂદ આપ્યું તેથી **સંવત્ ૧૨૮૫ માં વડગચ્છનું નામ તપગચ્છ** થયું, ત્યારથી વડગચ્છ તપગચ્છને નામે ઓળખાવા લાગ્યો. તપગચ્છની ૫૫મી પાટે, વિક્રમના ૧૬મા સૈકામાં **શ્રીહેમવિમળસૂરિ** હતા. અને **ખરતરગચ્છમાં** ૫૯ મી પાટ ઉપર **શ્રીજિનહંસ** પણ ૧૬ મા સૈકામાં તેજ સમયે વિદ્યમાન્ હતા. પૃથક્ પૃથક્ આ બે ગચ્છપતિ-

ઓના સમયમાં, સંવત્ ૧૫૭૨ માં **નાગપુરીયતપગચ્છ**-માંથી ઉપાધ્યાય **શ્રીપાર્શ્વચંદ્રે**, પોતાનો મત છૂટો પાડી સ્વ-નામથી **પાર્શ્વચંદ્રગચ્છ** સ્થાપ્યો. લોકો એને પાર્શ્વગચ્છ, તથા પાસચંદીઓગચ્છ–મત પણ કહે છે. [1]શ્રીપાર્શ્વચંદ્રસૂરિની પાટે [2]શ્રી**સમરચંદ્ર**સૂરિ અને તેની પાટે [3]**શ્રીરામચંદ્ર** (શ્રીરાજ-ચંદ્ર)સૂરિ સં. ૧૬૬૪માં વિદ્યમાન્ હતા, કે જે કવિ **શ્રીમેઘરાજ**ના સમકાલિન થાય, અને તેઓના સમયમાં આ રાસ રચાયો.

કવિ પોતે **શ્રીશ્રવણઋષિ**ના શિષ્ય હોવાનું જણાવે છે. 'સરવણઋષિ જગેં પ્રગટિયો' એ વાકયથી. કવિ કયા ગચ્છના છે તે જાણવામાં આવતું નથી પરંતુ એટલું અનુમાન થાય છે કે પોતે **પાર્શ્વચંદ્ર**સૂરિથી પરંપરા ગણતાં હોવાથી પોતે પણ **પાર્શ્વગચ્છીય** હશે!



## હરીબળમાછી.

વાસ્તવિકરીતે આ નામ જોઇએ. 'મચ્છી' થયું તે ખોટું છે. મચ્છીનો અર્થ માછલી–માછલું, અને માછીનો અર્થ મચ્છી માર–માછીની જાત થાય. સુજ્ઞોએ મચ્છીને ઠેકાણે 'હરીબળ-માછી' વાંચવું.

રાસકાર **જિનહર્ષજીની** ગૂજરાતીભાષાની કૃતિઓ વિશાળ પ્રમાણમાં છે. તેઓનો કરેલો **શત્રુંજયતીર્થરાસ** અમો તર-ફથી છપાવવો શરૂ છે. આશરે ૨૦ ફરમા છપાયા છે. ૫૦ ફારમનો ગ્રન્થ થવા જાય તેવું અનુમાન થયું છે. તે ગ્રન્થમાં કર્ત્તાનું ચરિત્ર લઈશું એવી ઈચ્છા છે.

મુંબઈ, ૨૮–૯–૧૯૧૪. } **જીવણચંદ સાકરચંદ જવેરી,**
વિજયદશમી, ૧૯૭૦. } સંશોધન અને સંગ્રહકર્ત્તા.

ૐ

# આ ફંડમાંથી પ્રસિદ્ધિ પામેલા ગ્રન્થોનું સૂચીપત્ર.

નંબર　　　　નામ વગેરે　　　　કિંમત

સંસ્કૃત-માગધી ગ્રન્થો.　　　　રૂ.આ.પા.

૧* **શ્રીવીતરાગસ્તોત્રમ્**—શ્રી હેમચન્દ્રાચાર્યકૃત મૂલ, શ્રીપ્રભાનંદસૂરિકૃત વિવરણ, અને શ્રીવિશાલરાજ-શિષ્યકૃત અવચૂરિસમેત........................૦—૮—૦

૨* **શ્રીશ્રમણપ્રતિક્રમણસૂત્રવૃત્તિ**—પૂર્વાચાર્યકૃત.....૦—૧—૬

૩* **શ્રીસ્યાદ્વાદભાષા**—શ્રીશુભવિજયગણિકૃત......૦—૧—૬

૪* **શ્રીપાક્ષિકસૂત્રમ**—શ્રી યશોદેવસૂરિકૃત પખ્ખીસૂત્ર અને ક્ષામણાઉપરની ટીકાસહિત..................૦—૬—૦

૫* **શ્રીઅધ્યાત્મમતપરીક્ષા**—ન્યાયાચાર્યશ્રીયશોવિજય-પ્રણીત સ્વોપજ્ઞ ટીકાયુક્ત. અન્તે છૂટું મૂલ પણ છપાવવામાં આવેલ છે....................૦—૬—૦

૬* **શ્રીષોડશકપ્રકરણમ્**—શ્રીહરિભદ્રસૂરિકૃત મૂલ, અને શ્રીમદ્યશોભદ્ર તથા શ્રીમદ્યશોવિજયકૃત બન્ને ટીકાઓસમેત. અન્તે છૂટું મૂલ પણ છપાવવામાં આવેલ છે. ૦—૬—૦

૭* **શ્રીકલ્પસૂત્રવૃત્તિ**—શ્રીવિનયવિજયોપાધ્યાયકૃત સુબોધિકાસહિત..................................૦—૧૨—૦

૮ **શ્રીવંદારવૃત્ત્યુપરનામ્ની, શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિ**—શ્રીમદ્દેવેન્દ્રસૂરિવરવિરચિત...............૦—૮—૦

---

* આ ચિન્હવાળા પુસ્તકો ખપી ગયા છે.

| નંબર | નામ વગેરે | કિંમત |
|---|---|---|
| ૯ | **શ્રીદાનકલ્પદ્રુમ** અથવા **ધન્નાચરિત્ર**—શ્રીસોમસુન્દર-શિષ્ય શ્રીજિનકીર્તિસૂરિકૃત (કાવ્યગ્રન્થ)........... | ૦—૬—૦ |
| ૧૦ | **ધી યોગફિલોસોફી**—by મી. વીરચંદ રાઘવજી ગાંધી. યુરોપગમનમાં આપેલા ભાષણો વગેરે (અંગ્રેજી) | ૦—૫—૦ |
| ૧૧ | **શ્રીજલ્પકલ્પલતા**—શ્રીમદ્રત્નમંડણકૃત......... | ૦—૩—૦ |
| ૧૨ | **શ્રીયોગદૃષ્ટિસમુચ્ચય**—શ્રીમદ્હરિભદ્રસૂરિકૃત. આ ગ્રન્થ ઇટાલીના પ્રોફેસર સુવેલીદ્વારા શોધાયો છે... | ૦—૩—૦ |
| ૧૩ | **ધીકર્મફિલોસોફી**—by મી. વીરચંદ રાઘવજી ગાંધી યુરોપમાં આપેલા ભાષણો વગેરે (અંગ્રેજી)....... | ૦—૫—૦ |
| ૧૪ | **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૧લું. જેમાં શ્રીમતિસાર કૃત શાલિભદ્ર, મુનિ શ્રીગંગવિજય કૃત કુસુમશ્રી, શ્રીજ્ઞાનવિમલકૃત અશોક-રોહિણી, અને શ્રીદર્શવિજયકવિકૃત પ્રેમલાલચ્છી એમ ચાર રાસાઓ છપાયા છે (ગૂજરાતી પ્રાચીન કાવ્યો.).......... | ૦—૧૦—૦ |
| ૧૫ | **શ્રીધર્મપરીક્ષાકથા**—શ્રી ધર્મસાગરોપાધ્યાયશિષ્ય પંડિત પદ્મસાગરગણિકૃત................. ....... | ૦—૫—૦ |
| ૧૬ | **શ્રીશાસ્ત્રવાર્તાસમુચ્ચય**—પ્રથમ વિભાગ. ઉપાધ્યાય શ્રીયશોવિજયકૃતટીકાસહિત. મૂલનાકર્ત્તા શ્રીહરિભદ્રસૂરિ. ( ૨ જા વિભાગમાં શ્રીહરિભદ્રજીકૃત ટીકા આવશે. ) | ૨—૦—૦ |
| ૧૭* | **શ્રીકર્મ્મપ્રકૃતિ વા કમ્મપયડી**—શ્રીશિવશર્માચાર્ય કૃત મૂલ, અને મહત્ ફિલોસોફર શ્રીમલયગિરિજીકૃત ટીકાયુક્ત...... .............................. | ૦—૧૪—૦ |
| ૧૮ | **શ્રીપંચપ્રતિક્રમણસૂત્ર**—પાકી બાઇન્ડીંગ, નિર્ણયસાગર પ્રેસમાં છાપેલું.............................. | ૦—૪—૦ |
| ૧૯ | **શ્રીકલ્પસૂત્ર-મૂલમાત્ર** અથવા **બારસાસૂત્ર**—જાડા સુન્દર કાગળ પર મોટા ટાઇપથી........... | ૦—૮—૦ |

* આ ચિન્હવાળા અંકો ખપી ગયા છે.

| નંબર | નામ વગેરે | કિંમત |
|---|---|---|
| ૨૦ | **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૨ જું. જેમાં વિજયગચ્છીય મુનિ શ્રીકેશરાજજી કૃત રામરાસ છપાયો છે.................................... | ૦–૧૦—૦ |
| ૨૧ | **શ્રીઉપદેશરત્નાકર**—કર્ત્તા શ્રીમુનિસુન્દરસૂરિ સ્વોપજ્ઞ ટીકાસમેત .................................... | ૧—૪—૦ |
| ૨૨ | **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૩જું. જેમાં શ્રાવક ઋષભદાસકૃત ભરતબાહુબળી, કવિ વાનાકૃત જયાનંદકેવલી, શ્રીલાવણ્યસમયકૃત વચ્છરાજ–દેવરાજ, શ્રીનયસુન્દરજી કૃત સુરસુન્દરી, શ્રીમેઘરાજ કૃત નળ–દમયંતી, અને શ્રી જિનહર્ષજીકૃત હરીબળમાછી એમ ૭ રાસાઓ છે. (ગૂજરાતી કાવ્યો)............... | ૦–૧૦—૦ |
| ૨૩ | **શ્રીચતુર્વિંશતિ જિનાન્દસ્તુતિ**—વિવરણસહિત, વિવરણ અને મૂલના કર્ત્તા શ્રીમેરૂવિજયમુનિ...... | ૦—૨—૦ |

મળવાનું ઠેકાણું.

**લાયબ્રેરીયન, શેઠ દેવચંદ લાલભાઈ**

જૈન પુસ્તકોદ્ધાર ફંડ ઓફિસ.

**C/o. શેઠ દેવચંદ લાલભાઈ ધર્મશાળા,**

બડેખાં ચકલો, ગોપીપુરા, **સુરત.**

આ ફંડ તરફથી નિમ્નલિખિત ગુજરાતી કાવ્યો પ્રસિદ્ધ કરવાનો પ્રબંધ થઇ ચૂકયો છે.

---

| નામ. | કર્ત્તા. |
|---|---|
| સોહમકુલરત્નપટ્ટાવલિ, | કવિબહાદુર દીપવિજય. |
| હીરસૂરિ, | ઋષભદાસ. |
| શત્રુંજયતીર્થ, | જિનહર્ષ. |
| નળદમયંતી, | નયસુન્દર. |
| પ્રદ્યુમ્ન, | કમળશેખર. |
| ભરતબાહુબળી, | ગુણરત્નસૂરિ. |
| પ્રભાવતી, | નયસુંદર. |
| માધવાનળ કામકુંડળા, | કુસલલાભ. |
| રૂપચન્દ્ર કુંવર, | નયસુંદર. |
| નર્મદાસુન્દરી, | આનંદવાચક. |
| સમકિત કૌસુદિ, | મેઘરાજ. વગેરે. |



# સ્મરણપત્ર.

સ્વર્ગસ્થ ભગુભાઈ ફતેહચંદ કારભારીના વખતોવખતના કથન અને આગ્રહથીજ, ગૂજરાતીરાસાઓની આવી સીરીઝ છપાવવા લક્ષ દોરાયું. મર્હુમ, અકાળ મરણથી એક કરતાં વધુ મૌક્તિક જોઈ શક્યા નથી. પણ તેઓના કથનનાજ આ ફળો હોવાથી, તેમજ અમારા આ કાર્યને નિઃસ્વાર્થ સમ્પૂર્ણ મદદ કરતા હોવાથી તેના સ્મરણાર્થે આ ત્રીજા મૌક્તિક સાથે તેઓનું નામ જોડવામાં આનન્દ માનું છું.

જીવણચંદ સાકરચંદ જવેરી,

સંપાદક અને સંગ્રહકર્ત્તા.

દેવદીવાળી ૧૯૭૧.

शेठ देवचंद लालभाई-जैन पुस्तकोद्धार-ग्रन्थांके-

શ્રીમાન્ સંઘવી ઋષભદાસકવિકૃત.

# ભરતબાહુબલીરાસ.

## વસ્તુનિર્દેશાત્મક મંગલાચરણ.

(દુહા.)

[1]સાર વચન દ્યો સરસ્વતી, તું છે બ્રહ્મસુતાય;
તું મુજ મુખ આવી [2]રમે, જમ મતિ નિર્મળ થાય. ૧
તું ભગવતી તું ભારતી, તાહરાં નામ અનેક;
હંસગામિની શારદા, તુજમાં ઘણો વિવેક. ૨
બ્રહ્માણી બ્રહ્મચારિણી, દેવકુમારી નામ;
ષટ્ દર્શનમાં તું સહી, સહુ બોલે ગુણગ્રામ. ૩
વિદુષોની માતા સહી, [3]વાગેશ્વરી તું હોય;
તું ત્રિપુરા બ્રહ્મવાદિની, નામ જપે સહુ કોય. ૪
હંસવાહની તું સહી, વાણી ભાષા નામ;
તું આવી મુજ મુખ [4]વસે, જિમ હોય વાંછિત કામ. ૫

(ઢાળ ૧ લી-દેશી ચોપાઇ છંદની.)

કરજો માતા વાંછ્યું કામ, પ્રથમ જપું હું તાહરૂં નામ;
તું મુજ માતા રાખે [5]મામ, બોલું ભરતતણા ગુણગ્રામ. ૧

---

૧ ઉત્તમ. ૨ રમણ કરજે. ૩ વાણી-વચનની ઇશ્વરી. ૪ નિવાસ કરજે. ૫ ઇજ્જત-લાજ.

## ( ગ્રન્થ-ભૂમિકા. )

પ્રથમ તીર્થંકરનો જે પૂત, જિણે જગ કામ કર્યાં અદ્‌ભૂત;
પ્રથમ ઉદ્ધારતણો કરનાર, પ્રથમેં ચક્રીનો અવતાર. ૨
પ્રથમેં સંઘતિલક શિર ધર્યું, ભવન-આરીસે કેવળ વર્યું;
પ્રથમેં સંઘભક્તિ જિણે કરી, આજ લગેં કીર્તિ વિસ્તરી. ૩
તે ભરતેશ્વરનો કહું રાસ, ભણતાં ગુણતાં પહોચે આશ;
જોડંતાં સુખશાતા લહું, ભવ પાંચે તસ વિવરી કહું. ૪

## ( કથારંભ. )

એહજ જંબૂદ્વીપમઝાર, ખેત્ર મહાવિદેહ છે તિણ ઠાર;
વચ્છ વિજય તિહાં દીપે ખરી, પ્રભંકરા નામેં તિહાં પુરી. ૫
બહુ ધન ધાન્યે તે પણ ભરી, વસે લોક જિમ [1]સ્વર્ગે હરિ;
ઈશાનચંદ્ર નગરીનો રાય, જિહાં નહી દંડ [2]અકર અન્યાય. ૬
ઘર પટરાણી છે ગુણવતી, રૂપવતી ને શીળેં સતી;
સુખ ભોગવતી તિહાં [3]ગહગહી, અનુક્રમેં ગર્ભવતી તે થઇ. ૭
મહિધર પુત્ર હુઓ તસ એક, રૂપ કળા તસ [4]સબળ વિવેક;
યૌવનવંતો હુઓ જિસેં, સુંદર નારી પરણ્યો તિસેં. ૮
પંચ વિષય સુખ તિહાં ભોગવે, પંચ મિત્ર મિળ્યા તસ હવે;
જીવાનંદ છે વૈદ્ય અપાર, બીજો કેશવ [5]વણિકકુમાર. ૯
સુવધી [6]મંત્રીસરનો બાળ, પૂર્ણભદ્ર ચોથો સુકુમાળ;
[7]સાર્થપત્યનો તે દીકરો, ગુણાકર તે વાણિગ ખરો. ૧૦
પાંચ મિત્ર ને છઠ્ઠો આપ, છે પુણ્યવંતા ન કરે પાપ;
પુણ્યતણે મારગ સંચરે, પર ઉપકાર પૃથ્વીને કરે. ૧૧

---

૧ દેવલોકમાં ઇંદ્ર સદા આનંદમાં રહે છે તેમ. ૨ નઠારા કર વેરા. ૩ આનંદમાં મશગુલ રહીને. ૪ બહુજ વિચારવંત. ૫ વાણિયાનો છોકરો. ૬ પ્રધાનનો પુત્ર. ૭ વ્યાપારીનો-વણઝારાનો.

( દુહા. )

પર ઉપકારી તે સહી, છએ કુમર ગુણવંત;
રાત દિવસ રહે એકઠા, જિમ [1]કાયા ને જંત. ૧

(ઢાળ ૨ જી-દેશી-એમ વિપારત પ્રરૂપતાં-રાગ આશાવરી સિંધુઓ.)

કાયા જંત પરે એકઠા, સઘળાં સંપી ચાલેરે;
માહાલેરે, બેઠા વૈદ્યતણે ઘરેં એ. ૧
તિણ અવસર એક આવીઓ, મુનિવર તપીઓ મોટોરે;
લોટોરે, જાણે [2]ઉપશમરસતણો એ. ૨
છઠ્ઠતણે વળી પારણે, પૂછે [3]સૂઝતો આહારોરે;
તેણી વારોરે, દીઠો મુનિવર મહિધરેં એ. ૩
[4]રોગગ્રસિત મુનિવર વડો, ઋષિ અંગે બહુ પીડારે;
કીડારે, દીસે ઋષિની દેહમાંરે. ૪
મહિધર કહે મંત્રી સુણો, કિમ લહિસ્યો તુમ [5]સગોરે;
નરગોરે, કહ્યુ વૈદ્યને તે ખરૂં એ. ૫
રોગેં સાધુ દુખ ભોગવે, ન કરો તેહની સારોરે;
અવતારોરે, સહી ધિઃકારો તુમતણો એ. ૬
જીવાનંદ કહે નવ લહ્યુ, મુનિદ્રષ્ટે હુઓ આજેરે;
મહારાજેરે, કરૂં નિરોગી ઋષિતણે એ. ૭
[6]લક્ષપાક તેલજ ભલું, તે મુજ ઘરમાં જાણોરે;
આણોરે, રત્નકંબલ [7]ગોશિરશ્યુ એ. ૮
પાંચ મિત્ર ભેઠી કરી, હાટે વણિકને આવેરે;
બોલાવેરે, [8]સોવન ગ્રહી ઔષધ દીઓ એ. ૯

---

૧ શરીર અને જીવ. ૨ શાંતરસનુંજ પાત્ર. ૩ (૪૨) દોષ રહિત પવિત્ર આહાર. ૪ રોગથી પકડાયેલ. ૫ સ્વર્ગ. ૬ લક્ષપાક નામનું તેલ થાય છે તે. ૭ ગોરૂચંદન. ૮ ધન લઇને.

ગોશિરચંદન અતિ ભલું, રત્નકંબલ અમ દીજેરે;
  કીજેરે, સાધ નિરોગી શુભપરેં એ. ૧૦
તવ શ્રેષ્ઠી મન હરખીઓ, ધન્ય એહનો અવતારોરે,
  સારોરે, કરતાં એ મુનિવરતણી એ. ૧૧
હું [1]ઘરડો શ્યા કામનો, ન કરૂં પર–ઉપકારોરે;
  માહરોરે, પાપ કરંતાં ભવ ગયો એ. ૧૨
આતમનિંદી આપતો, રત્નકંબલ ગોશિરોરે;
  ધીરોરે, ન લીએ તિહાં એક પાયકો એ. ૧૩
વૈરાગેં સંયમ વર્યો, મુગતિ ગયો નર સેન્યોરે;
  પેટચોરે નવ ઊપજવું તેહને એ. ૧૪

( દુહા. )

નવ ઊપજવું તેહને, દીઓ સુપાત્રે દાન;
  લેઇ ઔષધ પાંચે વળ્યા, હઇડે [2]ચોખું ધ્યાન. ૧

( ઢાળ ૩ જી–દેશી વાંછિત પૂર્ણ મનોહર–રાગ સામેરી. )

છએ એકઠા તિહાં થયા, મુનિવરની પાસે ગયા;
  ગહગહ્યા, કરી વૈયાવચ સાધનો એ. ૧
સાધ નિરોગી તિહાં કર્યો, જસ મહિમા જગ વિસ્તર્યો;
  સુકૃત ભર્યો, પૂર્વ પાપ નર નિર્જર્યો એ. ૨
ગ્રહી પુણ્ય પાછા વળ્યા, મનહ મનોરથ સહુ ફળ્યા;
  વળી મળ્યા, અનુક્રમેં મુનિવર તહીં એ. ૩
છએ જીવ સંયમ વરે, કઠણ કર્મ [3]ખેરૂં કરે;
  વળી ફરે, મહિમંડલ વિચરે સહી એ. ૪
નર ઉપદેશ ભલા કહે, એક થાનકે નર નવિ રહે;
  વળી [4]દહે, કર્મ–ઇંધણાં અતિ ઘણાં એ. ૫

---

૧ વૃદ્ધ–બુઢ્ઢો. ૨ પવિત્ર. ૩ વેરૂરી નાખે–નાશ કરે. ૪ કર્મ-રૂપી લાકડાં બહુજ બાળી નાખ્યાં.

કાળ [1]ઘણો સંયમ પાળી, રાગ રોષ મોહ મદ ટાળી;
અણસણ પાળી, ગયા દેવલોકેં બારમે એ. ૬
પ્રગટ શૈયાથી થાય એ, [2]ભૂષણસહિત સુરરાય એ;
કાય એ, ત્રણ હાથ તિહાં દેવની એ. ૭
[3]અંતરમુહૂર્ત જાએ જિસેં, [4]પર્યાપ્તો સુર થાએ તિસેં;
વળી દીસે બત્રીસ વર્ષનો નર જિસ્યો એ. ૮
નમો નમો સુર સહુ કહે, કરજોડી ઊભા રહે;
વળી વહે, આજ્ઞા મસ્તક ઊપરેં એ. ૯

(દુહા.)

આજ્ઞા શિરઊપર ધરે, કરતા જયજયકાર;
કુણ પુણ્યે પ્રભુ ઊપન્યા? કહો અમ સોય વિચાર. ૧

(ઢાળ ૪ થી-દેશી ઈલાગાની.)

[5]મુનિવૈયાવચ મેં કર્યાં, દયા ધરી મનમાંહિં;
દાખ્યણપણું અમમાં ઘણું, તિણેં હું આવ્યો આંહિં. ૨
પૂર્વરે અપૂર્વરે પુણ્ય વિચારેં ત્યાંહિં;
બહુ [6]સુકૃત કર્યાં વિના, કિમ આવું હું આંહિં. ૩
પર-ઉપકાર યાત્રા કરી, ભગતિ સંઘની સાર;
જિન-[7]જપમાળા ફેરવી, તિણેં અમ સુરઅવતાર. પૂ૦ ૪
ઈણ વચને સુર હરખીઆ, ભલે પધાર્યા સ્વામિ;
પુસ્તક વાંચી પ્રભુ તુમે, પૂજા કરો શિરનામી. પૂ૦ ૫
બે કરજોડી પાયે નમે, તુમે અમારા નાથ;
ઈમ કહી નાટિક માંડિયું, કાળ ન જાણે જાત. પૂ૦ ૬

---

૧ લાંબા વખત લગી. ૨ દાગીના. ૩-૪ બે ઘડીની અંદર છએ પર્યાપ્તી પૂર્ણ કરી લે છે. ૫ સેવા ચાકરી. ૬ સારાં કામ. ૭ નવકરવાળી.

( દુહા. )

જાતો કાળ જાણે નહિ, બેઠા વિમાનજ માંહિં;
શ્વેતવર્ણ માંખણ જિસ્યો, ફર્સ કહું વળી ત્યાંહિં. ૧

(ઢાળ ૫ મી–દેશી છાનોરે છપીને કંતા ક્યાં રહ્યોરે, રાગ રામગિરો.)

ફર્સ સુહાળો વિમાનમાંરે, લંછન વિડળ છે ત્યાંહિરે;
બાવીસ સાગરતણું આઉખુંરે, [1]વેદ ભલો એક જ્યાંહિરે.
સ્વર્ગતણાં સુખ છે ઘણાંરે. ૧
[2]પંચમ મહિ લગી દેખતારે, સાતે પૃથિવી લગી જાયરે;
[3]વૈકરીરૂપ કરી ભરેરે, દ્વીપ અસંખ્ય સુરરાયરે. સ્વર્ગ. ૨
અગ્યારમું સ્વર્ગ બારમુંરે, બેહુ થઇ [4]પતાર ચારરે;
વળી વિમાન સહી ત્રણ્ય ભલાંરે,તિહાં રહે સુરપરિવારરે. સ્વર્ગ. ૩
મતિજ્ઞાની છે દેવતારે, શ્રુતજ્ઞાની હોયરે;
અવધિજ્ઞાની સુર કહ્યારે, [5]છ પરયાપતિ હોયરે. સ્વર્ગ. ૪
ત્રણ્ય શરીર કહું દેવનાંરે, તેજસ કાર્મણ માનરે;
ત્રીજું શરીર કહું વૈકરીરે, સમચતુરસ્સસંસ્થાનરે. સ્વર્ગ. ૫
સુર [6]દશ પ્રાણતણા ધણીરે, પંચેંદ્રિય સુર સારરે;

---

૧ સ્ત્રી અને નપુંસકવેદ ત્યાં હોતાજ નથી. ફક્ત પુરૂષવેદજ હોય છે. ૨ પાંચમી નરક સુધી જોઇ શકે છે અને સાતમી નરક સુધી જઇ આવી શકે છે. ૩ વૈક્રિયરૂપ કરીને અસંખ્યાતા દ્વીપ ભરી શકે છે અર્થાત્ એટલું વૈક્રિય શરીર વિકુર્વી શકે છે. ૪ અગીઆરમું અને બારમું એ બેઉ મળીને ચાર પાથડા થાય છે. ૫ આહાર, શરીર, ઈંદ્રીય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન એ છ પર્યાપ્તિ કહેવાય છે. એ છએ પર્યાપ્તિસહિત દેવ હોય છે તેથી પર્યાપ્તા જીવમાં ગણાય છે. ૬ આંખ, કાન, જીભ, નાક, શરીર, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોશ્વાસ, અને આયુ એ દશ પ્રાણસહિત દેવ હોય છે.

બાવીસ હજાર વર્ષ ગયાંરે, કરતાં [1]લોમજ આહારરે. સ્વર્ગ. ૬
[2]નોપકર્મ સુર તે સહીરે, મોતી કુંભ પરમાણુરે;
લેશ્યા એક સુકલ તિહાંરે, જ્ઞાન–ધજા પરમાણુરે. સ્વર્ગ. ૭
[3]બાવીસ પખવાડા તે તિહાં જાતેરે, હોય સુર સાસ ઉસાસરે;
સુખ અસંખ્ય છે સ્વર્ગનાંરે, કુણુ કહી શકે તાસરે. સ્વર્ગ. ૮

(દુહા.)

સુખ ભોગવતા સુર ચવ્યા, ત્રીજે ભવ મૃતલોક;
તીર્થંકર કુળ ઊપના, પૂર્વપુણ્યસંયોગ. ૧

(ઢાળ ૬ ઠ્ઠી–દેશી ચોપાઇની.)

સુરનાં સુખ જવ પૂરાં થાય, દેવ ચવી મૃતલોકે જાય;
એહજ જંબૂદ્વીપમઝાર, મહાવિદેહખેત્ર અછે તિણુઠાર. ૧
વિજઇ પુખલાવતીઅ વિચાર, પુંડરિકણી નગરી તિણુઠાર;
તિહાં નૃપ છે વજ્રસેન નરિંદ, ઇંદ્ર પરે કરતો આનંદ. ૨
તસ ઘર નારી છે ધારણી, ભગતિ કરે ભરતારહ તણી;
પાંચ પુત્ર હૂઆ તસ સાર, રૂપ કાન્તિ બળ અતિહ ઉદાર. ૩
વજ્રનાભ હુઓ જેઠો પુત્ર, આવ્યે વાધ્યું નૃપઘરસૂત્ર;
સુપન ચઉદ સુચિત તે થયો, ષટખંડ ભોગી તે પણુ કહ્યો. ૪
તે ચક્રી રાજા અસ દીવ, તે જીવાનંદ કેરો જીવ;
રાજપુત્ર મહિધરનો જંત, સુત બીજો તે બાહુ અત્યંત. ૫
મંત્રીપુત્ર સુવધી જે હુંત, ત્રીજો સોય સુબાહુ પૂત;
પીઠ પુત્ર ચોથો અભિરામ, શ્રેષ્ઠીપુત્ર ગુણાકર નામ. ૬
મહાપીઠ પંચમ સુકુમાળ, પૂર્ણભદ્ર સારથપતિબાળ;
સુખભર કાળ તિહાં બહુ જાત, પાંચે જીવ સગા હુઆ ભ્રાત. ૭

---

૧ ફક્ત રૂંવાડેથીજ આહારનો સ્વાદ અનુભવે છે, તેઓ મુખથી ભોજન કરતા નથી. ૨ ઉપકર્મ રહિત. ૩ અગીઆર મહીના વીતે એટલો સમય તે દેવને એક શ્વાસોશ્વાસ લેવામાં વીતી જાય છે.

(દુહા.)

પાંચે જીવ બંધવ હુવા, છઠ્ઠો કેશવ જેહ;
સુજશા નામે રાયનો, બેટો હુઓ તેહ. ૧
આવી મળ્યો વજ્રનાભને, પાસે રાખ્યો તેહ;
પૂર્વસ્નેહ માટે વળી, નૃપ ધરતો બહુ નેહ. ૨

(ઢાળ ૭ મી-દેશી પારધીઆની.)

અનુક્રમે છ વાધીઆરે, શિખ્યા કળાજ અનેક;
રૂપ રિદ્ધીએં કરી શોભતારે, જેમાં સબળો વિવેક. ૧
બંધવડાલઇ, છએ અમૂલ્યક જોય, બહુ સંપ ઘણેરે હોય, બંધ.
કુમર કળારે દેખી કરીરે, હરખ્યો રાય પિતાય;
એ મુજ કુળના રવિ સહીરે, દિન દિન [1]દીપક થાય. બં. ૧
રાજ ધુરંધર જાણીઆરે, જેષ્ટ કુમર બહુ લાજ;
સુત વજ્રનાભને તેડીઓરે, આપ્યું પૃથ્વી [નું] રાજ. બં. ૨
ષટખંડભોગી તે થયારે, નહિ તિહાં [2]અકર અન્યાય;
દાન સંવચ્છરી દે કરીરે, સંયમ ધરે પિતાય. બં. ૩
તપતપતાં હુઓ કેવળીરે, સમોવસર્યા સુત જ્યાંહિં;
સુત ચક્રી ગયો વાંદવારે, પાય નમ્યો નૃપ ત્યાંહિં. બં. ૪
બંધવ મંત્રિયેં પરવર્યોરે, સુણતો તાત-વખાણ;
ચૌગતિનાં દુખ સાંભળીરે, ચેત્યા ચતુર સુજાણ. બં. ૫
ષટખંડ રાજ અંતેઉરીરે, મૂકયો સચલ પરિવાર;
પાંચે બંધવ મિત્રશ્યુંરે, લીધો સંયમ-ભાર. બં. ૬

(દુહા.)

સંયમ પાળે શુભપરેં, મૂકી માયા રીસ;
વજ્રનાભ મુનિવર વડા, સેવે [3]થાનક વીશ. ૧

---

[1] દીપાવનારા. [2] નઠારા કર વેરા. [3] અરીહંત, સિદ્ધ, પ્રવ-

( ઢાળ ૮ મી–દેશી તે ગિરૂઆ ભાઇ તે ગિરૂઆ. )

વીશ થાનકનો તપ તપતાં, બાંધ્યું તીર્થંકરનામકર્મરે;
બાહુઅ વૈયાવચ કરી ઉપરાજે, ચક્રીનું પદ પર્મરે. ૧
તે ભરતેશ્વર તેહ નરેસર, ઋષભતણો સુત હોયરે;
ભવનઆરીસામાંહિ કેવલ, નિજ કર અંગુલી જોયરે. ભ. ૨
સાધ સુબાહુ કરે વિમાસણ, ભુજબળ તિહાં ઉપરાજેરે;
વજ્રનાભ વખાણે બેહુને, પીઠ મહાપીઠ લાજેરે. ભ. ૩
ક્રોધ માન ઇર્ષ્યા પણ ધરતા, તપ [1]માયાયેં કરતારે;
તે બેહુ સ્ત્રીવેદજ બાંધે, જિનવચને નહીં નરતારે. ભ. ૪
ચઉદ લાખ પૂર્વ લગ ચારિત્ર, છએ જીવ તિહાં પાળેરે;
છેડે છએ અણસણ આરાધે, વૈર વિરોધ પણ ટાળેરે. ભ. ૫
જીવ [2]તૃસ [3]થાવર મેં હણીઆ, વાઘસંઘ [4]અજ ગાયરે;
સિંહ શિયાળ ને [5]શૂકર માર્યા, દિયા નાગને ઘાયરે. ભ. ૬
હયવર હરિણ હણ્યા જો હાથી, માર્યા ચીતરા ચોરોરે;
રાજ કરંતાં પાતિક લાગ્યાં, કીધાં પાપ અઘોરોરે. ભ. ૭
અજગર સાબર રોઝ વિણાસ્યાં, વૃષભ ઊંટ ને ગુંડોરે;
[6]મહિષી મહિષ માંકડ ને વાનર, હણ્યાં રીંછ ને ભુંડોરે. ભ. ૮

---

ચન, આચાર્ય, સ્થિવર, ઉપાધ્યાય, સર્વ સાધુ, જ્ઞાન, દર્શન, વિનય, ચારિત્ર, બ્રહ્મચર્ય, ક્રિયા, તપસ્વી, ગૌતમ, જિન, ચરણ, જ્ઞાન, સૂત્ર-જ્ઞાન અને તીર્થ એ ૨૦ સ્થાનક તપ કહેવાય છે. તેનું આરાધન મોક્ષ જવા અગાઉ ત્રણ ભવ બાકી રહે ત્યારે ઉદય આવે છે અને એથી તીર્થંકરનામકર્મ–તીર્થંકરપદ પ્રાપ્ત થવાનો નિશ્ચય થાય છે.

૧ કપટથી. ૨ બે ઇંદ્રિ, ત્રણ ઇંદ્રિ, ચાર ઇંદ્રિ અને પાંચ ઇંદ્રિ સહિત હાલતા ચાલતા જીવો. ૩ એકેંદ્રિ–ઝાડ પ્હાડ વગેરે સ્થિર રહેનારા જીવો. ૪ બકરો. ૫ સૂઅર. ૬ ભેંસ.

ગરૂડ હંસ લાવાં ને તીતર, મચ્છ મઘર કચ્છ જાતરે;
કોયલ કાગ સારસ ને સમળી, હણ્યાં ચાસ બહુ ભાતરે. ભ. ૯
ચક્રવાક ચાતુક ને [1]શકરા, બગ પારેવા સૂડારે;
કુરંચ કાબરી હોલા હણીઆ, બાંધ્યા પાપના મૂડારે. ભ. ૧૦
ચઢી [2]સંગ્રામેં માનવ માર્યા, કીધા અકર અન્યાયરે;
આ ભવેં પરભવેં પાપ કર્યા જે, આલોએ ઋષિરાયરે. ભ. ૧૧

( દુહા. )

નિજ પાતિગ આલોઅતો, પંચતણી વળિ સાખ્ય;
દેવ ગુરૂ સિદ્ધ સુર તિહાં, વળિ મન નિશ્ચલ રાખ્ય. ૧

( ઢાળ ૯ મી-દેશી ચોપાઇની. )

રાખી નિશ્ચલ મન તે આપ, જે મુજ ભમતાં લાગ્યાં પાપ;
લાખ ચોરાશી [3]યોનિ જેહ, વિરાધના વળી કીધી તેહ. ૧
પૃથ્વી પાણી [4]તેઉ વાય, વનસ્પતી છઠ્ઠી ત્રસકાય;
સૂક્ષ્મ [5]બાદર હણીઆ જંત, તે પાતિક છોડે ભગવંત. ૨
પંચ મહાવ્રત અંગે ધરી, વિરાધના ભવ ભમતાં કરી;
[6]પંચ સુમતિ [7]ત્રણ ગુપતિ ખોડિ, મિચ્છાદુક્કડ દેઉં કર જોડી. ૩

---

૧ બાજ. ૨ લડાઇ-યુદ્ધમાં. ૩ જીવ માત્રને પેદા થવાનાં ઠેકાણાં ચોરાશી લાખ છે. એટલે કે-૭ લાખ પૃથ્વિકાયનાં, ૭ લાખ અપ્પ (પાણી) કાયનાં, ૭ લાખ તેઉ (અગ્નિ) કાયનાં, ૭ લાખ વાઉ (પવન) કાયનાં, ૧૦ લાખ પ્રત્યેક વનસ્પતિ ( છેદે-કાપ્યે-ચોપ્યે ન ઉગે તે ) કાયનાં, ૧૪ લાખ સાધારણ ( ચાંપ્યે કાપ્યે છેદે પણ ઉગી શકે તથા નસો વગરની કોમળ હોય તે ) કાયનાં, ૨ લાખ બેરીંદ્રિનાં, ૨ લાખ તેરેંદ્રિનાં, ૨ લાખ ચૌરેંદ્રિનાં, ૪ લાખ દેવનાં, ૪ લાખ નારકીનાં, ૪ લાખ તિર્યંચ પંચિંદ્રિનાં, અને ૧૪ લાખ મનુષ્યનાં એ સર્વ મળી ૮૪ લાખ છે. ૪ અગ્નિ. ૫ નજરે જણાઈ શકે તે. ૬ ઇર્યા, ભાષા, એષણા, આદાનનિક્ષેપણા, પારિસ્થાપનિકા-એ પાંચ સુમતિ કહેવાય છે. ૭ મનોગુપ્તિ-વચનગુપ્તિ-કાયગુપ્તિ એ ત્રણે ગુપ્તિ કહેવાય છે.

ઇહિ-લોક રાજતણી વાંછાય, પરલોકેં સુરપદવી થાય;
જીવન મરણ [1]નિઆણું જેહ, મિચ્છાદુક્કડ ભાખું તેહ. ૪
વાંછ્યા ભોગ પંચ ઇંદ્રિયતણા, અંગે અતિચાર લાગ્યા ઘણા;
આતમ સાખ આલોઇ કરી, વૈરભાવ સહુસ્યું પરિહરી. ૫
આણે ભવપેલે ભવ જેહ, લાગ્યાં પાપ ખમાવું તેહ;
જ્ઞાન દર્શણ ને ચારિત્ર જોય, વિરાધના તિહાં કીધી હોય. ૬
અથવા [2]પાપોપગરણ જેહ, હું વોસિરાવું સઘળાં તેહ;
ધર્મોપગરણ દેહનાં થયાં, હુંઅ ન મોકું ઈહાંકણ રહ્યાં. ૭
સકળ જીવ ખમાવું સહી, તુમે ખમાવો મુજ ગહગહી;
મૈત્રીભાવે સુખ્ખ અનંત, વૈર કરંતાં દુખ લહે જંત. ૮
જગ સઘળાંને વાંછું સુખી, કોય મ થાજો જગમાં દુખી;
કર્મથકી મૂકાજો સહી, મુગતિપંથ વાસો ગહગહી. ૯
ઇસી ભાવના હઇડે ધરી, ચ્યાર શરણ મનમાંહિં કરી;
અરિહંત સિદ્ધ સાધુનું શરણ, ધર્મશરણ કરી પામે મરણ. ૧૦

( દુહા. )

મરણ લહી સુરપતિ થયા, [3]સર્વારથસિધિ જ્યાંહ;
છએ જીવ સુખ ભોગવે, વળી વિમાનજ માંય. ૧

( ઢાળ ૧૦ મી-દેશી હુંજ એકેલીની. )

નવગ્રૈવેગ ઊપર તું જોયરે, એક રાજ માઠેરું હોયરે;
અનુત્તર પાંચ વિમાન વસેકોરે, પાંચે થઇને પરતર એકોરે. ૧
ચાર વિમાનને સરખું આયરે, એકત્રીશ સાગર કહે જિનરાયરે;
ઉત્કૃષ્ઠું તો તિહાં તેત્રીશોરે, પંચમ વિમાન એહ જગીસોરે. ૨

---

૧ સંકલ્પ-હદ બાંધવી. ૨ ઘંટી, ખાંડણિયો, કોષ, કોદાળી વગેરે પાપ કામનાંજ સાધનો છે તે. ૩ પાંચમું અનુત્તર વિમાન.

દેવતણી કાયા એક હાથોરે, [1]ભોગતણી નવ જાણે વાતોરે;
સુખભર કાળ જાએ તિહાં સહી રે, તેહની વાત કો ન શકે કહીરે. ૩
પાંચે વિમાને ઉપજે જેહરે, સપ્ત લવી સુર કેતા તેહારે;
લવ સાતેનું અધિકું આયોરે, તો તે દેવતા મુગતિ જાયોરે. ૪
પંચમ વિમાને ઉપજે જેહરે, એક અવતારી કહિયે તેહરે;
ચ્યાર વિમાનમાંહિ અવતારોરે, ભવ સંખ્યાતા કરતો સારોરે. ૫
પાંચ વિમાન ને નવગ્રૈવેકોરે, વચનવાદ તિહાં નહિ રેખોરે;
ઠાકુર સેવક તિહાં નવ હોયરે, તે મૃતલોક ન આવે કોયરે. ૬
અનુત્તર પાંચ વિમાને જોયરે, ચોસઠ મણનાં મોતી હોયરે;
નાદેં લીણા રહે સુર જાણોરે, તેહનું જીવિત જગ પરમાણોરે. ૭

( દુહા. )

છએ જીવ સુખ ભોગવે, ભવ ચોથો વળી જ્યાંહિં;
મનુજ થયા ભવ પાંચમેં, જંબૂદ્વીપ સુમાંહિં. ૧

(ઢાળ ૧૧ મી-દેશી ચોપાઇની.)

જંબૂદ્વીપ અનોપમ જેહ, અસંખ્ય દ્વીપે વીંટયું તેહ;
અસંખ્ય સાયર પૂંઠે ફર્યાં, વિવિધવર્ણજળથી તે ભર્યા. ૧
માનવખેત્ર તે વચમાં લહું, લાખ પિસ્તાળીશ જોજન કહું;
તે બિચ જંબૂદ્વીપ સુસાર, જોજન લાખ શશિનો આકાર. ૨
વજ્રતણી જગતી તિહાં જોય, જોજન આઠ ઊંચી તે હોય;
તિહાં દરવાજા ભાખું ચ્યાર, આઠ જોજન ઊંચો વિસ્તાર. ૩
પહોળપણે તે જોજન ચ્યાર, વચ્ચે મેરૂ સોવનમય સાર;
એક લખ જોજન ને ચાળીશ, ઊંચો મેરૂ કહેં જગદીશ. ૪
એહજ જંબૂદ્વીપમઝાર, ષટ પરવત વિશધર ઇણ ઠાર;
જુગલતણાં ષટ ખેત્ર અપાર, કલ્પતરૂ-ફળ કરતા આહાર. ૫

[1] વિષયભોગની.

જંબૂદ્વીપ ભર્યું ભરપૂર, દોય ચંદ દોય ફરાતા સૂર;
જંબૂદ્વીપમાં છપન નક્ષત્ર, એકસો છયોતર ગ્રહો પવિત્ર. ૬
એક લખ કોડાકોડી જોય, તેત્રીસહજાર કોડાકોડ હોય;
નવસેં કોડાકોડીહુ વળી, પચાસ કોડાકોડ તારા વળી. ૭
બસેં અગણોતેર પર્વત લહું, નદીતણી વળી સંખ્યા કહું;
ચઉદ લાખ ને છપન હજાર, સોય શાશ્વતિ કહિયે સાર. ૮
એહજ જંબૂદ્વીપે કહું, ત્રણ્ય ક્ષેત્ર તે શાશ્વત લહું;
ભરતખેત્ર તિહાં પહેલું જોય, ધનુષતણે આકારેં હોય. ૯
ઐરવર્ત્ત તે એહવું લહું, મહાવિદ્દખેત્ર તે ત્રીજું કહું;
બત્રીસ વિજય તિહાં ભાખું સાર, જિન ચક્રી વૃહ નહી લગાર. ૧૦
ભરતક્ષેત્રની સુણો જગીશ, જોઅણ પંચસય ને છવ્વીસ;
છ કળા ઊપર અધિકું માન, બત્રીસહજાર તિહાં દેશ નિદાન. ૧૧
આર્ય દેશ સાઢા પંચવીસ, બીજા અનાર્ય કહેં જગદીશ;
દેશ કોશલા આરજ ભલો, ભરતક્ષેત્રમાંહે ગુણનિલો. ૧૨

( દુહા. )

દાહિણુ ભરતમાંહે વળી, જંબૂદ્વીપમઝાર;
છએ જીવ તિહાં ઊપના, સુખ વિલસે સંસાર. ૧
*સાતે કુળગુરમાં વડો, સ્વામિ નાભિનરિંદ;
જસ ઘર આવી ઊપના, જિનવર ઋખભજિણંદ. ૨

(ઢાળ ૧૨ મી–દેશી મનભમરાની–રાગ ગોડી.)

સર્વારથસિદ્ધિથી ચવ્યો મન ભમરારે, જીવાનંદનો જીવ,
લાલ મન ભમરારે;
મરૂદેવી કુખેં ઠવ્યો, મન. પ્રણમું સોય સદીવ. લા. ૧

---

૩ વિમળવાહન, ચક્ષુક્ષ્મા, યશસ્વી, અભિચંદ્ર, પ્રશેનજિત, મરૂદેવ, અને નાભિ આ સાત કુળગર ત્રીજા આરાના અંતમાં થાય છે અને તે પૈકી સાતમા કુળગરને ત્યાંજ પ્રથમ તીર્થંકર પૈદા થાય છે.

[1]ચૌદ સુપન સતી દેખતી, મ. કહે નિજ કંતને જાય; લા.
નાભિ કુળગર કહે હસી, મ. તુમ સુત પૃથ્વીરાય. લા. ૨
સુખભર કાળ ગમાવતી, મન. નવ મહીના દિન ચ્યાર; લા.
ચૈત્રી વદી દિન આઠમેં, મ. જનમ થયો તેણિ વાર. લા. ૩
દેવ દુંદુભી દીપતી, મ. વાજિ તે આકાશ; લા.
વિવિધ વસ્તુ ઉછાલતી, મ. નીર સુગંધી વાસ. લા. ૪
શ્રીજિનવર જવ જનમીઆ, મ. આવી છપન [ દિશિ ] કુમારિ; લા.
[2]સૂચીઅ કર્મ કરે તહીં, મ. દેવતણી એ નારિ. લા. ૫
ચોસઠ ઇંદ્ર મળી તિહાં, મ. મેરૂશિખર લઇ જાય; લા.
તીર્થજળે નવરાવીઓ, મ. મૂકયો જિહાં જિનમાય. લા. ૬
ઇંદ્ર વળ્યા ઘર આપણે, મ. પ્રણમી પ્રભુના પાય; લા.
રિષભનામ તિહાં થાપિયું, મ. હઇડે હરખ ન માય. લા. ૭
અનુકરમેં પ્રભુ વાધીઓ, મ. વળી નવ યૌવન થાય; લા.
બે કુંવરી પરણાવિયો, મ. ત્રણ્ય ભુવનનો રાય. લા. ૮
ભૂષણ ભાજન કનકમેં, મ. શૈયા અતિ સુકુમાળ. લા.
સંસારનાં સુખ ભોગવે, મ. જાતો ન જાણે કાળ. લા. ૯
જનમથકી જ્યારે ગયાં, મ. ષટલક્ષ પૂરવ સાર. લા.
[3]દોય યુગલ તવ જુજુવાં, મ. પ્રસવ થયાં તેણિવાર. લા. ૧૦
ચવીઅ દેવ દોય ઊપના, મ. બાહુ પીઠના જીવ. લા.
સુમંગલા કુખે ઠવ્યા, મ. સુખીઆ સોય સદીવ. લા. ૧૧

---

૧ બળદ, હાથી, કેસરીસિંહ, લક્ષ્મીદેવી, સુગંધી પુષ્પમાળ, ચંદ્ર, સૂર્ય, ધ્વજા, કળશ, પદ્મ સરોવર, રત્નાકર સમુદ્ર, દેવવિમાન, રત્નનો ઢગલો અને ધૂમાડા રહિત અગ્નિ–આ ૧૪ સ્વપ્ન આકાશથી ઊતરતાં અને પોતાના મુખમાં પેસતાં જોયાં. ૨ સુવાવડસંબંધી કામ. ૩ બે જોડલાં જુદાં જુદાં પેદા થયાં.

બાહુ જીવ ભરતજ થયો, મ. બ્રાહ્મી પીઠનો જંત. લા.
 રૂષભવંશ દીપાવીઓ, મ. કળા બહુ રૂપ અત્યંત લા. ૧૨
ચઉદ સુપન સતી દેખતી, મ. જાગી તેણીવાર. લા.
રૂષભદેવને જઈ કહે, મ. કીજે કંત વિચાર. લા. ૧૩

( દુહા. )

કંત વિચાર કહો મને, સુપનતણું ફળ જેહ;
અનુક્રમેં માંડી કહે, રૂષભ સુણુંતા તેહ. ૧

**(ઢાળ ૧૩ મી-દેશી કાન વજાવે વાંસલી, હરિ જોવા સરીઓ. રાગ અશાવરી સિંધુઓ.)**

સ્વામિ ધુર દીઠો સહી,-ગજ કાયા[1] ગોરી;
બીજે સુપને દેખીઓ, મેં વૃષભ ધોરી. ૧
ત્રીજે[2] હરિ અતિ ઊજળો, ઉંચ પૂંછ કુંડાળા;
લક્ષ્મી ચોથે પંચમે,-પંચવરણી માળા. ૨
છઠ્ઠે[3] શશિ [4]રવિ સાતમે, [5]ગુંજારંગ સરખો;
પંચવર્ણ ધ્વજ આઠમે; લહલહતી નરખો. ૩
કુંભકળશ રૂપાતણો, નોંમે પણ પેખ્યો;
[6]પઉમ સરોવર જળ ભર્યો, દશમે તે દેખ્યો. ૪
[7]ઉદધિ તે અગ્યારમે, માંહિ મચ્છ અનેકો;
દેવ-વિમાન તે બારમે, તિહાં નાદ વસેકો. ૫
રત્નરાશિ તે તેરમે, પેખી પંચવર્ણી;
નિર્ધૂમ અગનિ ચઉદમે, દુખ-દારિદ્ર-હરણી. ૬
પ્રેમે સુપન સુણાવતી, સુણી રાજા બોલે;
ત્રિભુવનમાં નર બહુ હશે, નહિ [તુજ] સુતની તોલે. ૭

---

૧ ધોળો હાથી. ૨ ધોળો સિંહ. ૩ ચંદ્ર. ૪ સૂર્ય. ૫ ચણોઠી જેવો લાલ. ૬ પદ્મ સરોવર. ૭ ક્ષીરસમુદ્ર.

પરભાતે નર નરવરૂં, સભામાંહિં આવે;
આઠે [1]સુપનજ પાઠકી, રાજા બોલાવે. ૮
ભાખે સુપનજપાઠકી, સુત સુંદર હોય;
સુત ચક્રી નિશ્ચે હુસે, [2]દૂજો નહિ કોય. ૯
ઇણુ વચને નૃપ હરખીઓ, આપી બહુ રિદ્ધિ;
વચન તુમ્હારૂં સહી ખરૂં, તુમ સાચી બુદ્ધિ. ૧૦
પંડિત નિજ નિજ ઘર ગયા, વધિયો ઉદરેં બાળ;
શુભ લગને વેળા ભલી, જન્મ્યો [બાળ] સુકુમાળ. ૧૧

( દુહા. )

નામ ભરત તસ રાખિયું, બ્રાહ્મી બહેનનું નામ;
[3]સુરના તરૂપરેં વાધતાં, રૂપેં હરવે કામ. ૧

(ઢાળ ૧૪ મી–દેશી ભાવી પટાધર વીરનો. રાગ ગોડી.)

દોય દેવ ચવી ઊપના, વળીઅ સુનંદારે કુખ્ય;
બાહુબળ અને સુંદરી, તે પહેરે દેવદુખ્ય.
રિષભનો વંશ વખાણીએ. ૧
જીવ સુબાહુરે જે હતો, તે હુઓ બાહુબળરાય;
નર મહાપીઠ થયો સુંદરી, [4]માયાતણેરે પસાય. રિ. ૨
અનુક્રમેં રે સુમંગળા, જાયા અઠાણુરે પુત્ર;
જુગલપણે સુત જનમીઆ, રાખ્યું રૂષભજ સૂત્ર. રિ. ૩
રિષભનો વંશ બહુ વાધતો, જેમ દ્વિતીઆનોરે ચંદ;
પુત્ર રમે બહુ આંગણે, લોક સકળરે આનંદ. રિ. ૪
સુત નવયૌવન જવ થયા, પરણાવી બહુ નાર;
નર પાંચે ઇંદ્રિયતણાં, સુખ વિલસે સંસાર. રિ. ૫

---

૧ સ્વપ્નશાસ્ત્રના જાણનારા. ૨ બીજો. ૩ કલ્પવૃક્ષની પેઠે. ૪ કપટપણે તપ વિશેષ કર્યાના પ્રતાપથી.

ઈમ કરતાં દિન બહુ ગયા, વીસ લક્ષ પૂરવ સાર;
રાજ ધુરંધર જાણીઓ, હરિ આવ્યા તેણિવાર. રિ. ૬
મણિમય સિંઘાસણ તિહાં ઠવ્યું, આણ્યું તીરથનીર;
વિવિધ તે ઔષધી શિરધરી, નિર્મળ કીઓ શરીર. રિ. ૭
ભૂષણ વસ્ત્ર પહેરાવીઆં, વાગે વાજિત્ર સાર;
રાજ્યાભિષેક કર્યો તિહાં, યુગલ મળ્યાં તેણિવાર. રિ. ૮
કલ્પદ્રુમ સરીખો પ્રભો, દીઠો જેણીવાર;
જળ લેઈ પાય પખાળિયા, આણ્યો વિવેક વિચાર. રિ. ૯

( દુહા. )

યુગલ [નો] વિવેક જાણી કરી, હરખે ઈંદ્ર અપાર;
ધનંદપરે અર્થ પાવતો, નગરી વનિતા સાર. ૧

(ઢાળ ૧૫ મી–દેશી ચાલ્ય ચતુર ચંદ્રાનની–રાગ મલ્હાર.)

નગર અયોધ્યા થાપિયું, લાંબું જોજન બારરે;
નગર પહોળું અતિશે ભલું, જોજન તે નવ સારરે. નગર. ૧
કનકતણો ગઢ તિહાં કર્યો, કોશીશાં મણિ જોયરે;
પોળ બહારે ખાઈ તિહાં ખણી, કોટે નાળી બહુ હોયરે. ન. ૨
ચોરાશી ચૌટાં કર્યાં, કરી મોહોલ વખારોરે;
રત્નમણિ ધન ચીવરાં, ભરીઆં તેણી ઠારરે. ન. ૩
ગજ રથ લેખધશાળ તિહાં, રમવાતણાં ઠામરે;
વળી ત્રિપોળીઓ નીપનો, પંથીના વિસરામરે. ન. ૪
વળી વાડી વન નીપનાં, કૂપ કુંડ તળાવરે;
દ્રહ વાવ્યો તિહાં બહુ કરી, રચિ સોવનમય સાવરે. ન. ૫

( દુહા. )

સાવ સોવનમય તિહાં કર્યું, રાજ્ય કરે ભગવંત;
રાજ્યાભિષેક કરી તિહાં, વળીઆ સુર ગુણવંત. ૧

સકળ કળા પ્રભુ શીખવી, પરઉપકારજ કામ;
ત્રેસઠ લખ પૂરવ લગેં, રાજ્ય કરે તિણુ ઠામ. ૨
સુરનાં સુખ પછી સાંભર્યાં, મન [માં] કડવો સંસાર;
લોકાંતિક સુર તિહાં ધસી, આવ્યા તેણીવાર. ૩

( ઢાળ ૧૬ મી–દેશી તુંગિયાગિરિ શિખરે૦ પરજ. )

કહે આવી સુરલોકાંતિક, નમી જોડી હાથરે;
બૂઝ બૂઝ ભગવંત સ્વામી, સકળ પ્રાણીનાથરે. કહે. ૧
ધર્મમારગ તોહુ ચાલે, લિયે જિન દીક્ષાયરે;
ભવિકજીવ પ્રતિબોધ પામેં, ટળે વૈર કષાયરે. કહે. ૨
જીવ મારે [1]મૃષા બોલે, કરે આમિષ [નો] આહારરે;
તુમ વિના જગ ઇશ્યા પ્રાણી, કિમ લહે ભવપારરે? કહે. ૩
મોહ માયામાંહિ [2]ખૂતા, જીવ [3]વિગુતા જેહરે;
ઋષભસ્વામિ મુક્તિગામી, દર્શ ઇચ્છે તેહરે. કહે. ૪
ઇશ્યું કહિ સુર ગયા જ્યારે, ધરે તિહાં વૈરાગરે;
[4]એક કોડ અઠ લાખ આપી, કરે ધનનો ત્યાગરે. કહે. ૫
દાન સંવત્સરિ દેઈ જિનવર, માગે [5]અનુમતિ સારરે;
માત સુતા સુત સૈન્ય સઘળું, દુખ ધરે તેણવારરે. કહે. ૬
રૂદન કરતાં ઋષભ વારે, આપે સુતને રાજરે;
કુટુંબ પરજા તુમો પાળો, વંશ વધારો લાજરે. કહે. ૭
કામભોગ મેં ઘણા વિલસ્યા, તોય તૃપ્તિ ન થાયરે;
તિણ કારણ હવે લેઉં સંયમ, ભરતપૃથિવિરાયરે. કહે. ૮
તેડયો સુત તિહાં બાહુબળીનેં, આપ્યો બહુળી દેશરે;
પુત્ર અઠ્ઠાણુ [ને] રાજ્ય દીધાં, જુજુએ નગર નરેશરે. કહે. ૯

---

૧ જૂઠું. ૨ કળાઇ ગયેલા. ૩ વગોવાયા. ૪ એક વર્ષ લગે સવા પહોર દિવસ ચડતાં સુધી અર્થીને દાન દેવામાં એક ક્રોડ અને આઠ લાખ સોનામ્હોરો વાપરી. ૫ રજા.

શીખ માગી લિયે સંયમ, કરે આતમસારરે;
ચૈત્રિવદિ વળી દિવસ આઠમ, લિયે સંયમભારરે. કહે. ૧૦

(દુહા.)

ચ્યાર [1]સહસ નૃપશું વળી, લીધો સંયમભાર;
છદ્મસ્થપણું પ્રભુ ભોગવે, વર્ષ તે એક હજાર. ૧

(ઢાળ ૧૭ મી-દેશી સાહેલડીની.)

ધર્મધ્યાન ધ્યાતાં વળી, સાહેલડિયાં. ધરતાં શુકલજ ધ્યાનરે;
ગુણવેલડિયાં.
[2]ઘનઘાતી કર્મ ક્ષય કીઆં, સા. પામ્યા કેવળજ્ઞાનરે. ગુ. ૧
સમોવસરણ દેવે કિયું, સા. બેઠા ઋષભજિણંદરે; ગુ.
આવી ભરત [ને] વધામણી, સા. હૈડે અતિ આણંદરે. ગુ. ૨
જમક સમક પહેરાવિયાં, સા. આપ્યું કનક અપારરે; ગુ.
ચક્રરત્ન [ની] વધામણી, સા. વળી આવી તેણિ વારરે. ગુ. ૩
ભરત વિચારે મન તિહાં, સા. કુણ પૂજું પહિલાંય રે? ગુ.
ચક્ર કામ સંસારનું, સા. તાત ધરૂં મનમાંહ્યરે. ગુ. ૪
સમોવસરણે તવ સંચર્યો, સા. પ્રણમી પ્રભુના પાયરે; ગુ.
સુણિ જિનવરની દેશના, સા. વળીઓ પૃથ્વિરાયરે ગુ. ૫

(દુહા.)

પછે ભરત વળી આવિઓ, આયુધશાળા જ્યાંહ;
ચક્રરત્ન [ની] વધામણી, નર પહિરાવ્યો ત્યાંહ. ૧

(ઢાલ ૧૮ મી-દેશી સુવિધિ ધર્મ જગ જે કરે-રાગ મેવાડો.)

પછે ભરત ધરી ધોતિયાં, ત્રણ પ્રદક્ષિણા દેય;
પૂજા પખાળ કરે તહીં, ચક્રરત્નનીરે પૂજાહ કરેય.

---

૧ ચાર હજાર રાજાઓની સાથે દીક્ષા અંગિકાર કરી. ૨ અત્યંત ઘાત કરનાર જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહની, અને અંતરાય આ ચાર કર્મનો ક્ષય કરી.

તે નૃપ દેશસાધન ગયો. આવી સુર નરરે લાગે પાય,
દેશ સઘળોરે ભરતેશ્વર થાય તે નૃપ. ૧
અષ્ટ મંગળીક આગળ ધરે, ભરે ફૂલપગર સાર;
મહોત્સવ [1]અઠાન્હિકા તિહાં કરી, નૃપ ચઢીયોરે તેણી વાર. તે. ૨
એક યોજન આગળથકી, ચક્ર તે ચાલ્યું જાય;
મહેંદ્ર-ધજા જિમ અતિ ભલી, સુર આગળેંરે વળી તે
જિમ થાય. તે. ૩
ધર્મચક્ર જિન આગળે, જિમ ચાલે આકાશ ?
ભરતનરેશ્વર આગળેં, તિમ ચાલેરે ચક્રરત્ન હુલ્લાસ. તે. ૪

( દુહા. )

દેશ સાધવા સંચર્યો, સાથે બહુ પરિવાર;
હય ગય માનવ બહુ મિળ્યાં, ચક્રીદળ નહીં પાર. ૧

( ઢાળ ૧૯ મી–દેશી ત્રીપદીની. )

ચક્રીનાં દળ ચાલ્યાં જાવે, ગંગા [2]ઢૂકડા તે પિણ થાવે;
દક્ષિણકાંઠે આવે, હો રાજન, દક્ષિણ. ૧
તિહાં ઉતરિયો ભરતનરિંદો, ઋદ્ધે જાણે ઇશાનઇંદો;
ગાજે બહુઅ ગયંદો, હો રાજન, ગાજે. ૨
દક્ષિણકાંઠે ચાલે રાયો, પૂર્વસમુદ્રને કાંઠે જાયો;
માગધતીર્થ તિણ ઠાયો, હો રાજન, માગ. ૩
તિહાં [3]કટક ઊતર્યું અપારો, નવ જોયણ પહોળું વિસ્તારો;
લાંબું જોયણ બારો, હો રાજન, લાં. ૪
તિહાં રહી નૃપ કરે વિચારો, વાર્ધિકને તેડયો તેણિ વારો;
કર્યો પોષધ એક સારો, હો રાજન, ક. ૫
વાર્ધિકરત્ન તે બુદ્ધિ વિશાળો, તેણેં કીધી એક પોષધશાળો;

---

૧ અઠ્ઠાઈ મહોત્સવ. ૨ નજીક. ૩ લસ્કર.

તિહાં રહે ભરતભૂપાળો, હો રાજન, તિ. ૬
તિહાં એક [1]અઠ્ઠમ કરતો સારો, તે પિણ નીર વિનાજ વિચારો;
પોષધ [2]ડાભસંથારો, હો રાજન, પો. ૭
રાત દિવસ તિહાં જાગે રાયો, માગધદેવતણે મનધ્યાયો;
ઇમ ત્રણ દાહડા જાયો, હો રાજન, ઇ. ૮
ચોથે દિવસ નૃપ દેહ પખાળે, બળિ બાકળ લેઇ તિહાં ઉછાળે;
રથબેસી નૃપ ચાલે, હો રાજન, ર. ૯
ઢીચણ લગે સાયરજળ જ્યાંહિં, રથબેસી આવે તે માંહિં;
ધનુષ ચઢાવે ત્યાંહિં, હો રાજન, ધ. ૧૦
દેવાધિષ્ટિત જે છે બાણો, લખે નામ તિહાં ભરત સુજાણો;
મૂકે સોય પ્રમાણો, હો રાજન, મૂ. ૧૧
ગયું બાણ જોયણ તે બારો, મગધદેવસભા જિહાં સારો;
સુર ખીજ્યા તેણિવારો, હો રાજન, સુ. ૧૨
કુણ મૂરખ મૂકે અહીં બાણો ! ઝાલી તેહના હણિયે પ્રાણો !
ઊઠયા દેવ સુજાણો, હો રાજન, ઊ. ૧૩
સુરમંત્રી છે મોટા જેહો, નામ બાણથી વાંચે તેહો;
[3]શીતલ થાયે દેહો, હો રાજન, શી. ૧૪
તિણ સમજાવ્યા સકળ સુરિંદો, એ જિનવરસુત ભરતનરિંદો;
અહીં નવ જીતે ઇંદો, હો રાજન, અ. ૧૫
સમજ્યો માગધદેવ સુજાણો, હાથે લીધું ચક્રી બાણો;
આવે મૂકી [4]માણો, હો રાજન, આ. ૧૬
મુકુટ કુંડળ માગધ[દ્રહ]નું પાણી, ચક્રીને સુર આપે આણી;
બોલે અમૃતવાણી, હો રાજન, બો. ૧૭

---

૧ ચોવિહારા ત્રણ ઉપવાસ. ૨ ડાભની પથારી. ૩. ક્રોધના પ્રબળ તાપથી તપેલું મન ચક્રીનું બાણ જણાતાં શાંતિ મળ્યે ઠંડું થયું. ૪ અભિમાન–ગર્વ તજીને.

સ્વામિ તુમને મેં નવિ જાણ્યા, મુજ પુણ્યે ખીંચી તુમ આણ્યા
નમિય પાય વખાણ્યા, હો રાજન, ન. ૧૮
સુર સંતોષ્યો પાછો ફરિયો, બોલ ભરતનો માથે ધરિયો;
નૃપ પાછો પરવરિયો, હો રાજન, નૃ. ૧૯
અઠ્ઠમપારણું આવી કરતો, અઠાન્હિકા મહોત્સવ આદરતો;
માગધસુર [ને] ચિત ધરતો, હો રાજન, મા. ૨૦

( દુહા. )

માગધસુર રંજ્યો ઘણું, જપે ભરતનું નામ;
દક્ષિણનિધિકાંઠે વળી, આવ્યો ચક્રી તામ. ૧

( ઢાળ ૨૦ મી-દેશી ચોપાઈ છંદની. )

તિહાં વરદામ તીર્થ એક કહું, વરદામ દેવતા તેનો લહું;
અઠ્ઠમતપ કરી સાધ્યો સોય, માગધદેવતણી પરે જોય. ૧
રત્નતણો કંદોરો એક, આપે મોતી રત્ન અનેક;
આલી પાય નમીને ફર્યો, આઠ દિવસ ત્યાં મો'ત્સવ કર્યો. ૨
ત્યાંથી આગળ ચાલ્યો વીર, આવ્યો પશ્ચિમસાયરતીર;
પ્રભાસતીર્થ તિહાંકણ કહે, પ્રભાસદેવ તિહાં પણ રહે. ૩
અઠ્ઠમતપ પોષહ ત્યાં કર્યો, રથબેસી જળમાં સંચર્યો;
મૂકી બાણ ને સાધ્યો દેવ, આવી પાય નમ્યો તતખેવ. ૪
તિણે [1]વળય કંદોરો સાર, [2]ચૂડામણિ આપી તેણિ વાર;
રિદ્ધિમણિ આપીને ફરે, પછે પારણું નૃપતિ કરે. ૫
આઠ દિવસ મો'ત્સવ ત્યાં કરે, ચક્રીદળ આઘાં સંચરે;
સિંધૂનદિયેં આવે સહી, દક્ષિણકાંઠે રહે ગહગહી. ૬
દેવીસિંધૂ અછે વળી જેહ, અઠ્ઠમતપેં આરાધિ તેહ;
આવી વેગેં પડિ નૃપ પાય, [3]રાબળ ભેટ લાવી તિણ ઠાય. ૭

---

૧ કંકણ. ૨ માથાના અંબોડામાં રાખવાનો દાગીનો. ૩ બહુ ભારે-ઘણું.

એક હજાર અને વળી આઠ, રત્નકળશ આપ્યા શુભ ઘાટ;
રત્નસિંહાસણુ આપ્યાં દોય, કડાં બ્હેરખા [1]ચીવર સોય. ૮
આપી એટલું પાછી ફરે, અઠુમપારણું ચક્રી કરે;
આઠ દિવસ મોત્સવ આદરે, નૃપ વૈતાઢ્ય ભણી સંચરે. ૯

( દુહા. )

વૈતાઢ્યાચળ અતિ ભલો, વસે વિદ્યાધર જ્યાંહ;
સોઈ સદા છે [2]શાશ્વતો, ભરતક્ષેત્રની માંહ્ય. ૧

( ઢાળ ૨૧ મી–દેશી રજની ન જાવેરે–રાગ કેદારો. )

ભરત વચે વળી અછે ભલેરોરે, વૈતાઢ્ય પર્વત રૂપાકેરોરે;
પહોળપણે તે જોયણ પંચાસોરે, ઉંચો જોયણ પંચવીસ તાસોરે. ૧
અછે કૂટ નવ ઉપર જોયોરે, જોયણ સવાછ ઉંચાં હોયોરે;
એક પ્રાસાદ નમું નિશિ દીસોરે. પ્રતિમા પ્રણમું એકસોવીસોરે. ૨
પૂર્વ પશ્ચિમસાયર જ્યાંહિંરે, પર્વત છેડા મિલિયા ત્યાંહિંરે;
વૈતાઢ્ય ઉપર ઉંચા ચઢિયેરે, [3]જોયણ દશ વળી જઇને અડિયેરે. ૩
તિહાં [4]મેખળા છે વળી હોયોરે, દક્ષિણ ને ઉત્તર દિશિ જોયોરે.
દક્ષિણ–[5]શ્રેણી નગર પચાસોરે, તિહાં છે વિદ્યાધરનો વાસોરે. ૪
ઉત્તરશ્રેણિ કહી છે જ્યાંહિંરે, નગર અનોપમ સાઠજ ત્યાંહિંરે;
તે ઉપર દશ જોયણ જાએરે, દોય મેખળા પરગટ થાએરે. ૫
સુધર્મઇંદ્રતણા વળી હેવારે, લોકપાળ અભિયોગિક દેવારે;
[6]સોય વસે છે તેણે ઠારોરે, ઉત્તરદક્ષિણ શ્રેણિ વિચારોરે. ૬

( દુહા. )

એ વર્ણન વૈતાઢ્યનું, ચક્રી આવ્યો ત્યાંહિં;
પોષધશાળામાં વળી, અઠુમ [7]પચખ્યો જ્યાંહિં. ૧

---

૧ કપડાં. ૨ કોઈ દિવસ નાશ ન થાય તેવો. ૩ જિનરાજનું દેહેરૂં, ૪ ગોળાકાર પહાડનો ઘેરો, ૫ પંક્તિ, ૬ તે. ૭ ત્રણ ઉપવાસનું પચ્ચખ્ખાણ ઉચર્યું.

( ઢાળ ૨૨ મી—દેશી ચોપાઇ છંદની. )

અઠ્ઠમ એક પોષધસહ કરે, વૈતાઢયનો સુર મનમાં ધરે;
તે આવ્યો જ્યાં ભરતહરાય, આપી રત્નને લાગ્યો પાય. ૧
રત્નતણાં ભૂષણ આપિયાં, [1]દેવદુષ્ય [2]ભદ્રાસણ દિયાં;
દેવપ્રશંસ્યો પાછો ફર્યો, તે નિમિત્ત ત્યાં ઉત્સવ કર્યો. ૨
કરી પારણું ચાલ્યો રાય, ગુફાબારણે પરગટ થાય;
એક અઠ્ઠમ પોષાશું કરી, ક્રીતમાલ સુર [ને] મનમાં ધરી. ૩
અવધિજ્ઞાને આવી દેવ, ચક્રી [ને] પાય નમ્યો તતખેવ;
[3]ટીલાં ચઉદ દિયે તિણ ઠામ, સ્ત્રીઅ રત્નને આવે કામ. ૪
ભૂષણ ચીવર આપે બહુ, સ્ત્રીઅરત્નને કાજે સહુ;
કરજોડી બોલે સુરરાજ, ગુફા ભળાવું તુમને આજ. ૫
ચક્રીએં સંતોષ્યો દેવ, અઠાન્હિકા મો'ત્સવ કરે ખેવ;
પછે પારણું ભૂપતિ કરે, [4]સેનાની બોલાવ્યો શરે. ૬

( દુહા. )

સેનાનીઅ સુષેણનેં, તેડે તવ [5]નરદેવ;
સિંધૂનદી પેલે ત્રટેં, તુમે જાઓ ત્યાં [6]હેવ. ૧

( ઢાળ ૨૩ મી—દેશી ઉલાળાની-રાગ ધનાશ્રી. )

વચન હુવું જવ રાય, સેનાપતિ [7]સજ થાય;
લીધી સકળ સેનાય, બીજા ખંડમાં જાય. ૧
રત્નચર્મ લીધું સાથો, મોટું દોયજ હાથો;
સુષેણ ભરત જે રાય, ફરસ્યે મોટું થાય. ૨
લાંબું જોયણ તે બારો, નવ જોયણ પહોળું સારો;
વાંહણે વાવિયે ધાનો, સાંજે નીપજે અન્નો. ૩

---

૧ દેવતાના વપરાસમાં આવતાં વસ્ત્રો, ૨ મંગળકારી આસન. ૩ ચાંદલા, ૪ સૈન્યનો ઉપરી, ૫ ચક્રીશ્વર, ૬ હમણાં-હાલજ, ૭ તૈયાર,

એહવું ચર્મ જે રત્નો, સહસ સુર કરે યત્નો;
સિંધૂનદી કહી જ્યાંહ, મૂક્યું રત્ન તે ત્યાંહ. ૪
સિંધૂનદીમાંહિં સારો, સાથે બહુ પરિવારો;
નદીઅ તે ચઉદ હજારો, નીરતણો નહિ પારો. ૫
હેમવંત પર્વત જોય, પદ્મદ્રહ તિહાં હોય;
નદીઓ નીકળી ત્રણ્યે, પાણી ઉજવળ વર્ણ્યે. ૬
ગંગા સિંધૂ તે જોય, રોહિતા અંશની હોય;
પશ્ચિમસાયરમાંહિ ભળતી, ગંગા પૂર્વે પળતી. ૭
સિંધૂનદી કહી જેહો, પશ્ચિમે ચાલીઅ તેહો,
ભેદે વૈતાઢ્ય ત્યાંહો, ભળતી સમુદ્ર તે માંહો. ૮
ત્યાં એક કુંડ તે લહિયે, માંહિ સિંધૂદ્વીપ તે કહિયે;
તિહાં એક ભવન છે ખાસો, દેવીસિંધૂનો વાસો. ૯
સિંધૂનદીતીરે સારો, ભવન તે એક ઉદારો;
પ્રતિમા એકસો ને વીસો, નામું નિત્યે એ શીશો. ૧૦
મૂળે સિંધૂ તે જોય, જોયણ સવા છ તે હોય;
જોયણ સાડી બાસઠ જાણું, પ્રવાહે નદીઅ વખાણું. ૧૧
ઇસી નદી કહી પરમો, ધર્યું ત્યાં રત્ન તે ચર્મો;
બાર જોયણ વાધ્યું તેહો, નવ જોયણ પહોળું જેહો. ૧૨
સિંધૂતરી તિહાં જાય, તિહાં બહુ યુદ્ધ તે થાય;
સેનાની તિહાં ઝૂઝે, [1]ખેહે ભાણ ન સૂઝે. ૧૩
સીંગલ બાબર જાત્યો, ટંકણ યવનની નાત્યો;
કલમુખ હબસી જેહો, જીત્યા સુષેણે તેહો. ૧૪
વિષમા કોળીઅ ભીલો, કીધી તેહની મીલો;
તિહાં ભલ કચ્છ જે દેશો; હાર્યા તેહ નરેશો. ૧૫
દેશ સકળ કરી હાથો, લીધા ભૂપતિ સાથો;

---

૧ ધૂળ ઉડવાને લીધે સૂર્ય પણ દેખાતો ન હતો.

નરપતિ સોય નમાડયા, ચક્રીને પાગે પાડયા. ૧૬
ભેટ સબળ તિહાં લાવે, ચક્રીને મન [1]ભાવે;
પાછો દેશ તે આલે, નૃપ ચક્રી સાથે ચાલે. ૧૭

( દુહા. )

ચક્રી પાસે તે રહ્યા, કરવા લ્હોસંગ્રામ;
કેટલા દિવસ ગયા પછે, બોલ્યો ભૂપતિ તામ. ૧
સુષેણ સેનાની તેહિયો, વચન કહે અનુકૂળ;
તુમે આગળ ચાલો વહી, જિહાં વૈતાઢયજ મૂળ. ૨
મૂળે દોય ગુફા સહી, નામ તિમણા હોય;
ખંડપરપાતા પાશ્ચમે, નામ ગુફાનાં જોય. ૩

(ઢાળ ૨૪ મી–દેશી પ્રણમી તુમ શ્રીમંધરજી–રાગ પરજ.)

સોય ગુફા છે શાસ્વતીજી, લાંબી જોયણ પંચાસ;
જોયણ બાર પહોળી સહીજી, તિહાં નહીં કોઇનો વાસ. ૧
નરેશ્વર ચક્રી આવેરે ત્યાંહિં, ત્રણ ખંડને સાધતોજી;
અસુરતણાં દળ જ્યાંહિં. ન. ૨
આઠ જોયણ ઉંચી સહીજી, ઉંચાં એહવાંરે બાર;
પહોળપણે છે તે વળીજી, ભાખું જોયણ ચ્યાર. ન. ૩
ગુફામાંહિં જો જો વળીજી, નદી અનોપમ દોય;
જોયણ ત્રણ પહોળી સહીજી, શાશ્વત કહિયે સોય. ન. ૪
નદી નામ છે શાશ્વતાંજી, ઉનમગજલા વળી એક;
જે નાખો તે ત્યાં તરેજી, મહિમા નીરવિશેક. ન. ૫
નદી ત્યાંહિં બીજી ભલીજી, છે નિર્મગનજલાય;
જે નાખો તે બૂડશેજી, જોજે જળમહિમાય. ન. ૬
આવી મિલે એ સિંધૂમાંજી, નદી ભલી વળી હોય;
ગુફા તિમણામાં વળીજી, એ બેહુએ પણ હોય. ન. ૭

---

૧ પસંદ પડે.

(દુહા.)

ઇશી ગુફા રળિયામણી, પૂરવ દિશિ છે જ્યાંહિં; ૧
પૃથિવી લેવા કારણે, ચાલ્યો ચક્રી ત્યાંહિં.
સુષેણ સેનાની તેડિયો, ભાખે નૃપ તેણી વાર; ૨
ગુફા આગળે જઈ કરી, ઊઘાડો એ બાર.

(ઢાળ ૨૫ મી-દેશી ચોપાઈ છંદની.)

હવી આગન્યા નૃપની જિસે, સેનાની વહી ચાલ્યો તિસે;
આવ્યો ગુફાનું દ્વારજ જ્યાંહિં, પોષધ અઠ્ઠમ કરે નર ત્યાંહિં. ૧
સ્નાન સોય કરે પારણે, વસ્ત્ર ઊજળાં ત્યાં પહિરણે; ૨
ધૂપ ઉખેવે પરિમળ ઘણે, નમસ્કાર કીધો બારણે.
સેનાપતિ તવ ઠેલે બાર, નવ ઊઘડીઆં તેણી વાર; ૩
અઠાન્હિકા મો'ત્સવ તવ કરે, અષ્ટમંગળ તે આગળ ધરે.
દંડરત્ન તવ હાથે લિયે; સાત આઠ ડગ પાછાં દિયે; ૪
આવી [1]ઘાઓ કરે ત્રણ વાર, ગુફા તિમધા ઉઘડે બાર.
વૈતાઢ્ય આખો તે ઘડહડે, [2]તરૂ પર્વત તે તૂટી પડે; ૫
દક્ષિણ ઉત્તર બાર ખડખડે, [3]લોચન પરેં બેહુએ ઉઘડે.
તવ એક આણે [4]વડો ગયંદ, ઉપર બેસે ભરતનરિંદ;
ગજ જમણું કુંભસ્થળ જ્યાંહિં, મણિરત્ન એક મૂક્યું ત્યાંહિં. ૬
આંગળ ચ્યારતણું તે જોય, તેહથી બહુ અજુઆળું હોય; ૭
દેવ અધિષ્ટા તસેં હજાર, રોગહ શસ્ત્ર ન લાગે ધાર.
પછે રત્ન કહ્યું કાંગણી, હાથ લિયે ખટખંડનો ધણી;
હિરણ્ય સરખું તે પણ હોય, [5]સહસ દેવતા સેવે સોય. ૮
એવું કાંગણી જે છે રત્ન, ચક્રી તેહનું કરતો યત્ન;

---

૧ પ્રહાર–ઘા. ૨ ઝાડ. ૩ આંખ્યોની પેઠે. ૪ મોટા હાથી, ૫ હજાર.

ભીંતે લેઇ કરતો માંડલાં, [1]તરણીજ્યોતિથકી નિર્મળાં. ૯
જોયણ બાર અજુઆળું કરે, ધનુષ પાંચ સહિ મોટાં શરે;
પૂરવ પશ્ચિમ ભીંત્યો તાસ, મંડલ કરે ત્યાં ઓગણપચાસ. ૧૦
ચક્રીની પદવી જિહાં જગે, ગુફા માંડલાં રહે ત્યાં લગેં;
સબળ પુન્યનો ચક્રી ધણી, ચાલ્યો પૃથિવી લેવા ભણી. ૧૧
ગુફામાંહિ પેઠા [2]પરપરી, લોકનાળિ જાણે ત્રીછી કરી;
તેણિ જગા સેંદળથી વહી, મધ્ય નદી બે આવી સહી. ૧૨
પત્થરપાજ બાંધી ત્યાં સહી, ચક્રીનાં દળ ચાલ્યાં વહી;
ઉત્તર પોળેં તે નીકળે, મ્લેચ્છ ખંડમાંહે સળસળે. ૧૩

( દુહા. )

મ્લેચ્છ ખંડમાં આવિયો, સ્વામી ભરતનરિંદ;
બહુ પરિવારેં પરવર્યો, [3]જાણું ગગને ચંદ. ૧

( ઢાળ ૨૬ સી—દેશી પ્રણમી તુમ શ્રીમંધરૂજી. )

ચંદતણી પરેં પરવર્યોજી, નહિ કો ચક્રીરે જોડિ;
[4]હય ગય લાખ ચોરાશિયાંજી, [5]પાયક છન્નુ કોડિ.
નરેસર, સૈન્યતણો નહિ પાર, [6]સેનાની પણ સંચરેજી;
આગળ થઇ અસવાર. નરેસર, સૈન્ય, ૧
ચોસઠ સહસ સુખાસણાંજી, દશ કોડિઅ લંબ ધજાય;
લાખ ચોરાશી રથ ભલાજી, એક લખ દૂઝે ગાય. ન. સૈ. ૨
દોય સહસ ને પાંચસેંજી, સુર નવિ લોપેરે આણ;
પાંચ લાખ દીવીધરાજી, લાખ ચોરાશી [7]નિસાણ. ન. સૈ. ૩
ચોસઠ સહસ [8]બિરૂદાવળીજી, નાટિક સહસ બત્તીસ;

---

૧ સૂર્ય, ૨ એક પછી એક. ૩ જાણે અસંખ્ય તારાઓ સહિત આકાશમાં ચંદ્રમા પરવરે છે તેની પેઠે. ૪ ઘોડા હાથી. ૫ પૈદલ-પાળા. ૬ સેનાનો—લશ્કરનો ઉપરી અમલદાર. ૭ નગારાં—નોબત. ૮ યશનાં વખાણ બોલનારા.

ત્રણ્ય કોડિ વ્યાપારીઆજી, ત્રણ્ય લાખ [1]મંત્રીશ. ન. સૈ. ૪
પૃથિવી લાગી [2]ધ્રૂજવાજી, [3]દિશિનો થાએરે દાહ;
[4]ઉલ્કાપાત થાએ સહીજી, અતિ ભૂંડા ત્યાં [5]વાય. ન. સૈ. ૫
ઊડે [6]ખેહ ત્યાં અતિ ઘણીજી, અને હોય તિહાં નિઘાત;
પીતવર્ણ દાહડો થયોજી, દેખે બહુ ઉત્પાત. ન. સૈ. ૬
સમળી સારસ કાગડાજી, કોડિ ગગન ફરંત;
ગગન શ્યામ નિહાળતાંજી, ચિંતા અસુર અત્યંત. ન. સૈ. ૭
ચક્રીદળ [7]બળિયાં સહીજી, પહિરી સોવન [8]સનાહ;
[9]કોદંડ લેઈ હાથમાંજી, યુદ્ધ કરેવા જાય. ન. સૈ. ૮
[10]મુદ્ગર ફરસી તિહાં ગ્રહીજી, કૈના હાથેરે [11]દંડ;
તેણે આકાશ દીપાવતાજી, મિળિઆ પુરૂષ પ્રચંડ. ન. સૈ. ૯
સાયરને શોષે સહીજી, કરે પર્વત ચકચૂર;
કૈ આકાશ ધંધોળતાજી, પૃથિવી ફાડે [12]શૂર. ન. સૈ. ૧૦
અગ્નિમાં પેસે સહીજી, સિંહશું લેતારે [13]બાથ;
ગજ બળિયાને સાંકળેજી, વજ્રદંડ તસ હાથ. ન. સૈ. ૧૧
શત યોધા નર ત્યાં મિળ્યાજી, એક હણેરે હજાર;
લખ યોધાનર ત્યાં મિળ્યાજી, એક કોટિ નર પ્રાહાર. ન. સૈ. ૧૨

( દુહા. )

દળ દેખી ચક્રીતણાં, મળિયા સબળ મલેચ્છ;
કહે મુખ કાયર આવિયા, હમણાં લેશે રેચ્છ. ૧

---

૧ વિચાર–મંત્રના ગુંથનારા પ્રધાનો. ૨ ધરતી કંપ થવા લાગ્યો. ૩ દિશાઓ લાલવર્ણી થતાં દાહ દેખાવા લાગ્યો. ૪ તારાઓનું ખરવું, વીજળીનું પડવું વગેરે ઉલ્કાપાત. ૫ નઠારો પવન વાવા લાગ્યો. ૬ ધૂળ. ૭ બળવંત. ૮ બખ્તર. ૯ ધનુષ. ૧૦ મગદળિયા. ૧૧ લાકડી. ૧૨ શૂરવીર ૧૩ બાથ ભીડતા.

( ઢાળ ૨૭ મી—દેશી ચોપાઇ છંદની. )

ઈશાં વચન મુખ ભાખે તેહ, જાતતણા બળિયા છે જેહ;
બહુ ઘમંડિ ગજ ઘોડા ઘણા, ગંજ્યા નવિ જાએ કો તણા. ૧
સકળ દેશના રાજા મિળ્યા, ક્રોધેં અતિ બોલે કળકળ્યા;
અણવાંછયાંનો વાંછણહાર, બાળતણી પરે મૂઢગમાર. ૨
ક્ષીણ પુન્યતણા એ ઘણી, લક્ષણહીણ દીશે નિર્ગુણી;
અંધારી ચૌદસનો જણ્યો, સકળ મલેચ્છેં નૃપ અવગણ્યો. ૩
એક કહે ઘર રૂઠો રાય, એક કહે પૂરૂં થયું આય;
એક કહે મરવું છે અહીં, તો બીજે થળ જાએ કહીં ! ૪
એક કહે એ કરમેં નડયો, એક કહે એ ભૂલો પડયો;
એક કહે એ મારગ જાય, કિશું વઢે એ હિંદૂરાય ! ૫
એક કહે એ યુદ્ધજ કરે, અર્થ આપણો તો સહી સરે;
ઘણા દિવસના [1]ખરજે હાથ, [2]ઓસિંકલ થઇયે નરનાથ. ૬
ઘણા દિવસનાં જે હથિયાર, કાટ ભરાઈ થયાં [3]ખુવાર;
તેને આજ બ્હાર કાઢિયેં, વીરોનાં મસ્તક પાડિયેં. ૭
ઇમ બોલે મન હર્ષ અપાર, જિમ ભૂખ્યાં લહે અમૃત આહાર;
અતિ તરશ્યો લહે ગંગાનીર, જાણે વિપ્રને લાધી ખીર. ૮
બૂડંતાં કર લાગેં બ્હાણ, નર થાકયો ને મિલે [4]સહ્યાણ;
જન્મ દરિદ્રી પૃથ્વી ફરે, સોવનકડા દેખી ચિત ઠરે. ૯
એમ બરબે હરખે બહુ વીર, ઉતારશું સહી એનાં નીર;
કાયરને હણતાં કેહી વાર ? ! કિશો ઘાસ કોપ્યે [5]અંગાર ! ૧૦
જ્યારે કોપ કરેજ [6]કુઠાર, કેળ કાપતાં કેહી વાર !
કમળ ઉપરેં કોપ્યો [7]કરી, ઉમેળતાં ક્ષણ લાગે ખરી ? ૧૧

---

૧ ચળવળે છે. ૨ આભારી. ૩ ખરાબ. ૪ વાહન. ૫ દેવતા—અગ્નિ ૬ કોવાડો, ૭ હાથી.

સિંહને [૮]મૃગ હણતાં શી વાર ? [૯]રવિ ક્ષણમાં ટાળે અંધકાર;
[૧૦]આકતૂર થિર કૈ પરે થાય ! પ્રચંડ કોપ્યો જ્યારે [૧૧]વાય ? ૧૨

( દુહા. )

પ્રચંડ પવનજ આગળે, ઊડે આકજ તૂર;
ઇશું કહીને ઊઠિયા, યુદ્ધ કરેવા શૂર. ૧

( ઢાળ ૨૮ મી–દેશી કાન બજાવે વાંસળી–રાગણી આશાવરી. )

શૂર ભીડે રણમાં બહુ, ઘર [ની] માયા મૂકે;
ધનુષ ચડાવીને ધસે, નર બાણ ન ચૂકે. ૧
શૂરગુણે તન હુલ્લસે, તવ આગાંત્રીટે;
ચાલો [૧]રણ ઝંપલાવિયે, મરવું તિહાં ખૂટે. ૨
મસ્તક–[૨]વેણી હુલ્લશે, શિર ટોપ ન આવે;
શૂર સુભટ તે આગળે, જીવતો કુણ જાવે. ૩
કેતા નર રણમાં ધસે, કાઢી તરવાર;
દંડ સાંગ લેઇ ધસે, થઇ મારો સાર. ૪
કેઈ ભાલા ઊંચા કરી, જમને ન્હોતરતા;
આવો [૩]ભક્ષ તુમ દીજિયે, રહો ઘર ઘર ફરતા. ૫
ઇશાં વચણ બોલે મુખે, રણ સામા આવે;
રીંછ ચામડે વીંટીઆ, શિર ટોપ બનાવે. ૬
[૧]કૂર્મચર્મ સરખી વળી, સલે બખતર પહેરી;
ગુરજ તણા ઘા બહુ કરે, નર સોય [૨]નમેરી. ૭
મિળ્યા અસુર સહુ એકઠા, રણ [માં] નરને મારે;
ભરત [ના] કટક ઊપર પડયા, સહુ એકે વારે. ૮
તરવારો જિમ વીજળી, બાણ વરશે મેહ;

૮ હરિણને મારતાં. ૯ સૂર્ય. ૧૦ આકડાનું તૂર. ૧૧ ભારે પવન. ૧ લડાઇના મેદાનમાં પડતું મ્હેલી–ધુસી જઇએ, ૨ માથાના વાળ–પટા, ૩ ખાવાનું.

[1]અશ્મસૈન્ય ભાગ્યું સહી, તસ [2]ઘાયા દેહ. ૯
ભરતકટક ભાગું સહી, શૂર આગળ સેટી;
નદીપૂર જિમ ભાગિયું, સાયરને ભેટી. ૧૦
પડયા પુરૂષ બહુ નાસતા, પાળા બહુ માર્યા;
[3]પત ખોઈ નિજ નાથની, નાઠા રણુ હાર્યા. ૧૧
રથ ભાંજ્યા રણમાળવી, હય હસ્તી ભાગા;
તે ન ગયા નર જીવતા, જે હાથે લાગા. ૧૨
બૂમ ગઈ વેગે તહીં, જિહાં છે [4]સેનાની;
મહા દુઃખ તેને ઊપનું, તે જાણે [5]જ્ઞાની. ૧૩
વેશ્યા [6]વિણરૂપે દુખી, યોગી [7]ધનસંચે;
નિદ્રા નહીં નર [8]રોગિયો, બહુ માંકણ [9]મંચે. ૧૪
પુત્ર કુવ્યસની જેહનો, તે દુખિયો બાપ;
દુખ મોટું ભૂઈ સુએ, ઘરમાંહિં સાપ. ૧૫
[10]તાની કંઠવિના દુખી, પંડિત વિણ વાણી;
વૈદ્ય દુખી તન રોગિયો, ન લહે નિસાણી. ૧૬
સતી સ્ત્રીને એ દુખ ઘણું, નર મૂકી જાય;
રણમાં [11]દળ ભાગે તદા, દુખ મોટું રાય. ૧૭

( દુહા. )

રાયતણે દુખ એ ઘણું, રણમાં ભાગા વીર;
સેનાની ક્રોધજ કરી, [12]અશ્વેં ચડિયો ધીર. ૧

---

૧ કાચબાના ચામડા જેવી. ૨ રહેમ–મહેર વગરના. ૩ અગાડીની લશ્કરી ટુકડી. ૪ શરીર ઘવાયાં. ૫ ઇજ્જત–આબરૂ. ૬ સેનાપતિ. ૭ કેવળજ્ઞાની. ૮ કદરૂપી હોવાથી. ૯ ધનદોલત એકઠી થવાથી. ૧૦ બીમાર. ૧૧ માંચામાં. ૧૨ ગાનાર. ૧૩ લશ્કર. ૧૪ ઘોડે.

(ઢાળ ૨૯ મી-દેશી લંકામાં આવ્યા રામરે-રાગણી મારૂણી.)

અશ્વરત્ન કહ્યો વળી જેહરે, એંશી આંગુળ ઉંચો તેહરે;
આંગુળ નવાણું પહોળોરે, ઝલકે તન સોનો સોળોરે. ૧
આંગુળ એકસો ને આઠરે, [1]હય લાંબો છે શુભ ઘાટરે;
ઉંચી બત્રીસ આંગુળ [2]કોટરે, હય ચાલે દેતો દોટરે. ૨
[3]શુક સરિખો નીલો વાનરે, જેના ચ્યાર આંગુળના કાનરે;
બાહુ તે આંગુળ વીસેરે, સોળ આંગુળ જંઘા દીસેરે. ૩.
ચ્યાર આંગુળ જેહની જાનુરે, ખરી ચ્યાર આંગુળનું માનરે;
પુંઠ પહોળી ઢળતી હોયરે, મસ્તક ધૂણાવે સોયરે. ૪
જેનાં રૂમાડાં સુકમાળરે, પટકુળ જિસ્યાં સુંહાળરે;
નવયૌવનવંતો જેહરે, ચાબુક નવ લાગે દેહરે. ૫.
અસવારને ચિંત્યે ચાલેરે, ચોકડું સોવનમય ઘાલેરે;
કંચનની ઘૂઘરમાળરે, પંચવર્ણ ભૂષણ વિશાળરે. ૬
કંચનનું કમળ પ્રસિદ્ધરે, હય માથે ટીલું કીધું રે;
શણગાર બહુ નહીં થોડારે, જાણે ઇંદ્ર તણો એ ઘોડારે. ૭.
હય વાંકા માંડે પાયરે, મુખ લાળવડે શોભાયરે;
સો જોયણ ખિણમાહિં જાયરે, ગરૂડ સરિખો તે કહેવાયરે. ૮
કચરામાં પાયે ઘાલેરે, નવ બૂડે જળમાં ચાલેરે;
[4]ટપતો હય કોતર ખાડરે, ચડે ડુંગર મો'ટા પ્હાડરે. ૯
થળમાંહિં તે પિણ ચાલેરે, ગુફામાંહિં પેસી મ્હાલેરે;
ગઢ ઊપર ચડતો એહરે, ગતિ પાંચે ચાલે તેહરે. ૧૦
જાણે અશ્વ આકાશે ચાલેરે, શ્વાસ કમળ સરિખો આલેરે;
વિનેવંત બહુ ગુણગ્રામરે, કમળાપીઢ તેહનું નામરે. ૧૧
[5]સહસ દેવતા કરતા સેવરે, ઇસ્યો હય આણ્યો [6]તતખેવરે;
સુષેણ સેનાની ચડિયોરે, સલિ પહેરીને સ્હામો ભડીઓરે.૧૨

---

૧ ઘોડો. ૨ ગરદન. ૩ પોપટ. ૪ ઠેંકતો. ૫ હજાર. ૬ તુરત.

( દુહા. )

શૂર થઈ સ્હામો ભિડે, સાથે દેવ હજાર;
ખડગરત્ન હાથે ગ્રહ્યું, સહુસદેવ કરે સાર. ૧

(ઢાળ ૩૦ મી–ભાદ્રવે ભેંશ અચાણી એ દેશી–રાગ સામેરી.)

સહસ દેવતા કરતા સારરે, ઇસું હત્થ લિયે હથિયારરે;
લાંબુ આંગુળ પંચાસરે, સોળ આંગુળ પહોળું તાસરે. ૧
અર્દ્ધ આંગુળ જાડું જાણુંરે, રત્નજડિત તે મૂંઠ વખાણુંરે;
બહુ વર્ણે તે પિણ નિરખુંરે, તે તો યમની જિંહા સરખુંરે. ૨
ઇસું ખડ્ગ લઇ નિજ હાથેરે, સર્વ સૈન્યા લીધી સાથેરે;
રણઝગડામાંહિં પેઠોરે, સૂતો સિંહ થયો જાણે બેઠોરે. ૩
મૃગ–અસુર તિહાં રણ ભાગારે, થયા કાયર પડવા લાગારે;
મુખ–ભંગ થયા રણમાંહિંરે, પેઠા [1]ગિરિકંદરા જ્યાંહિંરે. ૪
હથિયાર તિહાં ઘણા નાખેરે, મુખે [2]દીનવચન બહુ ભાખેરે,
દીઠા સેનાનીના હાથરે, ઘણા જોયણ નાશી જાતરે. ૫
નદી સિંધુને કાંઠો જ્યાંહિંરે, મળ્યા એકઠા આવી ત્યાંહિંરે;
કરી ધૂળ તણા [3]સંથારારે, સૂતા નાગા [4]અસુર બિચારારે. ૬
તપ અઠ્ઠમ કરી તિહાં સારરે, સુર આવ્યા નાગકુમારરે;
તે તો તેહના કુળનો દેવરે, આવી પૂછે તતખેવરે. ૭
કુણ કારણ તેડયા અમનેરે, દુખ કવણ પડયું છે તમનેરે ?
કહે અસુર કરો અમ [5]સારરે, આ [6]હિંદુ કરે અમ પ્રહારરે. ૮
મારો હિંદુને પાછા ઠેલોરે, ઘાવ વજ્રતણા તિહાં મ્હેલોરે;
કહે દેવતા અહીં નવ ચાલેરે, હાથ [7]ફણિધર–મુખ કુણ ઘાલેરે. ૯
એ તો ચક્રી કિમેહ ન ભાગેરે, મંત્ર વિદ્યા શસ્ત્ર ન લાગેરે;
તુમ માટે પરિસહ કરિશુંરે, પાછા ફરશો તો ફેરવશુંરે. ૧૦

---

૧ ડુંગરની ગુફા. ૨ દયામણાં. ૩ પથારી. ૪ મ્લેચ્છ. ૫ વ્હાર.
૬ આર્ય. ૭ સાપ.

ઇમ કહી આકાશે આવેરે, ખગ કાળો વીજ ચલાવેરે;
વરસે જળ મૂશલધારોરે, જાણું બાણુને દંડ પ્રહારોરે. ૧૧
નવ દીસે ડુંગર સૂરરે, ગજ રથ તાણે જળપૂરરે;
ન રહે ઘન સબળો વરસેરે, તવ ચર્મરત્ન નૃપ ફરસેરે. ૧૨
બાંધ્યું તે જોયણ બારરે, તિહાં કટક ચડયું તિણિવારરે;
હળ ઊપર ઢાંકવા કાજેરે, છત્રરત્ન લીધું મ્હારાજેરે. ૧૩
છે એક ધનુષ વિસ્તારરે, રત્ન વાધ્યું જોયણ બારરે;
કંચનમય તે પિણ કહિયેરે, હેમદંડ અનોપમ લહિયેરે. ૧૪
તડકો પાણી રજ વાયરે, નવ ચાલે તેણિ ઠાયરે;
ચર્મ છત્ર મિલી બેહુ જાયરે, તેતો હાબડાની પેરે થાયરે. ૧૫
મણિરત્ન અનૂપમ જેહરે, લેઇ દંડે બાંધ્યું તેહરે;
કરે અજુઆળું બહુ માંહિંરે, સુખે કટક રહે વળી ત્યાંહિંરે. ૧૬
કોટીંબકરત્ન કહેવાયરે, વ્હાણું વાવે સાંઝે થાયરે;
ફળ ફૂલને કુંપળ અન્નરે, જમતાં સુખ પામે તનરે. ૧૭
ઇમ દિવસ ગયા જવ સાતરે, મેઘ વરસે પિણ નવ જાતરે;
ચક્રી મન આપ વિચારેરે, દેખે ઉપસર્ગ કરતો ત્યારેરે. ૧૮
ખીજયો ચક્રી તિહાં તતખેવરે, તેડયા સોળ સહસ વળી દેવરે;
ભૂપતિ કહે કિસુંઅ વિચારોરે, મેઘમાળી દેવને મારોરે. ૧૯
સુર હાથ લઇ હથિયારરે, તવ [1]ધાયા તેણીવારરે;
નાઠા તવ નાગકુમારરે, ઉપસર્ગ રાખ્યો તેણીવારરે. ૨૦
કરી મેઘ વિસર્જન ત્યાંહિંરે, આવ્યા અસુર સંથારા જ્યાંહિંરે;
તુમે ભરત તણે પગે લાગોરે, દેશ આપીને મીનત માગોરે. ૨૧
મિલી અસુર કરેઅ વિચારોરે, નાખી હાથતણાં હથિયારોરે;
મણિરત્ન રથે બહુ ભરતારે, આપી પાય નમે સ્તુતિ કરતારે. ૨૨

---

૧. દોડયા.

( દુહા. )

સ્તુતિ કરી મુખ અતિ ઘણી, ધન્ય એ ઋષભજિણંદ;
તેહને કુળ [1]તરણી સમો. સ્વામી ભરતનરિંદ. ૧
જિણે બહુ વૈરી વશ કર્યાં, દેવ નમાવ્યા પાય;
થઇ રંક આવી મિળ્યાં, કીધી તામ રક્ષાય. ૨
એમ અસુર મુખ સ્તુતિ કરિ, [2]આલોચ્યો અપરાધ;
પરગટફળ વળી તેહનું, અમ સઘળાને લાધ. ૩
હવે અમો તુમ [3]કિંકરા, તુમો અમારા નાથ;
ઇસું કહી ભરતજ તણો, વાંસે મૂકાવ્યો હાથ. ૪
ભરતે બહુ સંતોષિયા, દીધો પાછો દેશ;
આણ ફરી ચક્રીતણી, જોર નહીં લવલેશ. ૫
અસુર કરે નૃપચાકરી, તિહાં રહ્યો ચક્રીરાય;
સુષેણ તિણે તવ તેડિયો, કહ્યું કામ તિણ ઠાય. ૬
નદી સિંધુતણો વળી, ઉત્તર કાંઠો જેહ;
ખંડ એક ત્યાં અતિ ભલો, સાધી આવો તેહ. ૭
ભરતવચન શ્રવણે સુણી, ચાલ્યો સેવક તામ;
મ્લેચ્છ [નો] દેશ જીત્યો સહી, લીધાં સઘળાં ગામ. ૮
બહુ રિદ્ધિ રાજા [4]ગ્રહી, આવ્યો મન-ઉલ્લાસ;
પાય નમાવ્યા રાયને, ભરતે રાખ્યા પાસ. ૯

( ઢાળ ૩૧ મી—દેશી—ચોપાઈ છંદની. )

અનુક્રમે તવ ચાલ્યો રાય, ચૂળ હિમવંત સાહામો જાય,
પરવત તણી તળેહટી જ્યાંહિં, અઠ્ઠમ એક પોષધશું ત્યાંહિં.
હેમવંત-સુરને સાધવા, સોવન રથે નૃપ બેઠા હવા;
હિમવંત સોવનમય સાર, રથ અથડાવ્યો ત્યાં ત્રણવાર. ૨

---

૧ સૂર્ય. ૨ ક્ષમાવ્યો. ૩ દાસ-તાબેદાર. ૪ હાથ કરીને.

તિહાં નામ [1]અંકિત જે બાણ, તે લઇ મૂકે ભરત સુજાણ;
બહોતેર જોયણ તે પિણ જાય, પડે તેહ જ્યાં દેવસભાય. ૩
સુરને ચડિયો સબળ કષાય, લઇ ખડગને ઊભા થાય;
સોય પુરૂષના હણું પરાણ, જે મૂરખ મૂકે અહીં બાણ. ૪
મંત્રીશ્વર ત્યાં ઊઠી કરી, વાંચી બાણને બોલ્યો ફરી;
સ્વામી નવ ખીજો ઇણ ઠાય, ઋષભપુત્ર એ ભરતહરાય. ૫
ચક્રી મોટો ભરતનરિંદ, અરધું આસન આપે ઇંદ્ર;
અનેક સુર નર સેવા કરે, સકળ પુરૂષમાં એ પણ [2]શિરે. ૬
ઇણ વચને શીતળ થયો દેવ, ફૂલમાળ લીધી તતખેવ;
સર્વ ઔષધિ ને ગોશીર, પદ્મ દ્રહનું લીધું નીર. ૭
દેવદુષ્ય વળયા બહેરખા, આપે દંડ સુર ઉજવલસુખા;
આપે ભરતતણું જે બાણ, ચક્રી [ને] પાય નમ્યો સુર જાણ. ૮
ભરતરાય સંતોષિ ઘણું, વળ્યો દેવ જ્યાં ઘર આપણું.
ઉત્સવ સબળ કરી તિણ ઠાય, ઋષભકૂટ પછિ આવ્યો રાય.
ભરત કહે કહોને નવ નમું, અથડાવ્યું રથનું કાગસું;
ઋષભકૂટને પૂરવ પાસ, નિજ નામું લખતો ઉલ્લાસ. ૧૦
આ અવસર્પિણી કાળે જોય, ત્રીજા આરા છેહડે સોય;
ભરત હુઓ જગમાં વિખ્યાત, તે હું ત્રણ ભુવનનો નાથ. ૧૧
ઇસું વચન નૃપ મુખથી કહી, પછી પારણું કીધું સહી;
મહોત્સવ કરતા ષટ્ખંડ ધણી, પાછા આવ્યા વૈતાઢય ભણી. ૧૨
નમિ વિનમિ રહે તેણે ઠાય, મૂકે બાણ ત્યાં ભરતહરાય;
બાણે નામું લિખિયું એમ, આવી મળો તુમ હોવે ખેમ. ૧૩
જંબુદ્વીપ અનૂપમ કહ્યો, પ્રથમ ભરત હું ચક્રી હુઓ;
ઋષભકૂટ અછિ વળી જ્યાંહ, નામું લખી આવ્યો હું આંહ. ૧૪

---

૧ સહિત. ૨ પહેલે નંબરે.

તિણ કારણ મેં મૂક્યું બાણ, વાંચી માનો મ્હારી આણ;
ઇસ્યો તીર વિદ્યાધર જોય, નમિ વિનમિ ખીજ્યા તિહાં દોય. ૧૫
વઢવા કાજ ઉઠયા ગહગહી, સબળ કટક મેળ્યું તિહાં સહી;
પ્રયાણ ભંભા વજડાવી જિસેં, મળ્યા એકઠા ગગને તિસેં. ૧૬
વિમાનમાં બેઠા કેટલા, કેતાને ગજ ચડવા ભલા;
અશ્વરથેં બેઠા બહુ વીર, લીધાં ફરસી તોમર તીર. ૧૭
વજ્રતણા પહેરી [1]સન્નાહ, ઊંદકતા આવ્યા તિણ ઠાય;
ખીજીને યુદ્ધ કરતા બહુ, [2]રણઝૂઝે વિદ્યાધર સહુ. ૧૮
ચક્રીસેન ન જીતે જિસેં, આપ ભરત ઊઠયો તિહાં તિસેં;
વજ્રદંડનો કરતા ઘાય, ભરત ન જીતે તેણે ઠાય. ૧૯
નમિ વિનમિ કહે રાખું લાજ, ફોકટ સીદ મરે મહારાજ;
ઋષભદેવનું ખાધું લૂણ, તું ચક્રી અમ આગળ કૂણ ? ૨૦
આપ્યું અમને તાતે રાજ, તે લેવા તું આવ્યો આજ;
કાં તું કરતો ભરત અધર્મ, તાતતણી નવ રાખે શર્મ. ૨૧
ભરત કહે સુણ ભાખું વાત, તુમે [3]લહુડા હું મો'ટો ભ્રાત;
મારી આણ ન માનો તુમો, કિસું [4]મ્હોત લહું નર અમો ? ૨૨
નમિ વિનમિ કહે સુણ મહારાજ, વઢતાં કિમે ન વાધે લાજ,
સંતોષ્યે માને આગના, અમો દાસ નહીં કેહના. ૨૩
ઇણ વચને ત્યાં ખીજ્યો રાય, લઈ ચક્ર મૂકે તિણ ઠાય;
ત્રણ પ્રદક્ષિણા દેઇ કરી, ચક્રરત્ન તે આવ્યું ફરી. ૨૪
ખિન્નખેદ થયો તવ રાય, મ્હોત ગયું સહી એણે ઠાય;
બાર વર્ષ હું ફોકટ વઢયો, ઘટિયો યશ જે ઉંચો ચડયો. ૨૫
ચિંતાતુર નૃપ દીઠો જિસેં, નમિ વિનમિય વિમાસે તિસેં;
ધિગ ધિગરે એ [5]વરવું રાજ, કો કોહાની નવ રાખે લાજ. ૨૬

---

૧ કવચ–બખ્તર વગેરે. ૨ યુદ્ધના મેદાનમાં લઢવા લાગ્યા. ૩ ન્હાનો–લઘુ. ૪ મોટાઈ–માન. ૫ ખરાબ–હાનિકારક.

લોભી ભરત અમ મોટો ભ્રાત, મૂકી ચક્રને કરતો ઘાત;
અમો મારવા કર્યો ઉપાય, રાજમાન ધિગ લોભ કષાય ! ૨૭
ભરત અમો જિનવરના બાળ, મરતાં હોશે દેશે ગાળ;
ઋષભતણું કુળ છે નિકલંક, વઢતાં હોશે સહી સકલંક. ૨૮
ઇસું વિમાસી છંડી હિવે, છતું અબળ પ્રાક્રમ ગોપવિ;
આવી ભરતને લાગે પાય, સકળ નગર તાહરાં મ્હારાય. ૨૯
અમો તાતના થાશું શિષ્ય, ઋષભ હાથે જઈ લેશું દિખ્ય;
ભરત કહે હું ભૂંડો આજ, મુજ માટે તું મ મૂકે રાજ. ૩૦
નમિ વિનમિ કહે તું નિકલંક, તા'રો કિસો ન દીસે વંક;
ચક્રરત્ન ઘર આવે તોય, જોહ સકળ રાજા વશ હોય. ૩૧
અમો [1]ફોક કર્યું અભિમાન, હવે અમો આણી હિયડે સાન;
અમે અપરાધ કર્યો છે બહુ, તુમે ભરત ખમે જો સહુ. ૩૨

(દુહા.)

અમ અપરાધ બંધુ ખમો, રીસ તજો અમ સાથ;
વિનમિ-ઘર પુત્રી ભલી, આપી નૃપને હાથ. ૧
[2]સમચતુરસ્ર સંસ્થાન છે, તે જગમાં સ્ત્રીરત્ન;
ચંદ્રમુખી મૃગલોચની, સહસ દેવ કરે યત્ન. ૨
દંત જિસા દાઢમ-કળી, [3]અધર પ્રવાળી રંગ;
ઓર ઘણી કટી પાતળી, સબળ સુકોમળ અંગ. ૩
કનક-કુંભ દેવે ઘડયાં, તાસ પયોધર હોય;
કમળનાળ સરિખી કહી, નારી બાહુડી હોય. ૪
પગ[4]પંકજનું જોડલું, જંઘા [5]કદળીસ્તંભ;
હંસગતિ ચાલે સહી, રૂપે જાણું રંભ. ૫

---

૧ નકામું. ૨ જેના ચારે અંશ ભરતાં સમ છે એવું પ્રમાણ-યુક્ત. ૩ હોઠ. ૪ કમળ. ૫ કેળના થંભ જેવી સુવાળી ને ચઢા ઉતાર.

દેવકુમારી પદ્મિની, અંગ વિભૂષણ સોળ;
પહેરણ ચંપા–ચૂંદડી, કાયા કુંકુમલો(ગો)ળ. ૬
ચરણે નેવર વાજતાં, કટીમેખળ ખલકંત;
રયણ ઝાલ કાને સહી, વાણી મધુર અત્યંત. ૭
[1]સાર વસ્તુ જગમાં ઘણી, લીધું તેનું સાર;
નારીરત્ન નિપાઈયું, તિસો ભરત ભરતાર. ૮
ભરત વિના બીજો વળી, ન ધરે એહને અંગ;
મીણતણી પરે તે ગળી, લાખ અગ્નિને સંગ. ૯
ઇસી નારી સુંદર ભલી, આપી ભરતને સોય;
ખમી ખમાવી રાયશું, પાછા વળિયા દોય. ૧૦
રાજ્ય દેઇ નિજપુત્રને, આવ્યા જિનવર જ્યાંહિ;
સંયમગ્રહી મુગતે ગયા, સિદ્ધ અનંતા ત્યાંહિં. ૧૧

( ઢાળ ૩૨ મી–દેશી પાટકુસુમ જિનપૂજપરૂપે–
રાગ આશાવરી સિંધુવો. )

નમિ વિનમિને સબગ પ્રશંસી, હીંડયો ભરતનરિંદ;
અનુક્રમે ગંગાત્રટે આવ્યા, ઋદ્ધે ઇશાનેંદ્ર.
હો રાજા, ભરત સમો નહીં કોય, ભુવન આરીસે કેવળ પામી,
મુગતે ગયો નર સોય, હો રાજા, ભરત સમો નહિ કોય. ૧
ઉત્તર દિશિ ગંગાને કાંઠે, ખંડ ભલો તિહાં એક;
ત્યાં સુષેણ સેનાની જાએ, સાધે દેશ અનેક. હો રાજા, ૨
અનેક સુભટ રાજાને જીતી, બહુ ઋદ્ધિ લેઇ આવે;
ભરતતણે પાયે સહુ લાગા, મોતી–થાળ વધાવે. હો રાજા. ૩
પછે ભરત ગંગાને કાંઠે, અઠ્ઠમ કરે ત્યાં એક;
ગંગાદેવીને નૃપ સાધે, આવી તે તતખેવ. હો રાજા. ૪

---

૧ તત્ત્વરૂપ.

રયણ સિંઘાસણ બે તિણે આપ્યાં, સુંદર તેહના ઘાટ;
રત્નતણા કળશા પણ આપે, એક સહસ ને આઠ. હો રાજા. ૫
ભરતકુંવરનું રૂપ નિહાળી, વ્યામોહ થઇ ત્યાં ગંગા;
મુખે પ્રાર્થના બહુપરે કીધી, કીજે ભોગ સુરંગા. હો રાજા. ૬
દહાડી નવનવા વેષ બનાવું, ત્યાં લગી થિર તમે થાજો;
પૂર્વ વેષ પહેરૂં જબ ફેરી, ત્યારે નૃપ તમે જાજો. હો રાજા. ૭
દેવી વચને નરપતિ મોહ્યો, વિલસ્યો વર્ષ હજાર;
તેનો તે ચંદરૂવો બાંધ્યો, નૃપ ચાલ્યો તેણિ વાર. હો રાજા.
ગુફાખંડપ્રભાએ આવે, અઠ્ઠમ કરી ત્યાં ઠાવે;
નટમાલ સુરને આરાધે, આપી ભૂષણ જાવે. હો રાજા. ૯
આઠ દિવસ ઉત્સવ નૃપ કરતો, નટમાલ સુરનામે;
પછી સુષેણ સેનાની તેડયો, ગુફાતણે વળી કામે. હો રાજા.
પોષધ અઠ્ઠમ કરે સેનાની, સ્નાન પારણે કરતો.
બલિ ઉછાળી વસ્તર પહેરે, ધૂપઘટી કર કરતો (ધરતો.)હો રાજ
સાત–આઠ ડગ પાછા ભરતો, દંડરત્ન લઇ હાથે;
ત્રણવાર પોળે ઘા કરતો, સહસ્ર દેવતા સાથે. હો. રાજા. ૧૨
ગુફા બાર બેહુએ ઉઘડિયાં, ચક્રી [1]નાગે બેઠો;
મણિરત્ને કીધું અજુઆળું, ગુફામાંહિ નૃપ પેઠો. હો રાજા. ૧૩
ભરત માંડલાં કરતો ભીંતે, નદી હોય ત્યાં તરીઓ;
વળી વૈતાઢય બહાર તે આવી, ભરતેશ્વર ઊતરીઓ. હો રાજા.

( દુહા. )

ભરતનરેશ્વર આવિયો, ગંગા [ના] પશ્ચિમ તીર;
નવ નિધાન તિહાં ઊપનાં, નામ કહે મહાવીર. ૧

---

૧ હાથી ઊપર.

(ઢાળ ૩૩ મી—દેશી યૌવનવય પ્રભુ આવીઓ
એ—રાગ ધનાશ્રી.)

નઈ સર્વ પ્રથમ નિધાન એ, પાંડુક બીજું શુભ વાન એ;
પીંગલ ત્રીજું સર્વ રત્ન એ, મહાપદ્મની કરતા યત્ન એ. ૧
કાળ અને મહાકાળ એ, માણવ મોટું જ વિશાળ એ;
શંખક નવમું શુભ ઘાટ એ, અકેકે પૈડાં આઠ એ. ૨
લાંબાં તે જોયણ બારએ, પહોળાં નવ જોયણ સાર એ;
ઉંચાં તે જોયણ આઠ એ, વૈડૂર્ય મણિઅ કપાટ એ. ૩
સુર નવસોય હજાર એ, નવનિધિની કરતા સાર એ;
નરપતિ નિધિને વશ કરે એ, ત્રણ પોષધ એક અઠ્ઠમ ધરે એ.
નવે નિધાન વશ થાય એ, પછી પારણું કરતો રાય એ;
અષ્ટાન્હિકા મહોત્સવ કરે એ, પછી ચક્રીનાં દળ સંચરેએ. ૫
ગંગા [ની] દક્ષિણ તીર એ, ખંડ એક તિહાં બહુ વીર એ;
સેનાની સોય તે સાધતો એ, જસમહિમા જગમાં વાધતો એ. ૬

(દુહા.)

ગંગાદક્ષિણ તીર જિહાં, ખંડ એક તિહાં જેહ;
સેનાની જીતી કરી, પાછો વળિયો તેહ. ૧

(ઢાળ ૩૪ મી-દેશી કનકપ્રભ કહેલો થયો-રાગ મારૂ.)

સકળ દેશ નૃપ જીતીઓ, બત્રીસ સોય હજારરે;
બત્રીસ સહસ તિહાં વર્યો, દેશ રત્ન સ્ત્રી સારરે.
આ ભરતેશ્વર આવિયો. ૧
બત્રીસ હજાર નરેશ્વરૂ, જીત્યા તિણવારે;
એક એક પુત્રી તેહની, પરણ્યો નરપતિ સારરે. આ. ૨
ચૌદ રત્ને કરી શોભતો, જિમ વળી જંબુદ્વીપરે.
ચૌદ નદીએ દીપતો, તિમ ભરતેશ્વર નૃપરે. આ. ૩

ચૌદ રત્ન [1]વિવરી કહું, ખડ્ગ દંડ વિશાળરે;
ચક્ર છત્ર ચોથું વળી, ઉપજે આયુધ શાળરે. આ. ૪
રત્ન કાંગણી અતિ ભલું, ચર્મ રત્ન તિહાં હોયરે;
ત્રીજું રત્નમણિ કહ્યું, તે ભંડારે જોયરે. આ. ૫
સેનાપતિ કોટીંબકું, પુરોહિત રત્ન અપારરે;
વળિય વારધ્ધક ઊપજે, નગરીમાંહિ ચારરે. આ. ૬
વૈતાઢય મૂળે ઊપજે, હય ગય રત્નાં દોયરે;
વૈતાઢય ઊત્તર શ્રેણી મહા, તિહાં સ્ત્રી રત્ન હોયરે. આ. ૭
સાઠ સહસ વરસ લગી, સાધી દેશ આવંતોરે;
રાજધાની અ નિમત વળી, અઠ્ઠમ એક કરંતોરે. આ. ૮
કરિય પારણું ગય ચડયો, ચામર છત્ર ઉદારરે;
પહેર્યા ચીવર ઊજળાં, ભૂષણનો નહીં પારરે. આ. ૯
ધ્વજ ચંદરવા બાંધિયા, મળિયા સુર નર વૃંદરે;
મોતીથાળ વધાવતે, આવે ભરતનરિંદારે. આ. ૧૦
ઢોલ દદામા બહુ ગડે, લોક મળ્યાં ચોપાસરે;
આવી ભરતજ ઊતરે, ઋષભતણે આવાસરે. આ. ૧૧

( દુહા. )

આવ્યો ભરતનરેશ્વરૂ, નગર અયોધ્યામાંહિં;
રાજતણાં સુરવને મળી, મંડપ ઘાલે ત્યાંહિં. ૧

( ઢાળ ૩૫ મી-દેશી વિચરત વિચરત આવિયારે. )

મંડપ તળે નૃપ આવિયારે, ગજ ચડિયો વન જાય;
ત્રણ પ્રદક્ષિણા દઇ કરીરે, બેઠો સિંઘાસણ રાય.
ઋષભનો સુત ભરતેશ્વરૂરે. ૧
બત્રીસ સહસ નરેશ્વરૂરે, બેઠા સિંઘાસણ જ્યાંહિં;
શેઠ સેનાપતિ સહુ મળ્યારે, બેઠા મંત્રી ત્યાંહિં. ઋષભ. ૨

---

૧ વિગત સહિત.

તીરથપાણી ઔષધીરે, આણી સુરવર સાર;
અભિયોગિક સુર નરપતિરે, અભિષેક કરે તેણી વાર. ઋષભ. ૩
ચંદન ચરચે દેવતારે, ચીવર ઠવતારે તેહ;
મુકુટ ધર્યો શિર તાતનોરે, ઈંદ્રે આપ્યો જેહ. ઋષભ. ૪
કુંડળ ભૂષણ પહેરીઆંરે, કંઠે કુસુમનીરે માળ;
રાજ્યાભિષેક હુઓ તિસેંરે, પારણુંરે કરે ભૂપાળ. ઋષભ. ૫
બાર વરસ મહોત્સવ થયોરે, ઘર વળિયો પછી રાય;
સુર નર નરપતિ સેનનેરે, કીધી તામ વિદાય. ઋષભ. ૬
પછી સંભારી સુંદરીરે, ભગિની જે ઓરમાન,
નૃપસ્ત્રીરત્ન કર્યા તણુંરે, મનમાં છે વળી ધ્યાન. ઋષભ. ૭.
તેડી વેગેં સુંદરીરે, દીઠું રૂપ કુરૂપ;
ખીજ્યો નર-સ્ત્રી ઊપરેરે, મારણ ઉઠયો ભૂપ. ઋષભ. ૮
કરજોડી નૃપને કહેરે, વરસ તે સાઠ હજાર;
આંબિલતપ એણીએ કર્યોજી, કેઈ પેરે કીજે સાર. ઋષભ. ૯
નૃપ કહે હું પાપી સહીરે, કર્યો સંયમ અંતરાય;
હવે દેઉં ભગિની આગન્યારે, તુમ લીજે દીક્ષાય. ઋષભ. ૧૦
અષ્ટાપદ ઊપર જઈરે, શ્રી જિનવરનેરે પાસ;
દીક્ષા લીધી રૂઅડીરે, રહિય મુક્તિથિર વાસ. ઋષભ. ૧૧
પછે ભરતને સાંભર્યારે, સગા અઠ્ઠાણુરે ભ્રાત;
અભિષેકે આવ્યા નહીંરે, તિણે ખીજ્યો નરનાથ. ઋષભ. ૧૨
દૂત અઠ્ઠાણુ મોકલ્યારે, તિણે વિનવિયારે રાય;
રાજતણો અરથજ કરોરે, આવી નમો ભરત પાય. ઋષભ. ૧૩
મળી અઠ્ઠાણુ એકઠારે, પૂછે જિનનેરે વાત;
રાજ્ય લિયે ભરતેશ્વરૂરે, નમિયે કે વઢિયે તાત ? ઋષભ. ૧૪
ઋષભ કહે વઢિયે સહીરે, મોહ કષાયની સાથ;
રાગ દ્વેષ અરી જીતિયેરે, નમિયે ધર્મ સંગાથ. ઋષભ. ૧૫

( દુહા. )

શ્રી જિનવચને સમજિયા, મૂકયો લોભ કષાય;
રાજ્ય ત્યજી સંયમ લિયો, સેવે જિનવર પાય. ૧
ભરત કહે હું લોભિયો, મુજમાં માન કષાય;
કાગથકી ભૂંડો સહી, દુહવ્યા બંધવરાય. ૨
ભરત વિચાર કરે જિસેં, કહે સેનાની ત્યાંહિં;
ચક્રરત્ન પેસે નહીં, નગરી અયોધ્યામાંહિં. ૩

( ઢાળ ૩૬ મી—દેશી સરસતી ભગવતિ દ્યો મતિ ચંગ —રાગ વેરાડી. )

ચક્રરત્ન નવ આવે જ્યારે, બોલ્યો નૃપ નર ત્યાંહિં;
છએ ખંડ જીતતાં કોઇ કોઈ, નૃપતિ રહ્યો છે કયાંહિં ?
ભરતેશ્વર ભાખે, કુણ લોપે મુજ આણ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ પરેશ, સહુ માને મુજ આણ—ભરતેશ્વર.
કહે સેનાની સુણ મુજ સ્વામી, ન નમ્યો બાહુબળ ભ્રાત;
સકળ દેશ નૃપ મળે એકઠા, તોહિ નવ જીત્યો એ જાત—ભ.
તોમર તીર ને નાળિ હવાઇ, સાંગ્ય ધરી કર લોક;
એક વજ્ર આગળ એ જાણો, સહુ હથિયારજ ફોક—ભ. ૩
તિમ બાહુ બળ આગળ સ્વામી, બીજા એ નર કુણ માત્ર;
શું પોષાએ માટી [1]સાનકું, પાસે આવ્યું કનકનું પાત્ર ! ભ.
ઇણ વચને નૃપ હુવો ચિંતાતુર, તિડિયો દૂત ઉલ્લાસ;
જઈ બાહુબળને આણ મનાવો, તેડી લાવો મુજ પાસ—ભ. ૫
સુવેગ દૂત સંચરિયો ત્યારે, નિતનો જાણ [2]વાચાળ;
બહુ સુભટ સાથે પરવરિયો, ચડિ ચાલ્યો દેયંતો ફાળ—ભ. ૬

---

૧ રામપાત્ર—સકોરૂં. ૨ બોલકો.

ડાબું [1]લોચન ફરક્યું ત્યારે, જમણી વહે નાસિકાય;
નિજરથ ભૂમિ ખળાણો ત્યારે, હરણ તે ડાબાં જાય. ભ. ૭
સૂકે વૃક્ષે [2]વાયસ બોલે, કરે અપલક્ષણ તાય;
ચાંચ ઘસે મુખ ભૂંડું બોલે, વારતો દૂર મ જાય. ભ. ૮
સ્હામો વાયરો [3]ખેહ ઉડાડે, આડો વળિ ઉતરીઓ સાપ;
જાણે આવી દૈવે આડી, ભુંગળ દીધીઅ આપ. ભ. ૯
[4]ખર ભૂંડો જમણો તે ભૂક્યો, જિમ વળિ ફાટ્યું મૃદંગ;
ભૂંડા શકુન લહી પિણ ચાલ્યો, દોહિલો રહેશે રંગ ! ભ. ૧૦
મહા અટવી ઉતરીને આવે, નવિ લહે ઉગીઓ સૂર;
વાઘ સિંઘ ગજ ગાજે વનમાં, ઉતરે નદી જળપૂર. ભ. ૧૧
ઠામ ઠામ વાડી વન દીસે, જાણે એ ભદ્રશાળ વન્ન;
પુર વનમાં યાચકને [5]સોજે, આપવા [6]ચીવર અન્ન. ભ. ૧૨
મ્લેચ્છ બહુ રહ્યા નગરી વાસી, જાણે વળી સાતમો ખંડ;
ઠામ ઠામ ઋષભ-ગુણ ગાવે, કર ગ્રહ્યા તોમર દંડ. ભ. ૧૩

( દુહા. )

ઈમ જોતો તે આવિયો, જ્યાં છે [7]બહુળી દેશ;
દેવ સરીખા જન વસે, નારી સુંદર વેષ. ૧
[8]તક્ષશિલા નગરી વિષે, આવ્યો જેણીવાર;
લોક કહે તું કુણ નવો, પૂછે ઠારોઠાર. ૨
અમો દૂત છું ભરતના, આવ્યા કામે આંહિં;
લોક કહે તુજ ભરતિયો, તેહ વસે છે ક્યાંહિં ?! ૩
ઉત્તર દેઈ થાક્યો તિહાં, આવ્યો નૃપ-દરબાર;
દ્વારપાળ[9] નાગે ચડ્યા; રાખ્યો તેણે ઠાર. ૪

---

૧ આંખ. ૨ કાગડો. ૩ ધૂળ. ૪ ગધેડો. ૫ શોધે. ૬ કપડાં. ૭ હાલ જેને કાબુલ કહે છે ? ૮ જ્યાં હાલ ગીજની શહેર છે તે ? ૯ હાથી ઉપર.

( ઢાળ ૩૭ મી—દેશી પદ્મરથરાય વીતશોકાપુર રાજિયો રાગ—મારૂ. )

દ્વારપાળકેં પૂછ્યું નરને બહુ પરેરે, તું કુણ કહે અમ વાત ?
 દૂત કહે શું ન લહો હું ભરતનોરે, જેહ ત્રિજગનો નાથ.
રૂઅડો ભરતજીરે— ૧
 દરબારી જઇ પૂછે બાહુબળ રાયનેરે, આવ્યો ભરતનો દૂત;
સોચ વધ્યો પણ બોલે બાંગડ બોલડારે, ભાન કરે અદ્ભૂત–રૂ. ૨
રાય કહે અહીં તેડો ભાઈના દૂતનેરે, મમ બોલજો અશુદ્ધ;
 નર બોલાવે આવે દૂત સભા વચેરે, જિમ રવિ મંડળે બુદ્ધ. રૂ. ૩
કરે પ્રણામ તવ આસણ દેઈ બેસારિયોરે, પૂછે નરપત વાત;
 સુખશાતા બહુ કુશળ અછે મુજ ભ્રાતનેરે, દિવસ સુખે બહુ જાત.
ગજ રથ ઘોડા ભરત નગર સહુ સેનનેરે, કુશળ દેશમાં હોય;
 દૂત કહે નૃપ કુશળ કરે ભરત સહુઅનેરે, સ્યું પૂછો છો સોય. રૂ. ૫
સુર નર નાગ તિર્યંચ અને રાજે વળીરે, તે સેવે નૃપરાય;
 છએ દેશના રાજા રંક થઇ રહ્યારે, અકુશલ કોણે થાય. રૂ. ૬
સુખશાતા છે ભરતતણે ત્યાં અતિ ઘણીરે, પિણ દુખ મોટું એક;
 સગા ન માને બંધવ ભતરીજડારે, નાઠા તાસ વિવેક. રૂ. ૭
ભાઇ અઠ્ઠાણુ પહેલાં મળવા નાવિયારે, તેડેં લઈ દીક્ષાય;
 તુમો પિણ મળવા નાવ્યા નિજ ભાઇતણેરે, આવડો કિસ્યો કષાય ?
વજ્રતણા નિપાયા દીસો બાહુબળીરે, સ્નેહ હીન સહી રાય;
 સાઠ સહસ વર્ષે પિણ તુમ મળવા તણીરે, ઇચ્છા સહી નવ થાય !
કરો અવજ્ઞા નિર્ભય થઇ નિજ ગુરૂતણીરે, ખમે ભરત અપરાધ;
 મન ચિંતે નવ સમજે લોઢા લાડકોરે, શું કીજે આબાધ. રૂ. ૧૦
હવે ખળ વચને ભરત તણું ચિત વિણસેરે, જિમ[1]આછણુથી ખીર;

---

[1] દૂધમાં છાશનું મેળવણ મળવાથી જેમ (મીઠું દૂધ ખટાશના સંયોગ વાળું થતાં ) પોતાનું સ્વરૂપ તજી ખાટો ભાવ ગ્રહણ કરે છે, તેમ.

ક્રોધ ચડયે નવ ગણશે આપ [1]પિયારડોરે, કોણ વૈરી કોણ [2]વીર. રૂ.
એમ મમ ચિંતો હવે હું આવી કયમ મળુંરે, ભલો ભરત છે રાય;
લઘુ બંધવ સાટે સહી કાંઇયે નહીં કહેરે, કરશે તુમ [3]રક્ષાય. રૂ.
તિહાં આવીને તેજ વધારો તુમતણુંરે, [4]અમાસ વિષે જયમચંદ;
સૂર્ય સાથ મળીને ચોતિ વધારતોરે, પછી કરતો આનંદ. રૂ.
આનંદ કરો તુમ બાહુબળ ભરતતણે મળીરે, મૂકો માઠી ટેવ;
[5]નેટ તો કરવી ચક્રીકેરી ચાકરીરે, જયમ [6]હરીની કરે દેવ. રૂ.
હવડાં નહીં આવો તો આગળ આવશોરે, તવ નહીં સાંખે રાય;
ઇંદ્ર સરીખો આપે અરધું [7]બેસણુંરે, તુમ મળતાં શું થાય? રૂ.
ચક્રીના દળ આગળ તુમ શ્યો આશરોરે, [8]સાથુ સમુદરમાંહિં;
એક સેનાની આગળ તુમ સઘળા મળોરે, નર નવ જીતો ત્યાંહિં.રૂ.
ચક્ર લઇને ચક્રી આવે અહીં વળીરે, જે ભરતેશ્વર રાય;
ત્રણ્ય ભુવનમાં નર તેવો કોઇ નહીંરે, જે રણે સ્હામો થાય! રૂ.

( દુહા. )

ભરત વડો તેજેં વડો, વયેં વડો પિણ હોય;
સકળ રાયમાંહે વડો, તિણે સેવેવો સોય. ૧
જો તુમ રાજ્ય જીવિત તણી, વાંછા હોએ આજ;
તો બંધવને જઇ મળો, માન તજી મહારાય. ૨

( ઢાળ ૩૮ મી. દેશી ભાવી પટાધર વીરનો–રાગ ગોડી. )

બોલ્યો બાહુબળ રાજિયો, ગાજ્યો સમુદ્રની પેરેં;
સબળ સ્હાસીક સુવેગડા, બોલે આવી મુજ ઘેરે! બો. ૧

---

૧ પોતાનો પ્યારો. ૨ ભાઈ. ૩ સંરક્ષણ–બ્હાર. ૪ અમાવાસ્યા. ૫ આખર અવશ્ય. ૬ શ્રી વિષ્ણુ. ૭ આસન. ૮ દરિયાવની અંદર સાથવા–સતુ એટલે કે જે ઉત્તર હિંદુસ્તાનમાં મુસાફરીના ખોરાક તરીકે વપરાતા જવ અને ચણાના સંયોગવાળો પદાર્થના ચૂર્ણ સમાન ફશા પણ હિસાબમાં નહીં જણાવનારૂં તમારૂં સૈન્ય.

ભાઈ વડો તાત સરીખો, મળવા આવિયે આજ;
પણ અમ સંપદા નહીં ઘણી, તેણે હોય ભરતને લાજ! બો. ૨
મેં જાણ્યું તવ ભાઇપણું, લીધાં બંધવરાજ;
સોય કહે ભૂંડો ભરત જો, અમો ભલ થાવું આજ. બો. ૩
ઇસું જાણીને રાજ મૂકિયાં, નહીં તુજ ભરતનું જોર;
પુન્ય નિમિત્તરે હાથે દિઉં, તિહાં બળ કિસું જો ચોર. બો. ૪
વળિ તેહની પરે મુજતણો, લેવા હીંડે દેશ;
હુંતો વજ્રપરે આકરો, એ ફૂલ સરીખો નરેશ. બો. ૫
પિણ નૃપ એહ માયાવિયો, લીધાં લઘુતણાં રાજ;
લોક થકીરે લાજ્યો નહીં, એ નહીં [1]ગુરૂતણું કાજ! બો. ૬
વિનય કરવોરે ગુરૂનો સહી, જો ગુરૂ [માં] ગુરૂપણું હોય;
ગુણ વિણ જે વિનય કરે, જગે [2]હેળાએ સોય. બો. ૭
એહવો વડો સહી છંડવો, લોલપિ જે જગમાંહિં;
[3]કાર્ય અકાર્ય જે નવિ લહે, જાએ [4]ઉન્માર્ગે જ્યાંહિં. બો. ૮
અમે અવિનય તસ શ્યો કર્યો? નવ લીધું કોઇ ગામ;
છિદ્ર કિસાં અમ કાઢશે, નવ વિણસાડ્યા મેં ઠામ. બો. ૯
અમારો સ્વામી કાંઇ એ નહીં, એહને સેવે છે રંક;
ભરતહ વાંકો મુજ શું કરે, જો હું છું નિર્વંક! બો. ૧૦
ભરત બીહતો નથી તે વતી, બંધવ હાડે ન જાય;
જાતિ વિણસાડે રે જાતિની, વજ્રે વજ્ર વિંધાય. બો. ૧૧
રથ ફરતોરે સઘળે વળી, પાણી પહાણમાં જાય;
જોરે ખેડે થંભ ઊપરે, તો સહી કટકા થાય. બો. ૧૨
તું કહે ઇંદ્ર આસન દિયે, તે તો ઋષભની લાજ;
તું કહે ભરત સાયર જિસો, હું વડવાનળ આજ. બો. ૧૩

---

૧ મોટા, પૂજ્ય, વડીલ. ૨ નિંદાને પાત્ર થાય. ૩ કરવા લાયક અને ન કરવા લાયક. ૪ અવળે રસ્તે દોરાનારો.

ભરત સેનાનીરે [1]ગજ તુરી, પાયક રથ ને સેનાય;
સહુ તેજહીન મુજ આગળેં, જિમ રવિ આગેં તારાય. બો. ૧૪
હું પગ ઝાલી ઉછાળતો, પડતો સાહતો હાથ;
તે તુજ નૃપ ગયો વીસરી? લાગો લોકની વાત! બો. ૧૫
શીખવનારો નાશશે, કિમ બળ ખમશે મહારાજ?
જા રે મોકલ જઇ ભરતને, જો રાજ્ય જીવિત કાજ. બો. ૧૬

( દુહા. )

મેં [2]ઉવેખી મૂકિયો, નહીં મુજ પરશું કાજ;
કોપું તો વારજ કિસી, વળી લેતાં તુમ રાજ? ૧
સુણી સુવેગજ ઊઠિયો, સજજ થયાજ કુમાર;
મનમાં જાણે મારિયે, વારે નૃપ તિણ વાર. ૨
કરડે કુત્તા પ્હાણને, સિંહ ન કરડે બાણ;
જોઈ ફાળ મૂકે સહી, હણે સુભટના પ્રાણ. ૩
પહાણ સરીખો દૂતડો, અહીં ન કરો અપમાન;
ઇણ વચને ઊઠી કરી, બોલાવે પરધાન. ૪

( ઢાળ ૩૯ મી—દેશી બટાઉની-રાગ ગોડી. )

સુવેગ બીહતો ઊઠીઓ, લોક કહે કુણ એહો?
એક કહે ભરત-દૂતડોરે, અયોધ્યા નગરીનૃપ જેહો,
એક કહે વળી તે નર કેહો? તેને બાહુબળ શું શ્યો નેહો?
વળ્યો દૂત શું નૃપ દેહો? બાહુબળ વડોજી. ૧
વિસ્તરી વાતો નગરીમાંરે, હોસિ એક સંગ્રામ;
હય ગય રથ હથિયારનેરે, મસતેહ કરે સહુ તામ,
સહલી ટોપ ડેરા અભિરામ, વઢવા સજ થાય ગામ;
કીજે બાહુબળ નૃપનું કામ, બાહુબળ વડોજી. ૨

---

૧ હાથી, ઘોડા, પગપાળા. ૨ દરકાર રાખ્યા વગર.

દૂતે મનમાં ચિંતવ્યુંરે, બળવંત નગરી [ના] લોક;
ભરત કેઇપરે જીતશેરે ! બાહુબળને છેડયો ફોક;
એહને દીસે વઢયાનો દ્રોક, એહના સુભટને નથી કંઇ શોક;
મુખ વિકસે જિમ જળ કોક. બાહુ. ૩
અષ્ટાપદ વળી આગળેરે, પરાક્રમ શું ગજરાય !
ફોકટ સાપ છંછેડિયોરે, રીંછ મૂક્યું કાને સાહ્ય;
બાહુબળ બળિયો કહેવાય, હરીથકી જીત્યો ન જાય;
દૂત ચિંતવતો તિણે ઠાય. બાહુ. ૪
આવી મળ્યો તવ ભરતનેરે, કુશળ પૂછે તિહાં રાય,
બાહુબળ નૃપ સહુ કુંવરનેરે, બહુ સુખભર દાહાડા જાય;
બોલ્યો દૂતડો તેણે ઠાય, તેને દૈવે અકુશળ ન થાય,
તુમ નામેં મારવા ધાય. બાહુ. ૫
વર્ણવ તુમારૂં કરંતડોરે, બહુ મરડે મુખ ધામ,
તુમને પિણ તેડે સહીરે, તેના કુંવર વંછે સંગ્રામ;
તેના લોક ન લહે તુમ નામ, વાંછે નહીં તુમ ગુણગ્રામ,
સતી જાર પુરૂષ કુણ કામ ? બાહુ. ૬
ભરત કહે બાહુબળ ઘણોરે, બળિયો એ છે વીર,
સિંહડો વશ થાશે નહીંરે, નવ બોલ ઉતારૂં નીર;
ખીજ્યો તામ સેનાની ધીર, ભલા સાથે થઇયે ગંભીર,
એ તો ભાઈ નહીં વૈરી–તીર. બાહુ. ૭
મંદિર ધન શય્યા સહુરે, પુત્ર અને નિજ બાપ,
આપોપે જાતાં વળીરે, સહી રાખશું નિજ પરતાપ;
એક ઠામ ઘટે તેજ આપ, સઘળે હોય તેહવો વ્યાપ,
સતી એકદા લાગે પાપ,અસતી થઇ શ્યો તસ જાપ. બાહુ. ૮

( દુહા. )

છએ ખંડ જીત્યા સહી, સાયર તરિયા ત્યાંહિં;
બાહુબળને જીત્યો નહીં, બૂડી ગયા પગમાંહિં. ૧

બાહુબળ વેશ્યાની પરે, સ્નેહહીન મનમાંહિં;
પિણ તેને જીત્યા વિના, ચક્ર ન આવે આંહિં.
(ઢાળ ૪૦ મી-દેશી મૂકાવોરે મુજ ધરનાર-રાગ મારૂ.)
મંત્રીતણે વચને સજ થાય, પ્રયાણ-ભંભા વજડાવેરે;
લગ્ન લેઇ ગજ ઊપર ચઢિયો, આગળ ચક્ર તવ થાવેરે. ૧
આવેરે તવ ભરત-નરિંદ, બહુળી દેશમાં જાવેરે;
હય ગય લખ ચોરાશી મળિયા, રથપાળા રણ ધાવે રે. આવે. ૨
બત્રીસહજાર મુકુટધર રાજા, સામંતરાય નહિ પારોરે;
છન્નુકોડી પાયક પિણ મળિઆ, ભૂમિ ન ઝીલે ભારોરે. આવે. ૩
લાખ ચોરાશી ગુડે [1]દદામા, અલંબ ધજા દશ કોડીરે;
બિરૂદાવળી બોલે ભૂપ આગળ, ચોસઠ સહસ કરજોડીરે. આવે. ૪
સવા કોડી તિહાં પુત્રપુત્રાદિક, ચૌદરત્ન નૃપ સાથેરે;
પાંચ લાખ દીવીધર મોટા, કરે અજુવાળો રાતેરે. આવે. ૫
સોળ સહસ યક્ષ સાથે આવે, ત્રણ્ય કોડી વ્યાપારીરે;
ત્રણ્ય લક્ષ વાજિંત્ર વજાવે, ત્રણ્ય લક્ષ શસ્ત્રધારીરે. આવે. ૬
કેતા કહે જે નહીં ઘટે એહને, ભાઇ ઉપર શું જાવેરે;
ઈમ કરતાં સૂરજ પરે ફરતાં, બહુળી દેશમાં આવે રે. આવે. ૭
બાહુબળ રાજાએ તવ જાણ્યું, પ્રયાણ-ભંભા વજડાવેરે;
મહાગજ મસ્તક ચડી નિસરીઓ, વઢવા સ્હામો આવેરે. આવે. ૮
સમર્થ પુત્ર સેનાની કીધો, લીધું ખડગ તવ હાથેરે;
મસ્તક મુકુટ સહલિ પિણ પહેરી, સુભટ કોડી બહુ સાથેરે. આવે. ૯
ભરતે કુંવર તેડ્યા પોતાના, સુષેણ હાથે ભલાવેરે;
[2]તાતતણી પેરે માનેજ્યો, જિમ યશ ટીલું થાવેરે. આવે. ૧૦
બાહુબળના સુત છે અતિ કૂટા, તે દાવાનળ જેહવારે;
તુમે હુંશિયાર થઇને [3]પૂતા, રણ ઝૂઝો છો કેહવારે. આવે. ૧૧

---

૧ ઢોલ. ૨ બાપની પેઠે. ૩ દીકરા !

કરી [1]અંઘોળ તિલક શિર કરતા, પૂજે [2]આયુધ તામોરે;
સૂર કૌતુકી ઊગ્યો વેગે, જોવા રણસંગ્રામોરે. આવે. ૧૨

( દુહા. )

સુર સંગ્રામ જુવે સહી, વાગાં તે રણતૂર;
બેઉ સેના મળી એકઠી, જિમ નદી સાયર પૂર.

( ઢાળ ૪૧—દેશી વાસુપૂજ્ય જિન પુન્ય પ્રકાશો. રાગ આશાવરી સિંધુઓ. )

બેઉ [3]કટક મળિયાં રણ ભેળાં, શબ્દ ઘોર તિહાં હોય;
જિમ કો ડુંગર વજ્રે ચૂરે, જાણું સાયર વલોય. ૧
પ્રલયકાળ મેહ ગાજી વરસે, તિસા શબ્દ રણે થાય;
સોવન સલિ ગજ ગાજી પહેરે, શૂંઢે મોઘરા સાહ્ય. ૨
ગાડાં શસ્ત્રભરી તિહાં રાખ્યાં, રાખ્યા રથ બહુ આણી;
હય ગય ઠાલા પાસે રાખ્યા, રાખ્યા ભેંશા-પાણી. ૩
સંરોહિણી ઔષધિ પિણ રાખી, આગા ટોપ સમારે;
વઢવા રણ કાઢી તરવાર્યો, [4]બેઉગમ ભાટ વકારે. ૪
બાહુબળી દેવપૂજા માંડી, કરી આરતી ધૂપો;
વજ્રતણો સનાહ ત્યાં પહેરી, ટોપ ધરે શિર ભૂપો. ૫
ભીડયાં ભાથડાં ધનુષ ચડાવ્યું, તવ ગજ ઊપર બેઠો;
મોતીથાળ વધાવે ડોસી, આવે રણમાંહે પેઠો. ૬
ચક્રી પૂજ કરી રણ ચડિયો, સહલિ ટોપ સજાઇ;
કાળપિષ્ટ ધનુષ કર લીધું, પેઠો રણમાંહિ ધાઇ. ૭
ઉભ્ર સૈન્ય અંગોઅંગ મળિયાં, થયો બહુ સંગ્રામ;
સુભટ કહે ભરતેશ્વરકેરૂં, ન કરૂં લૂણ હરામ. ૮
નિજ ઘર નારી તિહાં વિસારી, ન કરે આતમ સાર;
રણ વઢતાં શું પાછા વળિયે? મરવું એકજ વાર. ૯

---

૧ સ્નાન. ૨ શસ્ત્ર અસ્ત્ર. ૩ લશ્કર. ૪ બન્ને બાજુએ.

ઋષભ નામ જપંતા ધાએ, મૂકે મસ્તક ઘાય;
અંગાં ત્રૂટે ટોપ વછૂટે, કો નવ ભાગી જાય. ૧૦
બાહુબળ ભૂપતણા નર ધાયા, કહે જીવતો કુણ જાય;
જો શતખંડ હોય રણ [માં] કાયા, પાછો ન દીજે પાય. ૧૧
કુંવર કેસરી રણ ઝંપાવે, ચક્રી સ્હામો આવે;
સકળ દેશ જીતીને કાકા! અહીં જીવતો નવ જાવે. ૧૨
સુભટ નાગ સરીખા થાએ, રાખે રણમાંહે નામ;
કહે ઇણ અવસરે અહીં ભાગી, શું કીજે મુખ શ્યામ, ૧૩
હય ગય પુરૂષ પડયા રણમાંહિં, લોહીનાં ચાલ્યાં પૂર;
સુર નર સહુ આંગળિયો કરડે, વદન છુપાવે સૂર. ૧૪
ઘણા કાળ લગી રણ ઝુકયા, હુઈ સુભટની હાણ;
પછી દેવતા બહુ ક્ષય જાણી, દિયે ઋષભની આણ. ૧૫

( દુહા. )

વઢતા રાખ્યા બેહુને, આવ્યા ભરતજ પાસ;
તુમે બેઉ બંધવ વઢી, કાંય કરાવો હાસ્ય ? ૧

**(ઢાળ ૪૨ મી–દેશી અયંગળ માતારે વનમાંહે વસે–રાગ મેવાડો.)**

હાસ્ય કરાવોરે કાંય ભરતેશ્વરૂ, કાપો હાથેરે હાથ;
રાજ્ય તુમારૂંરે ખંડ છયેતણું, ન વઢો ભાઇશું નાથ ! હાસ્ય. ૧
તુમને વઢતાં તે પૃથિવી[નો] ક્ષય થયો. જિમ ગજ વઢતાંરે ઝાડ;
હવે ભરતેશ્વર તુમે પાછા વળો, મોટો તુમચો પ્હાડ. હા. ૨
જિનવર [ના] પુત્રને એહવું નવિ ઘટે, વરસે ચંદ્ર અંગાર!
પ્રભુજી પાછારે તુમે હવે ઘરે વળો, કિસ્યો બંધવશુંરે ખાર! હા.૩
ભરત કહે તુમ દેવો ભલ કહો, ન લહો ઝગડાનું મૂળ;
મુજને ન મળ્યો ન માની આગન્યા, તે મુજ મસ્તકશૂળ. હા. ૪
ચક્ર ન પેસેરે એ પુરમાં વળી. શ્યો કાઢો મુજ વાંક ?
હવે વિણ જીત્યેરે જો પાછો વળું, તો હું જગમાંહિં રાંક. હા. ૫

રાયવચન સુણી વળિયા દેવતા, આવ્યા બાહુબળ જ્યાંહિં;
ઋષભતણો સુત તું સાયર જિસો, મૂકે મર્યાદારે કાંય ! હા. ૬
વિષ પ્રગટે છે રે અમૃતકુંડથી, ઝગડો મૂકોરે રાય;
સુભટ વઢંતારે વારો રાયજી, લાગો બંધવપાય. હા. ૭
શક્તિ છતીએરે જે નર વળી નમ્યા, યશ તેહનારે બોલાય;
તુમો બળવંતારે ભ્રાત વિનય કરો, ભરતવડો જગરાય. હા. ૮
બાહુબળ બોલ્યોરે તુમે સમજો નહીં, તાતેં વેંહચ્યોરે દેશ;
આવે ભરતજ લેવા તે ભણી, અમો [1]નાપું લવલેશ. હા. ૯
રાજગ્રહ્યાંરે એણે વળી સર્વનાં, લીધાં ભાઇનાં ગામ;
હાથે ખોયુંરે એણે [2]ગુરૂપણું, હવે રાખેરે [3]મામ. હા. ૧૦
ગરઢાવતીઅરે એ કાંઈ ગુરૂ નહીં, ગુરૂપણું કરે ગુરૂ સાચ;
અમો વિણ સમજેરે એહ વડો કિયો, મણિની ભાંતિરે કાચ. હા.
સાયર તરીનેરે બૂડે [4]ખાબડી, અહીં હોસે નૃપઘાત;
રાક્ષસ નિર્લજ જાણ્યો ભરતને, તેણે મૂકી ગયા ભ્રાત. હા. ૧૨
શું માનું હવે એહને ગુણ વિના, બળેં જીતે તો રે જીત;
ખડગતણે બળેં પૃથિવી જે લિયે, તેતો ક્ષત્રીની રીત. હા. ૧૩
સાઠ હજારરે વર્ષ લગી વળી, સાધ્યા સઘળારે દેશ;
પિણ મુજને નૃપ ભરતને જીપતાં, વાર નહીં લવલેશ. હા. ૧૪
[5]કરપી જિમ ધન [6]મેળે બહુ પરે, ભોકતા લેઇનેરે ખાય;
વાર નહીં મુજ ભરતને જીતતાં, પછી પસ્તાવોરે થાય. હા. ૧૫

( દુહા. )

પશ્ચાત્તાપ પછી થશે, તિણે જઇ વારો દેવ;
એહ વળે તો હું વળું, સુર યુદ્ધ થાયે હેવ. ૧
તુમે બેઉએ વઢવું સહી, જિમ ન મરે નર કોય;

---

૧ ન આપું. ૨ મોટાપણું. ૩ લાજ-મર્યાદા. ૪ ખાબોચિયામાં. ૫ કંજૂસ. ૬ એકઠું કરે.

પાંચ યુદ્ધ પરઠી કરી, નર સમજાવે દોય. ૨
દૃષ્ટિ વચન મલ મુષ્ટિ ને, દંડે કરવો પ્રહાર;
ભરત બાહુબળ દોયને, સમજાવ્યા તિણુવાર. ૩

( ઢાળ ૪૩ મી–દેશી ગિરમાં ગોરો–રાગ મારૂં. )

બાહુબળ રાજા સુભટ સહુને વારતોરે, ધનુષ ઉતારોરે વીર;
વેગેંરે વેગેંરે તરવારો મ્યાને કરોરે. ૧
મેં સંગ્રામ કરેવો પોતે પરઠીઓરે, સુણી સુભટ ખિન્નખેદ હુઆરે;
મુવારે મુવારે કાં નવિ પાપી દેવતારે. ૨
કામ કરંતા હતા રણ ઠાકુરતણુંરે, હુંતો હર્ષ અપાર;
અમનેરે અમનેરે પિરસીને પાછું લિયુંરે. ૩
ખાધું હરામ થયું હવે સહુકો નરતણુંરે, ખડગ સંધર્યાં થયાં [1]ફોક;
ફોકનરે ફોકનરે સ્ત્રી સંધરીએ નપુંસકેરે. ૪
ફોક થયો વળી શસ્ત્ર અભ્યાસ અમારડોરે, તે શુકની પરે જાણ;
જાણનરે જાણનરે એમ કહેતાં નર [2]ઑસર્યારે. ૫
ભરતરાયના સુભટ ભલા તે ઑસર્યારે, જિમ સાયરની વેલ;
વળતીરે વળતીરે તિમ સેના બીજી ઘણુંરે. ૬
કુણ મૂરખ અમ વૈરી પૂર્વભવતણોરે, જિણે વાર્યો સંગ્રામ;
અહીંઆંરે અહીંઆંરે યુદ્ધ મચાવ્યું દોયનેરે. ૭
હવે સહી [3]છેડો આવ્યો સંગ્રામનોરે, જિમ જમતાં વળી છાશ;
પિરસેરે પિરસેરે તવ છેહડો ભોજનતણોરે. ૮
ભરત સુભટને બહુપરે સંતોષતોરે, કીધાં બહુ સંગ્રામ;
રણમાંરે રણમાંરે બળ જોજો હવે માહરૂંરે. ૯

---

૧ નકામાં. ૨ પાછા હઠયા. ૩ અંત. ૪ ઘણા દેશોમાં અગર જૂના જમાનામાં જમવાના અંતમાંજ છાશ પિરસવામાં આવે છે યા આવતી હતી. ગુજરાતમાં જેમ ભાતનું પિરસવું ભોજનની સમાપ્તિ બતાવે છે તેમ એ પણ અન્ય દેશાચાર છે.

ખાડ ખણાવી ચક્રી કાંઠે બેસતોરે, સાંકળ આગળે લેહ;
મોટીરે મોટીરે તેણે વળગે ખટખંડ નરારે. ૧૦
ચક્રી બીડું મૂકે નિજ મુખમાં વળીરે, ત્યારે સૈન્યતણાય;
સહુજેરે સહુજેરે બળ કરતો ચક્રી તિહાંરે. ૧૧
ખુશી થયા નર સુભટ સહુકો ત્યાં ઘણારે, ધન્ય તાહરો અવતાર;
ચક્રીરે ચક્રીરે ભરત સમો જગ કો નહીંરે. ૧૨
આવ્યો ચક્રી ગજ ઊપર બેસી કરીરે, છાંટે દેવતા ભૂમિ;
સુપરેરે સુપરેરે ફૂલ પાથરે સુરવરારે. ૧૩

( દુહા. )

નૃપ હસ્તીથી ઊતર્યો, બાહુબળ આવ્યો ત્યાંહિં;
સુભટ રહ્યા સહુ વેગળા, યુદ્ધ હોય બેહુ માંહિં. ૧

**(ઢાળ ૪૪ મી—દેશી એક સમય વૈરાટી ભાઈ-રાગ મલ્હાર.)**

બેઉમાં યુદ્ધ થવા ત્યાં લાગ્યું, દૃષ્ટિવાદ હોય તામ;
જોઇ રહ્યા રણ એક એક સ્હામે, જિમ ભીંતે ચિત્રામ. ૧
પછે ભરતની મળિ ગઇ આંખ્યો, નેત્રે ચાલ્યું નીર;
વૃષ્ટિ કરે સુર શીશ ધુણાવી, જીત્યો બાહુબળ વીર. ૨
ભંભા ભેરી વાગી ત્યારે, ચક્રી ચિંતા થાવે;
રખે વળી બીજું યુદ્ધ કરતાં, બાહુબળ જીતી જાવે. ૩
વચનવાદ માંડે ભરતેશ્વર, બાહુબળ તિહાં ન હારે;
સિંહનાદ મૂકે ત્યાં ચક્રી, ધ્રૂજ્યા સુર નર ત્યારે. ૪
સિંહનાદ પછે બાહુબળ કરતો, મેર સાગરે ઠાવ્યો;
શબ્દ હીરના વજ્ર સરખો, કે ચમરેંદ્રો આવ્યો. ૫
વળી ભરતે સિંહનાદજ મૂક્યો, મૂકે બાહુબળ મેરે;
ભરત સાદ થયો રણમાંહિં, વાહાપૂની પેરે. ૬
બાહુબળનો સુર વાધ્યો તિહાં, જિમ સુપુરૂષની પ્રીત;
દેવદુંદુભી દેવ બજાવે, બાહુબળની થઇ જીત. ૭

શબ્દવાદ કરે તિહાં બેહુએ, જીત્યો બાહુબળ રાય;
ભલો ભલો કહી દેવ વખાણે, પુષ્પવૃષ્ટિ તિહાં થાય. ૮
મલ્લયુદ્ધ કરવા પછી ઉઠચા, બેહુ હાથે ભુજ કૂટે;
વળી વળગે વળી અળગા થાએ, ભૂમી પડે વળી ઊઠે. ૯
હૈયું હૈયા સાથે ચાંપે, બોલે આકરી વાણી;
એક એક ઉપર ચઢતા પડતા, જિમ કરમેં જગ-પ્રાણી. ૧૦
પાછા ઑસરી વળી બથાવે, ભીડયા બેહુએ [1]કાછ;
ઊપર હેઠે સમજ ન પડતી, જિમ પાણીમાં [2]માછ. ૧૧
પછી ભરાઇ પડતા ભૂસેં, જિમ વનેં મોટા સાપ;
વળી ક્ષણમાં તે અળગા થાએ, જિમ વને વાનર આપ. ૧૨
બેહુ બાંધવ ધૂળેં ખરડાએ, ગજ મોટાની પેરેં;
[3]પ્રચ્છંદે બહુ પૃથિવી કંપે, ધૂજે ડુંગરા ધીરે. ૧૩
પછી બાહુબળ ક્રોધે ઊઠયો, કોણ વઢે એ કુસ્તી;
એક હાથે ચક્રી ઊછાળ્યો, જિમ અષ્ટાપદ હસ્તી. ૧૪
તવ ભરતેશ્વર ગગને ચાલ્યો, જિમ ચક્રીનું તીર;
તવ ગગને વિદ્યાધર ભડકયા, હાય હાય કહે વીર. ૧૫
બાહુબળ કહે બળને ધિઃકારો, જે બાંધવ ઊછાળ્યો;
બેહુ મંત્રીને શિર ધિઃકારો, જિણે સંગ્રામ ન ટાળ્યો. ૧૬
વાગ્યા ભણી નૃપ પડતો સાહે, દંડતણી વળી પેરેં;
હર્ષ હુવો બેહુ કટકમાં, વૃષ્ટિ કરી નૃપ શેરેં. ૧૭

( દુહા. )

વૃષ્ટિ થઇ તિહાં પુષ્પની, જીત્યો બાહુબળ રાય;
જય જય શબ્દ તિહાં થયો, ચક્રી ઝાંખો થાય. ૧

( ઢાળ ૪૫ મી-દેશી બાસલાની—રાગ મારૂ. )

ભરતચક્રી ઝાંખો બહુ થયો, ચઢિયો સબળોજ કષાયરે.
યજ્ઞ થકી જિમ ઊપજે, વળી ધૂમ અને જવાળાયરે.

---

૧ કછોટો-ચડ્ડી. ૨ માછલાં. ૩ પડછંદાવડે.

ભીડે ભરત બાહુબળ દોયરે, રણે સહુકો ઊભા જોયરે,
વચમાં નવિ પેસે કોયરે, યુદ્ધ અંગોઅંગે હોયરે. ભીડે. ૧
પછી બોલ્યો બાહુબળ રાજિયો, તમો [1]વિલખા કાં થયા ભાઈરે;
તુમે બળવંત જગમાં છો ઘણા, તમે દંડયા દેવતા [2]સાહીરે! ભી.
ઇણ વચને બાંધવ કોપિયો, કહે મારૂં મુષ્ટિ જોયરે;
એમ કહી અરી દેહમાં મારતો, શિર ધૂણે તે સહુ કોયરે. ભી.
મારી મુક્કી પિણ વાગી નહીં, રણે ફોક થયું અભિમાનરે;
જિમ ફોક થયું નર તેહનું, જિણે દીધું કુપાત્રે દાનરે. ભી.
પછી મૂઠી ઊગામી બાહુબળે, તાકી મારી હૈડામાંહિંરે;
જાણે હસ્તીને શિર માર્યો, તાકી લોહમય ગોળો ત્યાંહિંરે. ભી.
ભરત ભોંય પડયો મૂર્છા થઈ, કહે લોક ગયા નર (નૃપ) પ્રાણરે;
બાહુબળ કહે મરસી બાંધવો, તો જીવવા જિનની આણરે. ભી.
ઇમ ચિંતી બાહુબળ રાજિયો, રોઇ કરતો તિહાં વાયરે;
વળ્યું ચેતન દીઠો બાંધવો, બેહુ લાજ્યા પૃથિવીરાયરે. ભી.
પછી ચક્રી ઊઠયો રીસમાંહિં, લીધો હાથમાં મોટો દંડરે;
ફેરવી બાહુબળને મારિયો, વજ્રટોપ થયો શતખંડરે. ભી.
તવ લોચન મીંચે બાંધવો, ઘોર શબ્દ થયો ત્યાં રાયરે;
બહુ વાગ્યું મસ્તક ઊપરે, જિમ એરણ ઘણનો ઘાયરે. ભી.
સજ્જ થઈને બાહુબળ બોલિયો, વળી થાજે બંધવ શૂરરે;
કહી દંડ હૈયામાં મારિયો, સનાહ થયો ચકચૂરરે. ભી.
વળ્યું ચેતન ત્યારે ઊઠીઓ, વળી ભ્રમર ચઢાવી ત્યાંહિંરે;
હોઠ પીસીને મસ્તકે મારે, ગયો ઢીંચણ ધરતી માંહિંરે. ભી.
જાણું ચોથો ભાગજ ડૂંગરો, જિમ પેઠો ધરતી ફાડીરે;
શિર ધૂણે ઘાની વેદનાએ, દુઃખ લાગ્યું ત્યારે હાડીરે. ભી.

---

૧ ઉદાસ. ૨ પકડીને.

વળી બાહુબળ ત્યાંથી નીકળ્યો, જિમ જળકાદવથી [1]નાગરે;
દંડ લઇને મસ્તકે માર્યો, ધૂજ્યા ભરતેશ્વર [2]પાગરે. ભી.
ભરતકંઠ લગી ગયો ભોંયમાં, જાણે [3]ખીંટો મોગરે માર્યોરે;
નર જોઇ ઊભા દેવતા, અહો ચક્રી હુંતો હાર્યોરે. ભી.
નર સેનાની શૂર ચિંતવે, ભૂંડી ધરતી ન દે અમ ઠામરે;
નિજ સાહેબનું દુઃખ દેખીએ, તો શું જીવ્યાનું કામરે. ભી.

( દુહા. )

ઇમ ચિંતે સેના સહુ, વદન મોકળું રાય;
લોચન મીંચી નીકળે, જિમ રવિ પરગટ થાય. ૧

( ઢાળ ૪૬ મી—દેશી ઓલે કાંઠે ગંગા ને પેલે કાંઠે યમુના—
રાગ વસંત. )

સુર સરીખો ભરત વિચારે, પાંચ યુદ્ધ હું હાર્યો;
ખટખંડ જીત્યો બંધવ કાજે, એ નવ જાએ માર્યો.
ભરતેશ્વર હૃદય વિચારે આપ. ૧
એક ક્ષેત્રે બે ચક્રી નાચે, વાસુદેવ નહિ હોય;
એક પડિયારે બે તરવારો, તે જગમાં નવ હોય. ભ. ૨
હરી આગળ સુર બીજા હારે, ઇસું કહે તે ડીંગો;
ચક્રી આગળ નૃપ નવ જીતે, નહીં ખર મસ્તક સીંગો. ભ. ૩
તો સહી બાહુબળ ચક્રી થાશે, ઇસું ચિંત્યું મન સાથે;
સહસદેવ સાથે ભરતેશ્વર, બેઠું ચક્રજ હાથે. ભ. ૪
ચક્ર ચક્રી ફેરવવા લાગ્યો, જિમ સિંહ ફેરવે પૂંછ;
તિહાં વીજ પરે બહુ જવાળા, ચાલી ચક્રી મરડે મુંછ. ભ. ૫
બાહુબળ નૃપ કહે તુજ ધિઃકાર, ક્ષત્રીકલંકજ લીધું;
મુજ હસ્તે છે દંડ ભલેરો, તેં કિમ ચક્રજ લીધું ? ભ. ૬

---

૧ હાથી. ૨ પગ. ૩ મોગરીથી ખૂંટો ઠોકી બેસારે તેની પેઠે.

ચક્રે યુદ્ધ ન પરઠયું દેવે, ચક્રે મુજ ધૂજાવે;
જિમ તાપસ તેજુલેશ્યાએ, માનવનેજ બીહાવે. ભ. ૭
બીજી ચક્ર મૂકે ભરતેશ્વર, બાહુબળ કહે નવ સાંખું;
કુંભતણી પરે દંડ ભાંજી, દડા પરે પાછું નાખું. ભ. ૮
કે પાતાળ માંહિં લઇ ઘાલું ? મુવા માનવની પેરે;
અથવા અહીંઆં ભડ થઇ મારૂં, જિમ અપરાધી વૈરે. ભ. ૯
તથા હું દેવ સકળને મારૂં, રહ્યો તે રાય વિમાસી;
ચક્રે તીન પ્રદક્ષિણા દીધી, જિમ શિષ્ય અંતેવાસી. ભ. ૧૦
પાછું ચક્ર આવી હાથે બેઠું, તવ ચક્રી મન હારે;
સર્વતણું વિષબળ ભાગંતાં, બાહુબળ ઘણું પ્રચારે. ભ. ૧૧
બાહુબળ મૂઠી કરે ત્યાં ઊંચી, બંધવ સ્હામો જાય;
જિમ ગજ શૂંઢ કરંતો ઉંચી, કિમ રણમાંહિ ધાય. ભ. ૧૨

( દુહા. )

નાગતણી પરે ત્યાં ધસ્યો, તામ વિચારે શૂર;
ઇણ મૂઠે ભરતેશ્વરૂ, સહી હોશે ચકચૂર. ૧

(ઢાળ ૪૭ મી—દેશી વીંઝણા વિઝાની કરે—રાગ રામગિરિ.)

ચકચૂર બાંધવને કરી, જીવિશ કેતો કાળ ? !
તે જીવિતથી વળી મરણુ વારૂ, જિણે વંશ હોય ગાળ! ૧
એમ વિવેકજ આવિયો, ધિગ્ ધિગ પૃથિવીરાજ;
અમો ઉત્તમ કુળ ઊપના, કીજે મધ્યમ કાજ ! ૨
ઋષભના બેહુ દીકરા, આજ લગી છું નિકલંક;
શ્યામ વદન બંધવ મારતાં, સહી હોશે વંશકલંક. ૩
રાજે સમતા નવ વળી, મદ્યપીએ જેમ અયાણ;
વંદન ઠામે ભાઇ વર, મૂકિયાં મેં બાણ ! ૪
અમાવશ્ય રાત્રી જેહવી, તિસી લક્ષ્મીરાજ;
ઇમ લહિય જિન છાંડી ગયા, મૂર્ખ વડું હું આજ ! ૫

નૃપ વૈરાગે બહુ વાસિયો, લાગ્યો બંધવ પાય;
અપરાધ મેં કીધો ઘણો, તું ખમે સહુ મહારાય. ૬

( દુહા. )

નૃપ અપરાધ ખમજો સહી, ન લહુ તત્ત્વજ ભેદ;
મેં અવિનય કીધો ઘણો, તુમ ઊપાયો ખેદ. ૧

( ઢાળ ૪૮ મી—દેશી ગુરૂ વિણ ગચ્છ જિને નહિ કહ્યો. )

મેં તુમ ખેદ ઉપાઇયો, નવ રાખી તુમ લાજ;
સ્વાનપરે તુમ વળગિયો, ખમો અપરાધ મહારાજરે. મેં. ૧
મેં હવે સંયમ આદરૂં, નહીં મુજ પૃથિવીનું કાજરે;
દેશ સકળ નૃપ તુમતણો, કરો ષટખંડનું રાજરે, મેં. ૨
મેં માન–થાંભલો વાળિયો, કીધો ક્રોધ સંકોચરે;
તેહજ મૂઠી માથે ધરી, કરે પંચમુષ્ટિ તે લોચરે. મેં. ૩
વૃષ્ટિ કરે તિહાં દેવતા, જીત્યો બાહુબળ ધીરરે;
ભરત કહે ધિગ મુજતણે, ધન્ય ધન્ય બાહુબળ વીરરે. મેં. ૪
ઋષભનો પુત્ર તો એ ખરો, હું નહીં ઋષભનો પુત્તોરે;
જે મેં યુદ્ધ અપથ્ય કર્યું, મુજથી ભલો જગ કુત્તોરે. મેં. ૫
ભરત કહે લીજે બાંધવા, પાછો તુમારડો દેશરે;
નિજ પરિવાર પૂછ્યા વિના, શું એ સંયમી–વેશરે ? મેં. ૬
રાજ મૂકે ભાઇ મુજવતી, રાખે ગુરૂતણી લાજરે;
પિણ મુજમાં નહીં ગુરૂપણું, લીધાં લઘુતણાં રાજરે. મેં. ૭
ભરત કહે વળો બાહુબળી, લિયો તુમ પૃથ્વીનું રાજરે;
રીસેંરે ચારિત્ર લેયતાં, નહીં રહે ચક્રીની લાજરે. મેં. ૮
બાહુબળ કહે સુણ બાંધવા, મેં તજ્યો માન કષાયરે;
મેં નિજ અવગુણ જાણિયા, વાંક નહીં તુમ રાયરે. મેં. ૯
પડી પટોલડે ભાંતડી, નીસરીઆ ગજદંતરે;
જિમ રે સાકર ભળી દૂધમાં, અળગી કિમહી ન થંતરે. મેં. ૧૦

મેં મુખ બોલ્યા બોલડા, મૂકયો મસ્તક હાથરે;
સ્વાનપરે [1]વમિ આદરૂં, તે નૉચ ળંધવનાથરે. મેં. ૧૧

( દુહા. )

હું હવે સંયમ આદરૂં, સોંપું તુમને રાજ;
હવે તુમો વીર મ રાખશો, અમો નમું તુમ આજ. ૧

( ઢાળ ૪૯ મી—દેશી ઘોડીની—રાગ ધનાશ્રી. )

ન નમે સોય નિર્ગુણી, નમે સોય ગુણવંત;
ન નમે વૃક્ષ સૂકો, લીલો તરૂ નમંત. ૧
ન નમે તે વાંકો, વીંછી તણો [2]અંકોરો;
નમતો [3]અહી મણિધર, જેહ ગુણે કરી પૂરો. ૨
ન નમે નર પત્થર સમો, નમે ધનુષ ગુણ સહિતો;
ન નમે કુલહીણો, નમે તે જાતિ અત્યંતો. ૩
ન નમે નવ હાલે, કૂપતણાં જે પાણી;
નમે ગિરૂઓ જલધર, પર ઉપકારજ જાણી. ૪
કહીં ન નમે ગર્ધવ, વિનયહીન ભવ જાવે.
જે તુરીઅ સજાતી, સહેજે શીશ નમાવે. ૫
સહેજે નર ઉત્તમ, નમતો બાહુબળ રાય;
નૃપ શક્તિ છતાંએ, લેઇ સંયમ વન જાય. ૬
પૂંઠે નર પાળા, અડવાણા ઊજાય;
ગજ અશ્વ તજીને, બાહુબળ પૂંઠે ધાય. ૭

( દુહા. )

બાહુબળ પૂંઠે સહુ ધસે, કિહાં જાઓ અમ નાથ ?
નગર દેશ સેના પુરી, મૂકો કાંઈ અનાથ ?! ૧

---

૧ ઉલટી કર્યા બાદ તે વસ્તુ પાછી અંગીકાર કરી લેવી એ માત્ર કૂતરાનેજ યોગ્ય છે. ૨ વીંછીનો આંકડો. ૩ મણિવાળો સાપ.

( ઢાળ ૫૦ મી—દેશી સાંસો કીધો શામળિયા—રાગ ગોડી. )

વિણુ અવગુણ મૂકી કાં જાઓ, ઋદ્ધિ રમણિ પરિવાર;
હય ગય રથ નર પરજા કેરી, કવણુ કરેસી સાર ? ! ૧
સોમયશા પ્રમુખ જે બેટા, વળગ્યા બાહુબળ પાય;
સ્વામિ વન રહેશો તુમે કેઇ પરે, બહુળી દેશના રાય ? ૨
વાઘ સિંહ વન ચોર ઘણેરા, પરિસહ કઠિન અનેક;
તુમે સુકમાળ સુંહાળા સ્વામી; વળિયે ધરી વિવેક. ૩
ઇણુ વચને ત્યાં ન ચલ્યો બાહુબલ, જિમ સુરગિરિ ચૂલિકાય;
સહુકોને સંતોષી વાળે, મૂકો મોહ પિતાય. ૪
પરિસહ ભાગો હું નવ બીહુ, ફરિયો ચૌગતિ જંત;
પશુઅ નારકીમાંહે જીવે, ભોગવ્યાં દુઃખ અનંત. ૫
કામભોગ મેં બહુ ભોગવિયા, નિલજ જીવ નહીં લાજ;
અમો તાતપરે સંયમ લીધૂં, દેશે ભરતતુમ રાજ. ૬
રૂદન કરંતા ન વળે સહુકો, મોહ મૂકયો નવ જાય;
ફરિ ફરિ મુખ જોતા બાહુબળનું, પાછા ન ફરે પાય. ૭
તાહરા ગુણ વર્ણવ્યા નવ જાએ, તાહરો [1]વૃહ ન ખમાય;
એકદા સ્હામું જુઓ તાતજી, હવે કયાં મળશો રાય ? ૮
મંત્રિ શેઠ સેનાપતિ બેટા, કોને પૂછશે વાત ?
સુભટ પુત્ર વળવળતા વળિયા, કોને કહેશું તાત ? ૯
ભરતરાય રણે રૂદન કરંતો, વહી ગયો બાહુબળ ભ્રાત;
સૂર્યયશાને તેડી ચક્રી, મસ્તકે મૂકયો હાથ. ૧૦
ગજ રથ ઘોડા બહુ રિધિ આપી, આપ્યો બહુળી દેશ;
ભરત વળ્યો તવ વનિતામાંહિં, ચક્ર કરે પરવેશ. ૧૧

( દુહા. )

ચક્રી ભરત નિજ ઘર રહ્યા, બાહુબળ રહે વનમાંહિં;
પ્રતિમા પરે ઊભો સહી, ધ્યાન ન ચૂકે ત્યાંહિં. ૧

---

૧ (વિરહ)

નવિ જાએ જિનવર કને, મન ધરતો શંકાય;
લઘુ બંધવ મુનિવર વડા, કુણ પ્રણમે તસ પાય ! ૨
કેવળજ્ઞાન મુજ ઊપજે, તો હું જાઉં ત્યાંહિં;
તવ લગી વન થંભાપરે, સહી ઊભો રહું આંહિં ૩

(ઢાળ ૫૨ મી. દેશી તુંગિયાગિરિ શિખર સોહે-રાગ પરજિયો.)

રહિયો ભુવન મઝાર, કરે કાઉસ્સગ્ગ રાયરે;
નેત્ર નાસિકા વિષે થાપી, નવિ હલાવે પાયરે. રહિ. ૧
તાઢ તડકો તૃષા લાગે, અંગે લાગે ખેહરે;
ચળે ચૂકે નહી તપથી, જોહું દુઃખ મુનિ દેહરે. રહિ. ૨
પવન પોઢો લૂખ લાગે, અંગે વળે પરસેવ રે;
રાત દિવસ પ્રભુ રહે ભૂખ્યો, બેસે નહીં ક્ષણમેવરે. રહિ. ૩
વર્ષાકાળ તિહાં વેગે આવ્યો, વરસે બહુ વનમાંહિં રે;
ડુંગરા દામિનીથકી કંપે, ન કંપે મુનિ ત્યાંહિંરે. રહિ. ૪
મુનિ ઢીંચણ લગી વળગા, સબળ ત્યાં શેવાળરે;
જળતણી હોયે છટા ત્યાંહિં, નવિ ચળે જિન-બાળરે. રહિ. ૫
પછી બેઠો ત્યાં શિયાળો, હીમેં બળે બહુ ઝાડરે;
બાહુબળ મન તોહુ ન કંપે, જોહું ધ્રૂજે હાડરે. રહિ. ૬
મહિષ મોટા ઘસે માથું, ચાટે વનની ગાયરે;
જીવ [1]ખડગી રહે અડકી, બીજે નહીં ઋષિરાયરે. રહિ. ૭
ગજેંદ્ર મોટા ઘસે શૂંઢો, વાનરા દે શિર ફાળરે;
સસા સૂઅર હરણ ચીતર, પરિસહ કરે વિકરાળરે. રહિ. ૮
વનખંડ વેલે મુનિ વીંટયો, ચામડે જિમ મૃદંગરે;
સરખટ ઊગે પાય ફોડી, તોહી નહીં મન ભંગરે. રહિ. ૯
કેણું પંખી કરે માળા, વીંટી રહ્યા બહુ સાપરે;
રહે ઊભો વર્ષ ભૂખ્યો, જિમ [2]પોતાનો બાપરે. રહિ. ૧૦

---

૧. ગેંડા. ૨. પોતાના પિતા જેમ વર્ષ દિવસ નિરાહાર રહ્યા તેમ.

તોહી ન ચળે મનહ વચને, કાયા રાખે ઠારરે;
રાગ દ્વેષ કષાય જીત્યા, લોભ ન મનહ મઝારરે રહિ. ૧૧

( દુહા. )

ઊભો રહે વનમાં સહી, માયા નહિ મનમાંહ્ય;
કંઇક માન મૂકે રહ્યો, ઋષભ વિચારે ત્યાંહિં. ૧

( ઢાળ પર મી–દેશી ઇસ નગરીકા વણઝારા. )

મન ચિંતે ત્રિભુવનસ્વામી, તવ તેડયાં સુંદરી બ્રાહ્મી;
તુમો જાઓ બંધવ જ્યાંહિં, કર્મ ક્ષીણ થયાં છે ત્યાંહિં. ૧
એક માન રહ્યું તુમ વીર, જિમ મુખ આગળ વળી ચીર;
સુણી હરખી સાધવી દોય, આવી બાહુબળને વન જોય. ૨
નવ દીસે બંધવ જયારે, બ્રાહ્મી સુંદરી સબળ પુકારે;
ખોળી કાહડયો દોહિલે ભ્રાત, પ્રેમે વાંદ્યા પૃથિવીનાથ. ૩
ન જૂએ સ્હામું ઋષિરાય, બોલી સાધવી તેણે ઠાય;
તુમને કહે છે તુમહ પિતાય, ગજ ચઢિયાં કેવળ ન થાય. ૪
ઇસું કહીને સાધવી જાય, મન ચિંતે તવ ઋષિરાય;
એ તો સ્વર સહી ભગિની કેરો, કુણ આવે અહીં અનેરો! ૫
શું બોલી સાધવી સાર, મેંતો મૂકયો સાવદ્ય વ્યાપાર;
ધ્યાને વન રહ્યો થઇ અનાથી, તો ચઢણે કયાં મુજ હાથી! ૬
પિણ જુઠ ન બોલે તેહ, સતી સાધવી ઋષભની[૧] ધેય;
મુજ બહેની સંયમધારી, તેતો બોલે સહી વિચારી. ૭
અહીં માનગજેંદ્રે ચઢિયો, તેણે કેવળ આવત અડિયો;
ધિગ્ ધિગ્ રે પાપી! માન! જેણે આવતું રાખ્યું જ્ઞાન. ૮
જે ત્રણ જગતણો છે સ્વામી, તેની ભક્તિ કરી શિરનામી;
તેહની સેવા છે જગસાર, તિહાં મેં કીધો અવળો વિચાર. ૯

---

૧. પુત્રી.

એમ ચિંતી ઊપાડયો પાય, તેણી વેળા કેવળ (જ્ઞાન) થાય;
લતા વેલડી તૂટી જેમ, સાથે કર્મહ તૂટયાં તેમ. ૧૦
જિન પાસે વેગે જાય, દિયે ત્રણ પ્રદક્ષિણા રાય;
જઈ બેઠો કેવળી માંહિં, કીધી પૂરી પ્રતિજ્ઞા ત્યાંહિં. ૧૧

( દુહા. )

પૂરી પ્રતિજ્ઞા તે કરી, રહ્યો જિન પાસે ત્યાંહિં;
પ્રભુ વિચરંતા આવિયા, ગિરિ અષ્ટાપદ જ્યાંહિં. ૧

( ઢાળ ૫૩ મી–દેશી મગધદેશનો રાજ રાજેશ્વર. )

પ્રભુ મહી–મંડળે વિચરેરે, જ્યારે સાથે બહુ પરિવાર;
તડકે ભરતતણો સુત મરિચય, દાધો તેહ અપાર.
નરેશ્વર, પરિસહે પાછો ભાગ્યો, ગજપાખર ગર્ધવ કિમ ધરસી.
ઇમ ચિંતવવા લાગ્યો, નરેશ્વર. ૧
બહુ પરસેવો વળિયો અંગે, કાયા સબળ ગંધાએ;
લોચ તણો પરિસહ પિણ ખમવો, પંથે તરસ્યો થાએ. નરે. ૨
ચિત્ત વિમાસે ચારિત્ર મૂકું, પિણ ઘરે કેમ જવાય?
ઋષભદેવ મુજ વડાઓ થાએ, થાએ ભરત પિતાય. ન. ૩
એક મગા નદી પૂરે વહેતી, એક મગા બે સિંહ;
કેહી મગ જાવું કે થિર થાવું? કિમ લોપું કુળલીહ. ન. ૪
ચિત્ત વિમાસી હુઓરે ત્રિદંડી, નહીં ગર્ધવ નહીં ઘોડો,
[1]વેસર સરીખો વેષ ધર્યો ત્યાં, શિરચોટી અંબોડો. ન. ૫
કનકતણી કર [2]મુદ્રા રાખે, કરતો તે ખર મુંડ;
[3]કાચે નીરે અંઘોળેરે નિત્યે, જ્યાં આવે જળકુંડ. ન. ૬
પાય પઅરખાં પહેરે પ્રીતે, ચંદન અંગ લગાવે;
માથે છત્ર અનૂપમ ધરતો, પાનકપૂર વળી ખાવે. ન. ૭

---

૧. ખચ્ચર જેવો. ૨. સોનાની વીંટી. ૩. ત્રણ વાર ઉભરો આવ્યા પછી ઠારેલું પાણી ન વાપરતાં વહેતા ઝરા કુંડ વગેરેનું ઠંડુ પાણીજ ન્હાવાના કામમાં હમેશાં લેતો હતો.

વસ્ત્ર કાષાયાં પહેરે અંગે, જિનપૂંઠે કરે વિહાર;
પૂછે લોક તસ ઉત્તર આપે, હું ભૂંડો મુનિ સાર. ન. ૮
વેષ ત્રિદંડીતણો મેં ધરિયો, ત્રણ્ય પેરે દંડાયો;
મન ને વચન કાયા મુજ મેલાં, મેં ખોયો મુનિ [૧]માયો. ન. ૯
વસ્ત્ર કાષાયાં તિણે મેં ધરિયાં, મુજમાં બહુ કષાય;
માયા માન હું લોભેરે નડીઓ, ધન મુનિ જિનવર રાય. ન. ૧૦
[૨]પાંચે કાયને હુંઅ વિરાધું, રાખું છું[૩] ત્રસ જીવ;
[૪]પંચ સુમતિ[૫] ત્રણ ગુપ્તિ વિરાધું, હું[૬] મોકળો સદીવ. ન. ૧૧

---

૧. મુનિ ધર્મરૂપી જે મારી પાસે મુંડી–રકમ–માયો હતો તે ગુમાવી બેઠો. ૨. પૃથ્વીકાય, અપ્કાય (પાણી), તેઉકાય (અગ્નિ). વાઉકાય અને વનસ્પતિકાય એ પાંચે પ્રકારના થાવર–થિર રહેનારા જીવોને પીડા આપવી તે પાંચ કાયની વિરાધના. ૩. જે હાલના ચાલતા (બે ઇંદ્રિવાળાથી માંડી પાંચ ઇંદ્રિવાળા જીવો લગીના) પ્રાણીને ત્રસ કાયના જીવ કહે છે તેનેજ ફક્ત સ્થૂળપણે બચાવી શકું છું. ૪. ઇર્યા સમિતિ–માર્ગમાં ઉપયોગ રાખી જયણા યુક્ત ચાલવું.–ભાષા સમિતિ–વચનના પાપ સહિત વ્યાપાર આદિનો ત્યાગ. એષણા સમિતિ–આધાકર્મી ૪૨ દોષ સહિત આહારનો ત્યાગ વગેરે. આદાન ભંડમત્ત નિક્ષેપણા સમિતિ–વસ્ત્ર પાત્રાદિ ઉપકરણ લઘુશંકા વગેરે દૃષ્ટીએ જોઈ પૂંજીને તેનો ઉપયોગ કિંવા પરિત્યાગ કરવો. પારિષ્ટાપનિકા સમિતિ–પેશાબ દસ્ત આદિ જોઇ પુંજીને વિધિવત્ પરઠવવાં વગેરે વગેરે. ૫. મનોગુપ્તિ–મનનો પાપવ્યાપાર કાબુમાં રાખવો, વચનગુપ્તિ–વાણીને ગોપવવી અર્થાત્ મૌન રહેવું, અને કાયગુપ્તિ–શરીરનો પાપવ્યાપાર કાબુમાં રાખવો. ૬. બધા પ્રકારે છૂટા રહેનાર.

( દુહા. )

[1]પરિસહ બાવિસ નવ ખમું, નવિ રાખું [2]મુનિધર્મ;
જિન કહે જીવ કરે કિસું, જબ બળિયાં હોય કર્મ ! ૧

---

૧. ભૂખ પરિસહ–ભૂખથી પેદા થતી વેદના સહન કરવી, તૃષા પરિસહ–તરસની પીડા સહવી, ટાઢ પરિસહ–ટાઢ સહવી, ઉષ્ણ પરિસહ–તાપ તડકો સહવો, દંસપરિસહ–જૂ માંકણ ડાંસ મચ્છર વગેરેના દંસની પીડા સહવી, અચેળક પરિસહ–ટાઢ વગેરેના સંભવવડે વસ્ત્ર વિના પેદા થતી અરતિ સહવી, સ્ત્રી પરિસહ–સ્ત્રીના હાવ ભાવ આદિ નિહાળી મનને સ્થિર રાખવું, ચર્યા પરિસહ–ગામો ગામ વિહાર કરવા, નિષેધકી પરિસહ–સ્મશાન શૂન્ય મકાનમાં કાઉસ્સગ્ગ કરવો તથા ક્રૂર જીવોનો ડર ન રાખવો, આક્રોસ પરિસહ–કઠોર વચન સહન કરવાં શય્યા પરિસહ–ગમે તેવી જમીનમાં સુખ માની શયન કરવું. વધ પરિસહ–માર પીટ સહન કરવી, યાચના પરિસહ–માગવામાં ન શરમાવું, અલાભપરિસહ–માંગ્યા છતાં છતી વસ્તુએ પ્રાપ્તિ ન થતાં પણ સમ પરિણામે વર્તવું. રોગ પરિસહ–ચાહે તેવી રોગવેદના સહન કરવી, તૃણફાસ પરિસહ–ડાભ વગેરેની પથારીના ખુંચવાથી પણ મનમાં દુઃખ ઉપજે તે સહન કરવું, મળ પરિસહ–પરસેવાથી કંટાળવું નહીં અને ન્હાવાની ઇચ્છા કરવી નહીં, સત્કાર પરિસહ–આદરસત્કાર મળતાં અને ન મળતાં પણ મનને હર્ષ વિષાદ વશ ન કરવું, પ્રજ્ઞા પરિસહ–બહુ વિદ્વત્તાનો જય થતાં ગર્વ અથવા પરાજય થતાં ખેદ ન ધરવો, અજ્ઞાન પરિસહ–વસ્તુનું તત્ત્વસ્વરૂપ ન જાણવું હોવા છતાં પણ અદીનપણે રહી જ્ઞાનાવરણીયનો ઉદય ભોગવવાથી કે તપ કરવાથી દૂર કરવો, પણ ઉદ્વેગ ન કરવો, સમ્યકત્વ પરિસહ–જિનપ્રણીત વચનોમાં અસદ્દહણા કે શંકા રાખવી નહીં. એ ૨૨ પરિસહ છે. ૨. ક્ષમા–ક્રોધનો ત્યાગ, માર્દવ–માનનો ત્યાગ, આર્જવ–કપટનો ત્યાગ, મુક્તિ–લોભનો ત્યાગ, તપ–ઇચ્છાનું નિરોધપણું, સંયમ–પાંચ અવ્રતથી વિરમણ, પાંચ ઇંદ્રિયનો નિગ્રહ, ચાર કષાયનો જય, ત્રણ દંડની નિવૃત્તિ, સત્ય–સાચું બોલવું, શૌચ–દ્રવ્યભાવવડે દોષટાળી વ્યવહાર ને મનોવ્યાપારની શુદ્ધતા રાખવી, અકિંચનતા–પરિગ્રહની સર્વથા મૂર્છા ત્યાગવી, અને બ્રહ્મચર્ય–નવ પ્રકારે ઔદારિક તથા વૈક્રિય સંબંધી મૈથુનનો ત્યાગ–એ દશ વિધ મુનિધર્મ છે.

( ઢાળ ૫૪ મી–દેશી ચોપાઈ છંદની. )

કર્મતણી ગતિ કહીઅ ન જાય, વાઘણી [1]નાગ ટળી સુર થાય;
ધર્મરૂચિ તપિયો અણગાર, પરભવ [2]ભુજંગ થયો વિષધાર. ૧
[3]દાદુર મૃગલો ને વળી બેલ, સુર અવતાર લિયે એ સહેલ;
કુરડ અને અતિ કૂરડ જેહ, નરકે પહુતા મુનિવર તેહ. ૨
હસ્તિ હુઓ નર મેઘકુમાર, કુંડરિક નરકેં અવતાર;
કેસરી ચોર હુઓ કેવળી, કમળપ્રભ ગયો નરકેં વળી. ૩
કૂર્માપુત્રને ઘરમાં જ્ઞાન, કુળવાલૂઓ ખોએ માન;
તેહ મરીને નરકેં ગયો, કર્મવિચાર ન જાએ કહ્યો. ૪
ગુણસાગરને જોજો વળી, ચૅારીમાંહે બેઠાં કેવળી;
તે અવદાત કહું તે સુણો, સોય પુત્ર વ્યવહારીતણો. ૫

( દુહા. )

વ્યવહારીસુત તે સહી, મન વૈરાગી થાય;
બળ કરીને પરણાવિયો, મોહ મન માત પિતાય. ૧

(ઢાળ ૫૫ મી–દેશી સુરસુંદરી કહે શિરનામી–રાગ માલવગોડી)

માત તાત મોહે પરણાવે, ચિત્ત કુંવરતણે નવ ભાવે;
અંગે પીઠી જવ ચોળાએ, ભાવે આતમા કરમે લેપાએ. ૧
ન્હાતાં શિરે ભાવે સોય, સંસારનાં ફળ કટુ હોય;
ખૂંપ ભરંતાં આતમ ભાવે, સંસારે જીવ તણાવે. ૨
વળી ચિંતે ભૂષણ ભાર, ગળે સાંકળ ચિત્તે હાર;
હાથે શ્રીફળ લેતાં ભાવે, જીવ નારી કિંકર થાવે. ૩
વરઘોડા ચઢીઓ જામ, ચિંતે દુર્ગતિ વાહન તામ;
બહુ વાજિંત્ર બજાવે, મન ચિંતે મુજ ચેતાવે. ૪
વરઘોડેથી ઊતારે, મન હેઠી ગતિ સંભારે;
પૂંખે ધુંસરૂં વેગે આણી, સંસાર–ધુંસરની એંધાણી. ૫

૧ હાથી. ૨ સાપ. ૩ દેડકો.

[1]ત્રાક દેખી કરે વિચાર, જીવ વિંધાશે નિરધાર;
દેખી [2]મૂશળ મનમાં આવે, જીવ સંસારમાંહે ખંડાવે. ૬
[3]અર્ઘ દેતાં જ્ઞાને જોય, સહી પૂર્વ પુન્ય મુજ ધોય;
[4]શ્રાવસંપટ નવ ચંપાવે, વિવેક કોડિયાં મુજ ભંજાવે. ૭
નાક સાહીને વેગે તાણે, સંસારે તણાવું જાણે;
કન્યા છાંટે નવતંબોળ, કહે જીવ હશે એમ રોળ. ૮
કંઠે ન ધરીએ વરમાળ, ગળે દોર ધરે છે બાળ;
પછી ગ્રહે તે કન્યા હાથ, તેતો દુર્ગતિ સાહ્યું થાત. ૯
લોક તિલક કરે તે માટે, જાવું દુર્ગતિ કેરી વાટે;
ગાંઠે પડતાં સહી બંધાણો, દોહિલું છુટવું છે અહીં જાણો. ૧૦
અગ્નિ મુજ આણે વંશ જ્યારે, નર ચીતારે સંભારી ત્યારે;
ફેરા દેતો જેણી વાર, ચિંતે ફરવું સહી ગતિ ચાર ! ૧૧
ચૉરી ચારે મમ જાણ, એ દેખાડે ચઉખાણ;
એમ આતમ ભાવના ભાવે, શુભ ધ્યાને કેવળી થાવે. ૧૨

(દુહા.)

શુભ ધ્યાને થયો કેવળી, પરણંતાં લહે પાર;
મરિચચ સંયમ લેઈ પડયો, કુણ લહે કર્મવિચાર. ૧

(ઢાળ ૫૬ મી–દેશી ચોપાઈ છંદની.)

કર્મતણો હું ન લહું ભેદ, સીતાએ ટાળ્યો સ્ત્રીવેદ;
મલ્લિનાથ તીર્થંકર જેહ, પુરુષ ટળી સ્ત્રી હુઆ તેહ. ૧
શિવકુમાર રહે મન વશ કરી, નંદિષેણે જઈ વેશ્યા વરી;
ભીખારી સંપ્રતિ–ભૂપાળ, મુનિ મેતારજ કુળ ચંડાળ. ૨
ભરત હુઓ સહજે કેવળી, વીર જ્ઞાન લહે દુઃખે વળી;
અભવ્ય કુળે હુઓ શ્રાવક સુલસ, કહાન કુળે હુવો અભવ્ય પુરુષ ૩

---

૧ રેંટીઆનો ત્રાક. ૨ સાંબેલું. ૩ અર્ઘ આપવાનું પાણી. ૪ બે કોડિયાંનો જોડો બાંધેલો.

અર્જુનમાલી દ્રઢપ્રહાર, રાય પરદેશી હુઓ વિચાર;
મોટાં કર્મતણા કરનાર, કર્મે શુદ્ધ ગતિ ભજનાર. ૪
શ્રેણીકે એક મૃગલી હણી, નરકે ગયો નિકાચિત ભણી;
દાહડી દશ બુઝવે નંદિષેણ, વીરવચન નવ માન્યું કેણ. ૫
લિયે જમાલી સંયમભાર, સાથે પન્નરસય પરિવાર;
વીર સાથે વળી ન મળ્યો એક, કર્મ ભાત દીસેજ અનેક. ૬
નંદ મણિયાર થયો દેડકો, વાજીદેવ હુઓ નવ લખો;
ખંધકસૂરી વ્યંતર થયા, શિષ્ય સર્વ તે મુકતે ગયા. ૭
વાણિગસુત નવપરણિત જેહ, ઝાલી દીક્ષા તેહને દેહ;
તિણે પાળી બહુ પ્રેમેં કરી, મુક્તિ રૂપિણી નારી વરી. ૮
જે મરિચચ ભરતેશ્વરપૂત, ઋષભવચન સુણિયાં અદ્ભૂત;
જિનવર શિષ્ય થઈ પાછો વળે, કર્મતણી ગતિ કુણ નર કળે ! ૯

(દુહા.)

કરમેં ચારિત્ર મૂકિયું, મૂકયો મુનિવર વેષ;
જિનથી બેસે વેગળો, ભવિજન દે ઉપદેશ. ૧

(ઢાળ ૫૭ મી–દેશી સુરસુંદરીની ઢાળની–રાગ કેદારો.)

ઉપદેશ દેઇ જન રીંઝવે, નર સુણત મન ઉલ્હાસ;
સમજી સંયમ માગતાં, વળી મોકલેરે તસ ઋષભની પાસ.
ત્રિદંડ લેઈ કરતો આપ વખાણ, નવ લોપતો જિનની આણ; ત્રિ. ૧
એમ પુરૂષ બૂઝવ્યા, પોતે તે એકલો આપ;
એક દિવસ રોગે પીડિયો, નવ સુણતારે તવ કોઈ ન આપ. ત્રિ. ૨
ખિન્નખેદ મનમાં બહુ થયો, નવ કરે કોઇ સાર;
પોતાતણા પ્રતિ બોધિયા, ઉભા ન રહેરે વળી સોચ લગાર. ત્રિ. ૩
મનમાંહિં એહવું ચિંતવ્યું, જો શરીર [1]સખરૂં થાય;
એક શિષ્ય [2]સખરો રાખિએં, તેતો કરશેરે બહુ મા'રી રક્ષાય. ત્રિ. ૪
રોગ રહિત મરિચી જવ થયો, દિયે દેશના તવ સાર;
બૂઝવી જિનકને મોકલે, એક બોલ્યોરે વળી ફરી તેણી વાર. ત્રિ. ૫

---

૧ સારૂં. ૨ સારો.

શું ધર્મ છે નહીં તુમ કને, જે મોકલો છો ત્યાંહિં ?
કહે કપિલ એ મુજ લાગ મળિયો, પછી ભાખેરે
વળી ત્યાં ધર્મ આંહિં. ત્રિ. ૬
ઇણે વચને સંસાર વાધિયો, વળી ભમે અસંખ્યા કાળ.
નર અસત્ય નાહક બોલતાં, હુએ પાતિક વળી
તેહને જંજાળ. ત્રિ. ૭

(દુહા)

પાતિક તિહાં [1]ઉપાર્જિયું, ભમતો જિનવર સાથ;
પ્રભુ વિચરંતા આવિયા, અષ્ટાપદ પર નાથ. ૧

(ઢાળ ૫૮ મી–દેશી શાલિભદ્ર મોહોરે–રાગ મારૂ).

અષ્ટાપદગિરિ ઉપરે શ્રીજિન આવિયારે, ઉજ્વળ [2]રજત મય હોય;
શર્દકાળ તણાં વળી જાણે આભલાંરે, ખીર સમુદ્રફીણ હોય. અ. ૧
આઠ જોયણનો ઊંચો ગિરિ અતિ શોભતોરે, બહુ વનવેલીરે ત્યાંહિં;
વાઘ સિંહ ગજ મૃગલાં સસલાં ત્યાં રહેરે, રહે બહુ પંખીરે જ્યાંહિં
સમવસરણ સુર રચતા ત્યાં આવી કરીરે, બેઠા જિન તિણ ઠામ;
જઈ [3]વનપાળે દીધી ભરત વધામણીરે, આવ્યા [4]ત્રિભુવન સ્વામ. ૩
બાર કોડિ સોનૈયા આપ્યા ત્યાં ગણીરે, સજ્જ થયો ભરતનરીંદ;
બહુ શૂર સેના સાથે લઇને આવિયોરે, જિમ વળિ ઇશાન
ઇંદ્ર. અ. ૪
ત્રણ્ય પ્રદક્ષિણા દેતો સ્તવતો બેસતોરે, સુણતો મધુરી વાણિ;
ચઉ ગતિનાં દુઃખ સુણિયાં કાને પ્રભુ કનેરે, જોડી બેહુએરે
પાણિ. અ. ૫
ક્રોધ લોભ મદ મત્સર [5]વાહ્યો માનવીરે, કરતો માયા અનેક;
માનતુરંગ ઉપર ચડિયો નવ નમેરે, નાસે સબળ વિવેક. અ. ૬

---

૧ પેદા કર્યું. ૨ રૂપામય. ૩ વનનું રક્ષણ કરનાર અમલદાર.
૪ સ્વર્ગ, મૃત્યુ, પાતાળ. ૫ મસ્ત બનેલો–પ્રેરાયલો.

ભક્ષ [1]અભક્ષ કરતાં જીવ બીહે નહીંરે, કરે પરતણીરે નિંદ્યાય;
જીવ હણે ને બોલે જૂઠ જાણતોરે, તે જીવ નરકમાં જાય. અ. ૭
પરધન હરતો ગમન કરતો પરત્રિયારે, પરિગ્રહતણો નહીં પાર;
પંચ વિષયમાં ખૂતો જે નર જીવડોરે, તે નવ પામિયો પાર.અ.૮

( દુહા. )

પાર ન પામે ભવતણો, [2]રૂળતો ચઉગતિ માંહિં;
સુર નર નારકી પશૂઅમાં, પુદ્દ્ગળ પૂરે આંહિં. ૧

( ઢાળ ૫૯ મી–દેશી અનોપમ સુપનડાંરે—રાગ પરજ. )

ત્યાં પુદ્દ્ગળ જીવ પૂરે અનંતા, નરનો ભવ છે દોહિલો;
આર્ય દેશ કુળ ઇંદ્રી પાખે, કિસ થાએ જીવ સોહિલો.
મધુરી દેશના દેતા ઋષભજિણંદ. ૧
આજીવિકા નર હોય સોહિલી, હોએ દેહી નિરોગ;
પૂરવ પુન્યે એ સહુ પામ્યો, [3]દુલહો સુહગુરૂ યોગ. મ. ૨
દુર્લભ સૂત્રતણું સાંભળવું, દુલહું સોય સધેવું;
દુલહું શાસ્ત્રતણું સમજેવું, દુલહું કાય કરેવું. મ. ૩

---

૧ અભક્ષ પદાર્થ બાવીસ પ્રકારનાં જૈન સિદ્ધાંતમાં આ પ્રમાણે કથેલ છે. કરા ૧, બરફ ૨, ટાઢા દહી અગર છાશમાં નાખેલ કઠોળનાં વડાં ૩, રાત્રિભોજન ૪, બહુબીજ વાળું ફળ ૫, વંત્યાક ૬, બોળ અથાણું ૭, પીંપરની પીપીઓ ૮, વડના ટેટા ૯, ગૂલર ૧૦, અજાણ્યું ફળ ૧૧, સઘળી જાતના કંદ સૂરણ વગેરે બત્રીસે અનંતકાય ૧૨, મૂળ ( ગરમર, મૂળાના કાંદા ) ૧૩, માટી ૧૪, ઝેર ૧૫, માંસ ૧૬, મદિરા–દારૂ ૧૭, માંખણ ૧૮, કુણું ફળ ૧૯, જેનો રસ ફેરફાર થઈ ગયેલો હોય તેવો પદાર્થ ૨૦, કાળા ઉંબરાનાં ઉબરાં ૨૧ અને મધ ૨૨ આ બાવીસે પદાર્થ બિલકુલ ખાવા લાયક નથી; કેમકે તે મહારી ગતિદાયક છે.

૨ ભટકતો–ગોથાં ખાતો.

૩ સદ્દ્ગુરૂનો સંયોગ મળવો મુશ્કેલ છે.

સકળ વસ્તુ પામી જે હાર્યો, તે નર મૂરખમાંહિં;
રયણ ચિંતામણિ સરીખો નરભવ, તેહ ફરી ફરી ક્યાંહિં. મ. ૪
માનવના ભવ વિણ નહીં સંયમ, સંયમ વિણ નહીં [૧]સિદ્ધ;
સિદ્ધિ વિના નવ છૂટે કોઇ, ચોગતિફેર પ્રસિદ્ધ. મ. ૫

( દુહા. )

ચોગતિ માંહિ ફરે સહી, [૨]તૃષ્ણા વાહ્યા જંત;
ઇણ વચને ભરતેશ્વરૂ, સમજ્યો આપ અત્યંત. ૧

( ઢાળ ૬૦ મી-દેશી રત્નસાગરના પ્રથમ પવાડાની. )

ભરત કહે હું જગમાં ભૂંડો, ધન્ય મુજ બંધવ આજરે;
મુજ માટે એ ભાઇ અઠ્ઠાણુ, મૂકી આવ્યા રાજરે. ૧
મન ચિંતે મેં રાજ્ય ગ્રહીને, શું સાધ્યું [૩]નિજ કાજરે ? !
ઘણા પુરૂષને મેં [૪]મહી આપી, નવ રાખી ભાઇલાજરે. ૨
પગે લાગીને કહે ભરતેશ્વર, લ્યો તુમ પાછો દેશરે;
ઋદ્ધિ રમણિ સુરસુખ ભોગવિયે, ન કરૂં હવેઅ કલેશરે. ૩
ઋષભ કહે શું બોલે પુત્તા ? ચૂકી ભરતનરિંદરે;
મહા સંત ધૈર્યતણા એ ધોરી, ન તજે ચોગગયંદરે. ૪
તવ મનચિંતે નૃપ ભરતેશ્વર, આપું એહને આહારરે;
ગાડાં પાંચસેં લાડુ ભરિયાં, અણાવતો તેણી વારરે. ૫
ભરત કહે મુને ! લાડુ લીજે, મુજને તારો આજરે;
ઋષભ કહે રાજપિંડ ન કલ્પે, તવ જાંખો મહારાજરે. ૬
ઇંદ્ર કહે ખિન્નખેદ મ થાઓ, દ્યો શ્રાવકને દાનરે;
સ્વામિવત્સલ [૫]સખરાં કીજે, નિપાઇને અન્ન પાનરે. ૭

( દુહા. )

ઇણ વચને નૃપ હરખિયો, તેડ્યા[૬] સ્વામી સાર;
અહીં ભોજન નિત્યે કરો, મૂકો તુમ [૭]વ્યાપાર. ૧

---

૧ મોક્ષ, ૨ વિષય વાસના-ઇચ્છા. ૩ આત્મકલ્યાણનું કાર્ય. ૪. પૃથ્વી. ૫. ઉમદા. ૬. શ્રાવક વર્ગ. ૭. સાવદ્ય વ્યાપાર.

(ઢાળ ૬૧ મી-દેશી જિમ સહકારે કોયલ ટહુકે-રાગ કેદારો.)
કરસણ વાડી મ કરો કોઇ, કરો સજઝાય જિમ બહુ સુખ હોઇ;
માહન માહન સુખ કહો એ. ૧
ઇમ કહી સ્વામીવત્સલ કરતાં, ગામો ગામ તેડી નર ફરતાં;
મળ્યા પુરૂષ બહુ ભોજની એ. ૨
દહાડી દહાડી વધતા જાય, તવ રાંધણીએ નવ રંધાય;
પિરસી ન શકે પુરૂષને એ. ૩
અણ તેડયા આવે નર કેતા, ઝડપી આખળ પાખળ લેતા;
થાળ પડાવે પિરસતાં એ. ૪
જમતાં નીતિ ન રાખે કોય, એક ઠેલે એક પડતાં જોય;
એક દોડે સ્થાનક ભણી એ. ૫
રસોઇદાર તવ કરે વિચાર, એ નહીં શ્રાવકનો આચાર;
નાખે ઢોળી સાંઢ ખરે એ. ૬
ગયા સોય નૃપ ભરતની પાસે, ભોજન કેરી વાત પ્રકાશે;
સ્વામી નીતિ રહી નહીં એ. ૭
શ્રાવક ભેળા બીજા થાવે, ઘણા લોક અણતેડયા આવે;
કિમ શ્રાવકને ઓળખું એ ? ૮

(દુહા.)

ભરત વિચાર કરે તિહાં, તેડયા શ્રાવક સાર;
રત્ન કાંગુણી લઇ કરી, રેખા કરે તેણિ વાર. ૧

(ઢાળ ૬૨ મી-દેશી ચાલ ચતુરા ચંદ્રાનને-રાગ મલાર.)
રેખા સોય હૈયે કરી, જમે શ્રાવક સોયરે;
બહુ પરે ભક્તિ ભરતજ કરે, હિયે ભૂષણ જોયરે. રેખા. ૧
સમકૂત્વધારી જે હતા, રેખા ત્રણ તસ સારરે;
૧દ્વાદશ વ્રત જેણે ધર્યાં, રેખા તેહને બારરે. રેખા. ૨
ભરતને પાટે આદિત્યયશા, બેઠો જેણી વારરે;
તિણે ધર્યાં કંઠે શ્રાવક તણે, ભલા સોવનતારરે.. રેખા. ૩

ત્રીજે પાટે હુઓ મહાયશા, કરે ભક્તિ અપારરે;
તેહને કંઠે લઇ ઠવ્યા, ભલા રજતના તારરે. રેખા. ૪
અતિબળ ભૂપ જ્યારે હવો, ઠવે હીરના તારરે;
બળિભદ્ર તાર દે સૂત્રના, ઘટયો ભાવ અપારરે. રેખા. ૫
ઇમ બહુ કાળ ભોજન થયાં, દીપ્યો ધર્મ અપારરે;
કાળે તીર્થંકર વિરહ થયો, ગયો ધર્મ તિણ વારરે. રેખા. ૬
જિન નવમા દશમા વચે, યતિ સોય પિણ જાયરે;
તવ વળી શિથિલ શ્રાવક થયા, ઘરવાસિય થાયરે. રેખા. ૭
વ્રત છંડી અલગા રહ્યા, પ્રકાશે મિથ્યાતરે;
કીજે શ્રાદ્ધ સંવત્સરી, કન્યાદાનની વાતરે. રેખા. ૮

( દુહા. )

કન્યાદાન પ્રકાશતા, કરતા ભોજન રાત;
રસલોલુપિ શ્રાવક ટળી, હુઆજ બ્રાહ્મણ જાત. ૧
ભક્તિવિચાર વિવરી કહ્યો, કરતો ભરતનરિંદ;
રાજનિકંટક પાળતો, સકળ લોક આણંદ. ૨

---

૧ પ્રાણાતિપાત-કોઇ જીવના પ્રાણનો નાશ ન કરવો. ૨ મૃષાવાદ પાંચ મોટાં જુઠ ન બોલવાં. ૩ અદત્તાદાન-ધણીના આપ્યા વગર ચીજ ન લેવી. ૪ મૈથુન-પરદારાપરિત્યાગ અને સ્વદારાસંતોષ, પરિગ્રહ પરિમાણ-નવ પ્રકારનો પરિગ્રહ મર્યાદા યુક્ત રાખવો, દિગ્વિરમણ-અમુક દિશાએ અમુક હદ લગીજ જવું, ભોગોપભોગ-ભોગ ઉપભોગમાં આવતી વસ્તુમાં વિવેક સહિત તપાસ રાખી થતા આરંભમાંથી બચવું. અનર્થ દંડ-પાપોપગરણ અથવા બીજાને પીડા પેદા કરનારી વસ્તુ લેવા દેવામાં વિવેક પૂર્ણ નિયમ રાખવો, સામાયિક-નિયમ પ્રમાણે બે ઘડીનું સમતા સામાયિક કર્યાજ કરવું. પૌષધ-પર્વ આદિએ પૌષહ કરયાજ કરવો, અતિથિ સંવિભાગ-મુનિને દાન આપવું. આ બાર વ્રત શ્રાવકને સ્થૂળપણે અવસ્ય પાળવાંજ યોગ્ય છે. એટલે કે પાંચ અણુવ્રત, ચાર શિક્ષાવ્રત અને ત્રણ ગુણવ્રત સેવનારજ શ્રાવક ગણાય છે.

( ઢાળ ૬૩ મી-દેશી રહેણી કહેણીની. )

સકળ લોક કરે આણંદ, નહીં ત્યાં અકર અન્યાયજી;
દંડ કુદંડ નહીં વનિતામાં, અતિ નિર્લોભી રાયજી. સકળ. ૧
ચુગલ ચોર નહીં ખોટારા, નહીં બંધન નહીં મારજી;
વેરો વરાડ નહીં પુરમાંહિં, વિચોટી નહીં તિણ ઠારજી. સ. ૨
વંચક વિટલ વસે નહીં વાંકા, વિશ્વાસઘાતિ ન દીસેજી;
સબળ રાજ્ય ભરતેશ્વર કેરૂં, જોતાં હૈડું હીસેજી. સક. ૩
લુંચક લુંડ ન દીસે લોભી, લાગ શબ્દ નહીં ત્યાંહિંજી.
લૂણહરામતણા કરનારા, લંપટ નર નહીં જ્યાંહિંજી. સ. ૪
ન્યાયપ્રિય નિર્લોભી રાજા, નમતો જિનવર પાયજી;
પરદુઃખભંજન પરસ્ત્રીબાંધવ, ભૂખ્યો કોઇ ન જાયજી. સ. ૫
પુરમાં લોક વસે પુન્યવંતા, દાન શીલ તપધારીજી;
ભલી ભાવના મનમાં ભાવે, જીવ દયા ત્યાં સારીજી. સ. ૬
પરમ પુરૂષ ને પરઉપકારી, પંડિત નિરપરપંચીજી;
પવિત્ર લોક ત્યાં પાતિક ઠામે, રાખે નિજ મન ખંચીજી. સ. ૭
ભરત પસાએ સુખ ભોગવતા, દિવસ ન જાણે જાતાજી;
ઋષભદેવ ભરતેશ્વર કેરા, સકળ લોક ગુણ ગાતાજી. સ. ૮
લોક વિવેકી વાણયગ જાઝા, વસે તે વર્ણ અઢારજી;
નિજ ઘર પુન્યની શાળા માંડે, માગ્યાં દે જળ આહારજી. સ. ૯
વળી વિશ્રામતણાં બહુ થાનક, વિવિધ વસ્તુ વ્યાપારીજી;
વ્યવહાર શુદ્ધ પાળે વ્યવહારી, શીળવતી ઘર નારીજી. સ. ૧૦
હરિણાક્ષી હરીલંકી નારી, હંસતણી પરે ચાલેજી;
નારી હસ્તિની ન વઢે નરશું, હરખી ઉત્તર આલેજી. સ. ૧૧
ઇસું ભરતનું નગર અનૂપમ, બહુ જિનના પ્રાસાદજી;
હેમબિંબ ધ્વજ તોરણ ત્યાંહિં, વાજે ઘંટાનાદજી. સ. ૧૨
પોષધશાળા મુનિવાચાળા, ઠામ ઠામ ગજ કાળાજી;
રાજ્ય કરે ભરતેશ્વર ત્યાંહિં, પુંઠે સહુ ઠકરાળાંજી. સ. ૧૩

( દુહા. )

બહુ ઠકુરાઇ ભરતની, ઋદ્ધિતણો નહીં પાર;
જાતો કાળ જાણે નહીં, ઇંદ્રતણો અવતાર. ૧
ઇણ અવસરે વધામણી, આવી તિહાં અત્યંત;
નગરી અયોધ્યાને વને, પહોતા શ્રી ભગવંત. ૨

( ઢાળ ૬૪ મી–દેશી શાળીભદ્ર મોહિયો–રાગ આશાવરી સિંધુઓ. )

શ્રીજિન આવીરે ત્યાંહિં સમોસર્યારે, સમવસરણ તિહાં થાય;
સકળ સેનારે ભરત લેઇ કરીરે, પ્રભુને વંદન જાય. શ્રી. ૧
ત્રણ પ્રદક્ષિણરે દેઇ વાંદતોરે, સ્તવતો ભરત નરિંદ;
શત્રુંજય ગિરિનોરે મહિમા પૂછતોરે, ભાખે ઋષભજિણંદ. શ્રી.૨
અન્ય તીરથરે જગમાં છે ઘણારે, સેવે તે ખટમાસ;
ખિણ એક શત્રુંજય જઇને રે સેવતાંરે, અધિકું પુણ્યજ તાસ. શ્રી. ૩
નંદીશ્વરનેરે કુંડલ દ્વીપનારે, દેવ જુહારે જેહ;
સુણ ભરતેશ્વર પુણ્ય તિહાં ઘણુંરે, કહ્યું નવ જાએરે તેહ. શ્રી. ૪
દ્વીપ રૂચકનેરે ગજપદને વળીરે, જંબુવર્ષેરે જાય;
ધાતકી ખંડેરે પુષ્કર દ્વીપનારે, પ્રણમ્યે બહુ પુન્ય થાય. શ્રી. ૫
તેહથી પુણ્યરે અધિકું તેહનેરે, જુહારે મેરૂનારે દેવ;
સમેત શિખરનેરે અંજન દ્વીપનારે, પ્રણમ્યે પુણ્ય બહુ હેવ.શ્રી. ૬
પુણ્ય વધુ છેરે પ્રતિમા પૂજતાંરે, અષ્ટાપદ ગિરનાર;
સિદ્ધાચળનેરે નામે પુણ્ય હવુંરે, તે કુણ કહેરે સંભાર. શ્રી. ૭
જળચર થળચર ખેચર પંખીઆરે, સેવે શત્રુંજય સાર;
ભવ ત્રીજેરે તે સહી સીઝશેરે, ફરી નહીં પશુ અવતાર. શ્રી. ૮
શત્રુંજય જઇનેરે સાત છઠ્ઠ કરેરે, એક અઠ્ઠમ તિહાં સાર;
શ્રી નવકાર તે લાખવરાં ગુણેરે, તેહને બે અવતાર. શ્રી ૯
શત્રુંજય મહિમારે સબળ પ્રકાશિયોરે, સુણતો ભરત નરિંદ;
હરખી વાંદીરે પાય પ્રણમી વળ્યોરે, વિચર્યા ઋષભ જિણંદ.શ્રી.૧૦

( દુહા. )

શ્રી આદીશ્વર વિચરિયા, ભરત વિચારે આપ;
શત્રુંજય યાત્રા જઈ, ધોઉં પૂરવ પાપ. ૧
સકળ સૈન્યને સજ કરી, લીધો બહુ પરિવાર;
શ્રી શત્રુંજે આવિયા, ચક્રી ભરત ઉદાર. ૨

( ઢાળ ૬૫ મી-જઈ લાવો બાંધવ પાણી-રાગ સામેરી. )

ભરતચક્રી તેહ ઉદાર, શિરતિલક ધરાવે સાર;
પ્રથમેં ત્યાં સંઘવી થાય, શત્રુંજે ગિરિ ચાલી જાય. ૧
દીઠો શત્રુંજો નિજ દૃષ્ટિં, કીધી સોવન ફૂલેં વૃષ્ટિ;
મણિ મોતી ભર્યા બહુ થાળ, વધાવે શત્રુંજય ભૂપાલ. ૨
દિયે ત્રણ પ્રદક્ષિણા ત્યાંહિં, હર્ષ સબળો હૈડામાંહિં;
નદી શત્રુંજીમાં ન્હાય, પછી પૂજ્યા જિનવર પાય. ૩
પછી ઇંદ્ર વચને ત્યાં થાય, જિનભુવન કરે નર રાય;
તવ હરખ્યો ભરતનારંદ, મન ધરતો અતિ આણંદ. ૪
દીધો વાધિકને આદેશ, કીધો ચઉબારો પરવેશ;
એકેકે બારે તું જોય, મંડપ એકવીશજ હોય. ૫
ચોમેર થઇ ચોરાશી, દીઠે પાતિક જાએ ન્હાસી;
એક કોષ ઉંચો પ્રાસાદ, ધ્વજ તોરણ ઘંટાનાદ. ૬
સહસ ધનુષ પહોળો તે સાર, દોઢ કોષ કર્યો વિસ્તાર;
સાવ કંચનમય તે કીધો, ભરતે જગમાંહે યશ લીધો. ૭
મણિમય મૂર્તિ ત્યાં સાર, કીધી તાતની પ્રતિમા ચાર;
વળી મૂર્તિ કરી ચોરાશી, ગણધરની સોય પ્રકાશી. ૮
નમિ વિનમિ વિદ્યાધર દોય, વળી કીધી પ્રતિમા સોય;
વળી બાંધવ જેહ નવાણુ, તેની મૂર્તિ મણિમય જાણું. ૯
નાભિરાય અને મરૂદેવી, ભદ્રપ્રાસાદ શું મૂર્તિ કરેવી;
સુનંદા સુમંગળા સોય, બ્રાહ્મી સુંદરી બહેની દોય. ૧૦

ચક્રેશ્વરી ને ગૌમુખ્ખ, મૂર્તિ કરતાં પામ્યો સુખ્ખ;
કર્યાં તીરથ ત્યાંહ અનેક, એ ચક્રી[નો] સબળ વિવેક. ૧૧
મણિ સમોવસરણ ત્યાં કરતો, ચાર મૂરતિ ઋષભની ધરતો;
નિજ મૂરતિ તિહાં વિખ્યાત, ઊભી જોડી રહી બેઉ હાથ. ૧૨
રૂંખ રાયણ છે વળી જ્યાંહિં, થાપ્યાં તાતનાં પગલાં ત્યાંહિં;
કરી બિંબપ્રતિષ્ઠા સારી, શત્રુંજામાં તિમ જુઓરે વિચારી. ૧૩

( દુહા. )

ઋષભવચન ભરતે સુણી, કર્યું તે ઉત્તમ કામ;
પ્રથમ ઉદ્ધાર કરાવિયો, રાખ્યું જગમાં નામ. ૧
શત્રુંજય સંઘવિ થઇ, વળિયો ભરતનરિંદ;
તસ કીર્તિ જગમાં રહી, જિહાં રવિ તારા ચંદ. ૨

(ઢાળ ૬૬ મી—દેશી રજની ન જાવેરે—રાગ કેદારો.)

અષ્ટાપદગિરિ પ્રભુજી આવેરે, પુર્ષ પહેરાવી ભરત સિધાવેરે;
ત્રણ પ્રદક્ષિણા દેઈ જિન વંદેરે, પ્રભુને સ્તવતાં અતિ આનંદેરે. ૧
બેસી સુણતો પ્રભુની વાણીરે, સાકર દ્રાખથી અધિકી (મીઠી) જાણીરે;
ભાખે પ્રભુજી ચેતો પ્રાણીરે, તન ધન યૌવન કારમું જાણીરે. ૨
જે ધન ખર્ચ્યું જમણે હાથેરે, પરભવ જાતાં આવે સાથેરે;
જગમાં મોટું [સુ]પાત્રે દાનરે, જેથી લહિયે મુક્તિનિધાનરે. ૩
અરિહંત સિદ્ધની ભક્તિ કરીજેરે, પ્રતિમાપૂજી સુભક્તિ લીજેરે;
શ્રુત ચારીત્રિનો વિનય કરીજેરે, મુનિ ગચ્છનાયકને પોષીજેરે. ૪
સમકિતી સંઘ ને ઉવજ્ઝાયરે, વિનય કરતાં પાતિક જાયરે;
જે જે ભાખે ઋષભજિણંદરે, સહુ સદ્દહે ભરતનરિંદરે. ૫
પૂછે પોતે મસ્તક નામીરે, તુમ સરીખા હોએ કેતા સ્વામીરે ?
પ્રભુ મુજ સરીખા ચક્રી કેતારે, હોય વાસુદેવા ભાખો તેતારે. ૬
નર પ્રતિવાસુદેવ બળદેવ મોટારે, કહો નર નારદ [1]શીલકછોટારે;
પ્રભુ કહે જિનવર ચઉવિસ સારરે, તુમ જેવા હોએ ચક્રી બારરે. ૭

---

૧ શિલાકા પુરૂષ.

નર વાસુદેવ ને પ્રતિવાસુદેવોરે, નવ નવ હોશે તે વળી હેવોરે;
નવ બળદેવા નવ નારદ થાશેરે, નીચી ગતિમાંહે તે નવિ જાશેરે. ૮
પૂછે ચક્રી જિનને ત્યાંહિંરે, છે કોઇ તુમસમ આ સભા માંહિંરે;
ઋષભ કહે સુણુ નૃપ ગુણુવંતરે, તુજ સુત મરીચી જીવ અત્યંતરે. ૯
જિન ચક્રી ને નરવાસુદેવરે, ત્રણુ પદવી લહે કરે સુરસેવરે;
સુણી વચન ઉઠયો નૃપ ત્યાંહિંરે, ત્રણુ પ્રદક્ષિણા દે સુત જ્યાંહિંરે.૧૦
કહે ચક્રી હું વેષ ન વંદુંરે, તુમ પદવી હું દેખી આનંદુંરે;
તું જિન ચક્રી ને વાસુદેવરે, તિણે તુજ ઊઠી વંદું ખેવરે. ૧૧
ઇણુ વચને થયો હર્ષ અપારરે, ઊઠી નાચ્યો તેણી વારરે;
અહો! ઉત્તમ કુળ વંશ મુજ સારોરે, ઋષભ સરીખો વડઉઓ મારોરે.
ભરત સરીખો મારો તાતરે, હું પિણુ જિનવર આગળ થાતરે;
નર ચક્રિ ને નર વાસુદેવોરે; ધન્ય મુજ વંશજ મોટો એહવોરે! ૧૩
કરી અભિમાન ને કુગતિ સાધેરે, મરીચી નીચું ગોત્રજ બાંધેરે;
માન મ કરશો કો જગ ભાઇરે ? માનેં દુખિયા બહુ જન થાઇરે.૧૪

( દુહા. )

માનેં દુખિયા બહુ થયા, તિણે મૂકો મદ [1]આઠ;
[2]ચાર કષાયો પરિહરો, જિમ પામો શિવવાટ. ૧
નીચ કર્મ બાંધે તદા, વાંદે ચક્રી જામ;
ભરત વળ્યો ઘર આપણે, કરી જિનવર પરણામ. ૨

(ઢાળ ૬૭ મી—દેશી વીરમાતા પ્રીતિકારિણી—રાગ મલાર.)

જિનવર નામ હૃદય ધરી, ગુણુ ઋષભના ગાય;
ઋષભનું વચન સંભારતો, ભરતેશ્વર રાય. ૧
ભરતેશ્વર સંઘવી થયો, અષ્ટાપદ આવે;
ગજ રથ અસ્વ [3]અંતેઉરી, સંઘ સબળો લાવે. ભરતે. ૨

---

૧ જાતિ, લાભ, કુળ, રૂપ, તપ, બળ, વિદ્યા અને અધિકાર એ આઠ પ્રકારના મદ હોય છે. ૨ ક્રોધ, માન, માયા અને લોભ. ૩ રાણીઓ.

અષ્ટાપદ ગિરિ ઉપરે, જિહાં ભૂમિકા સાર;
સોવન પ્રાસાદ કરાવિયો, તે તો અતિહી ઉદાર. ભ. ૩
દોય ગાઉરે પહોળો સહી, લાંબો ગાઉ તે ચાર;
ત્રણ ગાઉરે ઉંચો સહી, ધજા ઘંટનો નહીં પાર. ભ. ૪
ચોવીસે જિનવર તણા, ભલા બિંબ ભરાવે;
[૧]માન પ્રમાણે વર્ણજ ભલો, જિનજી સોય કરાવે. ભ. ૫
[૨]પૂર્વ દિશે દોય પરતમા, [૩]દક્ષિણે વળી ચાર;
[૪]આઠ પ્રતિમા વળી પશ્ચિમે, [૫]ઉત્તર દિશે દશ સાર. ભ. ૬
[૬]સમ નાશિકા સર્વની, જોતાં હર્ષ અપાર;
મુકુટ કુંડળ કર કડાં સોહે, કંઠે રયણના હાર. ભ. ૭
સુર નર નારી વિદ્યાધરા, મિળી ન્હવણ કરંતા;
કેસર ચંદન ચરચતા, આગળ ધૂપ ધરંતા. ભ. ૮
વિવિધ ફૂલ લેઈ પૂજતા, આરતીઅ ઉતારે;
ભરત ભાવે બહુ ભાવના, તાત નિજ સંભારે. ભ. ૯
ભક્તિ કરે બહુ જિનતણી, સંઘ સોય સિધાવે;
ભરતચક્રી બહુ વાજતે, અયોધ્યામાંહે આવે. ભ. ૧૦

( દુહા. )

ભરતેશ્વર પાછો વળ્યો, કરી તે ઉત્તમ કામ;
ભવન બિંબ જિણે બહુ કર્યાં, રાખ્યું જગમાં નામ. ૧

---

૧ ઋષભદેવજીના શરીરની ઉંચાઈ પાંચસો ધનુષ અને મહાવીર સ્વામીજીની સાત હાથની. એમ દરેક જિનેંદ્રના શરીરની ઉંચાઈ મુજબ પ્રતિમાઓ પોત પોતાના વર્ણની ભરાવી. ૨ ઋષભ અને વીર પ્રભુ. ૩ અજીતપ્રભુથી માંડી સુમતિનાથજી લગી. ૪ પદ્મપ્રભુથી વિમળ પ્રભુ લગી. ૫ અનંતપ્રભુથી માંડી પાર્શ્વપ્રભુ લગી. ૬ પ્રતિમાજીની ઉંચાઇ ન્હાની મોટી પણ દરેકની નાસિકા સરખી લાઇનમાં જાણવી.

(ઢાળ ૬૮ મી–દેશી એણીપેરે રાજ્ય કરતારે—રાગ ગોડી.)

રાખે જગમાં નામરે, ભરત નરેશ્વરૂ; રાજ્ય કરે ષટ્ ખંડનું એ.
ભોગવે સૌખ્ય અનંતરે, ઇંદ્રતણી પરે; કાળ ન જાણે જાયતોરે.
પૂર્વ ગયાં પંચલાખો, જિન નિર્વાણ થકી; હુઓ ભરત તવ કેવળીએ.
ભવન આરિસામાંહિરે, નૃપ ભરતેશ્વરૂ; નિજ દેહી શણગારતો એ.
પડી મુદ્રિકા તામરે, અડવી આંગળી; દીઠી માઠી અતિ ઘણુંએ.
પછી સકળ શણગારરે, નૃપ ઊતારતો; તામ શરીર શોભે નહીંએ.
દીઠી માઠી દેહરે, લાયો તવ ઘણું, કિસું શરીર માનવતણું એ.
રક્ત ચર્મ ને હાડરે, માંસ વળી મળ્યું; શુક્ર મેદ મજ્જા સહીએ.
અનેક વસ્તુ દુર્ગંધરે, દેહીમાં મિળે; નિરખ્યે તેહ ન [1]પૂરવે એ.
ચર્મ પલેટયો હાડરે, સાર કિસો નહીં; રોગ શોગ દુઃખ ઉપરે એ.
ઐ એ કિસું શરીરરે, ચર્મ ઉપર નૉય; તો નવિ કરડે કૂતરાંએ.
મૂર્ખ ધરે મોહ ત્યાંહરે, પોષે દેહને; પાપ કરે બહુ પ્રાણિયો એ.
ચેતો જીવ અયાણરે, તુમે પરભવે જશો; કાયા તવ કેડે નહીં એ.

(દુહા.)

તવ કાયા કેડે નહીં, ચેતો જીવ ગમાર !
ભરતેશ્વર ભાવે ચડયો, ધિગ્ ધિગ્ દેહ અસાર ! ૧

(ઢાળ ૬૯ મી–દેશી ડુંગરિયાની.)

એહ અસાર જગ દેહડી, માહરી તે નવિ હોયરે;
આત્મા પિંજર જુજુઆં, વાટયો જુઇ જુઇ જોયરે. એહ. ૧
જો નહીં દેહ એ જીવની, સાથે સોય નવિ જાયરે;
તો રિદ્ધિ રમણી ગજ[2] તુરી, તે કિમ આપણાં થાયરે ! એહ. ૨
દેશ કોનો કુણ હું વળી, કોના પુત્ર પરિવાર રે !
નગર પુર પાટણ [3]વોશિરે, એહમાં કાંઈ નહિ સાર રે. એહ. ૩

૧ પાલવેજ નહીં. ૨ ઘોડા. ૩ તજી દીધાં.

ભાવતો તિહાં [1]અનિત્ય ભાવના; ધરે [2]નિર્મળું ધ્યાનરે;
ભવન આરિસામાં ઉપજ્યું, ભરતને કેવળજ્ઞાનરે. એહ. ૪
ઇંદ્ર સુધર્મ તિહાં આવિયો, [3]દ્રવ્યલિંગ દે ત્યાંહિરે.
વાંદિય મ્હોત્સવ બહુ કર્યો, હરખે સુર મનમાંહિ રે. એહ. ૫
પંચ મુષ્ટી શિરે નૃપ કરી, પહેર્યો મુનિતણો વેષરે;
કમળે બેઠો થઇ કેવળી, નહીં રાગ ને દ્વેષરે. એહ. ૬

( દુહા. )

દ્વેષ સકળ જિણે મૂકિયો, કરતો આપ વખાણ;
ભરતતણે વચને વળી, સમજે જાણ અજાણ. ૧

( ઢાળ ૭૦ મી—દેશી મુનિવર મારગ ચાલતાં. )

સુણિઅ ભરતની દેશના, નૃપ બહુ સજજ થાય;
લ્યે સંયમ દશ સહસ ત્યાં, ભરતની કેડે જાય. સુ. ૧
શું સાહેબને મૂકિયે ? જેહનું ખાધું લૂણ;
સિંહની સેવા પરિહરી, સ્વાનની કરે કુણ ? સુ. ૨
દેશ નગર પુર ભોગવ્યાં, તે તો ભરતપસાય;
નાથ જતાં હવે જો રહે, લાજે માત પિતાય. સુ. ૩
જિણ ભરતે બહુ માનિયા, કીધી આપણી સાર;
સોઈ સાહેબને મૂકિયે ? તવ હોએ ધિઃકાર. સુ. ૪
સંગ્રામે સાથે ગયા, કીધાં વિષમાં કાજ;
શોક્ય થઇ હવે શું રહિયે, ભરતહ મૂકે રાજ. સુ. ૫
પુત્ર કુટુંબ ધન વોશિરે, શરણ ભરતનું સોય;
જે સંસારે ઠાકુરા, ધર્મે તેહજ હોય. સુ. ૬
રાજ્યરમણિ સુખ પરિહરી, વૈર નહીં કોઇ સાથેં;
પંચમુષ્ટી લોચજ કરી, ચાલ્યા ભરત સંગાથે. સુ. ૭

---

૧ સંસારના સર્વ પદાર્થ છે છે ને નથી તેવા નકામા છે. ૨ શુક્લ-ધ્યાન. ૩ ઓધો મુહપત્તી વગેરે મુનિવેશ.

( દુહા. )

દશહજાર શું પરિવર્યો, સ્વામી ભરતનરિંદ;
એક લખ બાણુ સહસ ત્યાં, નારી કરે આક્રંદ. ૧

(ઢાળ ૭૧ મી-દેશી રામ ભણે હરી ઊઠીયે—રાગ સમગિરી.)

રૂદન કરેરે અંતેઉરી, ત્રોડે કંઠના હારરે;
નાખે બીડીરે પાનની, કુણ કરસી અમ સારરે ! ૧
રહો રહો ભરતનરેશ્વર, તુમ વિણ શૂન્ય તે રાજરે;
ઈંદ્ર સરીખોરે દેવતા, માને જેહની લાજરે. રહો. ૨
મસ્તક વેણીરે વિડારતી, ફાડે કંચુકિ ચીરરે;
મોતીહાર ત્રુટયા પરે, નયણે ગળે વળી નીરરે. રહો. ૩
નાટિક ગાન તે પરિહરે, મૂકે સકળ શણગારરે;
ભૂમિ પડી એક વળવળે, કિસું કર્યું કરતારરે ! રહો. ૪
પાછા વળિયેરે પુરધણી, મૂકી ન જઇયે અનાથરે;
સાર સંભાળ ન મૂકીયે, જેહનો ઝાલ્યો હાથરે. રહો. ૫
નારી વનનીરે વેલડી, જળ વિણ તેહ સુકાયરે;
તુમો જળ સરીખારે નાથજી, જાતાં વેલડી કરમાયરે. રહો. ૬
જળ વિણ ન રહે માછલી, સૂકે પોયણ પાનરે;
તુમ વિણ વિણસેરે યૌવનું, કંઠ વિના જિમ ગાનરે. રહો. ૭
નારી નિરખીરે પાછા વળો, રાખો અમારી તે [1]મામરે;
તુમ વિણ શૂનાંરે માળિયાં, શૂનો શય્યાનો ઠામરે. રહો. ૮
ઇમ વળવળતીરે પ્રેમદા, આંસુડાં લુહે તે હાથરે;
તુમ વિણ [2]વાસર કિમ જશે, તુમ વિણ દોહિલી રાતરે. રહો. ૯
આદિત્યયશા પ્રમુખ વળી, દીકરા ભરતના જેહરે;
જાતો તાત દેખી કરી, રૂદન કરે નર તેહરે. રહો. ૧૦

---

૧ લાજ. ૨ દિવસ.

મંત્રી મહેતારે સેનાપતિ, પુરોહિત ને પરધાનરે;
જાતો ભરતજ સાંભળ્યો, નાખે મુખતણું પાનરે. રહો. ૧૧
લાખ ચોરાસીરે હાથિયા, રૂદન કરે દરબારરે;
લાખ ચોરાસીરે [1]હયવરા, મૂકે પાણી નિવારરે. રહો. ૧૨
પોપટ ઝૂરેરે પાંજરે, વનમાં ઝૂરે તે મોરરે;
ખાણુ ન ખાયરે વૃષભો વળી, [2]ગવરી કરે બહુ સોરરે. રહો. ૧૩

(દુહા.)

સોર કરે નર બહુ પરે, પરજા લાગે પાય;
રુદ્ધિ રમણી પુર કાં તજો ! ષટ્ ખંડકેરા રાય ? ૧

( ઢાળ ૭૨ મી-દેશી ચંદ્રાયણાની-રાગ કેદારો.)

કહે ભરતેશ્વર અનંતી વારો, રાજ્ય રમણી પામ્યો પરિવારો
કોઇથી અર્થ સર્યો ન લગારો, વિણુ સંયમ નવ લહિયે પારો. ૧
રથ વૃષભા સુત હય વર હાથી, મણિ મુક્તાફળ મહિલા [1]માતી;
બંધવ બહેન લહ્યા બહુ સાથી, કાજ ન સરીઉં મારૂં કશાથી.
મેં ચક્રીના પામ્યા ભોગો, ભમતાં પામ્યો સહી સુરલોગો;
પિણુ દુલ્લહો સંયમનો યોગો, ચારિત્ર વિણુ ન ટળે કર્મ-રોગો.
ભમતાં જીવ હુઓ વ્યવહારી, ધર્મ વિના ભવ હું ગયો હારી;
પૂઠે નાખ્યાં કો સુત નારી, ભવ ભવમાં ભમતાં હુઇ ખ્વારી.
ઉદરમાંહિ ઉપન્યો બહુ વારો, રક્ત માંસના કીધા આહારો;
જન્મ જરા દુઃખ લહ્યાં અપારો, વાર અનેક ચવ્યો નિરધારો.

( દુહા. )

કાળ અનંતો બહુ ભમ્યો, હવે લહ્યા ભવ પાર;
દેઈ ઉપદેશ ભવિ લોકને, ભરતે કર્યો વિહાર. ૧

---

૧ ઘોડા. ૨ ગાય.

( ઢાળ ૭૩ મી-દેશી છોડ તું મંદિરસ્વામીઆ. )

ધન્ય ધન્ય ભરતનરેશ્વરૂ, જેણે મૂકિયુંરે ષટ્ ખંડનું રાજ તો;
ગજ રથ અશ્વ પાયક તજી, જેણે સાર્યોરે વળી આતમકાજ તો.
ધ્વજ નિસાણ ને બિરૂદાવળી, પુત્રરત્નને રે યક્ષ જેવા યત્ર તો;
મુકુટવર ધન નૃપ મૂકિયા, વળી નવનિધિરે મૂક્યાં ચામર છત્ર તો.
ચઉસઠ સહસ અંતેઉરી, વારાંગનારે વળી બમણી જોય તો;
એક લખ ગવરીઓ દૂઝતી, સહસ ચોસઠરે સુખાસણ સોય તો.
બત્રિસ સહસ નાટિક તજ્યાં, વૈદ્ય ત્રણ લખરે નિજ બહુ પરિવારતો;
શેઠ સારથપતિ મૂકિયા, નિજ નગરીનીરે ન કરે નૃપ સાર તો.
ત્રણ કોડી હળ ભરતને, એક કોડીઅરે તસ ગોકુળ ગાય તો;
સાત કોડી જસ કણબીઆ, ભરત તેહનેરે વળી મૂકીઅ જાય તો.
સહસ ચોરાશીઅ છંડીઆ, વળી અતિ ભલારે વડા જેહ [1]તલાર તો;
સોળ સહસ મંત્રીશ્વરૂ, સહસ ચોરાશિયરે છંડ્યા [2]સઇ સુતાર તો.
સહસ એંસી નિજ પંડિતા, છત્રિસ સહસરે ધરે આભરણ જેહ તો.
છત્રિસ સહસ નર તે તજ્યા, [3]મર્દનીયારે વળી હુંતા તેહ તો.
વળી ત્રણ લખ મહેતા તજ્યા, દંડ ચુદ્ધરે વળી છત્રિસ જાણતો;
ચઉસઠ સહસ બિરૂદાવળી, તજ્યા ત્રણ લખરે તિહાં શસ્ત્રજ પાણતો.
સહસ અડતાલિસ પાટણાં, છન્નુ કોડીજરે વળી મૂકીઆં ગામતો;
નગર દ્રોઆણ સુખ પરિહર્યાં, સહસ નવાણુરે વળી અતિ અભિરામ તો.
નગર તે મહા મોટાં તજ્યાં, સંખ્યા તેહનીરે વળી બહોતર હજારતો;
ગામ છન્નુકોડી મૂકિયાં, બહોતેર સહસરે મૂકી નગરીઓ સારતો.
છપ્પન સહસ નગર તજ્યાં, જિહાં જળવટરે વળી થળવટ વાટતો;
ચોવીસ સહસ મંડબ તજે, તેહ નગરમાંરે બહુ કુટુંબ ઘર હાટતો.
સોળસહસ રાજધાનિયો, ખેટક કેતાંરે વળી કાહ્વ કોટતો;
સોળસહસ એવાં ગામડાં, જિહાં પુરજનરે વસે છે બહુ ભોટતો.

---

૧ કોટવાળ. ૨ દરજી. ૩ તેલ મસળનારા-પીઠી ચોળનારા.

સંબાધાન ગામજ ભલાં, જેણે મૂકિયાંરે વળી ચઉદહજાર તો;
ચોવિસ સહુસ નગર તજે, નામ કરપટરે કહેતાં નહીં પારતો. ૧૩
નગર વેળાઉલ મૂકિયાં, સાયર તટેરે તે તો સહુસ અડતાલતો;
જળપંથી નગરજ ભલાં, સહુસ ચઉદજરે મૂકે ભરત ભૂપાળતો.

( દુહા. )

ધન ધન ભરતનરેશ્વરૂ, જિણે છોડયાં સ્ત્રી દામ;
દેશ નગર પુર નરવરા, સન્નિવેષ તે ગ્રામ. ૧

( ઢાળ ૭૩ મી-દેશી ત્રિપદીની. )

સન્નિવેષ ઊતારા ઠામ, એકવિસ હજાર તે એહવાં ગામ;
મૂકે ચક્રી નામ હો રાજન. મૂ. ૧
સોળ સહુસ ભલ દ્વીપજ કહિયેં, તે પાછળ જળ ફરતાં લહિયેં;
મૂકે ભરત તે સહીયે હો રાજન. મૂ. ૨
છપ્પન અંતર દ્વીપ વખાણો, તે પાછળ જળ ફરતું જાણો.
મૂકે નરપતિરાણો હો રાજન. મૂ. ૩
આગર રત્નતણાજ અપારો, સંખ્યા તેહની સોળ હજારો;
મૂકે નર નિરધારો હો રાજન. મૂ. ૪
સોવનતણા આગર છે ચારો, સહુસ નવાણુ સોય અપારો;
મૂકયા તેણી વારો હો રાજન. મૂ. ૫
આગર વીસ હજાર વિખ્યાતો, સોવન વિના તે બીજી ધાતો;
નૃપ મૂકી તસ જાતો હો રાજન. મૂ. ૬
ઓગણપચાસ હજાર ઉદ્યાનો, છત્રિસ કોડ કુલ કેરૂં માનો;
મૂકયાં બહુઅ નિધાનો હો રાજન. મૂ. ૭
ભરતતણી રુદ્ધિ એ વિણુ જોય, કહેતાં પાર ન પામે કોય;
છંડી ચાલ્યો સોય હો રાજન. મૂ. ૮
શૂરવીર નર જેહી થાએ, સકળ કામ નર તેહથી થાએ;
કાયરે નવ છંડાયે હો રાજન. કા. ૯

ભાંગ્યું ઠોબરૂં અંધી નારી, તે છંડી ન શકે ભીખારી;
તેહની તૃષ્ણા ભારી હો રાજન. તે. ૧૦
પગે અઠવાણો માથે ભારો, તાઢો લૂખો રાને આહારો;
નવ મૂકે સંસારો હો રાજન. ન. ૧૧
વસ્ત્રહીણ જસ ઘર નહીં નારી, ભમતો હીંડે જેમ ભીખારી;
ન લિયે દીક્ષા સારી હો રાજન. ન. ૧૨
જેહકેં ન મળે એક નિસાણી, માગી પરબેં પીતા પાણી;
ન નીકળે વૈરાગ્ય આણી હો રાજન. ન. ૧૩
હાથે રાંધે ભમિ સંથારે, જરા રોગ પીડે નર જ્યારે;
કામ ભોગ ન છંડે ત્યારે હો રાજન. કા. ૧૪
થુંકે વળગ્યા માખી પાય, ત્યાંથી કેમ નિકળી શકાય;
કાયરેં નવ છંડાય હો રાજન કા. કા. ૧૫
ભુંડ સહુરા પડિયા સંચારે, ખુશી હોય માંહિ લોટે ત્યારે;
જળ ન્હાતાં તે સંભારે હો રાજન. જ. ૧૬
ભુંડ સહુરા સરીખા નર જેહ, સંસાર સંચારેં ખૂતા તેહ;
નીકળી ન શકે એહ હો રાજન. ની. ૧૭
સિંહકેસરી જે ગજ ધોરી, તે મૂકે ધન નગરી ગોરી;
કાપી તૃષ્ણાદોરી હો રાજન. કા. ૧૮
ક્રોધ લોભ મદ મૂકે ભૂપ, ભવન આરીસે નિરખત રૂપ;
ટાળ્યા ચઉગતિ કૂપ હો રાજન. ટા. ૧૯
ઈમ છંડીને ચાલ્યો જ્યારેં, ઇંદ્ર હિયે તવ આપ વિચારે;
ભરતસુત તેડયો ત્યારે હો રાજન. ભ. ૨૦
આદિત્યયશા છે તેહનું નામ, રાજ્યતિલક કીધું અભિરામ;
ભોગવે પૃથ્વી ગામ હો રાજન. ભો. ૨૧
ભરતરાય તવ કરે વિહાર, દશ હજાર મુનિનો પરિવાર;
દિન દિન બહુ વિસ્તાર હો રાજન. દિ. ૨૨

એક લખ પૂરવ કર્યો વિહાર, બહુ જનને ઉતાર્યા પાર;
ધન્ય ચક્રી અવતાર હો રાજન. ધ. ૨૩
અંતે [1]ચાર કર્મ ક્ષય કીધ, હુઓ ભરત નૃપ ત્યારે સિદ્ધ;
તેહનું નામ પ્રસિદ્ધ હો રાજન. તે. ૨૪
લાખ સિત્યોતેર પૂરવ કહિયેં, કુંવરપણું ચક્રીને લહિયેં;
નિજ ઘર સુખભર રહિયે હો રાજન. નિ. ૨૫
પછે હુવો ભરત મંડલિક રાય, સહસ વરષ તે ઈણી પરેં જાય;
જેહના સુર ગુણ ગાય હો રાજન. જે. ૨૬
પછી ભરત નર ચક્રી જાણું, ષટ લક્ષ પૂરવ સોય વખાણું;
સહસ વર્ષ ઊણા આણું હો રાજન. સ. ૨૭
એક લખ પૂરવ કેવળ પર્યાય, લાખ ચોરાશી પૂરવ આય;
[2]ધનુષ પંચસય કાય હો રાજન. ધ. ૨૮
ઇસો ભરત સિદ્ધગતિ લહે જ્યારે, ઇંદ્ર દેવ અહીં આવ્યા ત્યારે
કરી નિર્વાણ અપારે હો રાજન. ક. ૨૯
પૂજી દેહતણે સંસ્કારેં, ઇંદ્ર દેવ સુર વળિયા ત્યારે;
ચક્રીનામ સંભારે હો રાજન. ચ. ૩૦

( ભરતનામ ફળશ્રુતિ–દુહા. )

ભરતતણું નામજ જપે, જાયા એ પરિમાણ;
જીવિત મરણ કીર્તિ સદા, સુર નર વહે શિર આણ. ૧

( ઢાળ ૭૪–દેશી ચેતન ચેતન પ્રાણિયા—રાગ મલાર. )

આણ વહે સહુ ભરતની, જીવિત એ જગેં સારરે;
ઝૂઝીઓ બૂઝીઓ ઊગર્યો, પામીઓ ભવપારરે. આણ. ૧

---

૧ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય કર્મ.
૨ સાડાત્રણ હાથનું એક ધનુષ.

જીવિત તાહરૂં જગ ખરૂં, ભરતેશ્વર રાયરે;
વિણુ આવ્યે કવી તાહરા, જોડી ગુણ બહુ ગાયરે. આણુ. ૨
કાળ અસંખ્યજ વહી ગયો, આજ ગોખીએ નામરે;
જાપ જપે પ્રહ ઊઠતાં, મૂકી ઘરતણું કામરે. આણુ. ૩
તું ન ગયો ભરત અહીં રહ્યો, કીર્તિ જેહની થાયરે;
તુજ નામેં ફળ્યો સુરતરૂ, કામધેનુ તે ગાયરે. આણુ. ૪
ઋષભનો વંશ દીપાવિયો, દીપી સુમંગળા માયરે;
જિણે જિનધર્મ દીપાવિયો, તે ભરતેશ્વર રાયરે. આણુ. ૫
જે અર્થી ધન નારિનો, જેહને સુખતણી આશરે;
જેહ અર્થી ગજ અશ્વનો, ગાય ભરતનો રાસરે. આણુ. ૬
સુર નરનાં સુખ હાથમાં, પામે ઉંચ આવાસરે;
રયણ ચિંતામણિ ઘર ઘણાં, ગાય ભરતનો રાસરે. આણુ. ૭
રાજ અર્થી કામકુંભનો, સદા નગરમાં વાસરે;
શંખ દક્ષિણાવર્ત્ત વલ્લહો, ગાએ ભરતનો રાસરે. આણુ. ૮
નવનિધિ ચૌદ રયણ મળે, ચક્રીનું પદ તાસરે;
જગ બહુ કીર્તિ વિસ્તરે, ગાતાં ભરતનો રાસરે. આણુ. ૯
મનવાંછિત ફળ પામિયે, ધરે દેવતા દાસરે;
ભોજન ભોગ ચીવર બહુ, ગાતાં ભરતનો રાસરે. આણુ. ૧૦
માત પિતા સુત બાંધવા, કરે બહુ જન આશરે;
રૂપ સુંદર ઘણું આઉખું, ગાતાં ભરતનો રાસરે. આણુ. ૧૧
સોવન સેજ પુષ્પે ભરી, સુખી બારે માસરે;
જેહ અભિલાષિ મુક્તિનો, ગાય ભરતનો રાસરે. આણુ. ૧૨
કથતાંરે કવિજન બહુ સુખી, ગયાં પૂરવ પાપરે;
હુઓ મુજ આતમા નિર્મળો, જપું ભરતનો જાપરે. આણુ. ૧૩
ભણે ભણાવે ને સુણે, સુણાવે મન રંગરે;
લખે લખાવે ને વાંચતાં, શાતા હોએ બહુ અંગરે. આણુ. ૧૪

( દુહા. )

અંગે શાતા ઊપની, કીધો ભરતજ રાસ;
ધર્મકામ આરંભિયું, પુન્યે પહોતી આશ. ૧

( ઢાળ ૭૫–દેશી ચોપાઈની. )

આશા પહોતી મુજ મનતણી, મેં ગાયો ભરતેશ્વર ગુણી;
રાસ રચેવા હું ગહગહ્યો, પુન્યે મનોરથ પૂરો થયો. ૧
જે નર જગે પુન્યવંતા હોય, ચિંત્યું કામ કરંતા સોય;
મનહ મનોરથ પૂરો થાય, તેતો પૂરવ પુણ્ય પસાય. ૨
જિનમંદિર મંડાવે શિરે, પુન્ય હોય તો પૂરૂં કરે;
ઊપર કળશ ચડાવે સોય, જે નર જગેં પુન્યવંતા હોય. ૩
રત્ન હેમ મણિ રૂપાતણા, કાષ્ટહ બિંબ ભરાવ્યા ઘણા;
વળી પ્રતિષ્ઠા તેહની કરે, તે નર પુન્યવંતમાં શિરે. ૪
પૂરવ પુન્યે સંઘવી થાય, ક્ષેમકુશળે ત્યાંકણે જવાય;
જિન પૂજીને આવે ઘેર, તો તસ પ્રગટે પુન્યની શેર. ૫
દાનતણી જવ ઇચ્છા કરે, તવ મુનિ પાતર આવ્યું શરે;
લિયે દાન અનુમોદે દેહ, નર પુણ્યવંતા જગમાં તેહ. ૬
પોષધશાળા માંડે કોય, પુણ્ય હોય તો પૂરી હોય;
કરે વખાણ મુનિ સુપુરૂષ સુણે, કવિ પુન્યવંતો તેહને ગુણે. ૭
મોટો તપ પ્રતિમાધર થયો, નરવેતો પુણ્યવંતો કહ્યો;
છંડી ભોગને ચારિત્ર લેહ, રહે નિકલંકો પુણ્યવંત તેહ. ૮
અગ્યાર અંગ ને બાર ઉપાંગ, ભણતાં લાગ્યો મુનિવર રંગ;
માંડી શાસ્ત્રને પૂરાં ભણે, કવિ પુન્યવંતા તેહને ગુણે. ૯
શાસ્ત્ર પીઠિકા માંડે કવી, તવ બહુ પુણ્યની ફળપત હવી;
ઊપર કળશ ચઢાવે જોય, આ ભવ પરભવ ફાવ્યો સોય. ૧૦
પુણ્ય પ્રસરે જિમ જળમાં તેલ, અથવા જિમ સાયરની વેલ;
ધર્મોપગરણ એહ વિચારી, સુણતાં સુભગતિ નર ને નારી. ૧૧

ધર્મશાસ્ત્ર ભરતેશ્વરરાસ, ભણુતાં ગણુતાં પહોચે આશ;
શીખી સાંભળી ચેતે આપ, કરે પુન્ય ને મૂકે પાપ. ૧૨

( દુહા. )

પાપકર્મ પ્રાણી તજો, સુણ્યાતણું ફળ એહ;
દયાધર્મ મનમાં ધરી, પરસુખ દીજે દેહ. ૧

( ઢાળ ૭૬ મી–દેશી નળ રાજા મુજને મૂકી કયાં ગયો ? રાગ મેવાડો. )

પર પ્રાણી ઉગારિયે, બોલીજે મુખ સાર;
નર નારી તુમને શ્રી જિન ઇમ કહે.
પરધનથી અળગા રહો, જિમ પામો ભવપાર. નરનારી. ૧
પરરમણીથી જે ટળે, પાપી પરિગ્રહ ન મેળે ન.
મદિરા માંસ ન વાવરે, ગામ નગર નવ ભેળે. ન. ૨
[1]પાપોપગરણ નવિ કરે, દે વળી પાત્રે દાન; ન.
દમન કરે ઇંદ્રી સહુ, રાખે નિર્મળ ધ્યાન. ન. ૩
સ્તુતિ નવ કીજે આપણી, નવ કીજે નિંદાય; ન.
ઉપદેશમાળા ઇમ કહે, તપ જપ સંયમ જાય. ન. ૪
માસખમણને પારણે, એકસિત લેઇને ખાય; ન.
પિણ નર નિંદા નવ તજે, નિશ્ચે દુર્ગતિ જાય. ન. ૫
પરનિંદા પુંઠે કરે, વહેતો પાતિક પૂર; ન.
દુર્ગતિ દશવૈકાલિકે, કહી સિજ્જંભવસૂર. ન. ૬
વિવેક ક્ષમા મન આણીએ, મૂકી માન કષાય; ન.
રાગ દ્વેષ લોભજ તજો, પૂજો જિનવર પાય. ન. ૭
શ્રી જિન–ગુરૂવાણી સુણી, ગુણવંતના ગુણ લેહ; ન.
વળી વિચાર શુદ્ધ રાખતાં, સાંભળ્યાનું ફળ એહ. ન. ૬.

---

૧ ઘંટી–ખાંડણીઓ–સાંબેલું–કોસ–કોદાળી–કોવાડો, અસ્ત્ર શસ્ત્ર વગેરે પાપનાં સાધનો.

( દુહા. )

શ્રી જિનવર મુખ ઈમ કહે, શાસ્ત્ર સુણે નિજ કાન;
પાપકર્મ નવિ પરિહરે, તે નર [1]પ્હાણુ સમાન. ૧
જળમાં પડિયો પ્હાણુડો, ભીજે પિણ નહીં ભેદ;
ગુરૂવચને નર ડોલતો, ન કરે પાપ [2]નિષેધ. ૨
સુણતાં પાતિક પરિહરે, કરતાં તત્ત્વવિચાર;
નિજ મન ધર્મેં વાસતા, તે નર જગમાં સાર. ૩

( ઢાળ ૭૭ મી–દેશી ચોપાઈની. )

સાત જનશ (સમ)ના શ્રાવક કહ્યા, વીરવચન સુણતાં ગહગહ્યા;
મુક્તિતણે માર્ગે જે વહ્યા, સોચજ સીપ સરીખા કહ્યા. ૧
મેઘતણું જળ વરષે યદા, સીપમાંહિ મોતી હોય તદા;
શ્રી ગુરૂવચન સુણે એક વાર, ધર્મ કરે મૂકી સંસાર. ૨
બીજો શ્રીફળવત્ તે માન, વીરવચન સુણિયાં જવ કાન;
નાલેરી ફળે બારે માસ, તિમ તેના પુણ્યનો અભ્યાસ. ૩
ત્રીજો નદીતણે દૃષ્ટાંત, મેઘ વિના જળ ઓછાં થાત;
પિણ ભૂમાં જળ ઝાઝું મળે, તિમ રખે વૃહે નર ધર્મ ન ચળે. ૪
ચોથો શ્રાવક સરવર સોમ્ય, નીર ભર્યું તવ લીલી ભોમ્ય;
જવ જળનો વૃહ ઝંખો થાય, ત્યારે ભૂમિ તરડીને જાય. ૫
વર્ષ દિવસમાં [3]વરાં બે ચાર, સુણતાં શાસ્ત્રતણોજ વિચાર;
સરોવર પરે ધર્મે રહે ભર્યો, બહુ વૃહેં મન તો પાછો ફર્યો. ૬
ગુજર દેશ પૃથિવી પરે મેહ, માસ પાક તેહનો રહે [4]ત્રેહ;
પિણ બહુ કાળ ન લીલો રહ્યો, શ્રાવક પંચમ એ હવો કહ્યો. ૭
માસ પાક અંતર મુનિ મળે, તો તસ મનહ મનોરથ ફળે;
ઘણા દિવસનો જો વૃહ થાય, તો તે ધર્મથકી નર જાય. ૮
મારૂ દેશ ભૂમિ નહી ત્રેહ, ક્ષણ ક્ષણ ઊપર જોઈયે મેહ;

---

૧ પથરા જેવા કઠોર. ૨ બંધ. ૩ વખત. ૪ ભેજ.

હોય દિવસ [1]ઘન આઘો થાય, તવ કરસણ સૂકીને જાય. ૯
છઠ્ઠો શ્રાવક એહવો કહ્યો, મુનિ સંયોગેં ધર્મી થયો;
હોય દિવસ મુનિવર નવ મળે, તો શ્રાવક સમકિતથી ચળે ૧૦
સાતમો પર્વત કેરી ટુંક, ઘન વૂઠે નવ ઊગે રૂંખ;
સુગુરૂ મળ્યે જે ધર્મ ન લહેં, ઋષભદેવ તસ બહુ ભવિ કહેં. ૧૧

(દુહા.)

બહુ ભવિ તેહને જાણજો, સુણિ ન લહે વૈરાગ્ય;
તેલ સરીખા જે નરા, તેહને ક્યાં શિવ માગ ! ૧

(ઢાળ ૭૮ મી-દેશી કહેણી કરણીની-રાગ ધનાશ્રી.)

મુક્તિપંથ નવ પામે નિશ્ચે, તેલ સરીખા થાયજી;
જળમાં મૂક્યું પસરે પ્રેમેં, ભેદી ભળી ન જાયજી. ચે. ૧
ચેતો નર જિનવચન સુણીને, કરો પુણ્યની વાતજી;
જે પરભવ સંગાથે આવે, જેહથી બહુ સુખ થાતજી ચે. ૨
જળ સરીખી ગુરૂની જે વાણી, નવ ભેદે મનમાંહિંજી;
હાહા જીજી મુખ બહુ કરતો, પાપ ન મૂકે પ્રાયેજી. ચે. ૩
એક નર જગમાં લોઢા સરીખા, અગ્નિ મળે તવ રાતુંજી;
અગ્નિ ગયે કાળાનું કાળું, રક્તપણું તસ જાતુંજી. ચે. ૪
ગુરૂ સંયોગ મળ્યો નર જ્યારેં, ધર્મે મતિ હુઇ ત્યારેજી;
જવ ગુરૂથી તે અળગો ઊઠયો, તવ તે પાપ સંભારેજી. ચે. ૫
એક જન જગમાં નીર સરીખા, ભળી દૂધમાં જાયજી;
અગ્નિ મળે તો ન રહે ઊભા, મૂકી દૂધ પળાયજી. ચે. ૬
દૂધ સરીખો ગુરૂ જવ મળિયો, નિરખી નીરપરે ભળતોજી;
પિણ કાંઇએક નર પરિસહ થાએ, તવ ધર્મેથી ટળતોજી. ૭
ધર્મથકી જે ન પડે પાછા, તે સિદ્ધરસ લોહ સરીખાજી;
કંચન ફીટી લોહ તવ થાએ, તે ઉત્તમ જગ પુરૂષાજી. ચે. ૮

---

[1] વર્ષાદ.

સિદ્ધરસ સરખી વાણી ગુરૂની, આતમ લોહ સરીખોજી;
ગુરૂ વચને ભેદાણો પૂરો, તે ધર્મી નિત પરખોજી. ચે. ૯

(દુહા.)

પુન્ય કરે નર જે વળી, શાસ્ત્ર સુણી મન રંગ;
ઋષભવચન હૈડે ધરે, બહુ શાતા લહે અંગ. ૧
શ્રી જિનવચન હિયે ધરી, સ્તવિયો ભરતનરિંદ;
વિબુધ કવીના નામથી, હુઓ મુજ અતિ આનંદ. ૨

(ઢાળ ૭૯ મી—દેશી આવે આવે ઋષભનો પુત્ર- રાગ ધનાશ્રી.)

આનંદ ભયો કવી નામથી એ, તુમ કવી મોટા હોય;
કવીપદ પૂજિયે એ.
હું મૂરખ તુમ આગળે એ, તુમ બુદ્ધિસાગર જોય. કવી. ૧
ક્યાં હસ્તિ ક્યાં વાછડો એ, ક્યાં [1]ખાસર ને ચીર;
ક્યાં બંટીની રાબડી, ક્યાં ઘૃત સાકર ખીર. કવી. ૨
ન મળે સીપ ને ચંદ્રમા એ, ન મળે ખજુઓ સૂર ક.
ક્યાં કલ્પદ્રુમ ખીજડો એ, વાહુ ગંગા પૂર. ક. ૩
નામે સરીખા બેહુ જણાએ, બેહુનાં કવિયો નામ. ક.
નામે અર્થ ન નીપજે એ, જગમાં ઝાઝા રામ. ક, ૪
ગજકંઠે ઘંટા ભલીએ, વૃષભગળે ઘંટાય.
તિણુ કારણે વૃષભો વળીએ, ગજની તોલ ન થાય. ક. ૫
ચંદન ભાજી વૃક્ષ સહીએ, અંતર બહુ તે માંહિ; ક.
ગરૂડ [2]ચીડી બેઉ પંખીઆ એ, પ્રાક્રમ સરખું ક્યાંહિ? ક. ૬
મહા નગર ને ગામડું એ, બેહુને કહિયે ગામ; ક.
હેમ પીતળ પીળાં સહીએ, જુજુઆ છે ગુણગ્રામ. ક. ૭

---

૧ ખાદી? ૨ ચકલી.

તીર્થંકર નર અવરને એ, માનવ સહી કહેવાય; ક.
તત્ત્વજ્ઞાન વિચારીએ એ, તવ બહુ અંતર થાય. ક. ૮
લંકાગઢ અન્ય નગરના એ, બેહુને કહિયે કોટ;
એહુમાં અંતર અતિ ઘણો એ, જિમ ઘઉં બાજરલોટ. ક. ૯
હેમાચાર્ય પ્રમુખ કવીએ, મહાકવી તસ નામ; ક.
સિદ્ધસેનદિવાકરૂ એ, જિણે કીધાં બહુ કામ. ક. ૧૦
વિક્રમરાય પ્રતિબોધિયો એ, બહુ વરષંતો દાન; ક.
ઇસા કવિપદરેણુકા એ, હું નહીં તેહ સમાન. ક. ૧૧
ઇસા કવિના વચનથી એ, સુણત હુઓ કાંઇ જાણ; ક.
બોલ વિચાર હરખે [૩]કથું એ, કરી કવિજન પ્રણામ. ક. ૧૨
હેમચરિત્ર કરે ઋષભનું એ, આણી મન ઉલ્લાસ; ક.
સોય સુણી વળી મેં રચ્યો એ, ભરતેશ્વર નૃપ રાસ. ક. ૧૩

( દુહા. )

રાસ રચ્યો નૃપ ભરતનો, ઋષભતણો સુત તેહ;
આ ચૌવીસીમાં વળી, ઊગી ઊગ્યો જેહ. ૧

( ઢાળ ૮૦ મી–દેશી ચઢયોરે સિંહાસણ સાર–રાગ ધનાશ્રી. )

ઊગીને ઊગીઓ જેહ, જીવિત તસ ખરૂં એ;
જપું નિત્ય તેહનું નામ, ધ્યાન તેહનું ધરૂં એ. ૧
ઇસા જગ પુરૂષ પ્રમાણ, બીજા શાવલી એ;
આથમી આથમ્યા જેહ, કીર્તિ ગુણ ગાયા વળી એ. ૨
કાલિકસૂરિઓ જેહ, અધમને કુળ થયો એ;
મારતો મહીષ શત પંચ, મરી દુર્ગતિ ગયો એ. ૩
અભવ્ય એ જીવ અસાર, ભમતો સહી સદા એ;
જન્મ જરા અને મરણ, છુટે નહીં કદા એ. ૪

ઇસા જગ જીવ અનેક, આથમી આથમ્યા એ;
રૂળિઆ ચોગતિમાંહિ, મુક્તિને નવ ગમ્યા એ. ૫
એ નહીં પુરૂષ પ્રમાણ, નામ ન લીજિયે એ;
નવિ સુણિયે તસ વાત, સંગ ન કીજિએ એ. ૬
ઊગીઅ આથમ્યા એક, નર હુઆ નિર્ગુણી એ;
રયણચિંતામણિ સાર, નાખે કાગ ભણી એ. ૭
પેખીએ કુંડરીકરાય, જાતિ કુળ જસ ભલો એ;
સંયમ સહસ વરીષ, પાળે ગુણનિલો એ. ૮
અંતે હુઓરે શિયાળ, સંયમ મૂકિયો એ;
ફરી હુઓ નગરનો રાય, ખાધું ઊબકયો એ. ૯
લિયે તિહાં સરસ શુભ આહાર, વેદન હુઇ ઘણી એ;
રૌદ્ર ધ્યાને મરી જાય, સાતમી નરક ભણી એ. ૧૦
ઊગી આથમ્યો એહ, ભલો નવ એ કિયો એ;
ભલો જગ ભરતનરિંદ, ઊગી ઊગીઓ એ. ૧૧
આથમી ઊગ્યા એક, કાંઇક નર તે ભલા;
નીચ કુળે અવતાર, પામી ગુણનિલા એ. ૧૨
હરીકેશી હુઓ ઢેઢ, ધનવિણ તે ફરે એ;
રૂપ વિના વિકરાળ, નર સહુ અવગુણે એ. ૧૩
સંયમધારી હુઓ તેહ, આથમી ઊગીઓ એ;
મુક્તિ ગયો નર તેહ, ભવનો છેહ કિયો એ. ૧૪
મુનિ મેતારજ જેહ, મહેતર કુળેં થયો એ;
લેઇ સંયમ શુભ યોગ, મુક્તિમાંહિ તે ગયો એ. ૧૫
આથમી ઊગ્યા એહ, ભરત સરીખા નહીં એ;
જન્મ લગી સુખ ભોગ, દુઃખ ન જસ કહીં એ. ૧૬
ઋષભ સરીખો તાત, જાતિ ઉત્તમ ખરી એ;
પોતે ષટ્ખંડનો નાથ, સુર કરે ચાકરી એ. ૧૭

બાહુબળ સરીખારે બંધુ, સુત આદિત્યયશા એ;
ચોસઠ સહસ ઘર નારી, સેવક નૃપતિસા એ. ૧૮
રાજ્ય કર્યું બહુ કાળ, અંતે કેવળી એ;
તપ કાયા નહીં કષ્ટ, પુન્યવેલી ફળી એ. ૧૯
ઊગી ઊગ્યા એહ, એહને નિત નમું એ;
ધ્યાન ધરૂં મનમાંહિ, ભવદુઃખ નિસ્તરૂં એ. ૨૦

(દુહા.)

બહુ ભવ પાતિક છુટિયો, મુજ હુઓ અતિ આણંદ;
શ્રી ગુરૂચરણપસાઉલે, સ્તવિયો ભરતનરિંદ. ૧

(ઢાળ ૮૧ મી—દેશી કહેણી કરણીની—રાગ ધનાશ્રી.)

ભરતનરિંદો ત્રિભુવનચંદો, કલ્પતરૂનો કંદોજી;
શ્રી ગુરૂચરણ પસાએ સ્તવિયો, ગુરૂ નામે આણંદોજી. ભ. ૧
ગુરૂવિણ પંથ કુપંથ ન લહિયે, ગુરૂવિણ જ્ઞાન ન હોયજી;
ગુરૂવિણ ધર્મ અધર્મ ન જાણે, ગુરૂવિણ શુદ્ધ ગતિ નોયજી. ભ. ૨
તત્ત્વભેદ ગુરૂવિણ નવ જાણે, ન લહે સાર અસારજી;
ગુરૂવિણ જીવ અજીવ ન જાણે, ગુરૂવિણ ન લહે પારજી. ભ. ૩
ગુરૂવિણ ભક્ષ અભક્ષ ન જાણે, ન લહે પુન્ય ને પાપજી;
ગુરૂવિણ કિરિયા કર્મ ન જાણે, ગુરૂવિણ બૂડે આપજી. ભ. ૪
ગુરૂવિણ અર્થ-વિચાર ન સૂઝે, ગુરૂવિણ ન થટે અંધારૂંજી;
ગુરૂવિણ ગુણ અંગે નવિ આવે, વચન ખંડાએ તાહરૂંજી. ભ. ૫
ગુરૂનો ભુજ હોવે શિર ઊપર, તે નર કિહાંયે ન હારેજી;
વાદવિવાદ કરે પરદેશે, કુમતિ દ્વંદ નિવારે જી. ભરત. ૬
તિણે ગુરૂની નિત સેવા કીજે, પદપૂજી ફળ લીજેજી;
નિજ ગુરૂને નિજ મંદિર તેડી, અન્નપાન શુભ દીજેજી. ભ. ૭

વસ્ત્ર પાત્ર ઔષધ ને ૧વસ્તી, શ્રુતભિક્ષા પિણ દીજેજી;
માત પિતાથી અધિકા જાણી, ગુરૂની સેવા કીજેજી. ભરત. ૮
ગુરૂ દેહરાસર ગુરૂ છે દીવો, ગુરૂ તરણીઅ મયંકોજી;
ગુરૂ ચિંતામણિ રત્ન સરીખા, ગુરૂ દક્ષણાવર્ત્ત શંખોજી. ભ. ૯
કામધેનુ કલ્પદ્રુમ સરીખા, દેવ પરેં આરાહોજી;
કામકુંભથી અધિકા જાણી, નિજગુરૂના ગુણ ગાઓજી. ભ. ૧૦
નિજગુરૂ સ્તવતાં ફળ્યા મનોરથ, રચ્યો ભરતનો રાસજી;
આણંદ વિમળ સુરીશ્વર નામે, પહોતી મનની આશજી. ભ.૧૧
જૈનધર્મ જિણે જાતો રાખ્યો, પડતાં રાખ્યા જંતજી;
પૃથ્વી પરેં પરિસહ ખમિયા, તે મુજ ગુરૂ ગુણવંતજી. ભ.૧૨
શુદ્ધ ગોચરી કરતા ફેરતા, દેતા શુદ્ધ ઉપદેશજી;
ભવિક જીવ પ્રતિબોધ પમાડ્યા, કપટ નહીં લવલેશજી. ભ.૧૩
ભૂખ તરસ પરવચનો ખમતા, કરતા ઉગ્ર વિહારજી;
જૈનધર્મ દીપાવા કાજેં, ન કરે દેહની સારજી. ભરત. ૧૪
તાસ પાટે દિનકરથી અધિકો, વિજય દાનસૂરીંદોજી;
તિમિર-મિથ્યાત્વ દૂર ટાળિયાં, જિમ આકાશે ચંદોજી. ભ. ૧૫
તે નર મુક્તિતણા અભિલાષી, ગીતારથ મહા મોટાજી;
મધ્યસ્થ વૃત્તિ ન કરે નિંદા, ઉપશમ રસના લોટાજી. ભ. ૧૬
શુદ્ધ પરૂપક સંયમ ધારી, દેશ કાળ લહે ભાવજી;
દેવ નમી બેસે જસ આગેં, મુનિ ન કરેજ સરાવજી. ભ. ૧૭
તાસ પાટે ઉદયો એક હીરો, હીર પટોધર નામજી;
જિણે અકબરશાહને પ્રતિબોધી, કર્યાં ધર્મનાં કામજી. ભ. ૧૮
જિણે સાગરથી જાળ કઢાવી, અજાતણે ઉગારેજી;
ગવરી મહીષી વૃષભ ને ભેંસા, તેહને કોય ન મારેજી. ભ. ૧૯
સસલા શેલા શૂકર હરિણાં, હીરતણા ગુણ ગાયજી;
ચકવી ચાતુક ચાસ ચકોરા, પ્રણમે જગગુરૂ પાયજી. ભ. ૨૦

પૂંછી ધુંવો ઉંબર જજિયો, સૂકયો તીરથદંડજી;
ગચ્છ ચોરાશી[ની] મામ વધારી, શ્રી જૈનરાજ્ય અખંડજી. ભ. ૨૧
વૈર વિરોધ વિગ્રહ જિણે ટાળ્યો, ન કરી જિણે પરનિંદાજી;
તે નરનારી જગમાં ફાવ્યા, હીર પટોધર વંદાજી. ભ. ૨૨

( દુહા.)

હીરતણે પાટે હવો, [૧]જયસિંહજી ગુણવંત;
જિણે અકબરશાહ બૂઝવ્યો, દિલ્લીપતિ બળવંત. ૧

( ઢાળ ૮૨ મી-દેશી થરથર કંપતીરે-રાગ મેવાડો )

જિણે દિલ્લીપતિ દેખતાંરે, જીત્યો વાદ વિવેક;
શાહ અકબર રંજિયોરે, હાર્યા વાદી અનેક. ૧
શાહ અકબર એમ કહેરે, હીરતણો શિષ્ય સાચ;
રોહણાચળનો ઊપનોરે, તે નૉય વળી કાચ. ૨
જગગુરૂનો શિષ્ય એ ખરોરે, દીસે બહુ ગુણગ્રામ;
ત્યાં દિલ્લીપતિ થાપતોરે, સૂરી સવાઈરે નામ; ૩
ઋષભ કહે નર તે ભલારે, રાખે પિતાનું નામ;
શ્રીઆદીશ્વરકુળ જુઓરે, ભરત વધારે મામ. ૪
વસુદેવ કુળે કૃષ્ણજીરે, દશરથ કુળે શ્રીરામ;
નૃપ પાંડુકુળે પાંડવારે, જિણે કર્યાં ઉત્તમ કામ. ૫
ઇણ દ્રષ્ટાંતે જાણજોરે, તે ચેલો જગ સાર;
નિજ ગુરૂ મામ વધારતોરે, સંભારે તે વારવાર. ૬
વીરવચન અજુઆળતોરે, ગૌતમ બ્રાહ્મણ જાત;
તો તેહના ગુણ વિસ્તર્યારે, નામ જપેરે પ્રભાત. ૭

---

૧ શ્રી હીરવિજયસૂરિની પાટે શ્રી વિજયસેનસૂરિ થયા છે. જયસિંહજી એ નામ શ્રી વિજયસેનસૂરિનું હોય એમ સંભવે છે.

હીરવચન દીપાવતોરે, જયસિંહ પુરૂષ ગંભીર; ૮
જિણે ગચ્છ સંઘ વધારિયો, ગયો ન જાણ્યોરે હીર.
બિંબપ્રતિષ્ઠા બહુ થઇરે, બહુઅ ભરાયારે બિંબ; ૯
શ્રી જિનભુવન મોટાં થયાંરે, ગચ્છ વાધ્યો બહુ લંબ.
તે જયસિંહ ગુરૂ માહરોરે, વિજયતિલક તસ પાટ; ૧૦
સમતા શીળ વિદ્યા ઘણીરે, દેખાડે શુભ ગતિ વાટ.
સત્યવાદી સંયમધણીરે, નિર્લોભી નર સાર; ૧૧
આપ પિયારો કો નહીંરે, દોષ રહિત લેરે આહાર.
તેહને પાટે વળી પ્રગટીઓરે, કલ્પતરૂનોરે કંદ; ૧૨
વિજયાનંદસૂરીશ્વરૂરે, દીઠે અતિરે આનંદ.
જેહની મધુરી દેશનારે, સૂરી ગુણરે [1]છત્રીસ;
ગુણ [2]સત્તાવિશ સાધુનારે, [3]સત્તર ભેદ સંયમ કરીશ. ૧૩
હીર હાથે દીક્ષા વરેરે, હુઓ તપગછનોરે નાથ; ૧૪
ઋષભતણો ગુરૂ તે સહીરે, તેહનો મસ્તકે હાથ.

( દુહા. )

મસ્તક નામી તેહને, રચ્યો ભરતનો રાસ; ૧
ત્રંબાવતિમાં નીપનો, જ્યાં બહુ માનવ વાસ.

( ઢાળ ૮૩ મી—દેશી ઉલાળાની—રાગ ધનાશ્રી )

જિહાં બહુ માનવનો વાસો, પહોચે સહુકોની આશો; ૧
ભૂખ્યો કો નવિ જાય, ઘેરે ઘોડા ગજ ગાય.
મંદિર મોટાં છે આંહિ, બહુ ઋદ્ધિ દીસે છે ત્યાંહિ; ૨
ઇંદ્ર સરીખા તે લોકો, કરતા પાત્રનો પોષો.
ઘર ઘર સુંદર નારી, દેખી રંભા એ હારી; ૩
વસે વ્યવહારીઆ બહોળા, પહોચે મનતણા ડોહળા.

વાહાણ વખાર વ્યાપારી, વૃષભ વહેલ તે સારી;
સાયરતણાં જળ કાળાં, આવે મોતી પરવાળાં. ૪
નગર ત્ર્ંબાવતી સારો, દુખિયા નરનો આધારો;
નિજ પુર મૂકીઅ આવે, તે અહીં બહુ ધન પાવે. ૫
ઈસું અનૂપમ ગામ, જેહનાં બહુ છે નામ;
ત્ર્ંબાવતી પિણુ કહિયેં, ખંભનગર પિણ લહિયેં. ૬
ભોગાવતી પિણુ હોય, નગર લીલાવતી જોય;
કર્ણાવતી પિણુ જાણું, ગઢ મઢ મંદિર વખાણું. ૭
નગર ચોરાસી ચહુટાં, શોભંત હાટ તે મોટાં;
ઝવેરી પારખ સારા, બેસે દોસી દંતારા; ૮
વિવિધ વ્યાપારિયા નિરખો, જોઇ [1]ત્રપોળિયો હરખો;
મોટી માંડવી કુરજો, દાણચોરી તિહાં વર્જો. ૯
નગરી [નાં] લોક વિવેકી, પાપતણી મતિ છેકી;
પૂજે જિનવર પાય, સાધુતણા ગુણ ગાય. ૧૦
નહી કોઇને વિષવાદ, પંચ્યાસી જિનપ્રાસાદ;
મોટી પોષધશાળ, સંખ્યા તેહની બેતાળ. ૧૧
બહુ હરીમંદિર જોય, અહીં [2]ષટ્ દર્શન હોય;
નહી કોઇને રાગ દ્વેષ, વસતા લોક અનેક. ૧૨

( દુહા. )

જન અનેક પુરમાં વસે, નહીં નિંદ્યાની વાત;
બહુ ધન ધાન્યે તે ભરી, વસ્તુ અનૂપમ સાત. ૧

---

૧ ત્રણ દરવાજા. ૨ જોગી, જંગમ, યતી, સંન્યાસી અને દર્વેશ આ છ, અથવા જૈન, મીમાંસક, બૌદ્ધ, સાંખ્ય, શૈવ અને નાસ્તિક.

વહેલ વરઘોડો વીંઝણો, મંદિર જાલિભાત;
ભોજન દાળ ને ચૂડલો, એ સાતે ખંભાત. ૨
બહુ વસ્તીથી દીપતું, અમરાપુર એ હોય;
શાહ જહાંગીરજ પાતશાહ, નાથ નગરનો જોય. ૩
નગર ભલું ત્રંબાવતી, દિન દિન ચઢતો વાસ;
ઋષભ કહે તિહાં જોડીઓ, ભરતેશ્વરનો રાસ. ૪

**(ઢાળ ૮૪ મી—દેશી દીઠો દીઠોરે વાંમાકો—રાગ ધનાશ્રી.)**

કીધો કીધોરે મેં રાસ અનૂપમ કીધો;
મહીરાજનો સુત સંઘવીસાંગણ, પ્રાગ્વંશીય પ્રસિદ્ધોરે. કી. ૧
દાન શીળ તપ ભાવના ભાવે, શ્રીજિનના ગુણ ગાવે;
સાધુપુરૂષને શીષ નમાવે, જિનવચને ચિત્ત લાવેરે. કી. ૨
[1]દ્વાદશ વ્રતતણા તે ધારી, જિન પૂજે [2]ત્રણ કાળ;
પોષધ પડિક્કમણાં પુન્ય કરતા, જીવદયા પ્રતિપાળરે. કી. ૩
સંઘવી સાંગણનો સુત કવિ છે, નામ તસ ઋષભજ દાસ;
જનની સરૂપાદેને શિર નામી, જોડ્યો ભરતનો રાસરે. કી. ૪
સંવત સોળ અઠયોતરો આખું, પ્રગટયો પોષજ માસ;
દશમિ તણો દાહડો અતિ ઉજ્વળ, પહોતી મનતણી આશરે.કી.
ગુરૂવારે મેં રાસ નિપાયો, અશ્વિની તિહાં નક્ષત્ર;
સંઘવી ઋષભદાસ એમ ભાખે, ભરતનું નામ પવિત્રરે. કી. ૬

**ઈતીશ્રી ભરતેશ્વરજીનો રાસ સંપૂર્ણ.**

---

૧ પ્રાણાતિપાતવિરમણ, મૃષાવાદ, અદત્તાદાન, બ્રહ્મચર્ય, પરિગ્રહપરિમાણ, દિગ્‌વિરમણ, ભોગોપભોગ, અનર્થદંડ, સામાયિક, દેશાવગાશિક, પોષધ અને અતિથિસંવિભાગ. ૨ સવાર, મધ્યાન્હ, સાંઝ.



શ્રીયુત કવિ વાનાજી વિરચિત-

# શ્રી જયાનંદ કેવળી રાસ.

(મંગળાચરણ—વસ્તુ છંદ-વૃત્ત.)

**શાંતિ** જિનવર શાંતિ જિનવર નમિય [1]બહુભત્તિ,
શ્રી **શારદ** સમરી સદા કરૂં ચરિત્ર રસ [2]સુરંગ આણિય;
જયાનંદ ગુણ વર્ણવું શ્રીવિજયાનંદ ગુરૂ લહિય વાણિય;
તાસતણે [3]સુપસાઉલે હુઓ મનેં હુલ્લાસ,
[4]**સરસ** કથા સુણજો સહુ જિમ મન પહુંચે આશ. ૧

(દુહા છંદ.)

[5]બ્રહ્માણી તુજ વીનવું, આપ મતિ તું માય;
મુજ મન આનંદ ઊપનો, ગાઉં જયાનંદરાય. ૨
[6]હંસાસનિ સેવું સદા, [7]કવિયણની આધાર;
સરસ કથા જયાનંદની, આપી કરજો સાર. ૩

---

ઘણી ભક્તિથી. ૨ સારો રંગ. ૩ કૃપાવડે. ૪ સારા રસ સહિત. ૫ બ્રહ્માણી અને રૂદ્રાણી એવી બે દેવીપંક્તિ છે. રૂદ્રાણિ પશુહિંસા મદ્ય આદિ અધર્મકર્ત્તા હોય છે અને બ્રહ્માણી શ્રીફળ મેવાની ભેટથી પ્રસન્ન કહેનાર સુધર્મવંત હોય છે. ૬ હંસના વાહનવાળાં સરસ્વતી. ૭ કવિજન. ૮ સંભાળ.

કમળ કમંડળધારિણી, વીણા પુસ્તક હાથ;
કવિયણને હિતકારિણી, નિશ્ચે આવે સાથ. ૪
તુજ સમવડ જગ કો નહીં, ત્રિહું ભુવને તુજ [૧]વાસ;
કવિજન આશાપૂરણી, તું [૨]સહી કરજે રાસ. ૫
તું [૩]જગદંબ ત્રિપુરા સતી, તું કવિયણની આશ;
સ્વપ્ને જે નરને મિલી, તેહને કિયો [૪]પ્રકાશ. ૬
કવણ જયા તે કિહાં હવો, કવણ ગામ કુણ ઠાણ;
શ્રી વિજયાનંદ મુખ થકી, લહું તે મધુરી વાણ. ૭
કુણ સંવત્સર કુણ દિને, હુવો કેમ હુલ્લાસ;
સંવત સોળે છયાસિયે, ગુરૂ [૫]બારેજે ચોમાસ. ૮
સંઘ સહુ આદર ઘણે, વાવે [૬]વિત્ત [૭]સુઠામ;
દિન દિન ઉત્સવ બહુ થયા, પસર્યા ઠામોઠામ. ૯
શ્રી જયાનંદતણું ચરિત, શ્રી ગુરૂને ઉપદેશ;
સરસ કથા કવિયણ કહે, જેહના ગુણહ [૮]અશેષ. ૧૦

(કથા-રમ્ભ.)

જંબૂદ્વીપે ભરત જે, મધ્ય ખંડ તિહાં જાણ;
રતિવર્દ્ધન નામે નગર, ગુણમણિ કેરી ખાણ. ૧૧
રાજા નરવીર ત્યાં સહી, [૯]અરિદળગંજણહાર;
મતિસાગર મંત્રી ભલો, સુંપ્યો તેહ શિર ભાર. ૧૨
પ્રોહિત વસુસાગર વળી, કરે રાજનાં કામ;
રાજ્ય સુખે તે ભોગવે, જિમ જગ જાણે [૧૦]રામ. ૧૩

---

૧ નિવાસ-રહેઠાણ. ૨ રાસની સુંદરતા સંબંધી સાક્ષીના દસ્કત રૂપ સહી કરજે. ૩ જગતની માતારૂપ. ૪ જાહેરમાં લાવ્યાં. ૫ અમદાવાદ પાસે બારેજા નામનું ગામ છે. ૬ પૈસો. ૭ ધર્મ, પુન્ય, પરોપકાર વગેરે સારે ઠેકાણે વાવરવા લાગ્યા. ૮ બાકી નહી તેટલા. ૯ શત્રુના સૈન્યનો નાશ કરનાર. ૧૦ રામચંદ્રજીની પેઠે નીતિયુક્ત. રામરાજ્ય.

મંત્રીને સ્ત્રી બે અછે, ગુણસુંદરી ગુણખાણ;
બીજી રૂપેં આગળી, ગુણમંજરી વખાણ. ૧૪
મંત્રી ઘર એક સાધુ તવ, આવ્યો [1]વ્હેરણ જામ;
[2]અસૂઝતું તે નવિ લિયે, પાછો વળિયો તામ. ૧૫
મંત્રી કહે નથી [3]સૂઝતું, તે શ્યું કારણ જાણ;
વાણી ઇસી તવ ઊચરી, નયણે શું છે [4]હાણ ? ૧૬
ઋષિ પાછો વળિયો તદા, [5]સાહમો આયો શેઠ;
વચને સંતોષી કરી, તવ [6]નમિયો પગ હેઠ. ૧૭
મંત્રી કન્હે શેઠ આવિયો, પૂછે સાધુવૃત્તાંત;
[7]વણિગ કહે એ ગુરૂ ભલો, નિશ્ચે જાણો સંત. ૧૮
એહનું દર્શન મુજ થયું, ધન દિન સહી પ્રમાણ;
એહનું ચરિત્ર અછે ભલું, સાંભળો બોલું વાણ. ૧૯
સિંધુ દેશ નરવીરપુર, અતિબળ નામે રાય;
બહુ [8]ભડવાંકો ગાજીયો, [9]અરિ સવિ સેવે પાય. ૨૦
સભા સહુકો સામટી, બેઠી જિમ [10]સુરલોક;
નાટકિયા અન્ય દેશના, માંડે નાટિક રોક. ૨૧
ચક્રી સગરતણું સહી, નાટિક લાવ્યા જામ;
સાઠ [11]સહસ સુત વિણસિયા, મન વૈરાગ્યો તામ. ૨૨
[12]પંચ મહાવ્રત આદરી, કીધા શુદ્ધ પરિણામ;

---

૧ ભોજન પદાર્થ ગ્રહણ માટે. ૨ દોષ રહિત નહીં અથવા ન ખપે એવું. ૩ નથી દેખાતું ? ૪ આંધળો છે ! ૫ મકાનમાં. ૬ પગે લાગ્યો. ૭ શ્રાવક. ૮ સુભટવાદમાં ગર્જના કરતો જોઈ–મહાન્ વીરમણિ નિહાળી. ૯ શત્રુ બધા ચરણ સેવતા હતા. ૧૦ ઇંદ્રલોક ૧૧ સાઠ હજાર પુત્રનાં મરણ થવાતું જોઈ. ૧૨ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન–બ્રહ્મચર્ય અને પરિગ્રહ એઓનો સર્વથા ત્યાગ.

અંગ[1] અગ્યારજ અભ્યસ્યાં, જપે તે જિનવર નામ. ૨૩
તપબળેં લબ્ધિ અછે ઘણી, વિચરે ગામોગામ;
એકલ વિહારની આગન્યા, ગુરૂ આપે તિણ ઠામ. ૨૪
વિહાર કરતાં આવિયા, ગજપુર કેરે ઠામ;
દેવેં નાટિક માંડિયો, ગજરોગ છે તિણ ગામ. ૨૫

(ઢાળ પહેલી-દેશી ચુંદડીની.)

રાજા ભીમ તિહાં રાજિયો એ, મતિસાગર મંત્રી વાજિયો એ;
[2]ગજરોગ જાણી તે દુખ ધરે એ, મંત્રી તવ વનમાંહિ ફિરે એ. ૧
દેવ ભગતિ જાણી ઉલ્લસ્યો એ, મંત્રી [3]પગરજ લેઇ ચિત્ત હસ્યો એ;
ગજમસ્તકેં તિલકજ કર્યાં એ, તવ દુઃખ હતાં તે સવિ હર્યાં એ. ૨
પછે અતિબળ રાજઋષિ સંચરે એ, ખેમાપુર જઇને ઊતરે એ;
નર[4]મિરઘી તિહાં અતિ ઘણી એ, તે જાણે શ્રી જિનવર ધણી એ. ૩
દૂત એક ગજપુરથી તદાએ; ખેમાપુરથી આવ્યો એકદાએ;
ઋષિ વાત હતી તે સવિ કહે એ, રાજા મન વિસ્મય અતિ લહે એ. ૪
રાજ લોક સહુ આવિયા એ, યતિ વાંદે મનશું ભાવિયા એ;
ગુરૂ ધર્મ દેશના દે ખરી એ, ભવિજીવે તેં ભાવેં ધરી એ. ૫
[5]ચરણરેણુતણાં તિલકજ કરીએ, સવિ શાંતિ હુઇ તેણિ પુરીએ;
તવ [6]માસખમણને પારણે એ, વસંતપુરિ આવ્યા બારણે એ. ૬
ગોખે પુરોહિતનો દીકરો એ, તે બેઠો હુતો [7]વ્યંતરો એ;
[8]યતિશિર મોજાં તે દિયે એ, શાસનાદેવી [9]તસ કર લિયે એ. ૭

---

૧ આચારાંગ, સૂયગડાંગ, ઠાણાંગ, સમવાયાંગ, જ્ઞાતાસૂત્ર, ભગવતી સૂત્ર, ઉપાશકદશાંગ, અંતગડદશાંગ, અણુત્તરોવવાઈ, પ્રશ્નવ્યાકરણ અને વિપાકસૂત્ર. ૨ હાથીઓમાં રોગ ફેલાયો હતો. ૩ પગની ધૂળ. ૪ કોલેરા-પ્લેગ. ૫ પગની રજ. ૬ મહીનાના ઉપવાસના પારણાને દિવસે. ૭ વ્યંતરના વળગાડ જેવો. ૮ સાધુના માથામાં જોડા મરાવ્યા. ૯ હાથ તેના છેદી નાખ્યા.

રાજા લોક સહુએ મિલિ એ, યતિ ખમાવે[1] મન રળિ એ;
યતિ કહે હું જાણું નહીં એ, પારણા કાજ આવ્યો અહીં એ. ૮
તવ દેવી કહે દીક્ષા લિયે એ, તો કર [2]સાજા સવિ એ લહે એ;
ચારિત્ર લહી તપ આદરિએ, [3]ભવસાયર તે પુહતો તરીએ. ૯
વિહાર કરતા ઇહાં આવિયા એ, માસખમણને પારણે ન પાવિયા એ;
એહને દરિસણે દુઃખ ટળે એ, મનવંછિત સવિ આવી મિલે એ ૧૦
દેવ બહુ [4]સાનિધ કરે એ, પુન્યભંડાર પોતે ભરે એ;
મંત્રી દુઃખ ધરતો ભણે એ, મેં નિંદા કરી મૂરખપણે એ ૧૧
શેઠ મંત્રી બેહુ તિહાં ગયા એ, ઋષિ ખામીને [5]ચોખા થયા એ;
અસૂઝતું સવિ પ્રીછવિયા એ, [6]મોદક ન લીધા તે વિષ ઠવિયા એ.૧૨
કરતાં [7]ગરળ નાખી હતી એ, દેખાડે આણી યતી એ;
મંત્રી તવ ધરમ પામિયો એ, નિજઘર જઇને વિરામિયો એ. ૧૩
વળિ માસખમણને પારણે એ, ઋષિ તેડી આણ્યો બારણે એ;
અન્નપાન તે સવિ આગળ ધરે એ, [8]સુરવૃષ્ટિ બહુ જયજય કરે એ૧૪
દેવ[9]દુંદુભી વાજે ઘણી એ, તે સાંભળી સવિ પુરને [10]ધણીએ;
સર્વ વૃત્તાંત લોકે કહ્યા એ, રાજન મન વિસ્મય થયો એ; ૧૫
પ્રભાતેં જાઉં ઋષિ વાંદવા એ, કરે મનોરથ અભિનવા એ;
તિણે સમે અતિબળ રાજીઓ એ, કર્મ આઠ નીસેડી ભાંજિઓ એ.૧૬
પ્રભાતે તે કેવળ લહેએ, વધામણી નૃપ આગળેં કહે એ;
રાજા મન ઉલ્લટ થયોએ, મંત્રીસ્યું વંદન ગયો એ. ૧૭
ગુરૂએં ધર્મદેશના કહીએ, ભવિજીવે તે સવિ[11] સદ્દહી એ;
રાજા મંત્રી[12] દેશ વિરતિ કરે એ, નિશ્ચળ મને ધરમ ચિત્તે ધરે એ. ૧૮

---

૧ માફી માંગી. ૨ હાથ સાજા થવા. ૩ સંસારરૂપી સમુદ્ર. ૪ મદદ. ૫ નિર્દોષ–પવિત્ર. ૬ લાડુ ૭ ઝેરની લાળ. ૮ દેવ તરફથી ફૂલ વગેરેની વૃષ્ટિ. ૯ દેવતાઈ નગારાં. ૧૦ રાજાએ. ૧૧ કબુલ કરી. ૧૨ શ્રાવકધર્મ.

અતિબલ યતી મારગે વહ્યાએ, રાજા મંત્રી નિશ્ચળ થયા એ;
રાજા મંત્રી સુખે રહેએ, વસ્તુસાર પુરોહિત [1]ગહગહે એ. ૧૯
ભવ પહેલો એ જાણીયે એ, વળી આઘો સંબંધ વખાણીયે એ;
પુરોહિત નાસ્તિક જાણિયે એ, રાજા મંત્રી જિન ધર્મ આણિયે એ;
રાજા જિનધર્મ ચિત્તે ધરેએ, તે વિપ્ર તણે મન ન વિસરે એ. ૨૦

( ઢાળ બીજી-દેશી ચોપાઈની. )

એક દિન રાજા સભા મઝાર, વસુ પ્રોહિત પાસે અતિસાર;
જૈનધર્મની કાઢે વાત, ભીની જેહની[2] સાતે ધાત. ૧
થાપે ધર્મજ ઉલ્લટ ઘણે, પુરોહિત[3] ઉથાપે[4] અવગણે;
નાસ્તિક મતિનો તે છે ધણી, તે મંત્રી નાખે અવગણી, ૨
રાજાયે અપમાન્યો જેહ, કંઠે ગ્રહીને કાઢયો તેહ;
ઘેર જઇને બેસી રહ્યો, રાજ સભાથી દૂરજ થયો. ૩
એક દિન રાય શિર દુઃખજ થયું, પુરોહિતને તવ તેડું ગયું;
તવ તિહાં વિપ્રે કરી[5] સમાધિ, રાજા કાને લાગ્યો વ્યાધિ. ૪
મહેતા ઉપર માંડયું કૂડ, [6]શ્રાવકી વૃત્તિ તેં સીખ્યો બૂડ;
કામશાસ્ત્રના લીધા મર્મ, કોકશાસ્ત્રના કીધા શર્મ, ૫
અનેક પરે તે પેસે કાન, થઈ શ્રાવક રંજે રાજાન;
કામ કોક વળી શાસ્ત્રજ જેહ, રાજા આગળ ભાખે તેહ. ૬
ઇણ અવસરે મંત્રી મતિસાર, કીધો [7]જિન-પ્રાસાદ ઉદ્ધાર;
[8]બિંબ પ્રતિષ્ઠા કીધી ભલી, સહુ જિમવા તેડયા મન [9]રૂલિ. ૭
રાજા જીમવા તેડયો સહી, વસુ વિપ્ર તે આવ્યો વહી;

---

૧ પ્રસન્ન ચિત્તવડે. ૨ શરીર અંદરના સાતે ધાતુઓ-રસ-લોહી-હાડ-મજ્જા-મેદ-માંસ-વીર્ય સુધાં જૈનધર્મના મર્મમાં રંગાઇ રસબસ થઇ રહી હતી. ૩ વાતને કબુલ ન કરે-વિરૂદ્ધ પ્રશ્ન ઉઠાવે. ૪ નિંદા કરે અથવા બેપરવાહી બતાવે. ૫ આરામ. ૬ શ્રાવકની કરણી. ૭ જિનમંદિર. ૮ પ્રતિમા. ૯ આનંદયુક્ત થઇને.

મહેતાની સ્ત્રી બેહુયે જેહ, કરે [1]પ્રીસણાં મનસ્યું તેહ. ૮
રાજાનું મન વિંહળ થયું, સ્ત્રી દેખી હઇડું ગહગહ્યું;
રાજા મંત્રી વિપ્રજ જેહ, નિજનિજ થાનક પુહતા તેહ. ૯
રાજા કહે [2]વાડવ સુણ વાત, મહેતા સ્ત્રીની [3]મેળો ઘાત;
નીતિશાસ્ત્ર માંહિ છે કહ્યું, સ્ત્રીરત્ન રાજાનું લહ્યું. ૧૦
એ બે સ્ત્રી તે રત્ન સમાન, તે તેડી આણું રાજાન;
રાજા કહે નહિ માહરૂં કામ, એ નિશ્ચે નહી મૂકું [4]મામ, ૧૧
જો ઇમ કરૂં તો જાયે ધર્મ, કુળ લાજે ને હુયે કુકર્મ;
ઇસ્યું ચિંતવી રાજા રહ્યો, પણ તે સ્ત્રીને ગુણે કરી [5]દહ્યો. ૧૨
વળી વિપ્ર માંડે પરપ્રંચ, મહેતા ઊપર કૂડજ સંચ;
તે સુણજો સહુએ મન શુદ્ધિ, મહેતા ઊપર કૂડ કુબુદ્ધિ. ૧૩
સીમાડો રાજા છે એક, તેહસ્યું રાયને છે ઉદ્વેગ;
મહેતા નામે લેખજ લખી, [6]દૂત એક [7]પાઠવ્યો ઘરથકી, ૧૪
[8]પળપંચ સોનું તસ દીધ, વાત વળી તે બીજી કીધ;
તે સાહી આણ્યો સભા મઝાર, [9] લેખ દેખાડયો તેણીવાર. ૧૫
રાય વાંચી મહેતા કર દીધ, મંત્રી કહે દુર્જન જન કીધ;
રાજા વિપ્ર મળ્યા એકાંત, સ્વામીએ દીઠો [10]વૃત્તાંત. ૧૬
એ મહેતો છે કૂડભંડાર, તાહરા રાજતણો [11]ક્ષયકાર;
એહની સ્ત્રી બે છે સુંદરી, તે મંદિર આણો [12] શર્વરી. ૧૭
રાજાયે મોકલ્યા સુભટ્ટ, મંત્રી બાંધી આણ્યો વિકટ્ટ;
[13]કઠપંજર ઘાત્યો મંત્રીશ, નારી બેહુ ઘર લાવ્યો ઈશ. ૧૮
તે મહેતો તવ કાઉસગ્ગ કરે, શ્રી જિનનામ હૃદયમાં ધરે;

---

૧ પિરસવાનું કાર્ય. ૨ બ્રાહ્મણ. ૩ સંબંધ મેળવી આપ. ૪ મર્યાદા–લજ્જા. ૫ વિરહાનળ પ્રકટવો એ સ્ત્રીનો ગુણ હોવાથી તે બળવા લાગ્યો. ૬ જાસૂસ. ૭ મોકલ્યો. ૮ ૨૦ તોલા સોનું. ૯ કાગળ–દસ્તાવેજ. ૧૦ હકીકત. ૧૧ નાશ કરનાર. ૧૨ રાતે. ૧૩ લાકડાંના પાંજરામાં.

સ્ત્રીયે તે પરે કીધું સહી, શાસનદેવી આવી [1]વહી. ૧૯
મહેતાને કહે ચિંતા ટાળ, સંકટ તાહરૂં [2]ભાંજુ કાલ;
તવ સ્ત્રીને સંતોષી કહી, નિજ થાનક પુહતી તે [3]સુરી. ૨૦
રાજા સ્ત્રી પાસે જવ ગયો, [4]કુષ્ટી દેખી આંખો થયો;
પ્રભાતે મહેતા પાસે જઇ, સવિ [5]અપરાધ ખમાવે સહી, ૨૧
રાજા મંત્રી સભા મઝાર, દૂત તેડાવ્યો તેણીવાર;
દૂતેં બીહીતે સર્વે કહ્યું, સ્વામી પંચ પળ સોને થયું. ૨૨
પુરોહિત મારણ કાઢે રાય, મહેતો માગે કરો [6]પસાય;
દેશ બાહર તે કાઢયો તામ, મહેતાની જગ વાધી [7]મામ. ૨૩
એટલે વન આવ્યા કેવળી, અતિબળ રાજર્ષિ તે વળી;
રાજા મંત્રી વંદન ગયા, કરી પ્રણામને ઊભા રહ્યા. ૨૪
મંત્રી પૂછે સ્વામી સુણો, વિપ્રવચરનું કારણ ભણો;
ગુરૂ બોલે તું સાંભળ મિત્ર, ભવ પાછલાતણું ચરિત્ર. ૨૫
નગર એક તું માળી હતો, સ્ત્રી બેહુસ્યું તું સુખ વિલસતો;
તુજ વાડીમાં જિનપ્રાસાદ, [8]ઇંદ્રભવનસ્યું માંડે વાદ. ૨૬
તે દેખી તુજ ઉપનો રંગ, બીજોરૂં એક [9]ઢોયું ચંગ;
તે દિન નરપતિ કરે [10]પસાય, આસ્થા આવી તુજ તિણ ઠાય, ૨૭
દિન દિન તું બહુ પૂજા કરે, પુન્યભંડાર ઇણી પરે ભરેં;
[11]હાળી એક હતો તુજ પાસ, કામ કરેવા કેરે લાસ. ૨૮
તેહને તવ તેં ડાલી ભરી, આગળથી કાઢયો હિત કરી;
પાછળથી તું જવ જઇ મળ્યો, તવ [12]રોષે ગાઢો કળકળ્યો. ૨૯

---

૧ આકાશ માર્ગેથી આવી. ૨ ભાગી નાખીશ. ૩ દેવી. ૪ કોઢ રોગથી ગંધાતી દેખી. ૫ ગુન્હો. ૬ કૃપા કરો–દરગુજર કરો. ૭ ઇજ્જત. ૮ જિનમંદિર એવું ભવ્ય હતું કે તેની શોભા જોઈ ઇંદ્રનું ભવન પણ શરમાઇ જાય તેમ હતું. ૯ નજરાણામાં મૂકયું. ૧૦ કૃપા–નિવાજસ. ૧૧ સાથી–મદદગાર ખેડુત. ૧૨ બહુજ કકળ્યો.

તેં રીસેં તવ કહ્યા કુબોલ, તે રીસાવી ગયો નિટોલ;
માળી મરી તું મંત્રી થયો, હાળી જીવ તે વિપ્રજ ભયો. ૩૦
સ્ત્રી બેહુએ એ સ્ત્રી લહી, વીતક વાત હતી તે કહી;
રાય મંત્રી પામ્યા પ્રતિબોધ, કર્મ ઉપર તે થાયે [1]યોધ. ૩૧
પુત્રને રાજે થાપી કરી, શ્રાવકીવિરતિ નિજ આદરી;
પૌષધશાળાયે તે રહે, છઠ અઠમ કરતા ગહગહે. ૩૨
દેવલોકે એ વારતા થઇ, એહને [2]ખોભાવે કો નહી;
દેવ દોય તવ આવી કરી, [3]ઉપસર્ગ બહુલા કીધા ફિરી. ૩૩
તવ તે ન ચળ્યા એક લગાર, સુર [4]પ્રશંસી પહોતા [5]ઠાર;
આઉખું પૂરૂં કરીને [6]તત્ર, ત્રીજે [7]કલ્પ તે ચ્યારે મિત્ર. ૩૪
હવે વળિ ચોથો અધિકાર, તેહ આગળ કહેસ્યું વિસ્તાર;
ભરતતણો વૈતાઢય વિશાળ, ગગનવલ્લભા નગરી ભાળ. ૩૫
ચક્રધર રાજા અતિ ચંગ, માળીની સ્ત્રીસ્યું કરતો સંગ;
તેહની કુખેં [8]ભાણુ સમાન, નરવીર ઉપનો [9]સોવનવાન. ૩૬
ચક્રાયુધ નામે અતિસાર, તેહને રાજા સોંપે ભાર;
દીક્ષા લેઇ કરે વિહાર, ગ્રંથ જાણ્યા નવિ લાભે પાર. ૩૭
ચક્રાયુદ્ધ રાજા મન રંગ, નંદીસર પુહુતા ઉછંગ;
આનંદે તિહાં નાટક કરે, દેવ એક તેહનું ચિત્ત ઠરે. ૩૮
કામોદકી તવ વિદ્યા દીધ, મન ચિંતવ્યા મનોરથ સિદ્ધ;
આવ્યો નગરે મનને રંગ, વિદ્યા સાથે ગિરિને શૃંગ. ૩૯
ઇણ અવસર [10]લંકાનો ધણી, મેરૂની યાત્રા કરવા ભણી;
શતકંઠનું [11]ખળ્યું વિમાન, નીચો થઇ જુવે સાવધાન. ૪૦

---

૧ લડવા મચ્યા. ૨ ચળાવે. ૩ કષ્ટ–પીડા–હરકત–ન સહેવાય તેવી વેદના–ભય. ૪ દેવતાઓ વખાણીને. ૫ ઠેકાણે. ૬ ત્યાં. ૭ ત્રીજે દેવલોકે. ૮ સૂર્ય. ૯ સોવન સરખી નિર્મળ તેજસ્વી કાંતિવાળા. ૧૦ શતકંઠ રાજા. ૧૧ અટકયું.

[1]નાગપાસ તે બાંધ્યો રાય, કરી ઉપદ્રવ લંકા જાય;
[2]રોમ એક તે ચૂકો નહી, વિદ્યા પૂરણ તેહની થઈ. ૪૧
ઇણે સમે નર આવ્યા હોય, વાત સાંભળો સ્વામી સોય;
ઉવઝા નગરી છે અતિ [3]તુંગ, શ્રીચંદ રાજ કરે અતિ [4]ચંગ.
કન્યા આઠ અછે અતિસાર, જાણે દેવીનો અવતાર;
તિહાં જઇ જો તુહ્મો વરો, તો સરખેસરખા આણુસરો. ૪૩
[5]ભેર વજાડી ચાલ્યો તિહાં, અયોધ્યા નગરી છે જિહાં;
શ્રીચંદ રાજા તે સજ થઈ, સાહમો આવ્યો સેના ગ્રહી. ૪૪
અનેક પરે યુધ કીધા ઘણા, પુન્ય ખૂટયાં તે શ્રીચંદતણાં;
મન વૈરાગે ભાવ્યું જામ, [6]સુરે ઊપાડી કાઢ્યો તામ. ૪૫
યતિ સમીપે મૂક્યો સહી, તવ તેણે તિહાં દીક્ષા ગ્રહી;
સુત તેહનાને આપી રાજ, કન્યા પરણી સાધ્યાં કાજ. ૪૬
લંકાપતિસ્યું માંડી રોષ, તે સાહમો ચાલ્યો બહુ [7]કોસ;
શતકંઠ રાજા અતિ બળ ભર્યો, સાહમો આવ્યો ઉલ્લટ ધર્યો. ૪૭
યુદ્ધ અનેક સબળ તિહાં થયાં, [8]રસનાયે નવિ જાયે કહ્યાં;
શતકંઠે તે ચાલ્યું નહી, ગ્રહી કબજે નર બાંધ્યો સહી. ૪૮
વડની ડાળે તે બાંધીઓ, તવ રાજા આતમ સાધિયો;
શાસનદેવે છોડી કરી, વેષ સર્વ તે આગળ ધરી. ૪૯
તવ શતકંઠે દીક્ષા ગ્રહી, [9]મુગતિપંથ તે ચાલ્યો સહી;
તવ રાજા પગે આવી નમ્યો, ક્રોધ ઘણો ચક્રીનો શમ્યો. ૫૦

---

૧ સાપના વીંટાવાથી સજડ બંધનમાં આવવું તેવી વિદ્યાવડે મુસ્કેટાટ બાંધી લીધો. ૨ રૂંવાડા જેટલો પણ ન ચળ્યો. ૩ ઉંચું. ૪ ઉત્તમ. ૫ ભેર નામનું વાજીત્ર અહીં પ્રસિદ્ધ છે. ૬ દેવતાએ. ૭ ગાઉ. ૮ જીભથી. ૯ મોક્ષનો રસ્તો હાથ કરવા તૈયાર થયો.

તસ સુત રાજે થાપી કરી, ઘણા રાયની કન્યા વરી;
પાછો વળીને ચાલે જિસે, વાત હુઈ તે સુણજો તિસેં. ૫૧
[1]દક્ષણ-શ્રેણિ રાજા મનુવેગ, તેહને સહસ કન્યાનો છેગ;
છડે પ્રયાણે ચાલ્યો તિહાં, મનુવેગ રાજા છે જિહાં. ૫૨
તેહસ્યું યુધ તે કીધા ઘણા, અતિ હરખ પુહુતા મનતણા;
ચક્ર લાગ્યું મનુવેગહ તન્ન, ચક્રિ ખમાવે સૂધે મન્ન. ૫૩
વૈરાગે નિજ પુરી લાવીઓ, કન્યા પરણાવી ભાવીઓ;
પુત્ર વડાને આપી રાજ, [2]આપે સાર્યો આતમકાજ. ૫૪
ચક્રાયુધ રાજા ગુણ ભર્યો, નિજ પુરિ આવ્યો બહુ પરિવર્યો;
કન્યા સોળ [3]સહસ તિહાં વરી, ચક્રીઋદ્ધિ તે પામી ખરી. ૫૫
ઇંદ્રિતણી પરે વિલસે ભોગ, દુષ્ટ દુકાલ કદા નહિ સોગ;
ઋષિ શ્રીચંદ મનુવેગજ જેહ, સહસ્રાયુધ મોક્ષે ગયા તેહ. ૫૬
શતકંઠ જે લંકાનો રાય, ભવ પંચમે તે મોક્ષે જાય;
એ વરતાંત એટલે રહે, આઘી વાત કવીયણ કહે. ૫૭

(દુહા.)

શારદ માત પ્રણમી કરી, કહેસ્યું ચરિત્ર રસાલ;
જયાનંદ હવે વર્ણવું, આણી હર્ષ વિશાળ. ૧
જંબૂદીપમાંહિ ભલો, ભરતખંડ સુવિશાલ;
જયા નામે નગરી ભલી, ઇંદ્રપુરી સમ ભાળ. ૨
રાય વિજય અતિ દીપતો, બંધવ જયાસુજાણ;
અરિદલગંજન શોભતો, જાણે દૂજો [4]ભાણ. ૩
વિજય ઘરે વિમળા સતી, જય તે કમલાકંથ;
શોભાગે કરી દીપિકા, ચાલે સૂધે પંથ. ૪

---

૧ વેતાઢય પર્વત ઉપર ઉત્તર શ્રેણી અને દક્ષિણ શ્રેણી એવા બે વિભાગ વિદ્યાધરોને રહેવાના છે. ૨ પોતપોતાનાં. ૩ સોળ હજાર. ૪ સૂર્ય. ૫ પાંસરે રસ્તે-સીધે આચાર માર્ગે.

ભવ અસંખ્યાતા કરી, પુરોહિતનો જે જીવ;
ધૂમકેતુ તે ઊપનો, કરતો પાપ સદીવ. ૫
વિમલાને કુખે અવતર્યો, ધૂમહકેતુ [1]ચવેણ;
સિંઘ [2]શૂકર સુપનજ લહી, સિંઘ નામ ધર્યું તેણ. ૬
મંત્રી જીવ તે અવતર્યો, કમલા કુખે સુજાણ;
સાત સાગર આય ભોગવી, ત્રીજે [3]કલ્પે ઠાણ. ૭
જન્મ્યા પછે લખમી ઘણી, વાધ્યા દેશ ભંડાર;
જયાનંદ નામજ ધર્યું, ઉત્છવ જયજયકાર. ૮
કુમર બેહુ તે વાધતા, સરખા સરખી જોડ;
વન [4]ભીતર રમવા ગયા, આણી મનમાં [5]કોડ. ૯
રૂપ અનોપમ અતિ ઘણું, જાણે ઇંદ્ર સમાન;
રાજાને વલ્લભ ઘણું, તિમ તિમ વાધે વાન. ૧૦
[6]રમત કરંતા અતિ રસેં, રવિ [7]અસ્તાચલ જાય;
તે દિન વાસો તિહાં વસ્યા, સુંદર જોઇ [8]સુઠાય. ૧૧
નાટય અનોપમ સાંભળી, શબદતણે અનુસાર;
જોવા તે બેહુ ગયા, ઋષિ દીઠો તિણ વાર. ૧૨
ગુરૂને કેવળ ઊપનો, [9]સુર કરે નાટક [10]ચંગ;
તે બેહુ તવ હરખીઆ, મનસ્યું લાગો રંગ. ૧૩
ગુરૂયે ધર્મ-દેશના કહી, તે પામ્યા પ્રતિબોધ;
સમકિત ગ્રહ્યું [11]સૂધે મને, તે બેહુયે તિહાં ચોધ. ૧૪
પ્રશ્ન કરૂં સ્વામી સુણો, પૂરણ કરી પસાય;
કુણ સુર એ નાટક કરે, કિહાં છે એહનો ઠાય? ૧૫

---

૧ ચવી ગર્ભાવાસમાં આવ્યો. ૨ શૂઅર. ૩ ત્રીજે દેવલોકેથી. ૪ અંદર. ૫ ઉમંગ-આનંદ. ૬ રમ્મત. ૭ સૂર્ય અસ્તાચળ પર્વત ઑાડે જવાથી અસ્ત થયો જણાયો. ૮ સારે ઠેકાણે. ૯ દેવતા. ૧૦ સારૂં. ૧૧ સરલ મનથી.

ગુરૂ કહે [1]વત્સ સુણો તુમે, જે છે એ વૃત્તાંત;
ચંપા નગરી અતિ ભલી, લોક વસે તિહાં સંત. ૧૬
[2]નગ વૈતાઢે હું રાજીઓ, સૂર્યગ્રહણ ઉતપાત;
તે દેખી દીખ્યા ગ્રહી, કર્મ કરેવા ઘાત. ૧૭
વિંધ્યાચલે હું આવીઓ, [3]પાવસ કેરે કાળ;
ચ્યારે માસ જ પચખિયા, ગુફાતણી તે સાલ. ૧૮
મૃગ સારસ ને રોઝડાં, આવી સુણે વખાણ;
સમકિત ધારી તે થયાં, વહે શ્રી જિનવર આણ. ૧૯
તે પાસે નગરજ ભલું, વીરસેન તિહાં રાય;
ભીમ સોમ છે ભટ ભલા, સેવે તેહના પાય. ૨૦
રાએં તસ [4]આયસ દિયો, [5]મૃગયા જાઓ દોય;
મૃગ મારીને વેગસ્યું, [6]મંદિર લાવો સોય. ૨૧
ભટ બેહુ તે [7]સજ થઇ, ગયા તે વનમાં જામ;
મૃગલાં બહુ દેખી કરી, મારણ લાગા તામ. ૨૨
બાણ એક લાગે નહિ, મનસ્યું ચિંતે તેહ;
કારણ કાંઇ ગુફા માંહિં, આવો જોઇએ એહ. ૨૩
તે બેહુએ તિહાં આવિયા, મુની દેખે તિણ ઠાણ;
મૃગલાદિક તિહાં એકઠાં, મન શુધે સુણે વખાણ. ૧૪
ભીમ સોમ વિસ્મય થયા, બેઠા [8]અંજલિ જોડિ;
મુનિવર દીએ દેશના, સુણે તે મનને કોડિ. ૨૫
હિંસા છંડી જીવની, સમકિત ગ્રહી શુભ ભાવ;
નિજ મંદિર આવ્યા સહી, જોયો ઇણે પ્રસ્તાવ. ૨૬
દુરજન [9]જઇને વીનવ્યો, હિંસા ન કરે એહ;

---

૧ પુત્ર–પ્રિયમાનુભાવ. ૨ પર્વત. ૩ વરસાદના સમય. ૪ આજ્ઞા–હુકમ. ૫ શિકાર કરવા માટે. ૬ ઘર. ૭ તૈયાર. ૮ બન્ને હાથને જોડી. ૯ રાજાને.

તિણે કારણ વળી મોકલે, પ્રભાતે મારણ તેહ. ૨૭
ભીમ સોમ બે વન ગયા, મૃગલાં આવ્યાં [1]જામ;
ભીમે [2]સોય વિણાસિયાં, સહી રાજાને કામ. ૨૮
સોમ કહે મારૂં નહીં, માહરૂં નિયમ અચિત્ત;
રાજાને કહે નવિ મળ્યાં, ઠામે રાખ્યું ચિત્ત. ૨૯
ભીમે ભેદજ ભાંજીઓ, રાજા કીધો [3]ભૂત;
ગામ એક તુજને દિઉં, મારી લાવે [4]પૂત. ૩૦
ભીમે [5]આયસ શિર કર્યો, સોમે જાણ્યું જામ;
આગળથી નાસી ગયો, પૂંઠે ધાયો તામ. ૩૧
આગળ સોમ પૂંઠે ભીમ, મારગે ચાલ્યા જાય;
સમૂર્છિમ [6]દધરિ પડી, ઠવીઓ ન જાય પાય. ૩૨
તે દેખીને ચિંતવે, એક જીવને કાજ;
ઘણા જીવ દુઃખ પામશે, કાઉસગ્ગે રહે મહારાજ. ૩૩
પૂંઠે ભીમ આવી મળ્યો, મૂકે [7]પ્રહાર અનેક;
સોમ [8]ડીલે લાગે સહી, ધ્યાન ન ચૂકે ક્ષણ એક. ૩૪
દેવે તિહાં સાનિધ્ય કરી, [9]પાહાણે માર્યો ભીમ;
રાજાને તે વળી કહ્યું, સોમે [10]વોળી સીમ. ૩૫
દેવી તવ પરસન થઈ, મેં તુજ જોયું મન્ન;
પ્રભાતે રાજજ પામસ્યો, પુણ્ય કરો [11]અનુદિન્ન. ૩૬
સોમ ગુરૂ પાસે જઈ, [12]નિશા રહો તિણ ઠામ;
ભૂપ પેટ દુઃખજ થયું, રાતે મુઓ તિણ ગામ. ૩૭
ગજમસ્તકે કલશ જ ભરી, સેના આવી સાથ;

---

૧ જ્યારે. ૨ તે મારી નાખ્યાં. ૩ ભંભેરીને ભૂત જેવો બનાવ્યો. ૪ પુત્ર. ૫ હુકમ માથે ચડાવ્યો. ૬ દેડકી? ૭ ઝટકા ચોટ. ૮ શરીરે. ૯ પત્થરથી. ૧૦ મર્યાદા લોપી–આજ્ઞા ભંગ કરી–હુકમનું અપમાન કર્યું. ૧૧ હમેશાં. ૧૨ રાત.

સોમતણે શિર ઢાળીઓ, પુણ્ય ફળ્યું જગનાથ. ૩૮
[1]જિનમંડિત પૃથવી કરી, [2]ઊરણ કીધા લોક;
છેહડે અણુસણ આદરી, તે પામ્યો [3]સુરલોક ૩૯
એ જાણો તે દેવતા, ભગતિ જાણી મન એહ;
હું તે હૂઓ કેવળી, નિશ્ચે જાણો તેહ. ૪૦
કુમર દોય તવ સાંભળી, વિસ્મય પામ્યા મન્ન;
સમકિત સૂધું આદરી, ચિંતવતા ધન ધન્ન. ૪૧
પ્રભાતે નગરજ આવીઆ, મનમાં ધરી ઉછાહ;
ઇમ કરતાં કઉતક થયું, તે સુણજો નરનાહ. ૪૨

(ઢાળ ૩ જી–દેશી ચોપાઈની).

એક દિન નૃપતિ વિજય મન ધરે, માહારે સ્થાન રાજ કુણ કરે;
નિમિત્તિયો એક આવ્યો તદા, માન દેઈ તે પૂછે મુદા. ૧
દિન બીજે તવ કહે રાજેંદ, રાજ કરેશે સુજયાનંદ;
ત્રિખંડભોગતા જાણો એહ, મોક્ષે જાશે નહી સંદેહ. ૨
સંઘસાર તુજ જે સંતાન, અણાચારી ને નરગે ગાન;
પંડિત ઇસ્યું કહીને રહ્યો, રાજાને મન નિશ્ચે થયો. ૩
જયાનંદ ઊપર બહુ હેજ, દીપે જેહવું ચંદ્રજ તેજ;
સંઘસાર અન્યાયી બહુ, [4]રાવે આવ્યું માહાજન સહુ. ૪
રાજા મને કરે નવિ રહે, તે રાજાને અતિ દુઃખ દહે;
એક દિન ભાઇ બેહુયે મળી, વાત કરી એકાંતે વળી. ૫
પુત્ર તાહારાને દીજે રાજ, પ્રજાતણાં સવિ [5]સીઝે કાજ;
મેં નિમિત્તી પૂછ્યું એક, તિણે સહુ સુજનેં કહ્યું વિવેક. ૬

---

૧ જિનરાજના મંદિરોમય અથવા તો જૈનધર્મથી શોભિતી પોતાના રાજ્યની પૃથ્વિ કરી દીધી. ૨ દેવાથી મુક્ત કર્યા. ૩ દેવલોક. ૪ ફરિયાદ કરવા માટે. ૫ સિદ્ધ થાય. ૬ ભવિષ્ય કહેનારા જોશીને. ૭ જાણવામાં ન આવે એવી રીતે રહેલી.

દાસી એક પાન આપતી, તે પાસેં હુંતી અણુછતી;
એક દિન સંઘસાર જે નામ, પાન ઉદાલી લીધાં તામ. ૭
ખરલી દાસી વિણુઠો આજ, એહવા છો તો ખોયું રાજ;
ઘણું માન દેઇ પૂછીઉં, તવ ભુંડીએ સરવે કહ્યું. ૮
સંઘસાર મનમાંહિં ધરે, ન્યાની મારૂં તો સ્યું કરે;
જયાનંદને મારૂં સહી, તેહ વાત મન માંહિં ગ્રહી. ૯
દાસી રાજા પાસે ગઇ, વાત પાનની સઘળી કહી;
રાજાને મન રીસ અપાર, કુમર તેડાવ્યો તેણી વાર. ૧૦
માહારી દ્રષ્ટેં માવિસ તું, એહજ કથન કહું છું હું;
સુણી કુંવરને ચિંતે તામ, જયાનંદસ્યું બોલે મામ. ૧૧
આપણ સહી પરદેશેં ફરી, વિવિધ દેશનાં જોઇએ [1]ચરી;
એકજ સૂત્રે તવ થયા બેહ, વાટેં સરીખું [2]સંબલ લેહ. ૧૨
મારગે જાતાં ચાલે જામ, સંઘસાર તે બોલે તામ;
કિસી વારતા બંધવ કહું, તો સુખે સહી મારગે વહું. ૧૩
સંઘસાર એહવું મન ધરે, કામ માહારૂં સીધું સરે;
કરી બુદ્ધિ પરપંચ અનેક, એહનાં [3]લોચન કાઢું છેક. ૧૪
સંઘસાર તે બોલે અલી, પાપે જય સહુ બોલે વળી;
જયાનંદ તવ બોલે હસી, ધર્મેજય માહારે મન વસી. ૧૫
સંઘ કહે કાંઈ પણ પાંકીયે, હારે તે લોચન કર દિયે;
ન્હાનું ગામજ આવ્યું એક, પૂછ્યું અધિકારી અવિવેક. ૧૬
તિણેં ભૂંડે પાપેં જય કહી, જયાનંદે તે નવિ સદ્દહી;
આગળ જાતાં માગી આંખ, જયા ભણે એહની શી સાખ. ૧૭
નાહના ગામનું જાણ્યું નહી, વાર્તા કાગ હંસની કહી;
સંઘ કહે તે કહોને ભ્રાત, જે છે હંસ કાગની વાત. ૧૮

૧ રીત રિવાજ–ચરિત્ર. ૨ ભાતું–વાટખર્ચી. ૩ આંખ્યો મૂળમાંથી ફોડી નાખું.

હંસ હંસીસ્યું મારગ જામ, [1]વાયસ એકજ ખૂંડે ઘાય;
હંસી કહે કાઢો એહને, તવ હંસે કાઢયો તેહને. ૧૯
ઘાઇને વાયસ લાગો પાય, અમ ઘર પવિત્ર કરો હંસરાય;
આજ અભ્યાગત રહો તુહ્મે દેવ, થયું અસુર અમો કરશું સેવ. ૨૦
રાખી રાત ને ભોજન દીધ, બહુ માનસ્યું આદર કીધ;
પ્રભાતે વાયસ ગામજ જઇ, [2]ચોવટીયાને વાતજ કહી. ૨૧
હંસ હંસી છે માહરે [3]વાસ, વઢતાં આવશું [4]તુમચે પાસ;
તેહની હંસી લેવા જાણી, સ્ત્રીને કારણ ખપ છે ઘણી. ૨૨
તેહની તુહ્મો પૂરવી સાખ, નહીતો ચોપાં કાઢું આંખ;
તવ ચોવટિયે હાઅજ ભણી, પુણ્ય પાપ નવ જોયું ગણી. ૨૩
હંસ ઉઠીને ચાલે જિસેં, વાયસ પાછો આવ્યો તિસેં;
કાગ કહે હંસી માહરી, હંસ કહેરે કેમ તાહરી? ૨૪
વઢતા વઢતા ગયા ન્યાયવટે, ચોવટિયા તવ સવિ ઊમટે;
કાગથકી તે બીહતા સહી, હંસી કાગની જૂઠે કહી. ૨૫
તવ હંસે વળી મૂકી પોક, ધિગ ધિગ ગામતણા એ લોક;
કાગ તે જઇને લાગો પાય, લીઓ હંસી ચાલો હંસરાય. ૨૬
જયા કહે સાંભળ સંઘસાર, નગર આવશે ભલું સુસાર;
ઉત્તમ નર પૂછીશ્યું એક, તે કહેશે તે કરવું છેક. ૨૭
મારગે ચાલ્યા જાયે જિસેં, વિશાળપુર તે આવ્યું તિસેં;
જયવિશાળ રાજા [5]અભિરામ, સુલોચનાસું વિલસે કામ. ૨૮
સોમશર્મા એક વિપ્રજ વસે, આગમ શાસ્ત્ર વેદ અભ્યસે;
ફળ પુષ્પાદિક લેઈ સાર, પૂછણ ચાલ્યા તિહાં કુમાર. ૨૯
આગળ મૂકી બોલે હસી, પાપ પુન્ય જય હોએ કિસી;
આચારજ કહે એ શી વાત, ધર્મ્મોજય તે જગવિખ્યાત. ૩૦

---

૧ કાગડો. ૨ પંચાતિયા—ચોવટ ચૂકવનારા—તકરાર પતવનારા. ૩ મારે ઘેર. ૪ તમારી પાસે. ૫ મનોહર.

રાજપુત્ર સે[૧] પંચજ જેહ, પંડિત પાસે ભણતા તેહ;
તે બેહુ તિહાં ભણવા રહ્યા, મન ચિંતવ્યા મનોરથ થયા. ૩૧
જયાનંદ શિર મોટું કર્મ, શસ્ત્ર શાસ્ત્રના શીખ્યા મર્મ;
સંઘસારને નાવે મુખે, ભણુતાં ગણુતાં અક્ષર દુઃખે. ૩૨
મનસ્યું પંડિતે જયા ધર્યો, કરી પસાય[૨] અગ્રણી કર્યો;
એક દિન પંડિત સવે કુમાર, ઊભા કીધા [૩]રાજદુઆર. ૩૩
પરીક્ષા દેખાડી નવ નવી, રાજાને મન વિસ્મય હુવી;
તવ આચાર્ય કરે પરપંચ, [૪]તાડ ઉપર તે માંડયો સંચ. ૩૪
તેહને અગ્રે પીછું મોરનું, ઓ બાંધ્યું નિરખો એકમનું;
તે માંહિલો બાણુજ એક, બાણે ખૂંટો કરી વિવેક. ૩૫
મારી મારી થાકા સહુ, વાળ ન લાગે બાણુજ બહુ;
જયાનંદને સાનજ કરી, તવ ઊઠે આળસ પરહરી. ૩૬
આચારજને લાગી પાય, ભીડયા ભાથાને સજ થાય;
પહેલે બાણે ચૂંટે વાળ, તવ મનમાં રંજ્યો ભૂપાળ. ૩૭
ગજ તોળી દેખાડયા વળી, હયપરીક્ષા દાખી રળી;
શસ્ત્ર શાસ્ત્રના જોયા મર્મ, દંડયુદ્ધના જાણ્યા શર્મ. ૩૮
પંડિતને પૂછે રાજાન, કવણુ[૫] છાત્ર એ સાચું માન;
પંડિત બોલે હું નવિ લહું, ક્ષત્રી જાણું છું તે કહું. ૩૯
અતિ [૬]પ્રસાદ રાજાએ કરી, પાસે રાખ્યો બહુ હિત ધરી;
અનેક પરીખ્યા જોઈ સહુ, કામ કાજ તે સોંપ્યાં બહુ. ૪૦
બહુ આદરશ્યું માંડી જંગ, મણિમંજરી પરણાવી રંગ;
ધન કણુ કંચન કોડિ પસાય, હય ગય રથ બહુ આપે રાય. ૪૧
[૭]પરિકરસ્યું આપે આવાસ, [૮]પાયક રાખ્યા મોટે ગ્રાસ;

---

૧ પાંચસો (૫૦૦), ૨ આગેવાન મુખ્ય વિદ્યાર્થિ. ૩ રાજદ્વાર–રાજાજીની હજૂરમાં. ૪ તાડનું ઝાડ. ૫ વિદ્યાર્થિ બાળક. ૬ કૃપા નિવાજસ–શિરપાવ. ૭ પરિવાર. ૮ મોટા ગિરાસ સાથે મોટી પદવી ઉપર કાયમ કર્યો.

સુખ વિલસે છે ઇંદ્રની પેર, સંઘતણું મન સાલે વૈર. ૪૨
એક દિન જયા પૂછે સંઘને, તું આંખો કિમ તે કહે મુને;
આપણુ જો પરદેશ જવાય, વિવિધ ચરી તો દીસે ભાય. ૪૩
જયાનંદનું મોટું ચિત્ત, મણિમંજરીસ્યું ઝાઝું હિત્ત;
ક્ષણે એક પાછો નવિ થાય, તો સહી કેમ પરદેશ જવાય. ૪૪
સંઘસારે ઘણું તાડીઓ, મધ્ય રાત્રે ઘરથી કાઢીઓ,
બારસાખે શલોકજ એક, અતિ સુંદર તે વડે વિવેક. ૪૫
પાછળ સ્ત્રી તે જાગી જાસ, કંત ન દેખે પાસે તામ;
પશ્ચાતાપ કરે તે બહુ, [1]તાત પ્રત્યે જણાવ્યું સહુ. ૪૬
જોયાં દેશ પાટણ ને ગામ, કો નવિ જાણે તેહનું ઠામ;
શાખેં શલોક લખ્યો છે જેહ, મંજરીયે સહી દીઠો તેહ. ૪૭

( શ્લોક. )

રંત્વા જળાશયેષ્વષ્ટૌ, માસાંશ્ચિત્રેષુ કૌતુકાત્;
વર્ષાસુ કુરૂતે હંસ, સ્વપદે માનસે રતિં. ૧

( દુહા. )

હંસા [2]રમળ કરંતડા, દેશ વિદેશ બહુ[3] ભત્તિ,
[4]પાવસ ઋતુ તે પાવસે, માનસરોવર [5]રત્તિ. ૧

( ચોપાઇ. )

એહ શ્લોક વાંચી મંજરી, સુખી થઈ તવ તે સુંદરી;
ચાલ્યા ચાલ્યા જાયે જામ, આગળ પર્વત આવ્યો તામ. ૪૮
દુખી થયા બહુ ભૂમિ ફરી, તવ સંઘે વાણી ઊચરી;
તાહરો ધર્મ તે કેથો થયો, જયા ભણે તુજ સંગે ગયો. ૪૯
તાહરે પાપે એ ફળ જાણ, જયાનંદ એહ બોલ્યો વાણ;
તો આપણે સહી એ થાપ, હું થાપું છું નિશ્ચે પાપ. ૫૦

---

૧. પિતા. ૨. રમતગમત. ૩. જાતજાતનાં. ૪. વર્ષાદની મોસમમાં. ૫. સુખ વિલાસ.

આપણુ આજ પ્રતિજ્ઞા એહ, [1]ફાસુ ભોજન લાવે જેહ;
તે તેહની સહી કાઢે આંખ, તે વચમાં શશિ સૂરજ સાખ. ૫૧
ઇસું કહીને સંઘ ચાલીયો, ચંડસેન ભીલે ઝાલીયો;
બાંધી કૂટીને લેઇ રહ્યા, કોલાહલ તિહાં સબળા થયા. ૫૨
જયાનંદ સુણી તિહાં ગયો, વઢવા સજ થઇ ઊભો રહ્યો;
અનેક પેરેં કરી સંગ્રામ, ચંડસેન તે ગ્રહિયો તામ. ૫૩
સંઘ મૂકાવ્યો જોરે કરી, જયા કીર્તિ બહુલી વિસ્તરી;
ચંડસેન તવ લાગો પાય, અમ ઘર પવિત્ર કરો મહારાય. ૫૪
ઉત્તમ નર સાહસિક સુજાણ, ભીલ મંદિર કીધું [2]મેલાણ;
દિવસ કેટલા સુખે અતિક્રમે, જોજો વાત હુઈ ઈણ સમે. ૫૫
એક દિન ચંડસેન ચિંતવે, મહાસેનને ભાંજું હવે;
સાહમી પાળતણો તે ધણી, તેહને સેના છે અતિઘણી. ૫૬
સકળ સેના [3]મેળી સજ થઇ, જયાનંદ સંઘ સાથે ભઇ;
સુભટ સવે મેળી અતિ ઘણા, કહેતાં પાર નાવે તેહતણા. ૫૭
મહાસેનને જાણજ થયું, ઉઠો સજ્જ થાઓ સહુ કહ્યું;
સાહમો આવ્યો મહાબળ ભર્યો, સંગ્રામે સંઘ આગળ કર્યો. ૫૮
સંઘ સંગ્રામ તે ભાગો જામ, ચંડસેન વળી આવ્યો તામ;
સંઘ ચંડને બંદિજ કરી, પાછો ચાલ્યો ઉલ્લટ ધરી. ૫૯
જયાનંદ નર જાણજ થયું, સકળ યુદ્ધ તે પોતે ગ્રહ્યું.
માહાસેનના નાઠા ભીલ, મારી પાડયા ન કરેં લીલ. ૬૦
માહાસેનને બાંધી ગ્રહી, ચંડ સંઘ મૂકાવ્યો સહી;
સંઘ વિચારે એ દુઃખ ઘણું, જયાનંદે મૂકાવ્યાતણું. ૬૧
ચંડસેનની પાળજ જિહાં, મહાસેન ગ્રહી આણ્યો તિહાં;
જયાનંદે તે ભાંગી સંઘ, માંહોમાંહે કીધો બંધ. ૬૨
દિન કેતે ચંડ તે મુઓ, જયાનંદને રાજ્યજ હુઓ;

---

૧ સૂઝતું-શુદ્ધ-તેયાર મળી આવે એવું. ૨ મુકામ. ૩ એકઠા કરી.

જયા કહે માહરે ખપ નથી, સંઘરાય છે વારૂ ભથી. ૬૩
સંઘસાર તે રાજા થયા, જયાનંદની મોટી [1]મયા;
પાલ માંહિ તે રાજજ કરે, જયાનંદ કીર્તિ વિસ્તરે. ૬૪
એક દિન સંઘ કહે સુણ ભ્રાત, ગિરિમાલણી દેવી વિખ્યાત;
તેહની પૂજાનું છે કામ, [2]ઉત્તર સાધક થાઓ સ્વામી. ૬૫
કાળી ચઉદશ કાળી રાત, તે બેહુ આવ્યાં એકજ જાતે;
ગિરિમાલણી દેવી પ્રાસાદ, ત્રીજો કો નવિ કીધો સાદ. ૬૬
જયા ઉઘાડું ખાંડું કરી, દેવળ બાર રહ્યો સતધરી;
સંઘ તે વિદ્યા સાધન કરે, કપટભાવ મનમાં અણુસરે. ૬૭
સંઘ કહે સુણ જયાનંદ, સાધી વિદ્યા થયો આણંદ;
હવે તુહ્મો જઇ નિદ્રા કરો, નિજ તન પોતે સુખ અણુસરો. ૬૮
જયાનંદે સુખ નિદ્રા કરી, તવ સંઘે કર લીધી [3]છૂરી;
હૃદય ચઢીને કાઢે આંખ, ત્રીજી પાસે દેવી સાખ. ૬૯
તું કહેતો ધર્મેજય સહી, સંઘસારે એ વાણી કહી;
પાપે તો મેં પામ્યું રાજ, હવે દેખાડે પુણ્યહ કાજ. ૭૦
ઇસ્યું કહીને ઠામે ગયો, જયાનંદ તિહાં દુખેં દહ્યો;
જીવ એ કરણી તાહરૂં જાણ, ખમિયે તો લહિયે [4]નિર્વાણ. ૭૧
ઇસ્યું વિમાસી કાઉસગ રહે, ગિરિમાલણી દેવી તવ કહે;
એક જીવ તું આપે મુજ્જ, તો હું લોચન આપું તુજ્જ. ૭૨
કાઉસગ પારીઓએ તદા, એ શી બોલી વાણી મુદા;
પર જીવ તે પોતા સમા, આપ [5]સમોવડ પર આતમા. ૭૩
તો તું મુજ આરાધન વીર, લોચન આપું સાહસ ધીર;
જયા કહે એ મ કહો વાત, [6]મંદિરગિરિ જો વાયે પાત. ૭૪

---

૧ કૃપા–દયા. ૨ સાધનારની પાસે મદદગાર થઇ રહેનાર. ૩ છરી. ૪ અવશ્ય. ૫ પોતાના જેવો બીજાનો આત્મા જાણવો. ૬ મેરૂપર્વત વાયરેથી જો પડી જાય તો.

તવ તે મનસ્યું રૂઠી સુરી, જયાનંદને વેદન કરી;
[1]મારૂત અગનિ તણો પરસંગ, સમકિતથી નવિ ટાળ્યો રંગ. ૭૫
અનેક ઉપદ્રવ બીજા કરી, ઉપાય કરી તે થાકી સુરી;
મેરૂતણી પરે અચળજ ધીર, [2]નવપદ મંત્ર જપે તે વીર. ૭૬
દેવી કહે તું સુણ મહારાજ, સાહસેં સીઝે સઘળાં કાજ;
હું તુજ તૂઠી લોચન દીધ, મન ચિંતવ્યા મનોરથ સિદ્ધ. ૭૭
દેવી તે ધર્મજ બૂઝવી, પરમ રાગિણી દેવી હવી;
ભવ પાછલો તે દેખે તામ, શ્રાવિકા હુંતી નાહને ગામ. ૭૮
પુત્ર એકને દુખ તવ થાય, શૌચ ધર્મ કાપડી કહી જાય;
શૌચ ધર્મની સંગત લહી, સમકિત [3]વમીને અળગી રહી. ૭૯
ગિરિમાલણી દેવી થઇ મરી, તે જાણે સાધારણ સુરી;
ધર્માચારજ તું મુજ સહી, તુજ [4]ઉસીકળ થાઉં નહીં. ૮૦
અનેક પરે આપ્યાં [5]આભર્ણ, વિદ્યા દીધી [6]વિષ અપહરણ;
દૃષ્ટિ દીઠે પરભંજની, ત્રીજી આપે જનરંજની. ૮૧
અનેક સ્વાગત કીધી બહુ, [7]રસનાયેં હું કેતું કહું;
સ્વામી વાત સુણો અભિરામ, કાંઇ કહો મુજ સરખું કામ. ૮૨
દેવી ભણે જાશો કુણ ઠામ, કુમર ભણે હેમાપુરી ઠામ;
ક્ષણ એકમાંહ તે સુરી, લાવી મૂક્યો હેમજપુરી. ૮૩
હેમરથ રાજા રાજ કરંત, અરિદળગંજન સજ્જન સંત;
નગર મધ્ય તે કરે પ્રવેશ, શકુન ઘણા તવ હોય અશેષ. ૮૪
ગઢ મઠ મંદિર પોળ [8]પ્રકાર, વાડી વાવ સરોવર સાર;
જિનમંદિર [9]હરિમંદિર બહુ, નિજ નિજ ધર્મે વર્તે સહુ. ૮૫
ચોરાશી ચઉટાં અભિરામ, રાજા હેમરથ જાણે રામ;

---

૧ પવન. ૨ અરીહંત-સિદ્ધ-આચાર્ય-ઉપાધ્યાય-સાધુ-જ્ઞાન-દર્શન-ચરિત્ર-તપ. ૩ ભ્રષ્ટ થઇને. ૪ દેવાદાર-ગુણચોર. ૫ ઘરેણાં. ૬ ઝેરને નાશ કરવાની. ૭ જીભથી. ૮ કોટ. ૯ વિષ્ણુ મંદિર.

પ્રજાતણાં તે સંકટ હરે, કારજ ધર્મતણાં વળી કરે. ૮૬
[1]ત્રિક ચાચર ચઉટે સંચરે, લોકો સર્વ વિમાસણ કરે;
કે [2]મકરધ્વજ નાગકુમાર, કે એ ઇંદ્રતણો અવતાર! ૮૭
ચાલ્યો ચાલ્યો તિહાં પહુત્ત, જુઠાણે જિહાં ઝાઝા [3]ધૂત;
તે સાથે બહુ રામત કરી, દશલક્ષ જીત્યો ચાતુરી. ૮૮
જિન ગુણ ગાય ન જાણ્યા જેહ, [4]બળવિસ્યું સવિ આપ્યા તેહ;
એહ વાત ગઈ રાજા પાસ, મંત્રી [5]પાઠવ્યા મન ઉલ્હાસ. ૮૯
આવી મંત્રી કરે પ્રણામ, વિજય કુશળ તે પૂછે તામ;
સ્વામી પૂરણ કરો પસાય, કૃપા કરો તુમ તેડે રાય. ૯૦
જયાનંદ તે વેગે તિહાં, હેમરથ રાજા બેઠો જિહાં;
સાહામો ઉઠી માનજ ઘણાં, સોવનમય માંડયાં બેસણાં. ૯૧
સભા સહુકો વિસ્મે થઇ, બ્રહ્મા ઇંદ્ર એ આવ્યો ભઈ;
[6]ગોઠિ કરંતાં વેળા થઈ, ભોજન કરવા ઉઠયા લઈ. ૯૨
તે બેહુ અંતઃપુરમાંહિં, જમવા ચાલ્યા મન ઉછાહિં;
ભોજન કરી બેઠા એકંત, હવે સુણો બહુ મન નિર્ભ્રાંત. ૯૩
માહરે પંચસે અંતેઉરી, સો બેટા ઊપર કુંઅરી;
રૂપેં તે અપછરને [7]દમે, [8]સુરી સવે તે આગળ રમે. ૯૪
તહારે મુજને ચિંતા થઈ, એ સરખો કુણ મળશે ભઈ;
કુળદેવી રેલણી સુરંગ, તે આરાધી મોટે જંગ. ૯૫
સુપનંતરમાંહિ પણ કહ્યું, તે મેં નિશ્ચે સવિ સહ્યું;
જુવું રમી [9]ટકા દશલાખ, બળવેં દેશે લોકજ સાખ. ૯૬

---

૧. ત્રણ રસ્તા, ચાચરચાર રસ્તા, બજાર. ૨ કામદેવ. ૩ જુગારી. ૪ જિનગુણ ગાનારને રીઝમોજને લીધે તે દશે લાખ આપી દીધા. ૫ મોકલ્યાં. ૬ વાત. ૭ અપ્સરાઓને પણ રૂપમાં હરાવી દે તેવી. ૮ દેવીઓ પણ રૂપ ઉપર ફિદા થઇ તેણી આગળ નાચ્યા કરે છે. ૯ પૈસા–રૂપિયા.

તે તુજ પુત્રીનો વર સહી, એહ વાણી મેં તુજને કહી;
ત્રિખંડભોગતા થાશે તેહ, તુજ પુત્રીને વરશે જેહ. ૯૭
તે સવિ વચન ચવ્યું પરમાણુ, પરણો કન્યા સહી કરો વાણુ;
જયા કહે સાંભળ રાજન, જાતી કુળ નવિ માને મન્ન. ૯૮
નૃપતિ કહે વાણી દેવથી, જાતી કુળ કાંઈ જોવું નથી;
હેમરથ ભૂપે ઉચ્છવ કરી, જયા પરણાવ્યો મન હિત ધરી. ૯૯
ગજ રથ ઘોડા આપ્યા દેશ, મંદિર મોટે વસ્યા નરેશ;
સુખ ભોગવતો તિહાંકણુ રહે, દેવ દોગંદુકની પરિ લહે. ૧૦૦
[શ્રી] વિજયાનંદ ગુરૂ વાણી જાણ, મીઠી જેહવી અમૃતખાણુ;
તેહ સુણીને હુઓ આણુંદ, જેમ ચકોરને દીઠે ચંદ. ૧
કવિ વાનો કહે શિર નામેણુ, પંડિત જનના પગની રેણુ;
ઉલ્લાસ એક એ પૂરો સહી, કથા જયાનંદની કહી. ૨

ઇતિશ્રી વાના કવિ વિરચિત શ્રી જયાનંદ રાજર્ષિ રાસપ્રબંધ વિષે પૂર્વના ત્રણ ભવચરિત્ર વર્ણન, ધર્મપ્રાપ્તિ, સોમ ભીમ કથા, વિદેશગમન, હંસકાગનિદર્શન, વિશાળપુરી કળાગ્રહણ, કન્યાપાણીગ્રહણ, મહાસેન ચંડસેન પલ્લીપતિ સાથ સંઘસારનાં જયાનંદે કરેલાં બંધનમુક્ત, સંઘરાજ્યસ્થાપના, નેત્ર કહાડી લેવા ગિરિમાલિની દેવીનું આરાધન, નેત્ર કહાડવાં, દુઃખ પ્રસંગે કર્મવિપાકની સ્મૃતિ લાવવી, દેવીઉપદ્રવ, દેવી પ્રતિબોધન, નેત્રપ્રાપ્તિ, હેમપુરગમન, જુગારમાં જયપ્રાપ્તિ, રાજકન્યા પાણિગ્રહણ આદિ કથાનક સહિત પહેલો ઉલ્લાસ સંપૂર્ણ.

# ઉલ્લાસ બીજો.

(વસ્તુ છંદ.)

નમિય જિનવર નમિય જિનવર ધરી ઉલ્લાસ,
શ્રી શ્રુતદેવી વીનવું કરી પસાય મુજ આપ વાણીઅ,
શ્રી વિજયાનંદગુરૂ નમી કરૂં ચરિત્ર અતિ ભાવ આણીઅ;
પ્રથમ ઉલ્લાસ પૂરો થયો તે સવિ તુજ સુપસાય,
ઉલ્લાસ વળી બીજો કરૂં વાણી દેજો માય. ૧

(દુહા.)

એક દિન રાજા વીનવે, સાંભળ કુંઅર સુજાણ;
અમ કુળદેવી રેલણી, તેહનો બોહળો પ્રાણ. ૧
અમ કુળ જે પુત્રીય વર, એહનો એ [1]આચાર;
જીવ એકની [2]બલિ દિયે, તેહનો નિત જયકાર. ૨
કુમર કહે એ મુજથકી, નિશ્ચે ન હોય [3]કર્મ;
દેવી મુજને શ્યું કરે, નિશ્ચળ રાખું ધર્મ. ૩
દેવી પ્રતિ રાજા ભણે, જે તેં દીધો મુજજ;
મુજ પુત્રીવર તે સહી, તે નવિ માને તુજજ. ૪
તવ દેવી ક્રોધેં ભરી, કીધાં નેત્ર [4]રગત્ત;
આજ [5]નિશાયેં પરભવું, નિશ્ચેં આવી તત્ત. ૫
જયાનંદ તે સાંભળી, શ્રી જિનવરનું યંત્ર;
આગળ ધરી કાઉસગ રહી, સમર્યો નવપદ મંત્ર. ૬
મધ્ય રાતે આવી સુરી, કીધા ઉપદ્રવ કોડિ;
ધીર થયો ચૂકો નહીં, તવ તે રહી કર જોડિ. ૭

---

૧ એવી રીતનું કરવેહું–પડેલી પરંપરાની ચાલ. ૨ એક જીવનું બલિદાન દેવી આગળ અપાય. ૩ કામ. ૪ લાલચોળ. ૫ રાત્રે ઉપદ્રવ કરૂં.

સુપ્રસન્ન દેવી થઈ, સાંભળ સાહસ ધીર;
તુજ સાહસેં તૂઠી સહી, માગ માગ વર વીર. ૮
કાઉસગ પારી બૂઝવી, થઇ તે સમકિત ધાર;
શ્રી જિનની સુપ્રભાવિકા, ધર્મતણી તે સાર. ૯
[૧]રૂપપરાવર્ત ઔષધી, દીધી એક સુચંગ;
નરપતિને કહેતી ગઈ, એ નર ધર્મે રંગ. ૧૦
દેવી હિંસાથી ટળી, જપતે શ્રી જિનનામ;
ઇણે સમે જે નીપનું, તે સુણજો સહુ તામ. ૧૧
સભા સહુકો સામટી, બેઠી ઇંદ્રસમાન;
તવ વનપાળક વીનવે, ગુરૂ આવ્યા [૨]ચિહું જ્ઞાન. ૧૨
ગુરૂવંદન સહુ ચાલીઆ, સેના સઘળી સાથ;
[૩]પંચ અભિગમન સાચવી, બેઠા જોડી હાથ. ૧૩
ગુરૂયે ધર્મદેશન કહી, સુણી તે ભવિજનવૃંદ;
રાજા સમકિત ઊચરે, પાપતિમિર થયાં મંદ. ૧૪
પુર આવ્યા ઉલ્લાસસ્યું, અંગે ઉલ્લટ-પૂર;
અન્ય પુરૂષ આવી કહે, સાંભળ રાજા શૂર. ૧૫
[૪]કોલક એક વન આવીઓ, તે અતિ પ્રૌઢ અપાર;
વાડી સર્વે નિરદળી, ખળ નવિ લાભે પાર. ૧૬
તેહ સુણીને સજ થઈ, રાજા ચાલે જામ;
તવ સુત આવી વીનવે, એ છે અમારૂં કામ. ૧૭
જયાનંદ સાથે અછે, બીજા સુભટની કોડ;
વાડીમાંહિ પરવર્યા, બંધવ કેરી જોડ. ૧૮

---

૧ રૂપ ફેરવી નાખવાની જડીબૂટી. ૨ મતિ શ્રુત અવધિ અને મનપર્યવ જ્ઞાન. ૩ જોડાં છત્રી શસ્ત્ર અસ્ત્ર તંબોળ આદિનો ત્યાગ કરી ઉત્તરાસંગ યુક્ત વંદન કરવું. ૪ સૂઅર.

[1]વરાહ સાહમો આવીઓ, કરેજ યુદ્ધ અપાર;
તે સાહમું કો નવિ રહે, સહુ ભાગું તેણીવાર. ૧૯
જયાનંદ તવ ઊતરી, હાકયો સૂઅર જામ;
તે આગળ તે નવિ રહે, નિશ્ચે ભાગો તામ. ૨૦
આગળ વરાહ પૂંઠે જયા, પેઠા [2]કાનનમાંહિં;
[3]ચઉદંતો દંતી થઈ, આગળ આવ્યો ત્યાંહિં. ૨૧
તેહસ્યું યુદ્ધ ઘણું કરી, ઊપર ચઢિયો જામ;
નગર ભણી ચાલે નહીં, [4]વ્યોમે ચાલે તામ. ૨૨
મર્મસ્થાને ગજ મારિયો, નાખ્યો સરોવરમાંહિં;
જલતરીને પાળે ગયો, દીઠો વડ એક ત્યાંહિં. ૨૩
દિશ સઘળી નિરધારવા, ઊપર ચઢિયો તામ;
વ્યોમગતિ તે ચાલિયો, મૂકયો તાપસ ઠામ. ૨૪
તાપસ સાહમા આવિયા, પ્રેમેં પ્રણમે પાય;
કૌતિક એક દેખી કરી, ચિંતે જયાનંદરાય. ૨૫
ઢોલ તળાઈ પાથરી, ઊપર બેઠો વાઘ;
બહુ તાપસ સેવા કરે, એક તે ચંપે [5]પાગ. ૨૬
તે દેખીને પૂછિયું, કોણ એ શ્યો વરતાંત;
તાપસ કહે ભોજન કરો; પછે સુણજો સંત. ૨૭
ભોજન ભગતિ ભલી કરી, સહુ બેઠા એક ઠાણ;
તાપસ એકજ અતિ ભલો, જેહની મધુરી વાણ. ૨૮
તાપસ જયા પ્રતિ કહે, સાંભળ સાહસ ધીર;
એ વરતાંત અછે ઘણો, નિશ્ચે જાણે વીર. ૨૯
સૂરીપુર નામે નગર, ઓપે જિમ સુરલોક;
નરવીર નામે રાજિયો, વરતે પુણ્યશલોક. ૩૦

---

૧ સૂઅર. ૨ વન. ૩ ચાર દાંતનો હાથી થઇને. ૪ આકાશે. ૫ પગ.

તસ ઘર સેનાની ભલો, હરિવીર તેહનું નામ;
  ન્યાય નીતિ નિપુણ સબલ, જાણે સારૂં ગામ. ૩૧
તે પાસે છે ઢૂકડું, નગર ભોજપુર ચંગ;
  તસ નૃપતિ ભોજજ સહી, ધર્મે જેહવો ગંગ. ૩૨
નરવીરનો તે [1]માઉલો, પ્રેમ ઘણો અનપાર;
  ભાણેજ ઊપર હેત બહુ, તેહનો નાવે પાર. ૩૩
તેહને વેરી છે વડો, સૂર નામે વળી જેહ;
  [2]કટક લેઇને આવિયો, નબળો જાણી એહ. ૩૪
તેહ પણ સાહમો નીસર્યો, સબળી સેના લેય;
  ઝુઝે તે ચાલ્યું નહીં, ગઢમાં પેઠો તેય. ૩૫
ગઢગ્રહણ જાણી કરી, દૂત મોકલ્યો એક;
  ભાણેજને જાણજ કર્યું, વહેલા આવો છેક. ૩૬
નરવીર રાજા સજ થયો, કહે સેનાની [3]વત્ત;
  [4]દેંડક ઉપર ગરૂડ શું ? મૃગ ઉપર સિંહ [5]લત્ત. ૩૭
પંચ લક્ષ [6]વાજી ભલા, તેતા ગજ રથ જાણ;
  પંચ કોડિ પાળા ભલા, આવ્યો છડે પ્રયાણ. ૩૮
તવ સેનાની સંચર્યો, મારગ આવ્યો જામ;
  ભોજને જાણજ થયું, હવે રહસે સહી [7]મામ. ૩૯
ભોજે જાણ્યો આવતો, કીધો મહા સંગ્રામ;
  પણ તે અતિ બળ પૂરીઓ, નિશ્ચે ભાગો તામ. ૪૦
હરિવીરે આવી કરી, કીધું સબળું ઝૂઝ;
  ભાગી સૂર નાશી ગયો, તે તવ સહી અબૂઝ. ૪૧
જય જયરવ તિહાંકણ થયો, આવ્યા નગરીમાંહિં;
  લોક બહુ ઉચ્છવ કરે, સુખ વિલસે તે ત્યાંહિં. ૪૨

૧ મામો. ૨ લશ્કર. ૩ વાત. ૪ દેડકા ઉપર. ૫ લાત. ૬ ઘોડા. ૭ મર્યાદા—લાજ.

ભોજ પાસે મંત્રી ભલો, સૂરદત્ત તેનું નામ;
તસ પુત્રી પરણાવીઓ, ઘણી વધારી મામ. ૪૩
દિન કેતા તિહાંકણુ રહી, ચાલણુ લાગો જામ;
સ્ત્રીએં ચરિત્રજ માંડિયું, તે સુણજો સહુ તામ. ૪૪
પેટપીડ આવે ઘણી, કીધા કોડ ઉપાય;
ત્રિયાચરિત્ર મૂકે નહી, તવ બોલે માય [1]તાય. ૪૫
હવડાં મૂકી સાંચરો, કહાવીશ વળી નેટ;
વહેલા વળી પધારજો, કરશું સબળી ભેટ. ૪૬
સેનાની તવ ચાલીઓ, મંદિર પુહતો જામ;
દિન કેતે વળી આવીઓ, સાસરે તેડું તામ. ૪૭
છઠે પ્રયાણે તે ગયો, ભોજભૂપને રાજ;
સ્ત્રીએં તેમજ માંડિયું, કાંઇ ન સીધું કાજ. ૪૮
[2]પુનરપિ તવ નારી હિતેં, ત્રીજી વારેં તેહ;
સસરામંદિર આવીઓ, હરિવીર હું તો જેહ. ૪૯
સ્ત્રીએં રાગ દેખાડિયો, સજ્જ થઈ તે પૂર;
મધુકંઠ ગાયક અછે, તેહસ્યું રાગી [3]ભૂર. ૫૦
સેનાની પ્રતિ સ્ત્રી ભણે, સાંભળ નાથ સુજાણ;
આ ગાયકને માગજો, કંઠે રંજે ભાણ. ૫૧
રાજવર્ગ સવિ પરવર્યો, સુંદર માગે સીખ;
તવ મધુકંઠ માગી લિયો, તવ તસ પડશે ભીખ. ૫૨
પરિકર સવિ પાસે અછે, ગાયક બોલે વાણ;
આ મારગ છે ઢૂકડો, જાતાં મકરો [4]કાણ. ૫૩
મારગ જાતાં વન બહુ, નદી તે આવી એક;
કટક સવિ તિહાં ઊતર્યું, ભોજન કરે વિવેક. ૫૪

---

૧ માતા પિતા. ૨ ફરીને. ૩ ઘણીજ મોહ પામી. ૪ રોકાણ.

પિઉસ્યું જલક્રીડા કરી, વનક્રીડાને ઠામ;
રથ બેસીને સંચરી, [1]ગાયક તેડયો કામ. ૫૫
રક્ષક પુરૂષ હતા વળી, તે સવિ કીધા દૂર;
તે ત્રણ્યે રમવા ગયા, ખોટે પ્રેમજ પૂર. ૫૬
વન ગહ્વર આવ્યું સહી, કેલિપત્ર તિણ ઠાય;
તે ત્રણ્યે ક્રીડા કરે, સુંદર કોમળ કાય. ૫૭
સેનાનીના કંઠમાંહિં, લોહવલય તવ દીધ;
રથ બેસી બેહુ સંચર્યા, નર તે વાનર કીધ. ૫૮

( ઢાળ ૨ જી–રાગ મલાર. )

જો જો કરમ અઘોર કે, કપિ મનસ્યું રડેરે;
ધિગધિગ મયણવિકાર કે, સુર નરને નડેરે;
ત્રિયા એહ સભાવ કે, કોઇની નહીરે,
આ સંસાર અસાર કે, ધર્મ કરો સહીરે. જો. ૧
પરિકર શોધે ત્યાંહિં કે, સ્વામી દીઠો નહીંરે,
લીધું ખડગ [2]અહિનાણ કે, ગામે ગયા વહીરે. જો. ૨
નાણો સ્ત્રીવિશ્વાસ કે, નર વર પંડિતારે;
એછે નરકનો પાસ કે, મમ થાઓ રતારે. જો. ૩
ગૌતમ અહલ્યાનારી કે, ઇંદ્રજ ભોગવ્યોરે;
ચુલણીપુત્ર સંથાર કે, સુરનૃપ જોગવ્યોરે. જો. ૪
સુરીકંતા નારી કે, પરદેશી હણ્યોરે;
અભયારાણી જાણી કે, રખિ કંઠે ગ્રહ્યોરે. જો. ૫
નયણાવળીયેં જાણિ કે, કુકર્મ શું કર્યુંરે ?
યશોધર વિષાપહાર કે, અંગ કંઠે ધર્યુંરે. જો. ૬
એહવો જગ–સંસાર કે, ચતુરજ ચેતશેરે;
તે લહેશે ભવપાર કે, આતમ તારશેરે. જો. ૭

---

૧ ગવૈયાને. ૨ નિસાની.

આવ્યા નિજપુરમાંહિં કે, સ્વામીને સવિ કહ્યું રે;
રાજા થયો હેરાન કે, એ કર્મ શું થયું રે. જો. ૮
જોયા દેશ વિદેશ કે, નૃપ આશા ટળી રે;
આણ્યો મન વૈરાગ કે, અતિ ઘણું ટળવળી રે. જો. ૯
એક દિન નરવીરરાય કે, [1]દંતીગ્રહણ ગયો રે;
ગ્રહ્યા હસ્તિના [2]થોક કે, ઉચ્છવ બહુ થયો રે. જો. ૧૦
ભીલ એક આવ્યો ત્યાંહ કે, [3]કપિટોળું ગ્રહી રે;
નાટક માંડ્યું રંગ કે, નૃપ રંજ્યો સહી રે. જો. ૧૧
વાનર નિરખે રાય કે, આનંદ ઊપજે રે;
વાચા નવિ બોલાય કે, કિંપિન નીપજે રે. જો. ૧૨
એ સહી માહરો રાય કે, હવે હું શું કરૂં રે;
આગળ પાછળ થાય કે, સહી પાછો ફરૂં રે. જો. ૧૩
રાજા ચિંતે ત્યાંહિં કે, એ કપિ શું કરે રે;
આણે અતિ બહુ નેહ કે, નયણાં જળ ભરે રે. જો. ૧૪
રાજા સ્નેહ ધરેય કે, લીધો મૂલમાં રે;
વંધ્યાચળથી રાય કે, આવ્યો નગરમાં રે. જો. ૧૫
તવ વડ કપિશું ભાવ કે, નૃપ ભૂષણ કળે રે;
પહેરાવે નિજ હાથ કે, કંઠે દીઠું [4]વળે રે. જો. ૧૬
ભાગી નાખ્યું ત્યાંહ કે, સેનાની થયો રે;
અચરજ દેખી રાય કે, મન વિસ્મય ભયો રે. જો. ૧૭
પૂછે સવિ વરતાંત કે, તુજ એ શું થયું રે;
આવ્યાં કર્મ કઠોર કે, સેનાની કહ્યું રે. જો. ૧૮

(ઢાલ ૩ જી દેશી. ચોપાઇની.)

નદીતટે અમે જમવા કાજ, ઉતરિયા તું સુણ મહારાજ;
સ્ત્રીએ ચરિત તે દાખ્યું ઘણું, માણસ દૂર કર્યું અસતાણું. ૧

---

૧ હાથી પકડવા. ૨ પુષ્કળ. ૩ વાનરાઓનું ટોળું. ૪ કંકણ-કડું.

નદી સનાન કરી વન ગયાં, માણુસ હતાં તે દૂરે થયાં;
મધુકંઠશું વળી ત્રણ જણા, રંગ વિનોદ તે જોતાં ઘણા. ૨
તિણ સમે મેં નિદ્રા લહી, કંકણ કોટે ઘાલ્યું સહી;
નર ફીટી હું વાનર થયો, સ્રીને ગાયક લેઇ (ને) ગયો. ૩
હું પણ કેડે ધાયો સહી, તવ સ્રીએં મુજ વાણી કહી;
જારે જા તું મૂઢ અજાણ, નથી પ્રીછતો છાંડસિ પ્રાણ. ૪
તવ હું તેહની ધાયો પૂંઠ, મધુકંઠે શિરમારી મુંઠ;
[1]શાખાપાતતણી પરેં પડયો, તવ એ ભીલે આવી ગ્રહ્યો. ૫
બહુ [2]દુરેંક શીખવીઓ નાચ, જાણું સર્વ પણ નાવે વાચ;
દિન કેતે સહી તું મુજ મળ્યો, કહું ભાગતાં વાંછિત ફળ્યો. ૬
તવ નૃપ કહે પરણાવું નાર, અતિ સુંદરને રાજકુંઆરિ;
[3]સેનાની તવ બોલે હસી, બીહું નાર એ સાપિણી જિસી. ૭
એટલે નર એક આવી કહે, તાપસ હેમજટ વનમાં રહે;
તે પાસે ચાલ્યું સહુ કોય, તાપસ ધર્મ કહે તે સોય. ૮
સેનાની રાણી ને રાય, દીક્ષા લેઇ સેવે પાય;
ભણ્યા ગ્રંથ શિવતણા અનેક, ગુરે નિજ પદવી દીધી છેક. ૯
ગૂઢ ગર્ભારાણી તે હતી, પણ તે નવિ જાણે વળી યતી;
પૂરા માસ થયા તે જિસેં, પુત્રી જનમ હુઆ તે તિસેં. ૧૦
તાપસસુંદરી દીધું નામ, રૂપે વાંછા કરે[4] સુત્રામ;
યૌવનવંતી કુંવરી થઇ, યતીતણે મન ચિંતા ભઇ. ૧૧
હેમજટેં તવ કાળજ કર્યો, સોવનજટ તે પાટેં ધર્યો.
[5]પલ્યંગ એક છે વિદ્યાવંત, તે ગુરેં દીધો જાણી સંત. ૧૨
પલ્યંગ બેસી ગુરૂ યાત્રા ગયા, પાછા આવ્યા વાઘજ થયા.
તે દેખી અમો નાઠા જાસ, સાન કરી ગુરૂ તેડયા તાસ. ૧૩

---

૧ શાખાથી તૂટી પડેલી પાંદડાની પેઠે. ૨ કષ્ટથી. ૩ સેનાપતિ.
૪ દેવો. ૫ પલંગ.

શરાપ છે મુજ જાણો સહી, સાનથકી ગુરૂ વાણી કહી;
અનેક ઉપાય કરીને રહ્યા, તોહે ગુરૂ નવિ સાજા થયા. ૧૪
સોવનજટ તે નરવીર જાણ, હરિવીર તે હું હઇડે આણ;
એ દુઃખ અમને લાગું બહુ, તવ તાપસ તે મેળ્યા સહુ. ૧૫
ત્રિશૂળ યક્ષની પાસે ગયા, પંચસયાં તિહાં ધ્યાને રહ્યા;
યક્ષ કહે મેં ચાલે નહી, તું સમર્યો તે કારણ કહી. ૧૬
તવ યક્ષ બોલે હું આણેશ, દિન ચઉથે નર એક વિશેષ;
કેવળજ્ઞાની પાસે ગયો, ગુરૂ થવાનો [1]આમ્ના કહ્યો. ૧૭
કરી ઉપાય ને લાવું જેહ, ખરો ધર્મ તુમ કહેશે તેહ;
તેહ યક્ષ તુજ લાવ્યો સાર, ગુરૂદુઃખનો તું ટાલણહાર. ૧૮
ત્રણ દિવસ આડંબર કરી, કુંઅર બેઠો ધ્યાનજ ધરી;
રેલણિયે આપી છે જેહ, ઓષધી મસ્તકે મૂકી તેહ. ૧૯
વાઘ ટળી તે તાપસ થયો, જતીતણે મન વિસ્મય થયો.
બહુ પ્રશંસા કીધી ઘણી, મોટા ભાગ્યતણો એ ધણી. ૨૦
ગુરૂને તાપસ પૂછે વાત, વાઘતણું કારણ કહો તાત;
પલ્યંગ બેસીને ગતિ વ્યોમ, વચે પરવત આવ્યો એક પોમ. ૨૧
વાઘ થયો ને ભાગ્યો મંચ, પડયો ભોંય હું એહવે સંચ;
યતિ એક મેં દીઠો તિસે, તિહાં સુરનાટક માંડે રસે. ૨૨
દેવી ચ્યારે નાચે રંગ, સુર વળી વીણા વાએ ચંગ;
વાઘ થઇ હું પાસે રહ્યો, યતિ પ્રતેં અપરાધજ કહ્યો. ૨૩
સાધુ ભણે માહરૂં નહીં કામ, એ સુરને જઇ કરો પ્રણામ;
[2]અમર તણે હું લાગો પાય, શું અપરાધ કર્યો મહારાય ? ૨૪
મહા ઋષિની [3]અવજ્ઞા કરી, માંચે બેઠો પાગજ ધરી;
તિણ કારણ મેં દીધો શાપ, એ સહી તુજને લાગું પાપ. ૨૫

૧ સિદ્ધિ પ્રાપ્ત થવાની સાચી કુંચી. ૨ દેવને. ૩ અમર્યાદા—એઅદબી.

ફરિ સુર બોલ્યો મધુરી વાણ, તત્ત્વજ્ઞાન હૃદયમાં આણ;
માસ એક પછી નર એક, ખરો ધર્મ તુજ કહેશે છેક. ૨૬
તે તુજ દુઃખનો ટાળણહાર, કહેશે ધર્મ દયાનો સાર;
વાત કહું તે સાંભળ મુદા, તસ કન્યા પરણાવે તદા. ૨૭
તવ ગુરૂ પૂછે એ કુણ દેવ, શે કારણ એ સારે સેવ;
તવ યતિ બોલ્યો મધુરી વાણ, નગ વૈતાઢયે હું નૃપ જાણ. ૨૮
વૈરાગેં ગ્રહી સંયમભાર, વ્યોમગતિ ચાલ્યો નિરધાર;
આણે પર્વત આવ્યો જામ, મૃગપતી દંતી માર્યો તામ. ૨૯
તે દેખી મુજ દયા ઊપની, શ્રી જિનશાસનથી સંપની;
[1]વ્યોમથકી હું [2]ક્ષિતિતળ થયો, સિંહ ગયો ને [3]દંતી રહ્યો. ૩૦
શ્રી નવકાર મંત્ર તસ દિયો, પહેલે દેવલોક [4]સુર થયો;
ભગતિ થકી ઇણે નાટક કર્યો, ભવસાયર ઇણે [5]હેલાં તર્યો. ૩૧
આજ અમારી આશા ફળી, એહ વાત પાળેવી ખરી;
એહ અમારી પાળો વાચ, પરણો કન્યા બોલું સાચ. ૩૨
તાપસસુંદરી કન્યા જેહ, બહુ ઉચ્છવ પરણાવું તેહ;
સામગ્રી સવિ લાવે યક્ષ, દિયે કરે તે સહી પરતક્ષ. ૩૩
તાપસસુંદરી ત્રીજી વરી, અતિ સુંદર ને બહુ ગુણભરી;
સપ્ત ભૌમિ કીધો આવાસ, ધન ધાન્ય સુર આપે તાસ. ૩૪
દેવ દોગંદુક પરિ સુખભોગ, વૈર વિવાદ કદા નહિ સોગ;
તાપસ પંચસયાં લહી ધર્મ, શ્રાવક–વિરતિ પાળે મર્મ. ૩૫
એકદા તાપસ આવ્યો એક, વ્યોમગતિ તે ચાલે છેક.
આગળ આવીને કહે વાણ, સુણ સુંદર તું ગુણની ખાણ. ૩૬
મલયાચળ ગિરિ જાણો જેહ, મુજ રહેવાનું ઠામજ તેહ;
મારે ગુરૂ હતા વળી સહી, ઔષધિકલ્પની વિદ્યા કહી. ૩૭

---

૧ આકાશથી. ૨ ભૂમી. ૩ હાથી. ૪ દેવ. ૫ સ્હેજમાં.

તે પોથી છે માહારી પાસ, ઉત્તરસાધક જોઇયે તાસ;
જો પ્રભુ આવો કરી પસાય, કારજ સીઝે માહારૂં રાય. ૩૮
સો જોયણ તે દૂરે અછે, આવો તો સહી [1]પડખું પછે;
એક જોયણની છે મુજ ગતી, લેપ પ્રભાવે જાણું સતી. ૩૯
પુનરપિ લેપ કરૂં વળી તિહાં, એક જોયણ વળી ચાલું જિહાં;
એમ કરતો હું ઇહાં આવીઓ, તુમ દરસણ દેખી ફાવીઓ. ૪૦
મુજને જ્ઞાની મળિયો એક, તેહને મેં સવિ કહ્યો સંકેત;
તે તવ બોલે મધુરી વાણિ, જયાનંદ દુખ કરશે હાણિ. ૪૧
બોલ દેઇ તાપસ વાળિયો, તવ સસરે સંચક આલિયો;
કાળી ચઉદશનો દિન જામ, ખડગ મંચસ્યું પુહતો તામ. ૪૨
તાપસ પ્રતિ કહે મહાભાગ, વિદ્યાસાધન કરવા લાગ;
પર્વત [2]શૃંગ વળી તાપસ ગયો, ઉત્તરસાધક કુમરજ થયો. ૪૩
ખડગ ઉઘાડું થઈ સાવધાન, નવપદ મંત્ર જપે મન ધ્યાન;
[3]જામ એક રજની જવ ગઇ, તવ ગિરિથી ધુમ પ્રકટયો સહી. ૪૪
અગ્નિતણા દીઠા કલ્લોલ, શબ્દ ભયંકર સળળા બોલ;
જયાનંદ તવ બીહીનો નહી, ખેત્રપાલ તવ વાણી કહી. ૪૫
જારેજા તુજ ઘર કો નથી, ખેતલ અતે નહી ચાલે મથી;
ખેતલ વીર હું કોપ્યો સહી, જયાનંદ પ્રતિ વાણી કહી. ૪૬
ઇસ્યું કહીને થયો [4]વરાહ, ભુંડી કાયા મોટા પાય;
જયાનંદે પણ તે પરિ કરી, હાથી થઇને આવ્યો ફરી. ૪૭
કુંઅર કરે [5]દંતીનું રૂપ, [6]મૃગપતિ મૃગપતિ દીસે ભૂપ;
અનેક રૂપ કરી યુદ્ધજ કર્યું, તે સર્વે જયાનંદે ભર્યું. ૪૮
ક્ષેત્રપાલ વળી આવ્યો સહી, પગે સાહીને નાખ્યો સહી;
બોલે [7]છેતલ મધુરી વાણ, એ સહી પુણ્યતણું પરમાણ. ૪૯

---

૧ ધીરપ ખમું. ૨ શિખર. ૩ એક પહોર રાત્રી. ૪ સૂઅર. ૫ હાથી. ૬ સિંહ. ૭ ખેતલો-ક્ષેત્રપાલ.

મહાપુરૂષમાંહિ તું વીર, સબળ પુરૂષ ને સાહસ ધીર;
હું ભાગો તું સબળો હોય, તાહારે સ્વામી છે કહે કોય. ૫૦
જયા કહે શ્રી જિનવર ધર્મ, એ સહી માહારે મોટો મર્મ;
ક્ષેત્રપાલ તવ બોલે હસી, દયા સહી માહારે મન વસી. ૫૧
હું પણ શ્રાવક પૂંઠે હતો, તાપસ તપ કરતો બહુ છતો;
તે દેખી વળિ [1]નિઆણો કર્યો, મરી કરી છેતલ અવતર્યો. ૫૨
સમકિતધારી હું પણ થયો, જનમ સહી મુજ [2]આળેં ગયો;
આપું તુજને ઔષધી પંચ, તેહનું બોલું સાંભળ સંચ. ૫૩
એક રત્નસેં પંચજ રોક, આણી આપે દિનના થોક;
બોલણી બીજી આપું સહી, એક કૉડી તે આપે નહીં. ૫૪
ત્રીજી શિર જેહને મૂકિયે, [3]નિમિત ભાખે નવિ ચૂકિયે;
ચોથી રોગ શમાવે સહી, [4]ઘાવમેલણી પંચમી લહી. ૫૫
ખેતલ વર દેઇને ગયો, જયાનંદ ક્ષણ તિહાંકણ રહ્યો;
તે તાપસ તવ બોલે સહી, વિદ્યા પૂર્ણ થઈ મુજ સહી. ૫૬
બહુએ ભગતિ કરી તે રહ્યા, ગ્રહી પલ્યંગ જયાનંદ ગયો;
[5]આદિભવન એક દીઠું સહી, પ્રણામ કરી બહુ ગુણસ્તુતિ કરી [કહી.]
મંત્રસાધના સૂધી કરી, તુષ્ટમાન થઈ તવ સુરી;
માગ માગ વર માગને વીર, જે જોઇયે તે સાહસ ધીર. ૫૮
જયા કહે માહરે છે સર્વ, તુજ દરસણ મુજ વાધી ગર્વ;
સ્તુત્ય કરી દેવી સંતુષ્ટ, જયા ભણે સહુ હરજો કષ્ટ. ૫૯
તિહાંથી રત્નપુરી તે ગયો, જિનપ્રણમીને ઊભો થયો;
રત્નશિખર તિહાં મોટો રાય, સીમાડા સવિ સેવે પાય. ૬૦
રત્નમાળાસ્યું વિલસે ભૂપ, પણ તે જાણે વેશ્યારૂપ;
તેહની કૂખેં લખમી જિસિ, દેવલોકથી આવી વસી. ૬૧

---

૧ કરાર–નિયમનો આંકો. ૨ નકામો. ફોકટ. ૩ ભવિષ્ય ભાખનાર. ૪ જખમ રૂઝાવાની. ૫ આદિનાથજીનું દેહરાસર.

પ્રીતિસુંદરીતણો જીવ જાણ, વાણી બોલે અમૃતખાણ;
ભવ તે ચ્યારતણો છે મોહ, કુમરતણે મન અતિઘણુ [1]લોહ. ૬૨
રાજાને ગોત્રજ છે દેવી, તેહની રાજા સારે સેવ;
વર માગે તે પુત્રી યોગ્ય, તેહને રાજા આપે ભોગ. ૬૩
તેહને મંદિર સાધજ એક, ચ્યાર માસ [2]પચખી રહ્યા છેક;
તેહની વાણી દેવજ સુણે, ભવ પાછલો મેં દીઠો ભણે. ૬૪
પૂરવ ભવે હતી બ્રાહ્મણી, શીળે ચૂકી રૂડું ગણી;
તેણે પાપે થઈ વ્યંતરી, તુમ દરસણ ભવસાયર તરી. ૬૫
તવ તે કન્યા બહુ ગુણ ભરી, ભગતિ કરે દેવીની ખરી;
વર માગે બેહુ કર જોડી, સરખા સરખી દેજો જોડી. ૬૬
દેવી કહે સાંભળ તું સહી, તુજ વર હવડાં આવે નહીં;
તું જવ માંડિશ નાટારંભ, વીણા વાસે [3]પડખી થંભ. ૬૭
તે થંભથી પુતળી સુરંગ, વીણા વાસે તેહને સંગ;
પાસે આવી ઊભી ધરે, બહુ આદરસ્યું ચામર કરે. ૬૮
તેહ તુજકંત છે પૂરવતણો, તુજને સ્નેહ ઊપજે ઘણો;
ચ્યારે ભવનો તુજસ્યું સ્નેહ, ત્રિખંડપતિ તે જાણે એહ. ૬૯
દેવીએં એ વાણી કહી, કન્યા મૌન કરીને રહી;
દિવસ કેટલે આવી નારી, નાટકિણી એક રાજકુંઆરિ. ૭૦
વાણી વયણે હસિ ઊચરે, મુજ સાથેં જે નાટક કરે;
તેહની વળી હું થાઊં દાસી, જળ પીઊં ને ખાઊં ઘાસ. ૭૧
રાજા ચિંતે કરવું કિસું, એણી રંડાયે એહવું ભસ્યું;
ભણે મંત્રી [4]વાહું ડાંગરો, જે કો આવી કારય કરો. ૭૨
એ નાટકિણિ જીપે જેહ, મુજ કન્યાને પામે તેહ;
દેશ એકનું આપું રાજ, એનું સારૂં વંછિત કાજ. ૭૩

---

૧ લોભ. ૨ ચાર મહીના લગીના ઉપવાસ કરીને. ૩ પાસેનો થાંભલો. ૪ ઢંઢેરો ફેરવું.

નગર મધ્ય કો ન [1]છબે સહી, (તવ) [2]રાજસુતાયેં વાણી કહી;
દિવસ ચ્યાર તે [3]પડખો સાર, હું જીતું એહને નિરધાર. ૭૪
ચોથે દિન નાટકનો રંગ, વીણા વાદી નહી કો સંગ;
જોઈ નર નારીની કોડ, કો નવિ જાણે તેહની જોડ. ૭૫
તવ જયા મન [4]ઊજમ થયો, કન્યા પાસેં જઇને રહ્યો;
જયાનંદ સ્ત્રી રૂપેં થઇ, વીણ વજાડે પાસેં જઇ. ૭૬
પ્રથમ નાચ નાટકિણી કરે, તવ રાજાનું ચિત સવિ હરે;
રાજા [5]રંજયો આપે દાન, કુમરીને તવ દિયે સનમાન. ૭૭
કુમરી નાટક માંડે ચંગ, રાજલોક મન અતિ ઉછરંગ;
જયાનંદ તિહાં વીણા વાય, નાચે કુમરી પરઠે પાય. ૭૮
નાટક પૂરૂં જામ્યું જામ, થંભ પૂતળી આવી તામ;
જયાનંદને ચામર કરે, રાજલોક ચિત એહવું ધરે. ૭૯
દેવીવચન તે થયું પરમાણ, એ સ્ત્રી રૂપેં દીસે ભાણ;
નારિ નારિ કિસિ પરિ થાય; હવે કરવો એ કિસો ઉપાય ! ૮૦
નાટક લોકતણું ચિત હરે, દેવતણું નાટક અણુસરે;
નાટકિણી તિહાં લાગી પાય, સબળ દાન તવ આપે રાય. ૮૧
નાટક પૂરૂં કરિ ઘર ગયા, જયાનંદ તવ માર્ગે વહ્યા;
મંદિર તેડી દીધાં માન, આપ્યાં ચઉસઠ બીડાં પાન. ૮૨
માંહો માંહે પ્રીતિજ ઘણી, તે જાણે ત્રિભુવનનો ધણી;
કુમરી બોલે સુણ તું સહી, એ વારતા દેવીએં કહી. ૮૩
નાટક કરતાં ચમર સુચંગ, કાઠપૂતળી ઢાળે સંગ;
તે તાહરો વર નિશ્ચે સહી, પરભવકંત એ વાણી કહી. ૮૪
તું તો [6]વામા દીસે ખરી, વૃથા વાણી નવિ થાયે [7]સુરી;

૧ કોઇ હાથમાં ધરે નહીં. ૨ રાજકન્યા. ૩ ધીરપ ખમો. ૪ ઉત્કટ. ૫ રીઝયો—રાજી થયો. ૬ સ્ત્રી. ૭ દેવીની વાણી નિષ્ફળ ન થાય.

તું કો નર છે સાહસ ધીર, પ્રસન્ન થઇને દાખવ [1]હીર. ૮૫
જયા રૂપ તવ પરગટ કરે, તવ સ્ત્રી કંઠે માળા ધરે;
રાજા પ્રતેં કરાવ્યું જાણ, રૂપેં જાણે દૂજો [2]ભાણ. ૮૬
બહુ આદરસ્યું વિવાહ કરી, મયણસુંદરી ચોથી વરી;
સુખેં સમાધે તિહાંકણ રહે, શ્રીજિનઆણ સદા મન વહે. ૮૭
રત્ન પાંચસેં આપે નિત્ત, [3]સાતે ખેત્રે વ્હેંચે વિત્ત;
સાસુએં તે દીઠું જિસેં, લહી કુંચી ને કાઢી તિસેં. ૮૮
જયાતણે મન આવ્યો રોસ, જાણ્યો એ સાસુનો દોષ;
દિન બીજે વળી મૂકી તેહ, [4]અલીક બોલણી ઔષધી જેહ. ૮૯
ઔષધી પ્રતે જયા તવ ભણે, રત્ન પાંચસેં દો અમતણે;
માંગ્યાથી તે બમણાં કહે, કૉડી એક ન દેવા લહે. ૯૦
ઘર માંહેનાં જે છે સાર, રત્ન અમુલિક એક હજાર;
તે દેખાડે વારોવાર, વેશ્યાને મન થયો વિચાર. ૯૧
એ મૂકીને બીજી આજ, લેવાયે તો સીઝે કાજ,
દિન બીજે વળી તે તિહાં ધરી, તિણ ઠામે બીજી ઉદ્ધરી. ૯૨
જયાતણે તે આવી હાથ, ક્રોધ ઘણો તે સાસુ સાથ;
સાસુને કહે એ શું કરો, વાત એક મનમાંહિં ધરો. ૯૩
માહરે વિદ્યા છે અતિ ભલી, નવ યૌવન તું થાયે રૂલી;
તવ સાસુ મન આણે પ્રેમ, નવયૌવનભરી થાઉં કેમ ! ૯૪
શિરમુંડી ને મુખ કરો શામ, પાઠ ભણીને આવો આમ;
માથે જડી મૂકી જેટલે, વરાહ રૂપ થઇ તેટલે. ૯૫
કણયર ચ્યારસેં કાંબ પ્રમાણ, દહાડી જયા મરાવે જાણ;
ત્રણ દિવસ તે ફુરિંક ગયા, જયાનંદને આવી દયા. ૯૬

---

૧ પુરૂષાર્થ–પાણી. ૨ સૂર્ય. ૩ સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા–પ્રતિમા–જ્ઞાન–જિર્ણોદ્ધાર–એ સાત જગોમાં ધન વાપરવું. ૪ જુઠું બોલવાવાળી–કહે તે ન આપનારી.

ચોથે દિન તે સાસુ કરી, જયા ખમાવે સમતા ધરી;
સાસુ લાજી મનમાં સહી, લક્ષ્મીપુંજની વારતા કહી. ૯૭
[1]અદત્ત ઉપર કહી વારતા, તવ સાસુ મન બહુ ઓરતા;
સમકિતધારી તે પણ થઇ, કરી મૌન ને મંદિર ગઇ. ૯૮
રાય એક આપ્યો આવાસ, દેશ એકનો આપ્યો [2]ગ્રાસ;
તે તસ પુત્રીને હિત કરી, ત્રિભુવને તસ કીર્તિ વિસ્તરી. ૯૯
એકદા સુખે સૂતો શર્વરી, સુપન એક દીઠું મધ ખરી;
જાણું કે એક નગરી હું ગયો, [3]મૂળી વેચણ ઉભો રહ્યો. ૧૦૦
ભીલ વેશ તે નરનો કરી, મસ્તકે મૂળી સાથે ધરી;
લોચન રાતાં એહવું કરી, લાધું તામ ગઇ શર્વરી. ૧૦૧
મનસ્યું તવ બહુ [4]આરતિ કરે, તવ લોચન જમણું ફરફરે;
શરીરતણા વળી જે આકાર, ઉત્તમ જાણી કરે વિચાર. ૧૦૨
જાણું એ કાંઈ કારણ અછે, ચૂપ ધરીને જોવું પછે;
[5]સત્રુકાર એક માંડયું સાર, લેવા આવે વર્ણ અઢાર, ૧૦૩
સપને નગરજ દીઠું જેહ, કાગળ-પટે લખાવે તેહ;
શત્રુકાર પાસે તે ધરે, જમી લોક તે દરસણ કરે. ૧૦૪
તાપસ ચ્યાર પરદેશી સાર, જમ્યા પછી તે કહે અધિકાર;
વિનય કરીને પૂછે સહી, તાપસે વાત હતી તે કહી. ૧૦૫
તેં આલેખ માંડયું છે જેહ, નગર પદમપુર જાણો તેહ;
પદ્મરથ રાજા ગુણ ભર્યો, હય ગય પાયક કમળા વર્યો. ૧૦૬
ઇસ્યું સુણી જયા ચિંતવે, તેણે ઠામે જાવું હવે;
[6]પલ્યંક સજ્જ કરીને તિહાં, પદ્મપુરી નગરી છે જિહાં. ૧૦૭
[7]વન ગહવરમાં મંચક ધર્યો, વેષજ ભીલતણો વળી કર્યો;

---

૧ માલધણીના આપ્યા વગર વસ્તુ ન લેવાના સંબંધમાં દૃષ્ટાંત કહ્યું. ૨ ગિરાસ-આજીવિકા. ૩ લાકડાનો ભારો. ૪ ચિંતા. ૫ દાનશાળા-સદાવ્રત. ૬ પલંગ તૈયાર કરીને. ૭ ગીચ વનમાં પલંગ રાખીને.

કાષ્ટતણી શિર ભારી કરી, આવી ઉભો સાથે ધરી. ૧૦૮
રાયતણા તવ આવ્યા યોધ, હાથ ગ્રહીને તાડે ઓધ;
પૂછે માહારૂં શું છે કામ, કોણ રાજા ને કેહું નામ? ૧૦૯
શિર ભારીને ધૂળે ભર્યો, રાજસભામાં ઉભો કર્યો;
મોટું મસ્તક છોટા પાય, વૃદ્ધ કોટ ને કાળી કાય. ૧૧૦
નૃપ કહે કોણ કિહાંકણુ રહે, શ્યા માટે તું મૂળી વહે,?
વંધ્યાચળની પાળે વાસ, મૂળી વેચીને લેઉં ગ્રાસ. ૧૧૧
એકાકી ને થાઉં દુખી, નારી હોય તો પૂરો સુખી;
તવ રાજા નિજ પુત્રી જેહ, મંદિરથી તેડાવી તેહ. ૧૧૨
તારા ધર્મતણે પરમાણ, એ વર પામી નિશ્ચે જાણ;
પુત્રી ભણે પિતાજી જેહ, દેવ કરીને માનું તેહ. ૧૧૩
આકુળ અન્ન જમાડી દોય, અલંકરણ વળી લીધાં સોય;
પાનમાંહિ વિષ ઘાલ્યું જેહ, ત્રણ જામે લોચન ખરે તેહ. ૧૧૪
હાહારવ નગરીમાં થયો, મંત્રી નૃપને કહેવા ગયો;
એહ કર્મ નહી રાજાતણાં, ઇમ છોરૂ દીજે આપણાં! ૧૧૫
નૃપ બોલે ધર્મે જય સહી, કુમરીએ એ વાણી કહી;
નગરી [1]સમીપે દેહરૂં ભલું, [2]દેવલોક જીપે એકલું. ૧૧૬
તે બેહુએ તિહાં વાસો રહે, કુમરી પ્રતિ જયા તવ કહે;
તું મુજ શે આપી અવગુણી, તવ સુંદરી નિજ વાણી ભણી.૧૧૭
પદ્મરથ એ રાજા નામ, બેહુ સ્રીસ્યું વિલસે કામ;
અનુક્રમે બે પુત્રી ભઈ, ભણી ગણીને પોઢી થઇ. ૧૧૮
માહરી મા જિનધર્મી હતી, હું પણિ કીધી શ્રી જિનમતી;
રાજાને નાસ્તિકનો રંગ, બીજી સ્રીને તેહજ સંગ. ૧૧૯
એક દિન સભાયે કન્યા દોય, રાજા પાસે આવી સોય;
રાજાનું મન આનંદ ભર્યું, પ્રશ્ન એક સભામેં કર્યો. ૧૨૦

૧ નજીક. ૨ દેવલોકને શરમાવે તેવું સુંદર.

સુખ ભોગવો તુમ્હો સહુ કોય, કહે પસાયેં મુજને કહો લોય;
સભા કહે તે નૃપ આધાર, સુખ દુઃખ તે સહુ પ્રભુ ચિતાર. ૧૨૧
તવ હું બોલી મધુરી વાણુ, સુખ દુખ તે સવિ કર્મે જાણુ;
કર્મે જીવ ચિહું ગતિ ફરે, સ્ત્રી નર કાયા કર્મે કરે. ૧૨૨
કર્મે જીવ નપુંસક થાય, કર્મે રંક ટળી રાય થાય;
કર્મે જીવ થાય ચંડાળ, કર્મે રાજા થાયે બાળ. ૧૨૩
તવ રાજા મન આણી [1]ખાર, નિશ્ચેં આપ્યો તું ભરતાર;
મુજ જનની તે પીહર ગઇ, તાતેં એહવી વેળા લહી. ૧૨૪
માહરે તું તો દેવ સમાન, કહું વાત એ નિશ્ચે માન;
સુખ શાતાયેં લિયો વિશ્રામ, હું વળી સેવા સારૂં તામ. ૧૨૫
જયા કહે હું ભીલજ સહી, [2]બગ સાથે હંસી કહીં રહી!
[3]વિરૂઈ વાત કરી તુજ તાત, તેડું મોકલશે પરભાત. ૧૨૬
નિજ મંદિર જઇ સવિ સંયોગ, ઉત્તમ પરણી વિલસો ભોગ;
કાને અંગુલિ દીધી તામ, સુકુલીણી સ્ત્રીનું નહીં કામ. ૧૨૭
વાત કરંતાં નેત્ર મઝાર, પીડ ઘણી ઉપની તે વાર;
વિજય-સુંદરી એહવું ચિંતવે, સહી તાતેં વિષ દીધું હવે. ૧૨૮
ત્રણ પહોરનો અવસર જાણુ, નેત્ર ખરી પડશે નિર્વાણુ;
મેં સ્વામીની ન થઇ ભક્તિ, આંધા માણુસ ન હોય શક્તિ. ૧૨૯
વિલપીને બહુ રૂદન કરંત, પિયુને હું દુઃખ હ્રદય ભરંત;
પૂર્વ ભવંતર એહસ્યું મોહ, ભવ ચોથાતણો અતિ સોહ. ૧૩૦
જયાતણે મન કરૂણા થઇ, તે ઓષધી શિર મૂકી સહી;
તવ તેહનાં થયાં લોચન ચંગ, મનમાં ઉપનો આઝો રંગ. ૧૩૧
સ્વામી તું કો નહી સામાન, થા પરગટ ને દાખવ વાન;
જયાતણે મન અતિ આણંદ, રૂપ દેખાડયું જિસ્યું [4]સુરિંદ. ૧૩૨

---

૧ ગુસ્સો-ઇર્ષ્યા. ૨ બગલા સાથે હંસલી ક્યાંય રહી જાણી છે?
૩ વિપરિત-કાયદા વિરૂદ્ધ વાત. ૪ ઇંદ્ર.

તવ તે સ્ત્રીનાં સવિ દુઃખ ગયાં, એક નિશા તિહાં વાસો રહ્યાં;
પ્રભાતે જઇને લાવ્યો મંચ, તે બેહુ તવ બેસે સંચ. ૧૩૩
તવ તે [1]પભણે સ્વામી સુણો; કોણ થાનકે જાસ્યું તે ભણો;
જયા ભણે પહેલી સુંદરી, મેં મૂકી છે રત્નજ પૂરી. ૧૩૪
તવ સુંદરી વદી મુખ વાણ, સ્વામી કહું તે મનમાં આણ;
મુજ માતાયે [2]પૂછ્યા યતિ, જ્ઞાની વાત કહે સવિ છતી. ૧૩૫
મુજ બેટી વર કવણુજ હશે, ત્રિખંડપતિ તે નિશ્ચેં થશે;
તે તસ વચન થયું પરમાણ, તું તે રાજા નિશ્ચે જાણ. ૧૩૬
ચક્રેશ્વરીનું સમરણ કર્યું, તે સવિ વંછિત માહરૂં સર્યું;
ચક્રેશ્વરીએં કરી પસાય, આણી આવ્યો ચક્રીરાય. ૧૩૭
કરે અભિગ્રહ કુંઅર સોય, તાહરા તાતને શીખ ન હોય;
તિહાં લગી રૂપ એ રાખું સહી, જયાનંદે એ વાણી કહી. ૧૩૮
સ્વામી પસાય કરી અવધાર, કમળપુરી નગરી છે સાર;
કમળપ્રભ રાજા ગુણવંત, [3]અરી સઘળા જેણે કીધા શાંત. ૧૩૯
બે પટરાણી અતિ સુંદરી, વિલસે રાજા પ્રેમે કરી;
એકજ નંદન જાયો જેણ, કન્યા એક લોઢીની તેણ. ૧૪૦
મુજ મોસાળતણું તે ઠામ, નિશ્ચે જાણે મહા ગુણધામ;
[4]નિમિત્તિઓ એક આવ્યો જિસેં, રાજા તેડી પૂછે તિસેં. ૧૪૧
માહરા રાજતણો કુણ ધણી, જોઇ જ્ઞાનને બોલે ગુણી;
તુજ નંદન છે લોઢા જેહ, ન્યાયી રાજા થાશે તેહ. ૧૪૨
વડી સ્ત્રીએં તવ કામણ કરી, સુત રાખ્યો મંચકમાં ભરી;
તાપસીએં તે કર્યો ઉપાય, નાક છેદીને કાઢે રાય. ૧૪૩
રાજા નિત વાહે [5]ડાંગરો, મુજ નંદનને સાજો કરો;

૧ કહે. ૨ જ્ઞાની યતિને પૂછવાથી બધી વાતનો ખુલાસો જાહેર કર્યો હતો. ૩ બધા દુશ્મનોને શાંત કરી દીધા. ૪ ભવિષ્ય ભાખનાર જોતિષી. ૫ ઢંઢેરો.

કમળસુંદરી તસ દેઉં સહી, એક દેશની આપું [1]મહી. ૧૪૪
સ્વામી જો તુહ્મો આવો તિહાં, મુજ મામાનું મંદિર જિહાં;
પલ્યંક ચલાવ્યો તવ ક્ષણ એક, કમળપુર તે દીઠું છેક. ૧૪૫
મંચક સાંતીને તિહાં ગયો, વેસજ ભીલતણો તે થયો;
વણિગ એકને રત્નજ પંચ, આપી લીધું ઘરનું સંચ. ૧૪૬
ભીલ થઈ શ્રમણ નામજ ધર્યું, ગામજ સર્વ નિરોગી કર્યું;
લોક માંહિ તસ મહિમા થયો, દિવસ કેટલા તિહાંકણે રહ્યો.૧૪૭
પુનરપિ રૂપ કર્યું દ્વીજ સહી, સ્ત્રી પણ બ્રાહ્મણી રૂપે કહી;
વિપ્ર પાસે ભણ્યા વેદ ચ્યાર, વિપ્રવૈશ્રવણ નામ ઉદાર. ૧૪૮
લોક સહુનાં સંકટ ટળે, રોગ સવેના વહેલા વળે;
રૂપે કરીને દીસે [2]અમર, લોકે વિંટયો જિમ ગજ ભમર. ૧૪૯
એક દિન ચઉટે વીણાવાય, મધુર સ્વરે શ્રી જિનગુણ ગાય;
લોક ઘણા ત્યાં [3]નિરીખ્યણ કરે, કોઢી રોગી કારજ સરે. ૧૫૦
એહવે દાસી આવી એક, અતિ કુબડી ને રોગ અનેક;
તેહને માથે મૂકયો હાથ, [4]સરળ થઇને કહે મુજ નાથ. ૧૫૧
તે ચાલી ગઇ રાજદુઆર, શીઘ્ર વીનવે રાજા નાર;
વૈદ એક આવ્યો છે માત, માહરૂં કીધું નિર્મળ ગાત. ૧૫૨
રાણીએ જઈ નૃપ વીનવ્યો, તેડણ મંત્રી જાતો હવો;
ચિંતામણી ચહુટું છે જિહાં, વિપ્રને બેઠો દીઠો તિહાં. ૧૫૩
બાંહ ધરી આણ્યો નૃપ પાસ, રાજા માન દિયે ઉલ્લાસ;
હેમસિંઘાસણ બેસણ ઠવે, અમૃત સમાન વાણી ચવે. (લવે) ૧૫૪
રૂપે સભા મોહી તિહાં સહુ, ઇંદ્ર ચંદ્ર કે દાનવ કહું;
આલે અળવે દાન અશેષ, રૂપે જાણે [5]ધનદહવેશ. ૧૫૫
રાજા પૂછે મધુરી વાણ, ગામ નામ રહો કુણ ઠાણ;

---

૧ એક તરફનું રાજ્ય આપું. ૨ દેવતા. ૩ જોતાં હતાં. ૪ સીધા શરીરવાળી. ૫ કુબેર ભંડારી જેવો.

[1]પાળે રહું ધનવંતર સહી, કરૂં ઉપગાર જિહાં જાઉં મહી.૧૫૬
કર કર સ્વામી પર ઉપગાર, તુજ સુત વેદન ટાળો સાર;
તેહનું દુખ તુહ્મો ટાળો સહી, જયા કહે તિહાં જોઇયે જઈ. ૧૫૭
બાંહે વળગા મંદિર ગયા, સુત દેખીને વિસ્મે થયા;
તવ આડંબર અતિ ઘણુ કરી, સોઇ જડી શિર ઉપર ધરી. ૧૫૮
તવ કુંઅર તન છૂટું સહી, ચરણે લાગો બેઠો થઇ;
રાજા મન અતિ આણુંદ ભયો, નગરમાંહિ બહુ ઉચ્છવ થયો. ૧૫૯
ધન ઘણાં તે દેતા દાન, વિપ્ર ન લીયે માગે માન;
એક દેશનું રાજજ ગ્રહો, વળી કાંઇ જોઈયે તે કહો. ૧૬૦
વિપ્ર ભણે એ માહરૂં અછે, લહી અવસરે કહીશું પછે;
રાજા પૂછે સ્ત્રી કુણુ ઠામ; નંદતણે ઘર મૂકી સ્વામ. ૧૬૧
તવ નૃપ રાણીને પાઠવે, સિંઘાસનેં ધરી લ્યાવો હવે;
તેડી આણી રાજા ઘરેં, સુખ વિલસે તે [2]સ્વર્ગજ પરે. ૧૬૨
રાજા મંત્રી કરે વિચાર, એહ વિપ્રને કન્યા સાર;
ભણે મંત્રી વાચા નવિ ચળે, ગંગાજળ જો પાછાં વળે. ૧૬૩
મંત્રી જાણે રાજન અવધાર, પદ્મનૃપની પુત્રી સાર.
[3]મૂળીવાહક પ્રતિ તે દીધ, દેશ વિદેશે વાત પ્રસિદ્ધ. ૧૬૪
તુજ ભગિનીની પુત્રી જેહ, મૂળીવાહકને દીધી તેહ;
બીજી પુત્રી નરવર દીધ, તુજ ભગિનીયેં ક્રોધજ કીધ. ૧૬૫
તે રીસાવી આવી ઈહાં, અશોક તરૂનું વન છે જિહાં;
એટલે નર એક આવી કહે, બહેન તુહ્મારી મળણું લહે. ૧૬૬
આડંબરસ્યું ચાલ્યા સવે, ભાઇ વિપ્ર ઉચ્છવ અભિનવે;
કંઠે લાગીને રૂદન કરંત, રાજા પૂછે કહે વૃત્તાંત. ૧૬૭
પભણે રાજા નિજ સુત વાત, તે સાંભળીને થઈ રળિયાત;

---

૧ જંગલમાં ભીલ રહેઠાણુની અંદર. ૨ દેવની પેઠે. ૩ કાઠીનો ભારો ઉપાડનાર.

બહુ ઉચ્છવસ્યું કરે પ્રવેશ, ભાણેજ શોધી દેશવિદેશ. ૧૬૮
તેહની શુદ્ધિ કો જાણે નહીં, પાછા આવ્યા મારગ વહી;
વૈશ્રવણને પૂછે રાય, તુમ્હો વળી કાંઈ કહો ઉપાય. ૧૬૯
જયા કહે હું જાણું નહીં, એહ કથા તો ઇહાંકણ રહી;
નાટકિયો પરદેશી સાર, મનમાં ધરતો ગર્વ અપાર. ૧૭૦
ખડ પૂલો ને પાણીઘડો, નહીં તો નૃત્યે આવી ભડો;
અભિમાની મન આણે ગર્વ, રાજા સેના પૂછે સર્વ. ૧૭૧
કરી નાટક ને જીપે જેહ, દેશ એક કન્યા લહે તેહ;
[1]પડો નગરી માંહિ જવ ગયો, છબવા કો નવિ ઉભો થયો. ૧૭૨
વૈદરાજે તવ વાણી કહી, દિન સાતમે હું જીપું સહી;
સાત દિવસ જવ પૂરા થયા, નાટક કાજ જયાનંદ ગયા. ૧૭૩
માંડયા નાટકના થિર થંભ, સ્ત્રી નાચે જિસિ દીસે રંભ;
વીણા વંસ અને કંસાળ, ઝલ્લર મદ્દલ ભુંગળ સાર. ૧૭૪
તાળ યંત્ર શ્રીમંડળ વડી, શંખ નફેરી ને દડદડી;
ઢોલ દદામાના ધેંકાર, નેપુર મેખળના ઝંકાર. ૧૭૫
અનેક પરિ આલવિયો રાગ, શ્રુતિ છત્રીસે મંડે પાગ;
પૂર્વ ચરિત્ર પોતાનું જેહ, ધુરથી માંડી ગાયું તેહ. ૧૭૬
ગાતો ગાતો આવ્યો કિહાં, ભીલવેશ સ્ત્રી પરણી તિહાં;
તે વૃત્તાંત સુણી અતિ સાર, ભાઇ ભાગની કરે વિચાર. ૧૭૭
આધી વાત એ જાણે અછે, સ્યું નીપનું જઇ પૂછે પછે;
વિપ્ર ભણે હું જાણું નહી, પદ્મનગરી દેહરૂં એક સહી. ૧૭૮
તેણી રાતે હું વાસો રહ્યો, સુણી વાતને અચરજ લહ્યો;
તાતે સુતાનાં લોચન હર્યાં, ભીલે તે વળી સાજાં કર્યાં. ૧૭૯
મેં પૂછયું તું કુંણ છે ભીલ, નબળી કાયા એહવે ડીલ;

---

૧ ઢંઢેરો પીટાવ્યો પણ તે સંબંધીનું બીડું ઝડપવા કોઈ આગળ આવ્યો નહીં.

તવ તે રૂપ પાલટી સાર, રૂપે જાણે દેવકુમાર. ૧૮૦
પૂર્વ ચરિત્ર પોતાનું જેહ, નિજ મુખ નિજ ગુણ બોલ્યો તેહ;
પછે હું સૂતો નિદ્રા કરી, તે બેહુયે કહિં ગયાં શર્વરી. ૧૮૧
હવે ન જાણું આઘી વાત, મન આણંદે ભગની ભ્રાત;
સહી કો રાજા ભીલજ નહીં, ખરી શુદ્ધ એ જાણે સહી. ૧૮૨
કુમરી પોતે નાટક કરે, માતા પાસે નવિ અણુસરે;
દેવબળે તે નાટક સાર, જીત્યો વાદી થયો જયકાર. ૧૮૩
ધન બહુ આપે રાજા ઘણું, દરિદ્રજ ભાગું દીનજતણું;
વિપ્રેં કાંઇ ન લીધું સહી, તવ રાયેં એ વાણી કહી. ૧૮૪
કમળસુંદરી કન્યા જેહ, નિશ્ચે પરણાવું સહી તેહ;
જયા ભણે માહરે ખપ નથી, સ્ત્રી ચરિત્ર તુમે જોજો મથી. ૧૮૫
કમળસુંદરીએં કહાવી વાણ, ઇણ ભવે એ વર પરણું જાણ;
નહી તો [1]કાષ્ટભક્ષણ મન ખરૂં, કેહે હું એ વિપ્રને વરૂં. ૧૮૬
શ્રીમાતાનો લહી આદેશ, વળી આઘો હું ત્રીજો કહેશ;
હરખ ધરી કવિ વાનો કહે, રખે માતા એ અધવચ રહે. ૧૮૭

ઇતિશ્રી વાના કવિ વિરચિત શ્રીજયાનંદરાસ પ્રબંધમાં નરવીર હરીવીર ચરિત્ર, ક્ષેત્રપાળપ્રતિબોધ, ઔષધિ પંચ પ્રાપ્તિ, પદ્મપુરગમન, ભીલવેશકરણ, વૈશ્રમણવેષધારણ, નાટિક કરણ, કન્યા ચાર પાણિગ્રહણ વર્ણન પૂર્ણ દ્વિતીય ઉલ્લાસ સમાપ્ત:



---

૧ સતી થવું. બળી મરવું.

# ઉલ્લાસ ત્રીજો.

(વસ્તુ છંદ.)

ધરિય સમકિત ધરિય સમકિત ગુણિય નવકાર,
જયાતણા ગુણ વર્ણવું મતિ માત તું આપે સારિય;
શ્રી વિજયાનંદ ચરણુથી હુઓ બુદ્ધિ ઉલ્લાસકારિય,
દ્વિતિય ઉલ્લાસજ મેં કર્યો તે સવિ માત પસાય;
આગું વળી વર્ણન કરૂં સાનિધ દેજો માય.

(દુહા.)

વૈદ વૈશ્રમણ વીનવે, સાંભળ કમળનરિંદ;
[1]ત્રિયા ચરિત્રૈં દુખ થયું, તે હું કહું વૃત્તાંત. ૧
નગર કુશસ્થળ અતિ ભલું, મદન શેઠ સુખશાળ;
ચંડા તસ ઘરણી અછે, બીજી પ્રચંડ વિશાળ. ૨
તે બેહુનેજ વિરોધથી, જૂજૂઈ રાખી તેણ;
[2]નવણ વિલેવણ જૂજૂઆં, નિંત નિત થાયે જેણ. ૩
[3]વાસર એક અધિકો રહ્યો, ચંડાતણે ઘર જાણ;
પ્રચંડા [4]મૂસળ કરગ્રહી, સાહામી થઇ નિર્વાણ. ૪
મદન અતિ બીહનો ઘણો, પાછો નાઠો જામ;
મૂસળ તે [5]વિસહર થઇ, પૂંઠે આવ્યું તામ. ૫
નાઠો નાઠો તિહાં ગયો, જિહાં છે ચંડાબાર;
વિષહર તસ ઝાંપે રહ્યો, તેહને સહી નિવાર. ૬
નોળ થઇને નીસરી, સાહમી ઉઠી જેણ;
વિષહર તેહ નિપાતીઓ, તે સવિ દીઠું તેણ. ૭

---

૧. સ્ત્રી. ૨ ન્હાવાનાં વિલેપનનાં સાધનો. ૩ દિવસ. ૪ સાંબેલું. ૫ સાપ.

મદન મનમાં ચિંતવે, ધિગધિગ એ સંસાર;
સંબળ બહુ બાંધી કરી, તે ચાલ્યો નિરધાર. ૮
વન પરવત તે નિરખતો, ચાલ્યો જાયે જામ;
થાકો વન ભીતર જઇ, વડે લીધો વિશ્રામ. ૯
તે પાસે છે ઢૂકઢી, નગરી નામ સુચંગ;
વણિગ એક તવ આવિયો, મદન બોલાવ્યો રંગ. ૧૦
તે સાથે તસ ઘર ગયો, ભોજન ભગતિ અપાર;
પાય પ્રણમીને વીનવે, પરણો કન્યા સાર. ૧૧
મદન વિમાસી ચિંતવે, એ સહી રૂડું કામ;
સ્રી પાખેં નરને સહી, ન રહે ઘરની [1]મામ. ૧૨
વિદ્યુતલતા તવ પરણિયો, કરે બહુ ભોગ-વિલાસ;
દિન કેતે વળી સાંભરી, પૂરવ નારી તાસ. ૧૩
વિદ્યુલ્લતાને વીનવે, હું જાઉં નિજ ગામ;
દિન કેતા ત્યાં રહી કરી, આવીશ આણે ઠામ. ૧૪
વિદ્યુલ્લતાયે ચિંતવી, કીધો કરંબો સાર;
એ વાટે સંબળ સહી, નિશ્ચે કરજો આહાર. ૧૫
ગાંઠે બાંધી ચાલિયો, [2]સર આવ્યું એક જામ;
થાકો ભાગો ઉસનો, ખાવા લાગો તામ. ૧૬
સર પાળે એક કાપડી, ભૂખે પીડયો તેહ;
કરંબો તેહને આપીઓ, સ્રીયે બાંધ્યો જેહ. ૧૭
કાપડીયે તે વાવર્યું, [3]છાગ થયો તિણ ઠામ;
પાછો વળીને ચાલિયો, વિદ્યુલ્લતાને ગામ. ૧૮
મદન તેહ દેખી કરી, વિસ્મય પામ્યો મન્ન;
એહ પાપ છૂટા સહી, પુન્ય ફળ્યું તે ધન્ન. ૧૯
આગળ [4]અજ પૂઠે મદન, નિજ ઘરને અનુસાર;

---

૧ ઇજ્જત-મર્યાદા. ૨ તળાવ. ૩ બકરો. ૪ બોકડો.

અજ તે ઘરમાં વહી ગયો, વાટ જુએ છે નાર. ૨૦
યંત્રે બાંધી અતિ ઘણું, કીધા સબળ પ્રહાર;
તે નિજ નયણે નિરખતો, ધિગ જાણે સંસાર. ૨૧
ઝેહું (ઘેટું) ખુંખારવ કરે, ત્રાડે અતિ પોકાર;
કરૂણા જાણી નર કર્યો, તાપસ દીઠો સાર. ૨૨
તાપસ દેખી માનિની, મનસ્યું લાજી તામ;
તાપસ બહુ સંતોષિયો, કીધાં એહવાં કામ. ૨૩
મદન વિમાસી નીસર્યો, ગયો તે શ્રીપુર વન્ન;
આદિભવન દેખી કરી, ચિંતવતો ધન્ન ધન્ન, ૨૪
શ્રી જિનને વંદી કરી, શાંત રૂપ થઈ તામ;
નર બીજો વળી આવિયો, જિનપૂજાને કામ. ૨૫
મદને તે દેખી કરી, મુખ મૂકે નીસાસ;
નામ ધનદ છે તેહનું, પૂછ્યું કિહાંકણે વાસ. ૨૬
વાત મ પૂછો બંધવા, એ છે દુઃખનું હેત;
કર્મે હું બહુ રડવડયો, તે સાંભળ સંકેત. ૨૭
મદને વીતક સવિ કહ્યું, સાંભળજે જેમ જાણ;
તે સાંભળી ધનદો ભણે, કહું તે મોરી વાણ. ૨૮
હસંતીનગરીતણો, પુંજ શેઠ સુજાણ;
પુત્ર દોય તસ ઘર ભલા, રૂપે જેહવા ભાણ. ૨૯
પિતા તે પરલોકે ગયો, બાંધવસ્યું બહુ પ્રીત;
સ્ત્રી બેહુને નવિ મળે, મધ્યમની એ રીત. ૩૦
તિણ કારણે થયા જૂજુઆ, પણ મુજ સ્ત્રી કુશીળ;
બીજી સ્ત્રી પરણાવીઓ, તે શું માંડી લીલ. ૩૧
દિવસ કેટલે તેહ પણ, તેહવી થઈ ગમાર;
મેં જાણ્યું એ નહીં ભલું, આવ્યું ચિત્ત મઝાર. ૩૨
એક દિન કપટનિદ્રા કરી, સૂતો નિદ્રાકાળ;

તે તવ એકંતે સણી, નર નિંદ્રા લહી ભાળ. ૩૩
ઘર પાછળ એક આંબ છે, તે ચઢી તેહની ડાળ;
હું પણ થઇ [1]કોટર રહ્યો, અંબે લીધી ચાલ. ૩૪
સમુદ્રપાર એક દ્વીપ છે, રત્નજ તેહનું નામ;
રતનપુરી નગરેં જઇ, તિહાં લીધો વિશ્રામ. ૩૫
તે મધ્યે વ્યવહારીઓ, કન્યા પરણે તાસ;
તે બેહુને નિરખવા, હુઓ મન ઉલ્લાસ. ૩૬
તસ ઘર મંડપ ભાગીઓ, તસ વર પામ્યો હાણ;
કન્યા પરણી જોઇયે, બીજો તેડીઆણ. ૩૭
હું પણ તે નિરખણ ગયો, સ્રીય ન જાણે એહ;
મંડપ મધ્યથી હું ગ્રહ્યો, કન્યા પરણી તેહ. ૩૮
હું બેઠો જવ માયરે, તવ સ્રી કરે વિચાર;
બાઇ એ વર આપણો, નિશ્ચેં જાણે સાર. ૩૯
તે મંદિર છે વીસર્યું, બીજી બોલી વાણ;
પરણી સુણહરે ગયાં, મદન તું નિશ્ચેં જાણ. ૪૦
તે સ્રીને વસ્ત્રેં વળી, લખ્યો એક શલોક;
સહકારેં જઇ વળગીઓ, તવ તે સ્રી થઇ થોક. ૪૧

(શ્લોક.)

क हसंती कवा रत्न, पूरं चूतो भ्रगःक्वचः
सूनुर्धनपते भाग्या, द्वनकेवो भ्यगातृश्रियं. १

(દોહરો.)

તવ સહકારજ ઉતપત્યો, ચાલ ઉગત આકાશ;
સાયર તે ઉલંઘી કરી, આવ્યો મંદિર પાસ. ૪૨
સ્રી બેહુ તે ઉતરી, લાગી ઘરને કામ;
તવ સહકારથી ઉતર્યો, જઇ સૂતો નિજ ઠામ. ૪૩

---

૧ પોલાણમાં.

કર મીંઢળ છૂટાં નહીં, કંકણુવલય શ્રૃંગાર;
નિશા પાછળી અતિ ઘણી, આવી નિંદ્રા સાર. ૪૪
નવ તે કંકણુ દેખીઆં, સહી પુહતો સંકેત;
રાતે એ તિહાં કિમ ગયો, કિમ પરણ્યો કુણુ હેત. ૪૫
વડી ભણે સુણુ બહેનડી, જે દેખાડો જોય;
પગ [૧]દોરો બાંધી કરી [૨]સૂડો કીધો સોય. ૪૬
અનેક પરે તે તાડિઓ, દુરંક કાળ ગમંત;
તે બેહુ પરપુરૂષસ્યું, વિવિધ પરે વિલસંત ૪૭
રત્નાપુરીની સ્ત્રીયેં, તવ વીનવિયો તાત;
મુજ પિયુ હસંતી ગયો, વસ્ત્રથી જાણી વાત. ૪૮
અંચલ અક્ષર જે લખ્યા, વાંચી કર્યા પ્રમાણ;
સારથવાહ એક ચાલતો, તેહને કીધું જાણ. ૪૯
બહુ આભર્ણ તસ કર દિયાં, દેજો લેખ અપાર;
એ સ્ત્રી અછે તુમતણી, નિશ્ચેં કરજો સાર. ૫૦
દિને કેતે તે આવીઓ, હસંતીપુર માંહિં;
ધનદધર પૂછી કરી, નિશ્ચેં આવ્યો ત્યાંહિં. ૫૧
તવ તે વનિતા આકુળી, ઝબકેં આવી બાર;
રત્નપુરીથી આવીઆ, લાવો પીવા વારિ. ૫૨
સસરે આભર્ણ જે દિયાં, તે દીધાં તતકાળ;
વળતો ઉત્તર જે દિયો, નિશ્ચે જાણો આળ. ૫૩
તવ સૂડો નયણે જુએ, શાકતણા છમકાર;
નારી બેહુ ઇમ ભણે, તાહરે એ પરિસાર. ૫૪
અમ પિયુ પરદેશે ગયો, લેખ આપો ધરી નેહ;
રત્નપુરીથી આવશે, તેહને દેજો એહ. ૫૫
દિન કેતે તે તિહાં ગયો, સૂડો આપ્યો નાર;

---

૧ મંત્રેલો દોરો. ૨ પોપટ.

કરી કનકહ પાંજરૂં, ઉંચો બાંધ્યો બાર. ૫૬
એક દિન તે નિરખિ રહી, દોરો ચરણે દીઠ;
ત્રોડી નાખે વેગસ્યું, તવ નયણે અમીપઇઠ. ૫૭
નિજ ધણી નયણે નિરખતિ, પૂછે એસ્યુ સ્વામી;
તસ કહ્યું હું જાણું નહી, તવ તે લાગી કામ. ૫૮
ધન ઘણું તિહાં વિલસિઉં, સસરો પામ્યો મૃત્ય;
ભાઇ નિસ્નેહી થયા, ઓછી થઈ તવ ભીતિ. ૫૯
તવ તે નારી વીનવે, આપણ જઇયે ગામ;
તવ તસ ચરિત્ર સવિ કહ્યું, રહે અણબોલી બામ. ૬૦
તવ બોલી સ્વામી સુણો, હું તસ વાળું વૈર;
ધન કણ કંકણ સંવરી, નિશ્ચે પુહતાં ઘેર. ૬૧
તવ તે સ્ત્રીએ જાણિયું, પિયુ આવંતો ગામ;
સાહામી આવી વેગસ્યું, લળી લળી કરે પ્રણામ. ૬૨
દિન કેતા આદર કરી, સ્ત્રીએ કર્યો પ્રપંચ;
નરનારીને મારવા, સબળો માંડયો સંચ. ૬૩
[1]સપ્તભૂમિ બેઠાં હતાં, [2]વડીએ ધોયા પાય;
છાંટા મંદિર છાંટિયા; જળ તે ચઢયું અગાધ. ૬૪
તવ મેં લહુડી વીનવી, એ જળની શી પૈર;
જીવિત કુણપરે રાખસ્યું, એ બેહુ આણે વૈર. ૬૫
તવ તે પાણી લોઢીયે, મુંઢે પીધું જાણ;
તવ તે અચરજ પામિયા, આવી કરે પ્રણામ. ૬૬
તે ત્રણે ભેળી થઈ, મનસ્યું કર્યો વિચાર;
હવે જો હું વાસો રહું, તો સહી વાળે ખાર. ૬૭
તસ કારણ હું જસ પળ્યો, નાઠો આવ્યો આંહિં;
માહરાં દુઃખ એ આગળે, તાહરૂં દુઃખ શ્યા માંહિં. ૬૮

---

૧ સાત માળની હવેલીમાં. ૨ મોટી સ્ત્રીએ.

ઇણ અવસર આવ્યા યતી, પંચસયાં પરિવાર;
વૈરાગે સંયમ ગ્રહી, પૂઠે કીધો વિહાર. ૬૯
ચઉદે પૂરવ અભ્યસ્યાં, ભણીઆં અંગ અગ્યાર;
કાળ કરી પહેલે સરગ, પલ્ય એક આય સાર. ૭૦
મહાવિદેહે અવતરી, થયા નૃપત્ય અતીવ;
વૈરાગે ચારિત્ર લિયે, મદનતણો તે જીવ. ૭૧
આગમ શાસ્ત્રો અભ્યસ્યાં, ધ્યાન ધ્યારસ્યું રંગ;
વ્યોમગતિ તે સંચરે, ચારિત્ર પાળે ચંગ. ૭૨
ધનદેવ તે અવતર્યો, રથનૂપુર ચક્રી સાર;
નૃપતિકુળે [1]નંદન થયો, ધરમી ને સુવિચાર. ૭૩
તેહની વનિતા પદમિની, તે વળી પામી મૃત્ય;
શોકાતુર થઇ તે રહ્યો, ચિંતા કરે નિત નિત્ત. ૭૪
મદન જીવ ગુરૂ આવીઆ, કહે પૂર્વભવવાત;
ભવ પાછલો દેખી કરી, હુઓ તે [2]ઉપશાંત. ૭૫
વચન ઇશ્યાં તે સાંભળી, લીધું તવ ચારિત્ર;
[3]કર્મ ખેપી મુગતિ ગયા, કીધો જન્મ પવિત્ર. ૭૬
વિપ્ર ભણે નૃપ સાંભળો, એ સ્ત્રીનો [4]આચાર;
તેહ ભણી નવિ આદરૂં, નિશ્ચે જાણો સાર. ૭૭
કમળપ્રભ વળતો ભણે, સ્ત્રી સવિ સરખી નાંહિં;
માતા [5]ત્રેસઠ નર તણી, સતી શિરોમણી માંહિં. ૭૮
વાત કરંતા ઇણ સમે, હુઓ જે વરતાંત;
સભા સહુકો સાંભળો, નિશ્ચળ મન કરી શાંત. ૭૯
પદ્મરથનો દૂત તવ, એક આવ્યો તેણીવાર;
વિનય કરી નૃપ વીનવે, પહેલો કરી જુહાર. ૮૦

---

૧ પુત્ર. ૨ શાંતિવંત. ૩ કર્મ ક્ષય કરીને મોક્ષે પહોચ્યો.
૪ રીતભાત. ૫ ત્રેશઠશલાકી પુરૂષોની માતા.

પદ્મનરિંદે વીનવ્યું, કમળરાય અવધાર;
તુજ પુત્રી મુજ સુતતણી, નિશ્ચે હોશ્યે નાર ૮૧
તવ કમળપ્રભ ઉચ્ચરે, સાંભળ દૂત તું સાચ;
એ પુત્રી વિપ્રજ વરે, એ નહીં ચૂકું વાચ. ૮૨
તવ દૂતે વળી વીનવ્યું, સાંભળ કમળનરિંદ;
સૈન્ય તેહના આગળે, તુજ બળ થાશે મંદ. ૮૩
તવ વળતું રાજા વદે, કર્મ કરે તે હોય;
નાસ્તિકને કન્યા કિસી, એ તું નિશ્ચે જોય. ૮૪
તવ દૂતે વળી બોલિયાં, કુડાં કઠણ કુવાચ;
તવ [1]વાડવ ક્રોધે ચઢી, બોલ્યો એ નહીં જાચ. ૮૫
ગળે ગ્રહીને કાઢિયો, શિર મુંડીને જેહ;
પદ્મરથ રાજા આગળે, બોલ્યો વાકું તેહ.

( ઢાળ ૧ લી–પુણ્ય કરો જગ જીવડા–એ દેશી. )

દૂતેં વચનજ વીનવ્યું, સુણ પદ્મરથ રાયરે;
એ નૃપ તુજને નવિ ગણે, એ જાણે સવિ વાયરે. દૂતે૦ ૧
પ્રયાણભંભા તવ વિસ્તરી, હળભળ કીધા યોધરે;
હય ગય રથ સવિ સજ કરી, દંતી કીધા ક્રોધરે. દૂતે૦ ૨
આયુધ તે સવિ સજ કરી, અંગા ચંગા દીપરે;
શેઠ સેનાપતિ નરપતિ, તેડયા મોટા ભૂપરે. દૂતે૦ ૩
[2]નાળ ગોળા નેં ઢીંકળી, આતસબાગી સારરે;
હોકાનાળનેં ચક્ર વળી, ગદાતણા નહીં પારરે. દૂતે૦ ૪
ત્રીશ [3]લાખ હય પાખર્યા, ગજ તે ત્રીશ હજારરે;
રથ તેતા પાળા વળી, વીશ કોડી પરિવારરે. દૂતે૦ ૫
[4]વ્યોમે ભાણુજ છાહિયો, પુહવે થયો અંધારરે;

---

૧ બ્રાહ્મણ. ૨ તોપ. ૩ ઘોડા. ૪ આકાશમાં રહેલો સૂર્ય પણ ધૂળ વડે ઢંકાઇ ગયો.

પૃથવી આકંપી સહી, દળ નવિ દીસે પારરે. દૂતે૦ ૬
દિન કેતે તવ આવિયો, કમળપ્રભનો દેશરે;
લૂંટે લગડે અતિઘણું, ઉતરીઓ એક નેસરે. દૂતે. ૭
કમળરાયે તે જાણિયું, બીહનો હૃદય મઝારરે;
એહનું દળ સબળું સહી, નગર દેવાર્યું દુવારરે. દૂતે. ૮
મંત્રી કહે નૃપ થિર થઇ, સેના કરો સવિ જાણરે;
બાર ઉઘાડી નીસરો, બાહર મંડો પ્રાણરે. દૂતે. ૯
તવ રાજા મન થિર કરી, સમરી મન નવકારરે;
સવિ સેનાપતિ ગજપતી, કીધો સબળો ભારરે. દૂતે. ૧૦
હય ગય રથ તે સજ કરી, પાયક પાર અસંખ્યરે;
તૂર ભંભા તે વિસ્તરી, સૈન્ય મળ્યું બહુ લખ્યરે. દૂતે. ૧૧
પદ્મરથના દળથકી, અરધ સૈન્ય તે જાણરે;
દંડાયુદ્ધ સવિ સજ કરી, વિપ્રતણો છે પ્રાણરે. દૂતે. ૧૨
જયા રથ તવ જોતરી, પહેરી અંગા ટોપરે;
આયુધ દળને સજ કરી, મનસ્યું આણ્યો કોપરે. દૂતે. ૧૩
તવ તેને સાસુ વદે, સાંભળ તું મહાવીરરે;
એ નૃપ રાખે જીવતો, કહું હૈડાનું હીરરે. દૂતે. ૧૪
દળ બેહુ તે તિમ મળ્યાં, જિમ સાયર–ઉધાણરે;
નાળ ગોળા તે મૂકિયા, મૂક્યાં સબળાં બાણરે. દૂતે૦ ૧૫
હય ગય તે બેહુ આફળ્યા, વાગાં બહુ નિસાણરે;
હાકો હાકી તે બહુ થઇ, કાયર મૂકે પ્રાણરે. દૂતે૦ ૧૬
શિર ત્રૂટે કેઇ નરતણાં, ધસી ધસી ઘાય કરંતરે;
સુભટ સવે તવ હુબહુબે, તિહાં નહીં બીહક ધરંત રે. દૂતે૦ ૧૭
ઈણી પરેં ઝૂઝ કરંતડાં, ભાગો કમળનરિંદરે;
પદ્મકટક સબળું સહી, તવ ઉઠયો દ્વિજઈંદરે. દૂતે૦ ૧૮

જયા તવ બહુ યુદ્ધ કરે, ભાગ્યું પદમનું સૈન્યરે;
કમળપ્રભ પાછો વળ્યો, ઉપર વિપ્રને મન્નરે. હૃતે૦ ૧૯
પદમરથ તવ ઉચરે, સુણુ તું વિપ્ર સુજાણુરે;
લે તરભાણું પાતરી, કાં તું થાય અજાણુરે. હૃતે૦ ૨૦
વિપ્ર ભણે સુણુ મહીપતિ, હું તુજ દેઉં સીખરે;
જા પાછો નિજ મંદિરે, નહીંતો માગીશ ભીખરે. હૃતે૦ ૨૧
વચન સુણી કોપે ચઢયો, કીધા મહા સંગ્રામરે;
તે સરવે નિષ્ફળ થયા, દા'ડો વાંકો જામરે. હૃતે૦ ૨૨
દેવતણે સાનિધ કરી, જીત્યો જયાકુમારરે;
પદમરાય તે વશ કરી, પાંજરે ઘાલ્યો સારરે. હૃતે. ૨૩
જષ્ટ મુષ્ટ કરી તાડીઓ, કીધો સબળ ફજેતરે;
વિપ્ર-વૈદે બહુ નમ્યો, ગ્રહી ચાલ્યો નિજ દેશરે. હૃતે. ૨૪
જય જય રવ તિહાં બહુ થયા, હરખ્યા નગરના લોકરે;
એ વિપ્ર નહીં કો દેવતા, પદમ મૂકાવ્યો પોકરે. હૃતે. ૨૫
ઘર ઘર ગુડીઓ ઉછળી, તરિયા તોરણ રંભરે;
નારિક નવ રસ ખેલીએ, વાજાં વાજે ભંભરે. હૃતે. ૨૬

(ઢાળ ૨ જી-દેશી ચોપાઈની.)

દિન બીજે તે સભા મઝાર, મળ્યા લોકના થોક અપાર;
પંજરથી નૃપ તે આણીઓ, કંઠ પાસ ઘાતી તાણીઓ. ૧
વિપ્ર રાય બોલાવે સંગ, મસ્તક મૂળી દીધી રંગ;
સાંકડ થઇ તે ઉભો રહે, વળી બોલ રક્ષકને કહે. ૨
એ રાજાને એહજ સીખ, નગરીમાંહિં મંગાવો ભીખ;
દંડ કરી ઠબકાવો ઘણું, લોક સહુ નિરખે પેખણું. ૩
તવ કમળા તે આવી કહે, એહ વાત મુજ મનમાં દહે;
સ્વામી તું તો અછે દયાળ, ઇણ વાતે ઉપજશે કાળ. ૪

કૃપા કરો હવે લાગી શીખ, વચન થયું તે માગી ભીખ;
જયા ભણે એ નાસ્તિક ટળે, તો સહી એ માનવ સંભળે. ૫
પદમ કહે જે કહો તે કરૂં, વયણ તુમારાં સહી અણુસરૂં,
તવ તે કીધો કપિ ટળી રાય, જયાતણે જઈ લાગો પાય. ૬
તવ જયા તે ભીલ–સરૂપ, મસ્તક મૂળી દેખે ભૂપ;
પુત્રી આપી તાતેં તદા, સોય કોપ વળી કીધો મુદા. ૭
જીર્ણ વસ્ત્ર શૃંગારજ વિના, દેખી સહુ થયા વિસ્મયમના;
કમળપ્રભની ભગિની જેહ, નિજપુત્રી એ નિશ્ચે તેહ. ૮
સો દેખી નૃપ લાજ્યો ઘણું, ધિગ જીવ્યું ચિંતે આપણું;
સભા સહુકો પામી મોહ, તે દેખીને લાગો છોહ. ૯
કમળપ્રભ નૃપ બીજો જેહ, કરે વીનતી ઉભો તેહ;
સ્વામી તું કુણ દાનવ દેવ, થાઓ પ્રસન્ન ને ભાખો હેવ. ૧૦
તવ જયા તે દાખે રૂપ, નિજ તનયા તે દેખે ભૂપ;
રાજ સવે તે રંજ્યા બહુ, વિકસિત લોચનેં નિરખે સહુ. ૧૧
ઇંદ્ર ચંદ્ર કે દૂજો ભાણુ, મીનધ્વજ મૂકાવ્યાં માણુ;
કે એ રામતણો અવતાર, રૂપે જાણે બ્રહ્મા સાર. ૧૨
તવ આવી તે રાજકુંઆરી, લેઇ વરમાળને ઉભી બાર;
ઘણો મહોત્સવ તિહાંકણુ કરી, કમળસુંદરી કન્યા વરી. ૧૩
દેશ એકનું આપ્યું રાજ, તવ સીધાં મનવાંછિત કાજ;
પદમરાજ પુહતો નિજ ઠાય, રાજ દેશનું આપી જાય. ૧૪
નિજ નિજ પુત્રીને અનુસાર, અળવે આપે જયાકુમાર;
ઔષધી એક પ્રથમ છે જેહ, રત્ન પાંચસેં આપે તેહ. ૧૫
તેહનું દાન કરે અતિ બહુ, લોભે સેવા સારે સહુ;
સ્ત્રી બેહુસ્યું સુખ ભોગવે, દેવતણી પરે દિન જોગવે. ૧૬
વસંત માસ આવ્યો તિણ સમે, લોક સહુ તવ ફાગજ રમે;
જયાનંદ મન ધરી આણંદ, રૂપે જાણે જેહવો ચંદ. ૧૭

મનમાં આણી કોડ અપાર, ઓચ્છવ રમવા ચાલ્યો સાર,
પરિકર સઘળું સાથે કરી, વિવિધ વસ્તુ વળી આગળ ધરી. ૧૮
કેસર કસ્તૂરી મહમહે, અંબર ચૂઆ પરિમળ રહે;
ગુલાલતણા તવ કીધા રોળ, ચંદન કુંકુમ આણ્યા બોળ. ૧૯
ચંપક મોગર ને જાસૂલ, જાય સેવંત્રી ઝાઝાં મૂળ;
પાડળ પારિજાત નહિ પાર, વારૂ વેલી ફૂલ અપાર. ૨૦
સહસપત્ર લખદળ વળી જૂઈ, દમણો મરૂઓ કેતકી લઈ;
કમળતણા બહુ દંડક કરી, સ્ત્રી બેહુ છાંટે જળ ભરી. ૨૧
બોલસરી વળી કણયર ઘણાં, નામ કેતાં કહું ફૂલજતણાં;
ફાગ ગાય તે રાગ વસંત, કામીતણા ચપળ કરે ચિત્ત. ૨૨
ઈમ સુખ વિલસે વિધવિધ પરે, દેવ દોગંદક તેહની પરે;
તવ ત્યાં વાત હુઈ છે જિસી, સુણતાં જાણે સાકર તિસી. ૨૩
વિદ્યાધર એક દીઠો ભૂપ, પૂછ્યું તું કુણ દાખ સ્વરૂપ ?
ખેચર બોલે મધુરી વાણ, વેતાઢયે રહું નિશ્ચે જાણ. ૨૪
અમો વિદ્યાધર વ્યોમે ચાલ, નિજ મનની તું શંકા ટાળ;
પાણી પીવા જળને ઠામ, ઉતરીઓ આણે આરામ. ૨૫
નંદીશ્વરની યાત્રાયે સહુ, દેવ દાનવ તિહાં મળશે બહુ;
ઈહાંથકી દ્વીપજ આઠમું, તિહાં જઈને ભાવે નમું. ૨૬
અઠ્ઠાઈનો મહિમા સાર, મળશે દેવ અપારાવાર;
શ્રી જિનભવન અછે બાવન્ન, ચોબારાં દેખે તે ધન્ન. ૨૭
જયાતણે મન લાગી ખંત, જાવાની મન પેઠી ભ્રાંત;
નિજ ઘર આવીને કહે વાણ, કરી યાત્રા ને આવું ઠાણ. ૨૮
સ્ત્રી સંતોષી ચાલ્યો વીર, પલ્યંક આરોહી બેઠો ધીર;
થોડા દિનમાં આવું જઈ, જયાનંદે એ વાણી કહી; ૨૯
વ્યોમગતિ તે ચાલે જાસ, દેખે જગતી કોટજ તાસ;
ઉંચી આઠ જોઅણને માન, વજ્રપીંડ ને સોવનવાન. ૩૦

પોળ ચ્યાર તે સુંદર રૂપ, અતિહિ મનોહર દેખે ભૂપ;
બારત સાખે ભોંગળ સહી, ધ્વજ પતાકા ઝાઝી કહી. ૩૧
પલ્યંકની ગતિ જોયણ એક, મહીથકી તે ઉંચો છેક;
તવ મન ચિંતે મેં ન જવાય, વિદ્યાસાધન કરૂં ઉપાય. ૩૨
તિહાંથી વેગે પાછો વળ્યો, જંબૂદ્વીપમાંહિં તે ભળ્યો;
તિહાં દીઠું એક જૈનભવન્ન, નીચું જઈ ચિત્તે હું ધન્ન. ૩૩
માંહિં જઇને કરે પ્રણામ, વિનય કરીને સ્તવીઆ તામ;
સ્તવીઆ પ્રથમ જિનેસર દેવ, સુર નર કિંનર સારે સેવ. ૩૪
બાહેર આવી પેખે ધીર, મંડપ નિરખે જયાનંદ વીર;
તિહાં તવ બહુલા સ્વર વળી થયા, જોવા કાજે જયાનંદ ગયા. ૩૫
સુંદર નરનું ટોળું એક, કરે નૃત્ય તે વડે વિશેક;
તવ નરને પૂછે રાજાન, કસ્યા નર એ શું વિજ્ઞાન? ૩૬
વળતો તે નર બોલે વાણ, લખમીપુર નગરી એ જાણ;
નૃપ મહીપાળ સબળ બળવંત, પ્રજા સર્વ વાંછે જયવંત. ૩૭
પુત્રી ત્રણ્ય સકળગુણભરી, રૂપવંત તે જાણે સુરી;
જિનશાસનની ત્રણ્યે જાણ, નાટિક ગીતતણી તે ખાણ. ૩૮
એક કન્યા તે નાટક લહે, બીજી ગાન વીણારસ કહે;
ત્રીજી મધુરાં ગીત રસાળ, રૂપવંત તે ત્રણ્યે બાળ; ૩૯
થઇ મોટી તે ત્રણ્યે જિસેં, નિજ નિજ કરે પ્રતિજ્ઞા તિસેં;
આપાપણી કળાના ભેદ, જે અમ જીપે તે વર વેદ. ૪૦
ઠામ ઠામના રાજકુમાર, જીપી ન શકે એક લગાર;
વળી આવીને શીખે કળા, માસ માસ પ્રતિ નિરખે બળા. ૪૧
તવ તે જયાનંદ મનવસી, સુણી વચન ને હૈડે હસી;
મંચ શસ્ત્ર સવિ મૂકયાં ઠામ, વામનરૂપ કરે એ કામ. ૪૨
કુત્સિત દેહ આભરણે ભર્યો, પંડિત જિહાં બેઠા પરવર્યો;
તેહને આવી કરે પ્રણામ, નામ ઠામ કુળ કેહું ગામ. ૪૩

હું છું ખત્રી રૂપે ઇસ્યો, કો નવિ પરણે કારણ કિસ્યો ?
કળા શીખવા આવ્યો અહીં, તે કન્યા મુજ પરણે સહી. ૪૪
તવ તે હસી પડયા સવિ રાય, એ શું શીખે કિસ્યો ઉપાય;
વિદ્યાયોગ્ય એ નર સહી નહીં, પંડિત વચન કહે તવ સહી. ૪૫
તવ તે વામન કરે વિચાર, સવા કોડિનું કંકણ સાર;
તે મૂકે જવ પંડિત પાસ, વિપ્ર ભણે તુમે ભણો ઉલ્લાસ. ૪૬
કપટપણે નવિ શીખે કળા, તવ કુંઅર થાએ આકળા;
હસી હસી દુખાડે પેટ, એ સહી કન્યા વરશે નેટ. ૪૭
તવ વામણે કરી એક પેર, જયા ગયો પંડિતને ઘેર;
પંડયાણીને કરે પ્રણામ, દે આશિશ તે મનસ્યું તામ; ૪૮
સવા કોડિનું કંકણ જેહ, પંડયાણીને આપ્યું તેહ;
તિણે પંડયાણીનું મન ચળ્યું, સાકરમાંહિ દૂધજ ભળ્યું. ૪૯
પંડિતને વળી કહેજો તુમો, જિમ બહુ વિદ્યા પામું અમો;
જવ પંડિત આવ્યો આવાસ, નિજ વનિતા જઈ બેઠી પાસ. ૫૦
એ છાત્ર નહીં વિદ્યાવંત, એહને દ્યો સરસ્વતિનો મંત;
તવ પંડિત મુખ એહવું ભણે, બહુ ઉપાય કિયા એ તણે. ૫૧
તોહે મુખ નાવે એક માત્ર, ઘર સરખી નવિ દીસે જાત્ર;
કંકણ દેખાડયું જેટલે, બીજું પંડિત પાસે ભલે. ૫૨
તવ પંડિત માંડે પરપંચ, નિશા ભણાવે માંડી સંચ;
તોહે પિણ વામનનું રૂપ, કહ્યું ના કરે વક્રીભૂપ. ૫૩
ઇમ કરતાં દિન કેતા ગયા, શીખી કળા સવિ ઉદ્યમી થયા;
વસ્ત્ર શસ્ત્ર સવિ સૂધાં ધરે, રાજભવન જાવા મન કરે. ૫૪
માસતણો તે અવસર થયો, વળતો બોલ જયા પ્રતિ કહ્યો;
તવ તે સવિ વામણને કહે, કળા દેખાડી મંદિર રહે. ૫૫
વામણ કહે હું આવું સાથ, જો ગુરૂ મુજ વળગાડે બાથ;
માસ માસ પ્રતિ પ્રિક્ષા થાય, તિહાં આવીને બેસે રાય. ૫૬

મળે લોક સવિ થોકેથોક, ઉદ્યમ કરે તે થાએ ફોક;
જયાનંદ પંડિતને કહે, બાહુબંધ તુમ દીધું લહે. ૫૭
તે દીઠું તવ ઝાલે હાથ, વિપ્ર ભણે હવે આવો સાથ;
પંડિત પ્રતેં પ્રકાશે ગુજ્જ, રાય પાસે બેસારો મુજ્જ. ૫૮
આપાપણી કળા જો ખરી, નવિ જીપે રાજા-કુંઅરી;
તવ મુજને તુમો દેજો આશ, કૌતિક કરૂં હું રાજાપાસ. ૫૯
તવ પંડિત તે સોવનમાટ, હાજ ભણીને તેડયો વાટ;
રાજલોક સવે બેઠા જયાંહિં, છાત્ર તેડીને આંવ્યો ત્યાંહિં. ૬૦
વામણ રૂપ દીઠું જેટલે, એ સહી કન્યા વરશે ભલે;
રાજપુત્રી તવ આવી ત્રણ, રૂપવતી ને સોવનવર્ણ. ૬૧
પહેલી નાદસુંદરી નામ, તે માંડે નાટકનું કામ;
બીજી વીણાના લહે ભેદ, ત્રીજી જાણે રાગ અભેદ. ૬૨
નાદસુંદરી બીજી નામ, ગીતસુંદરી ત્રીજી તામ;
વિવિધ કળા દેખાડી નવી, પર પરની ઓછે પલ્લવી. ૬૩
તેહને જીપી ન શકે કોય, જયાનંદ તવ બેઠો જોય;
તવ વામણે મુખ-વાણી કહી, નાદસુંદરી તું ચૂકી સહી. ૬૪
તવ કન્યા તે બોલે કિમ્મ? ભરતશાસ્ત્રના જુઓ મમ્મ!
તવ તે વામણના મુખથકી, ભરતશાસ્ત્રની કાઢી વકી. ૬૫
તવ તે કન્યા ઓછી બહુ, હું ચૂકી છું મ કહેશે સહુ;
નામે જાણી તાહારી વાત, ઓછયા કારણ ચૂકી ઘાત. ૬૬
પણ મુરખ સિળિયું સહુ કોય, એહવી વાણી સુણે સવિ લોય;
તવ રાજા પંડિતને કહે, વળી છાત્ર કો તાહારે રહે? ૬૭
વામણને દેખાડે તામ, આગળ આવી કરે પ્રણામ;
રાજાનો માગી આદેશ, વીણામાંહિં દોષ અશેષ. ૬૮
તે સરવેના જોઇ સંચ, નાટકનો માંડયો પરપંચ;
દેવતણી પરે વીણા વાય, કરે નૃત્ય મધુર સ્વર ગાય. ૬૯

તે ત્રણ્યે તિહાં રંગી બાળ, વરમાળા ઘાતી તત્કાળ;
તવ નૃપ ચિંતે હૃદય મઝાર, કન્યા કિમ દીજે એ બાર ! ૭૦
આવ્યા જે જે રાજકુમાર, વઢવા સજ્જ થયા તેણીવાર;
અનેક પરે તિણે યુદ્ધજ કરી, જયાતણે મન આનંદ ભરી. ૭૧
એકતણા ઉદ્દાળે લોહ, તવ નાઠા તે જાયે જોહ;
કેતાના તો ભાગાં હાડ, કેતા બાંધ્યા સબળે ઝાડ. ૭૨
કેતે દશ અંગુલી મુખ દીધ, કેતાનાં શિરમુંડણ કીધ;
તવ રાજાને ચઢીઓ કોપ, સેનાની પ્રતિ કહે કરો લોપ. ૭૩
તવ તે સેનાની સજ થઇ, બહુ સંગ્રામ આરંભ્યો લઈ;
વામણ રાય તે કીધી બુદ્ધ, બાંધ્યો સેનાની કરતાં યુદ્ધ. ૭૪
રાજા મન આણી વિખવાદ, સૈન્ય સર્વને કીધો સાદ;
તવ મંત્રી આવીને કહે, નહીં વામણ તું ઊભો રહે. ૭૫
એ છે સહી કો દેવ દયાળ, શામાટે ઉપાઓ કાળ;
તવ રાજા મન ધરી સંતોષ, હય મૂકયા વળિ મૂકયો રોષ. ૭૬
તવ વામણે મૂકયાં હથિયાર, સાહમો આવી કરે જૂહાર;
સભામાંહિં બેઠા એકઠા, વામણ દેખીને મનમઠા. ૭૭
પાય લાગીને ચિંતે તામ, રૂપ દેખીને પૂછે ગામ;
તું કુણ દેવ ઇંદ્ર કે ચંદ્ર ? રૂપ દેખાડી કરો આણંદ. ૭૮
ચિંતે જયા એ દુખિયા થયા, તવ સોવનમય દીઠી કયા; (કાયા)
રાજવર્ગ સવિ આણંદ ભયો, ઘર ઘર મંગળ ઓચ્છવ થયો. ૭૯
સૂરજ કોટિ થયા પ્રકાશ, રૂપે જાણે લીલવિલાસ;
ઇણે અવસર યાવકજન એક, કમળપુરીથી આવ્યો છેક. ૮૦
જયાનંદ જવ નયણે દીઠ, તવ તસ લોચન અમીય પઈઠ;
પદ્મરથની જે હુઇ કથા, તે કહી તાસ હુઇ જિમ યથા. ૮૧
એ નર તે સહી નિશ્ચે જાણ, દેવરૂપી મનમાંહિં આણ;
તેહ સુણી નૃપ લાગ્યો પાય, સબળ મહોચ્છવ મંડે રાય. ૮૨

વારૂ લગન લેઈ એક સાર, કન્યા પરણાવી સુવિચાર;
દેશ નગર આપ્યા ભંડાર, સુખ વિલસે બહુ જયજયકાર. ૮૩
રાજકુમાર જે આવ્યા હતા, ખમી ખમાવી થાનક ગતા;
એક દિન જયાકુંમર મન રંગ, વન ક્રીડા કરે ત્રણ સ્ત્રી સંગ. ૮૪
ચોર એક તવ રાસભ ધરી, તૂર વાજતે આણ્યો ફરી;
લાવ્યા જિહાં વધનું છે ઠામ, જોવા મિળિયું સારૂં ગામ; ૮૫
તવ જયા મન કરૂણા ધરી, વેગે આવ્યો તિહાં સંચરી;
શૂળીથી છોડાવ્યો ચોર, કરતા રાખ્યા પાપ અઘોર. ૮૬
તે તેડી આણ્યો આવાસ, ભોજન દીધું મન ઉલ્લાસ;
શબ્દતણે અનુસારે એહ, સંઘસાર એ હોએ તેહ. ૮૭
તવ આલંગી પૂછી વાત, એ આપદા શી આવી ભ્રાત ?
સંઘ કહે તું થાપી રાજ, સમર પલ્લીપતિ આવ્યો લાગ. ૮૮
તેહસ્યું યુદ્ધ કરી નવિ શકયો, ગ્રહી કબજે ને થાનકે લકયો;
અંગે પ્રહાર મુજ દીધા બહુ, ચરમે મઢિયું હું કેતો કહું. ૮૯
પરવતથી ઢાળી નાખીઓ, પરાળ પડયો દૈવે રાખીઓ;
તવ કરમે વૂઠો જળધાર, ચર્મ શીઆળે ખાધું સાર. ૯૦
દિન કેતે મુજ મૂર્છા ગઇ, ચોરી કરવા પેઠો ભઈ;
કર્મ સંયોગે તું મુજ મળ્યો, તવ મનવંછિત સુરતરૂ ફળ્યો. ૯૧
સંઘસાર કીધો ઘરધણી, રાજા માને જાણી ગુણી;
રાજા શ્રીપતિ પૂછે જયા, સંઘ તુહ્મારે કેતી મયા ? ૯૨
જયાનંદ મુખ બોલે વાણ, એ અમ બંધવ નિશ્ચે જાણ;
સ્ત્રી જંપે સ્વામી અવધાર, સંઘસાર માં રાખો બાર. ૯૩
એહની દૃષ્ટી નિખરજ સહી, મનની વાત હતી તે કહી;
જયા ભણે તુમો લવતી રહો, એહવાં કથન મુજને કાં કહો. ૯૪
એ મુજ બંધવ વડો વખાણ, એહ વાતની શંકા માણ;
તવ સ્ત્રી ત્રણ્યે મોનજ રહી, વળતી વાચ કિસિ નવિ કહી. ૯૫

એક દિન નૃપતિ સંઘને કહે, શે કારણ તુમસ્યું હિત વહે?
સંઘસાર બોલ્યો નરપતિ, એહની વાત ન કહેવી રતિ. ૯૬
તિમ તિમ રાજા આગ્રહ કરી, એહ પુરૂષનું બોલો ચરી;
સંઘ કહે કહીં ભાખું નહીં, તેહની અગડ કરો જો સહી. ૯૭
તવ રાજા મન અચરજ ધરી, સંઘ પ્રતેં પ્રતિજ્ઞા કરી;
જયનગરનો વિજયનરેશ, તસ કુંઅર હું બાળેવેશ. ૯૮
દાનવ્યસન મુજ હુંતો સદા, તાતે રીસ કરી મુજ તદા;
મુજ કુળનો એ ડુંબજ જાણ, જાતે ચંડાળ પિણ વિદ્યાખાણ. ૯૯
મુજ સાથે નીસરિયો સહી, શીખી વિદ્યા અળગો રહી;
હું તે માટે છું વારીઓ, તે માટે મુજ આદર કીઓ. ૧૦૦
જાણે જો રાજા જાણશે, તો સહી નિશ્ચે મુજ મારશે;
ઇસ્યું સુણીને દીધી વિદા, ભૂપતિ મનમાં લાજ્યો તદા. ૧૦૧
પોતાના નર હુંતા જેહ, રાતે તેડી અણાવ્યા તેહ;
મધ્ય રાતે આવે અસવાર, તેહને કરજો ખડગપ્રહાર. ૧૦૨
જયા પ્રતેં તવ તેડું કરે, તવ સ્ત્રી ત્રણ્યે ઇમ ઉચ્ચરે;
સ્વામી રાજા કૂડા હોય, ઇણ વેળા નવિ જાએ કોય. ૧૦૩
નહીં તો સંઘસાર પાઠવો, ઉત્તર દેઈ આવ્યો હવો;
સંઘ પ્રતેં કહે જયાનંદ, રાજા તુમ તેડે આણંદ. ૧૦૪
તવ ઉચ્છક થઇ અશ્વે ચઢી, પોળપ્રવેશ કરવાળજ પડી;
મારીને તવ નાઠા જોધ, ચોકી આવી કરતી શોધ. ૧૦૫
અધ સસતો તે દીઠો સંઘ, રાજલોક માંહિં પડીઓ ધંધ;
જયાતણે મંદિર લઈ જામ, સૂળી ધોઇ પાઇ તામ. ૧૦૬
સંઘસાર તવ સાજો થયો, એ વરતાંત રાજાને કહ્યો;
રાજાને મન મોટી દાઝ, સુભટ મોકલ્યા મારણકાજ. ૧૦૭
જયાતણે સુભટે તે હણ્યા, તવ રાજા કોપે રણઝણ્યા.
પોતે ચઢીને આવ્યો રાજ, જામાતાને હણવા કાજ. ૧૦૮

તવ મંત્રી આવી વીનવે, એ શું કર્મ કરો છો હવે?
એહનું કુળ ચંડાળજ જાણ, સંઘતણે મુખ એહવી વાણ. ૧૦૯
મંત્રી કહે દુર્જન જન જેહ, એહવાં કથન કહે વળી તેહ;
તુમો જઇને પૂછો સહી, ભૂપતિ વાત મંત્રીને કહી. ૧૧૦
જયાતણે ઘર મંત્રી ગયો, કરી પ્રણામ ને ઉભો રહ્યો;
સ્વામી કહો કુણ કુળ ને ગામ, જયા ભણે કહેશું સંગ્રામ. ૧૧૧
તવ સ્ત્રી ત્રણયે લાગી પાય, જયા ભણે કહેશે સંઘરાય;
સ્ત્રી બોલે તસ વાચા તેહ, સંઘ ભણે ચંડાળજ એહ. ૧૧૨
તવ જયા મન આણી ગર્વ, આ લ્યો બૂટી કહેશે સર્વ;
રાજસભાયે થંભે જેહ, શાળભંજિકા કહેશે તેહ: ૧૧૩
તસ મસ્તકે એ બૂટી ધરી, શાળભંજિકા કહેશે ચરી;
તવ શ્યામા મન ઉલ્લટ ઘણો, પિતા પ્રતિ કહે વાણી સુણો. ૧૧૪
આવો સભા સહુ પેખતાં, થંભપૂતળી ગુણ કહેશે છતાં;
પૂતળી મસ્તક મૂળી ધરી, તવ બોલેજ જયાનું ચરી. ૧૧૫
સભા સહુકો થઇ સાવધાન, સૂધે મન ધરજો સહુ કાન;
એમાં જૂઠ ન એકે રતી, વાત કહું છું જે છે છતી. ૧૧૬

( દૂહા. )

વિજયપુરાહવ વિજયસુઅ, સિરિ જયાણંદ ભિડાણુ;
વર ખત્તિ નરવંશમણિ, ગુણનિહિ મહિમનિહાણ. ૧
વિજયપુરનગર જયનૃપ, કમળા કુક્ષેં ધાર;
અતિ સોભાગી ગુણનિલો, એ જયાનંદ કુમાર. ૨

( ચોપાઇ. )

એહવી વાણી નિસુણી કાન, રાજા મનસ્યું થયો હેરાણ;
ચાલી ગયો કુમરીઆવાસ, પાએ પ્રણમી ખમાવે તાસ. ૧૧૭
તોહિ રાજા નહીં વિશવાસ, પુરોહિતસુતને તેડે પાસ;
વિજયપુરે તું વેગેં વહી, નરતિ કરીને આવો અહીં. ૧૧૮

કરી અવધિ દિન નવની સહી, પુરોહિતસુતે એ વાણી કહી;
કરભનાં વાહન લીધાં પંચ, નર પંચે તે ચારૂ સંચ. ૧૧૯
જોયણ શતનું અંતર જિહાં, દિન ત્રીજે વળી આવ્યા તિહાં;
ઉંટ તે બાંધ્યા વનહ મઝાર, જોશી વેશ ધર્યો તેણિવાર. ૧૨૦
ચાલ્યા આવ્યા રાજભવન્ન, જાણે ઈંદ્રપુરી કે અન્ય;
સોવનમય મંદિર ઝળકંત, મણિ-રત્નમય લાગું ચિત્ત. ૧૨૧
થાંભે દીપ ઝલામળ ઘણી, શાલભંજિકા દીસે મણી;
કાચતણા બહુ બાંધ્યા ચોક, મૂરખજન તે પાડે પોક. ૧૨૨
જાળી ગોખ તે મણિમય જાણ, ઇણી પરે જોશી મનમાં આણ;
કે એ સ્વર્ગ કે ઈંદ્રભવન્ન, વિપ્રતણું ત્યાં મોહ્યું મન્ન. ૧૨૩
આશિર્વચન જ પોળે કહે, તે આઘો જાવા નવિ લહે;
દુઆરપાળ જઇ રાજા વીનવ્યો, જ્ઞાની એક દીસે અભિનવો. ૧૨૪
શીઘ્ર થઇને તેડી લાવ, આવ્યા જોશી મોટે ભાવ;
કરીય સ્તુતિ ને ઊભો રહે, પ્રણામ કરી નૃપ બેસો કહે. ૧૨૫
મનસ્યું ચિંતે એસ્યું ઇશ, કે બ્રહ્મા કે શ્રી જગદીશ !
વિજયરાય તવ દ્વિજને કહે, શી શી વિદ્યા તુમ મન રહે. ૧૨૬
જાણું સ્વર્ગ મૃત્યની વાત, ચંદ્રગ્રહણ તારાના પાત;
તવ રાજા કહે સુણ તું વીર, પુત્ર અમારો જે જગધીર. ૧૨૭
તેહની સુધિ તુમો જો કહો, તો મન વંછિત સંપદ લહો;
હીન સંધ તે લેઈ ગયો, જયાનંદ તે મનમાં હયો. ૧૨૮
તવ આડંબર કરી અપાર, તિહાં બોલે જોશી તિણ વાર;
તુમ સુત વિજયી જાણું સહી, દેશ ઘણાની ફરસી મહી. ૧૨૯
નૃપતિસુતા તિણે વરી અનેક, લખમીપુર છે હવડાં છેક,
તે સુણી નૃપને થયો આણંદ, વિપ્ર ભલો તું સૂધો ચંદ. ૧૩૦
દાને વૂંઠો જળધર-ધાર, ઉંટ સવિ તે ચાંપ્યા ભાર;
દિવસ એક રહીને વળ્યા, દિન ચોથે જઇ રાજા મળ્યા. ૧૩૧

જે વરતાંત થયો તે કહ્યો, તેહ સુણી મહીપતિ ગહગહ્યો;
વાત કરંતાં જાણુજ થયું, આવ્યા મંત્રી આવી કહ્યું. ૧૩૨
જય વિજયરાજાનો લેખ, ભેટ ઘણીસ્યું તુમને પેખ;
જે અમ પ્રાણુતણો આધાર, તે નજરે દાખો એકવાર. ૧૩૩
મંત્રી સાથે તે પાઠવ્યા, જયાતણે મંદિર આઠવ્યા;
જાણુ કરી તવ જયાનંદ, તે નિસુણીને થયો આણુંદ. ૧૩૪
સાહામો આવી પ્રણુમ્યા પાય, તુમશું વિજયી છે માય તાય;
મંત્રી ભણે જીવ પાખે અંગ, તુમ વિણુ માયતાય છે તંગ. ૧૩૫
સુણી જયા મન ઝાંખો થયો, હું કાં માની કુખે ભયો;
છડે પ્રયાણે જાવું તિહાં, એક ઘડી હવે ન રહું ઈહાં. ૧૩૬
ઇસ્યું કહી મંત્રીને માન, આરોગાવી આપ્યાં પાન;
તવ નિશ્ચે જાવું મન ધર્યું, પાયક સહુને જાણુજ કર્યું. ૧૩૭
શ્રીપતિ રાજા જાણુજ ભયો, જયા ચાલે છે નિશ્ચે થયો;
તવ રાજા તે ધરણી ઢળે, મંત્રી સઘળા આવી મળે. ૧૩૮
વાય કરીને વાળ્યું ચેત, જાણે પૂઠે લાગો પ્રેત;
પેટ મારવા લાગો જામ, પુત્રી ત્રણ્યે આવી તામ. ૧૩૯
અહીઆપોહ કરે બહુ તદા, મેં મન માંહિં નાણ્યું કદા;
એહ પુરૂષસ્યું કીધું યુદ્ધ, એહ મહારાજા-વંશવિશુદ્ધ. ૧૪૦
માહારૂં સુખ કેમ દાખું એહ, કરી ઉપાય ને પાડું દેહ;
તવ જયા આવ્યો પરવરી, એ રાજા તેં શી પરે કરી. ૧૪૧
જાણ્યા પખેં નવિ માને મન્ન, જાણ્યા પખે તે વસતે રત્ન;
અનેક ઉપાય કરીને રાય, જીવતો રાખ્યો તેણે ઠાય. ૧૪૨
નગર વઇરાટે પાંડવ રહ્યા, રાય હરિચંદ ડુંબજળ વહ્યા;
નળરાજા થઈ રહ્યો સુઆર, અણુજાણ્યાનો કિસ્યો વિચાર. ૧૪૩
શ્રીપતિ રાજા ઇમ ઉચ્ચરે, મહી-થળી જો સેહેં ભરે;
ગંગાજળ જવ કાજળવાન, અહ્ન વચન તે સાચું માન. ૧૪૪

જો તું હવડાં રહે મુજ પાસ, તો મુજ જીવિતની સહી આશ;
બોલ દેઈ રાજા સંતોષ, સુખેં સમાધેં કાયા–પોષ. ૧૪૫
સંઘસારને તેડી તામ, મંત્રી સાથે સોપ્યું ગામ;
લેખ લખી રાજાને ખરો, સંઘસારને રાજા કર્યો. ૧૪૬
મંત્રી સાથે આવ્યો સંઘ, જય વિજયને તવ થયો ધંધ;
ભાઈ બેઉ એકંતે મળી, કરે મ મૂરતિ સૂધી વળી. ૧૪૭
જયા તુહ્મો રહો ઘર વાસ, તો અહ્મો જઇયે વનવાસ;
સંઘસાર રાજ્યેં થાપિયે, તુહ્મને જુવ પદવી આપિયે. ૧૪૮
તોજ પ્રજાના સીજે કાજ, નહીંતો કુળને આવે લાજ;
પ્રભાતે ઉઠી તાપસ ભયા, સંઘસાર તે રાજા થયા. ૧૪૯
સુખેં સમાધે પાળે રાજ, પ્રજાતણા સવિ સારે કાજ;
વિજયરાજ તે તાપસ રૂપ, સંઘસારને થાપ્યો ભૂપ. ૧૫૦
લખમીપુર શ્રીપતિ રાજાન, જયાતણું બહુ વાધ્યું માન;
એક દિન પૂરી સભા બઈઠ, વનપાળક આવ્યો નૃપ દીઠ. ૧૫૧
સ્વામી ચંદન–વન આરામ, ગુરૂ પધાર્યા ભેટો સ્વામી;
તે નિસુણીને ચાલ્યા તિહાં, ગુરૂ દીઠા વનમાંહિ જિહાં. ૧૫૨
ગુરૂએ ધર્મદેશના કહી, ભવ્ય–જીવેં સાચી સદ્દહી;
જયાનંદને સોંપી ભાર, ગુરૂ પાસે લિયે સંયમ સાર. ૧૫૩
પૂરવ ચઉદ ખરાં અભ્યસ્યાં, શ્રી જિનવચન તે હૈડે વસ્યાં;
બીજાં પાંચસયાં પરિવાર, નારી પાંચસેં થઇ અણગાર. ૧૫૪
શ્રીપતિ રાજઋષિ તે વળી, ખપી કર્મને થયા કેવળી;
મોક્ષે પોહોતા સાધુ સુજાણ, જયજયકાર સદા કલ્યાણ. ૧૫૫
હવે જયા નૃપ હુઓ બહુ, દેશ ઘણા પિણ સાધ્યા સહુ;
ત્રિખંડનો રાજા તે થયો, ધનદ પરે તે દાની હુઓ. ૧૫૬
કમળપ્રભ પદ્મરથ જેહ, કન્યા લેઇને આવ્યા તેહ;
વળી બીજા નૃપ આવે જેહ, કરે ચાકરી ઊભા તેહ. ૧૫૭
ઘણી કન્યાનો સંગ્રહ કરી, દાને પુણ્ય ભંડારજ ભરી;
પ્રજાતણાં તે સારે કાજ, ઇંદ્ર પરે તે પાળે રાજ. ૧૫૮

એક દિન નાટકીએ એક સાર, માંડયું નાટક કરી વિચાર;
નાટકણી તે સુંદર રૂપ, પદ્મપ્રભ ઓળખિયો ભૂપ. ૧૫૯
પિતા પોતાનો જાણ્યો જામ, નિજ ચરિત્ર તે ગાયું તામ;
તવ રાજા પદ્મરથ જેહ, નિજ પુત્રી વળી જાણી તેહ. ૧૬૦
તવ પુત્રીને પૂછે વાત, નૃપ બોલે એ સ્યું અવદાત;
મુજ સ્વામીસ્યું રમવા ગયાં, વન-રમતાં નિદ્રાવશ ભયાં. ૧૬૧
ભીલ મળીને આવ્યા બહુ, નાશી દહ દિશિ તે ગયું સહુ;
ભીલ હાથ તે હું તિહાં પડી, ધણી ના શકયા તેહસ્યું ભિડી. ૧૬૨
તસ ઘર લઈ ગયો તે ભીલ, તસ નારી વિષ દીધું ડીલ;
માંગણ જણ એ આવ્યો ત્યાંહિં, તેહને આપી ઝાલી બાંહિં. ૧૬૩
નગર એક તે લેઇ આવીઓ, ઓષધ કરીને એ ફાવીઓ;
નિજ સ્ત્રી કરીને રાખી સહી, વીતક વાત હતી તે કહી. ૧૬૪
ગરથ દેઇ છોડાવી બાળ, તસ સ્વામી તેડી તતકાળ;
તે સ્ત્રી આપી કરી પસાય, એ શ્યાં કામ કર્યાં તુહ્મા રાય ! ૧૬૫
સુખે સમાધે નિજ ઘર રહે, આઘી વાત તો કવિયણ કહે;
જો જગદંબા સાંનિધ કરે, વાણી સરસ વળી ઉચ્ચરે. ૧૬૬
કવિયણને મન હરખજ ભયો, ઉલ્લાસ ત્રીજો પૂરો થયો;
જો માતા તું હંસાસની, વાણી આપિશ મનભાવની. ૧૬૭
તો ચોથો બોલી ઉલ્લાસ, કરસ્યું વાણીનો પરકાશ;
હરખ ધરી કવિ બોલે વાન, ભણે સુણે તસ નવે નિધાન. ૧૬૮

ઇતિશ્રી વાના કવિવિરચિત શ્રી જયાનંદ કેવળી રાસ વિષે સ્ત્રી ચરિત્ર ઉપર મદન ધનંદ કથા, કમળપ્રભ પચીરથ યુદ્ધ અધિકાર, પચીરથ પ્રતિબોધન, કમળસુંદરી પાણીગ્રહણ, લક્ષ્મીપુરી કન્યા ત્રણ પરિણયન, સંઘસાર રાજ્યસ્થાપન, રાજા શ્રીપતિ દીક્ષાગ્રહણ મોક્ષપ્રાપ્તિ, ત્રિખંડસાધન, વિજયસુંદરી ચરિત્રાદિ વર્ણન પૂર્ણ ત્રીજો ઉલ્લાસ સંપૂર્ણ થયો.



# ઉલ્લાસ—ચોથો.

(વસ્તુછંદ.)

માત ભગવતિ ભગવતિ ધરી તુજ્ઝ ધ્યાન,
સરસ કથા જયાનંદની ધરિય હિતને આપી વાણિય;
શ્રી વિજયાનંદ ગુરૂ નમી કરૂં, ચરિત્ર અતિ સરસ જાણિય.
ઉલ્લાસ ત્રણ જે મેં કર્યા, તે સવિ માત પસાય;
વળી આઘો ઉદ્યમ કરૂં, ગી તું દેજે માય. ૧

(દુહા.)

સુખે રાજ જયાનંદ ત્યાં, ઇંદ્રપરે સુરલોક;
સંઘસાર જે તિહાં રહ્યો, દિન જાએ તસ ફોક. ૧
એક દિન જયરાજા પ્રતિ, સંઘ વિમાસે તામ;
બંધીખાને સહી ધરૂં, કરૂં એ નિશ્ચે કામ. ૨
ઇસ્યું વિમાસી નૃપ જયા, ઓસ્યું નિગ્રહ કીધ;
ઋદ્ધિ સર્વ તિણે અપહરી, પરઘુ બંધી દીધ. ૩
તસ મંત્રી અતિ વલ્લહો, કરી પરપંચ અનેક;
સુરંગ દેઇ નિશ્ચે તિહાં, સહી તે કાઢયો છેક. ૪
લખમીપુરે તે લાવીઓ, મન ધારી અતિ રંગ;
જયાનંદ જાણુજ થયું, તવ તસ આવ્યો સંગ. ૫
બહુ ઉત્સવસ્યું મંદિરે, જયનૃપ કરે પ્રવેશ;
નગરલોક સહુ દેખતાં, તવ તિહા નમે નરેશ. ૬
દૂત એક બહુ બોલણો, તેડયો ત્યાં દઇ શીખ;
એ કામો તેં સ્યાં કર્યાં, નિશ્ચે માંગીશ ભીખ. ૭
વાંચી સંઘ મન ચિંતવે, એ મુજ માઠું કામ;
પરઘુ સરવ છોડી દિયો, જિમ રહે મારી મામ ૮

જયાનંદ સુખ ભોગવે, દેવતણી પરે તેહ;
માસ વસંતજ આવીઓ, ફાગ રમે સહુ જેહ. ૯
સ્ત્રી સાથે રમવા ગયો, જળક્રીડાને કામ;
ક્રીડા કરી પાળે રહ્યો, નિરખે વન અભિરામ. ૧૦
ભીલ એક એહવે સમે, સ્નાન કરી નિજ હાથ;
નૃપ આગળ ઊભો રહ્યો, બીજો કો નહિ સાથ. ૧૧
પય પ્રણમી ઊભો રહ્યો, સાંભળ તું મહાધીર;
ત્રૈલોક્ય પરવત હું વસું, કાળ મ્હાકાળજ વીર. ૧૨
લહુ બંધવ સબળો થઈ, લીધું સ્ત્રીસહ રાજ;
આ વનમાં તે આવીઓ, કરો મુજ એતો કાજ. ૧૩
જયા તેહ પૂંઠે ગયો, તિહાં નવિ દીસે કોય;
ભીલ તેહ નાશી ગયો, ફરી ફરી વનમાં જોય. ૧૪
વર વિમાન એહવે સમે, નર બેઠો એક ત્યાંહ;
કરી પ્રણામ ઊભો રહ્યો, જયાનંદ છે જ્યાંહ. ૧૫
વૈતાઢય ઉત્તરશ્રેણિમાં, નગર ભલાં છે સાઠ;
તેહતણો હું રાજીઓ, પ્રજા પાળુંછું તાસ. ૧૬
માહરે સુત એકજ ભલો, વજ્રાયુધ તસ નામ;
શિખર એક દીઠું ભલું, તિહાં તિણે વાસ્યું ગામ. ૧૭
તે થાનક ચઉસઠિતણું, કરે ઉપદ્રવ અનેક;
મરગી રોગ તે અતિ ઘણા, કહેતાં નાવે છેક. ૧૮
વજ્રાયુધ તે ચિંતવી, વિદ્યા સાધે ઉદાર;
જોગણિયોએ ખોભવ્યો, પણ નવિ ચળ્યો લગાર. ૧૯
રૂપ અનોપમ તવ કરી, એહવી બોલે વાણ;
નિશ્ચે સહી તુજને વરૂં, એ તું સાચું જાણ. ૨૦
ઇણ વચને ચૂકો સહી, બાંધ્યો પન્નગપાસ;
મારી કૂટી ઇમ કહે, પરણો એ સાબાશ. ૨૧

નિજ ઘર તે લેઇ ગઈ, કરે તે સઘળું દુઃખ;
દિન કેતે મેં સાંભળ્યું, ગઇ તરશ ને ભૂખ. ૨૨
દક્ષિણશ્રેણિનો પતિ, ચક્રાયુધ રાજાન;
તેહની કરૂં હું ચાકરી, પણ નવિ દેવે માન. ૨૩
મેં જઇને તેહને કહ્યું, પુત્ર છોડાવો એહ;
કહે છોડાવું તો સહી, [ પણ ] જૂઠું બોલે તેહ. ૨૪
તે દુખ અતિઘણુ સાંભરે, એહવે રાયનો દૂત;
કન્યામાંગણ આવીઓ, તે અતિ વાંકો ભૂત. ૨૫
તવ મેં તસ ઉત્તર કીઓ, પુત્ર છોડાવે જેહ;
સહી કરી તે સાંભળો, કન્યા પરણે તેહ. ૨૬
એહવું વચનજ સાંભળી, મનમાં નાંણે તેહ;
નિમિત્તિયો મેં પૂછીઓ, ભાખી જાણે જેહ. ૨૭
તવ બોલે તે પંડિતો, સાંભળ ખેચર વાત;
જયાનંદ જે આવશે, જય નૃપ જેહનો તાત. ૨૮
એ કન્યા તે પરણશે, ત્રિલોકી રૂપ ન પાર;
તુજ નંદન છોડાવશે, વિશ્વતણો આધાર. ૨૯
તે હું ખેચર ભીલ થઇ, તું આણ્યો ઇણે ઠામ;
દુખભંજન જગ તું સહી, આવો માંરે કામ. ૩૦
વિમાને બેસી આવિયા, જિહાં ખેચરનો વાસ;
પવનંજય તવ વીનવે, સાંભળ લીલ-વિલાસ. ૩૧
ઇહાં વિદ્યા સાધ્યા પખે, ચઉસઠ વશ નવિ થાય;
આહુતી સઘળી આણીને, વિદ્યા સાથે રાય. ૩૨
તવ યોગિનિ આવી તિહાં, કીધા કોડ ઉપાય;
જયાનંદ ચકો નહીં, પણ તે વાયા વાય. ૩૩
જોગિનિયો બહુ પરે નડી, આણી મન વિખવાદ;
જયાનંદ મન થિર કરી, ધ્યાન ધરે નિરાબાધ. ૩૪

રૂપ અનોપમ તવ કરી, હાવ ભાવ કરે તેહ;
વચન રસાળજ વરસતી, નયણે દાખે નેહ. ૩૫

( ઢાળ ૧ લી. )

તું તો જયાનંદ મહારાય, અમો સેવશું તાહરા પાય;
અમો બોલું છું કર જોડી, રખે નાખત હોય વખોડી. ૧
અમો સહિય સમાણી ટોળી, દીસંતી ભાંભર ભોળી;
અમ વચન જિસ્યાં રંગ ચોળી, અમ નયણાં અમિય કચોળી. ૨
અમો રૂપે રંભ સરીખી, તુમે જુઓ નયણે નિરખી;
એક વાર હસીને બોલો, એણી વાતે હૈડું ખોલો. ૩
તું તો ગુણહતણો સહી દરિયો, નવ નિશ્ચે તું અમ વરિયો;
અમો કેવળ તાહરી દાસી, અમો થઈ રહેશું ગૃહવાસી. ૪
અમો બોલું વચનજ સાર, વળી નાટક કરૂં ઉદાર;
તવ રંભતણી પરે ગાવે, લળીલળી તે પાસે આવે. ૫
એમ સ્ત્રીચરિત્રજ દાખે, તે સઘળું મન્નજ પાખે;
નયણ-બાણે તે તાડે, કામિજનનાં ચિત્તજ પાડે. ૬
અમો ત્રણભવનગતિગામી, એ નિશ્ચે જાણો સ્વામી;
અમે દરસણ દેવ તે વાંછે, જોવા જન મોટા ઇચ્છે. ૭
તુમસ્યું લાગો રંગચોળ, તુમસ્યું વંછું રંગરોળ;
તુમો ચિત્ત અમારે પેઠા, અતિ નિઠુર થઈ શ્યું બેઠા ! ૮
તોય વીર ધ્યાન ન ચૂકે, ત્યારે વિદ્યાદેવી ઢૂકે;
મહાજ્વાલિની આવી તાસ, કર જોડી કરે પ્રણામ. ૯
તવ યોગિની ત્યાંહથી ત્રાઠી, દશોદિશે સઘળી નાઠી;
જય જયરવ વ્યાપ્યા મહિયે, મહા ધીર પુરૂષ સહી કહિયે. ૧૦
ચક્ર મોગર ભાથા આપે, ધનુષ ખડગ તે વળી થાપે;
તું સહી મોટો મહારાય, ઘણા ભૂપતિ સેવશે પાય. ૧૧

(ઢાળ ૨ જી–દેશી ચોપાઇની.)

વિદ્યા પૂરણ થઈ તે જિસેં, જ્વાળાસુરી વળી આવી તિસેં;
બોલે ભલો સહી તું વીર, માંગ માંગ વર આપું ધીર. ૧
આકર્ષણી એક વિદ્યા સાર, તેથી લહિયે બહુ જયકાર;
તે આપી અણુમાંગી વળી, દેઈ વર ને દેવી ટળી. ૨
કરે પારણું જયા મન રીસ, ગ્રહી યોગિની પાડે ચીસ;
વજ્રયુદ્ધ મૂક્યું તતકાળ, તવ તે સર્વે મૂક્યાં બાળ. ૩
તવ દેવી તે લાગી પાય, રાખ્યા અભ્યાગત ત્યાં રાય;
આગત સ્વાગત સુપરેં કરી, ઇમ કરતાં આવી શર્વરી. ૪
શૂને મંદિર ઉત્તમ ઠામ, નિજ નિજ થાનક લે વિશ્રામ;
સુરી સર્વ તે થઇ એકઠી, કંટેશ્વરીને કહે મનમઠી. ૫
તે સર્વેની વડી છે દેવી, તેહની સુર નર સારે સેવ;
છે અતિ વરવી બોળે વાણ, હું ચૂકાવું સહી નિરવાણ. ૬
રૂપ સરૂપ કરીને વહી, જયાનંદ જિહાં સૂતો સહી;
સ્ત્રીચરિત્ર દેખાડયું બહુ, એકે જીભે કેતું કહું. ૭
શિયળ ન ચૂકો એક લગાર, મેરૂતણી પરે નિશ્ચળ સાર;
તૂઠી દેવી દે આભર્ણ, નિજ તનુ માને કનકજ વર્ણ. ૮
જોગિની પ્રતિ કંટકા કહે, એ નર સરખો કો નવિ લહે;
એહનાં ચરણાં સેવો સહી, એ મેં વાણી તુમને કહી. ૯
તવ ચોસઠી નમે કરજોડી, આભરણ સ્ત્રીનાં આપે કોડી;
વજાવેગ મૂકાવી કરી, તિહાંથી આવ્યા ઉલ્લટ ધરી. ૧૦
વજાવેગ તે બોલ્યો વાણ, એ દીસે વૈતાઢયજ જાણ;
સિદ્ધકૂટની યાત્રા કરો, જિમ ભવસંતતિ પાતક હરો. ૧૧
તવ તે યાત્રા કરવા ભણી, તે ત્રણે ચાલ્યાં જિન સુણી;
એટલે વિદ્યાધર ગુણવંત, પય પ્રણમીને બોલે સંત. ૧૨

ચંદ્રજસા તે નામ ઉદાર, પય પ્રણમીને કરે જુહાર;
જયાનંદ પ્રત્યે તે કહે, મહા દુઃખ મુજ હૈડે દહે. ૧૩
તું છે મહા પુરૂષ સહી જાણુ, તુજથી મુજ દુખ થાશે હાણ;
ગિરિ વૈતાઢય નગર છે એક, પ્રીતિવરધન રાજા છેક. ૧૪
મદનમંજરીસ્યું વિલસે ભોગ, ધૂત દુકાળ કદા નહીં સોગ;
નંદિની એક હુવી અભિરામ, ચંદ્રકાંતા છે તેહનું નામ. ૧૫
રૂપેં તે અપછરને દમે, વાંકી ભમુહ–ધનુષસ્યું રમે;
સૂરજ કોટી થયો પ્રકાશ, અલવેં જાણે લખ્મી–વાસ. ૧૬
એક દિન સ્ત્રીસ્યું ક્રીડા ગયો, સ્નાન કરી સરપાળેં રહ્યો;
દેવ એક આવ્યો તિણવાર, સ્ત્રી અપહરી ગયો જ ગમાર. ૧૭
હું પિણ તેહની ધાયો પૂંઠ, ભૂમિ પડયો શિર મારી મૂંઠ;
તેહની સુધી મેં જાણી નહીં, તિણે દુરંક મુજ કાયા દહી. ૧૮
વડો રાય ચક્રી છે જેહ, વીતક વાત કહી સવિ તેહ;
તેણે શોધાવી અતિ ઘણું, નામ ન જાણે કો તે તણું. ૧૯
ઉચાટિયો હું બેઠો જામ, વિજ્ઞાની ગુરૂ આવ્યા તામ;
વંદન કાજે હું તિહાં ગયો, કરી પ્રણામને ઊભો રહ્યો. ૨૦
શ્રી ગુરૂ ધર્મ–દેશના કહે, મુજ મનમાંહિં ચિંતા વહે;
ગુરૂ કહે તુજ મન નહીં ઠામ, સ્ત્રી ચિંતા છે મનમાંહિં સ્વામ. ૨૧
ગુરૂ બોલે નગરી ધન નામ, શ્રીપતિ એક વસે તિણ ગામ;
સુતા તેહની મણિમંજરી, રૂપે રંભા હારે સુરી. ૨૨
એક દાડો તે શ્રીજિનધામ, આવી પૂજા કેરે કામ;
મંત્રી નંદનને થઇ દ્રષ્ટ, કામે તસ બહુ પાડયું કષ્ટ. ૨૩
મંદિર તવ તે નિશ્ચે જઈ, [1]મંચક માંહિં પોઢયો સહી;
તવ તાતે તસ લહી [2]સંકેત, બીજી વર એ કન્યા કેત. ૨૪

---

૧. માંચો. ૨ મન વિચારની નિશ્ચયતા.

શ્રીપતિ શાહતણે ઘર જઈ, કન્યા માંગે તિહાંકણે રહી;
શેઠ ભણે નાપું મુજ બાળ, ઈણ વાતે મુજ લાગે ગાળ. ૨૫
ખેદ ગ્રહીને પાછો વળે, મંદિર જઈ નરપતિને મળે;
એહજ નગરીનો જે શેઠ, કોશલ લહુડો દેશલ જેઠ. ૨૬
કોશલને પરણાવી તદા, સુખસાગરેં તે ઝીલે સુદા;
ત્રીજો વ્યવહારી તિહાં વસે, મેણપ નામે ધન બહુ તસેં. ૨૭
પુત્ર ચ્યાર છે બહુ ગુણ ભર્યા, સેણગ રેણગ ધરણગ ધર્યા;
ચોથો ધન્નગ એહવે નામ, આપ આપણે વરતે કામ. ૨૮
મેણપશાહ તે ગરઢો થયો, [1]કળશા ચ્યાર ભરીને રહ્યો;
ચિહું ઘર-ખૂણે દાટયા વળી, સુણજો પુત્ર ન બોલું અળી. ૨૯
નામ લખ્યાં છે આપ આપણાં, સુઆ પછી લેજો તે તણાં;
માંહોમાંહે કો બોલો રખે, એ ધન મેં ઉપાર્યું દુખે. ૩૦
મેણપ તે પરલોકે ગયો, દુવાદશો તે પૂરો થયો;
તવ તે ભાઈ મળી આવીઆ, માંહોમાંહે જણ ફાવીઆ. ૩૧
કળશ ચ્યાર ઉઘાડયા જામ, માંહિં દીઠું એહવું નામ;
એક માંહિં ઘાલ્યાં છે હાડ, બીજા માંહિં કાગળ ચાડ. ૩૨
મૃતિકા ત્રીજામાંહિં રહી, ધન થોડું ચોથામાંહિં સહી;
તે દેખીને ચ્યારે તામ, કરે વઢાવઢ જાણે ગામ. ૩૩
નરપતિ આગળ તે તવ કહે, કર જોડીને ઊભા રહે;
મંત્રીને કહે નરપતિ વાણ, એ સમજાવો મકરો કાણ. ૩૪
મંત્રીયેં તે નવિ પ્રીછવ્યા, તવ રાજા મન વિસ્મય હવા;
નગરીમાંહિં વાહ્યો [2]ડાંગરો, એહવી વાણી મુખ ઉચરો. ૩૫
એહનો જે ભાજે વિષવાદ, શેરી શેરી એહજ સાદ;
મંત્રી કરીને થાપું મુખ્ય, વડો કરીને જાણું [3]દક્ષ. ૩૬

---

૧ ઘડા. ૨ ઢંઢેરો પિટાવ્યો. ૩ ડાહ્યો.

શલ કોશલ ભાઇ જેહ, દેશલ [1]પડહ છબે જઇ તેહ;
તે ચાલી આવ્યો નૃપ–પાસ, રાજા માન દિયે ઉલ્લાસ. ૩૭
ાણિગપુત્રને તેડયા વળી, તે આવ્યા સહુ સાથે મળી;
દેશલ બોલે મધુરી વાણ, તાતે ભલું કર્યું સહિનાણ. ૩૮
ળશ એકમાંહિં હાડજ ભર્યા, [2]ચોપાં સઘળાં તેહનાં કર્યાં;
બીજામાંહિં માટી કહું, ખેત્ર ધાન મંદિર તસ સહું. ૩૯
ીજે કાગળ જાણો જેહ, વ્યાજ વાહણ નિશ્ચે લહે તેહ;
ચોથે રોકડ દેજો મળે, લેખું કરતાં સરખું ભળે. ૪૦
ઇ રળીઆયત મંદિર ગયા, રાય બહુ રળીઆયત થયા;
મંત્રીશ્વરપદ આપે રંગ, દેશલ ન લિયે વ્રત અભંગ. ૪૧
ેશલનું વાધ્યું જગ માન, કાળમુહા તે થયા પ્રધાન;
સિદ્ધપુરી–વૈરી બળવંત, દેવગિરિ રાજા જયવંત. ૪૨
તેહનો ભય સબળો ઊપનો, રાજા કહે જઇ કીજે વિનો;
મંત્રી એક તિહાં જઈ રહ્યો, ભેટ મૂકીને એહવો કહ્યો. ૪૩
તવ મંત્રી દેશલ દાખવે, દેશલ તેડી કહિયે હવે;
તે સવિ મેળ કરી જાણશે, નિરભયપણું નગરી આણશે. ૪૪
ભેટ ઘણી દીધી અતિ ફાર, હય ગય રથ નવિ લાભે પાર;
દેશલને દેઈ બહુ માન, દેવગિરિ જાઓ દિઓ દાન. ૪૫
દેશલ દેવગિરિ તે ગયો, કરી પ્રણામને ઊભો રહ્યો.
ભેટ સરવ તે આગળ ધરી, અમ રાજા તુમ મૈત્રી કરી. ૪૬
મંત્રી કૂડ કર્યું એક બહુ, [3]રેણુ ઘડો એક છાનો કહું;
અતિ સુવસ્ત્રે તે વીંટીઓ, દેશલથી તે છાનો કિયો. ૪૭
જાણ્યું એ દેશલ જાણશે, ભેટમાંહિં કુંભ એ મૂકશે;
વિણ ઓષધિયે ટળશે વ્યાધિ, મંત્રી જાણે થાય સમાધિ. ૪૮
શ્રીચંદ રાજા છે અતિ રીસ, મારે દેશલ જાણે ઇશ;

૧ ઢંઢેરાનું બીડું ઝડપવ્યું. ૨ ઢોર ઢાંખર પશુ. ૩ ધૂળ.

એહવું જાણીને ધાલિયો, શ્રીચંદ રાજા તે કર લિયો. ૪૯
તે દેખી રાય થયો હેરાણ, એહના સહી ઉદ્દાલું પ્રાણ;
તવ દેશલ છે બુદ્ધિજ ઘણી, સ્વામી કથા છે એહની ઘણી. ૫૦
નગર સિદ્ધપુરી મરગી બહુ, દેવી આરાધી બેઠાં સહુ;
ત્રણ દિન બેઠાં પાણી પખે, દેવી આવી વાણી ભખે. ૫૧
રેણુ-કુંભ હું આપું જેહ, મસ્તક તિલક કરેજો તેહ;
તેહનો રોગ હશે અપહાર, તસ ઘર નિશ્ચે જયજયકાર. ૫૨
ભેટ ભણી તુમને [1]પાઠવી, એહનો મહિમા ન શકું કવી;
તે રાજા તવ થયો સંતુષ્ટ, લાજે લાલજ બાંધી મુષ્ટ. ૫૩
એટલે તિહાં છૂટો ગજરાજ, રાય કહે એ સૂધું કાજ;
જો એ [2]દંતીને વશ કરો, તો એ [3]રજનો મહિમા ખરો. ૫૪
તવ દેશલ સમરે ગજમંત્ર, પ્રથમ આવતો તેહજ યંત્ર,
ગજ આણીને બાંધ્યો બાર, ખાય ઘાસ ને પીયે વારિ. ૫૫
દેશલને નૃપ કરે પસાય, વસ્તુ ઘણી ઉપર ગજરાય;
તે જવ સિદ્ધપુરિ મારગ થયા, તવ તે મંત્રી સાહમા ગયા. ૫૬
પાય લાગીને કરે પ્રણામ, કર્યો અન્યાયજ રાખો મામ;
નહીંતો રાજા મારે સહી, એહ વાત તુમો કહેવી નહીં. ૫૭
શલ નૃપ વીનવિયો જિસે, સર્વ વૃત્તાંત કહ્યો તે તિસે;
રેણુ-કુંભનો જે વરતાંત, તે નવિ ભાખે એહવો સંત. ૫૮
એ સંબંધ સુણીને ભૂપ, દેશલ તારૂં દેવસરૂપ,
આપે ધન કણ કંચન કોડ, દેશલ ન લિયે વ્રતની ખોડ. ૫૯
કોડી એક તે લીધી નહીં, ગાજંતે પુહતો ઘર સહી;
તોયે રાજા બહુ હિત કરી, [4]તૂપતણા બહુ કુંભજ ભરી. ૬૦
શાલિ-સકટ સહસ દશ જાણ, દેશલ મંદિર લાવ્યા પ્રાણ;

---

૧. મોકલી. ૨. હાથી. ૩. ધૂળ. ૪. ઘી.

દેશલ કહે માહરે ખપ નથી, વ્રત લીધાં છે દોહિલે મથી. ૬૧
કોશલને મન વાધ્યો લોભ, છાનું રાખ્યું બંધવ મોભ;
વ્રત પંચમ કીધું તિણે ભંગ, દેશલ ચારિત્ર લીએ અભંગ. ૬૨
નિરતિચાર પાળીને જેહ, સ્વર્ગ સાતમે પુહતો તેહ;
કોશલ મરીને વ્યંતર થયો, ચવી દરિદ્રી વિપ્રજ ભયો. ૬૩
વિપ્ર મરી થયો વણિગજ દેહ, દુખી દરીદ્રી નહીં સંદેહ;
બંધવ વડો હતો જે દેવ, સ્વરગ સાતમે કરતો સેવ. ૬૪
તેણે આવી વણિગને કહ્યું, વ્રત ભાંગ્યેથી એ ફળ લહ્યું;
હવે નીસર કે બૂડું સહી, બંધવ દેવે વાણી કહી. ૬૫
તવ તેણે ચારિત્રજ ધરી, મેલી કાયા નિર્મળ કરી;
મરી દેવલોક સાતમે, બેહુ બંધવ તે સુખભર રમે, ૬૬
તિહાંથી ચવી હુઆ જુજુઆ, નૃપતિ–કુળે બેહુ રાજા હુઆ;
રાજરમણિ બહુ પામી હતી, લઘુ વય મુજ આવી શુભ મતી. ૬૭
ચંદ્રવેગ તું કોશલ જાણ, હું દેશલ તેહ મનસ્યું આણ;
મુજ સદ્‌ગુરૂ મળ્યા ભવતાર, તવ મેં લીધો સંયમ ભાર. ૬૮
સ્વામી સ્રીયતણો કુણ જીવ, પ્રથમ ભવે તે નારિ સદીવ;
મંત્રીપુત્ર મરી થયો જખ્ય, રમતી દીઠી સો પરતખ્ય. ૬૯
વજ્રકૂટનો વજ્રમુખ જેહ, લેઈ ગયો સહી જાણો તેહ;
ગિરિ વૈતાઢ્યતણો કૂટ જાણ, તેહજ હરી ગયો મન આણ. ૭૦
વજ્રાયુધને મૂકાવશે, જોગિનીશું સંગ્રામજ થશે;
તેહ પુરૂષ જવ અહિં આવશે, તાહારૂં દુખ તવ મોચન થશે. ૭૧
તે તુજ પુત્રીનો ભરતાર, તુજ સ્રીનો મૂકાવણહાર;
સ્વામી એ દુખ ટાળો સહી, ગુરૂ બંધવ એ વાણી કહી. ૭૨
એ ચ્યારે તવ બહુ ગુણ ભર્યા, વજ્રકૂટ આવ્યા [1]અસિ ધર્યા;
વિદ્યા સઘળી તે મન ધરી, નવપદ કેરૂં ધ્યાનજ ધરી. ૭૩

---

૧ તરવાર.

વજ્રસુખને જાણુજ કર્યું, તવ તસ મનડું ક્રોધે ભર્યું;
મહા સંગ્રામ થયાં અતિ ઘણાં, કહેતાં પાર નાવે તે તણાં. ૭૪
સ્ત્રી મૂકાવી સુર બાંધિયો, દેઇ સમકિતને શ્રાવક કિયો;
સુખે સમાધે તે નિજ ઠામ, ચ્યાર પુરૂષ તે આવ્યા ગામ. ૭૫
વજ્રવેગ નગરીમાં વહી, નગર ઘણું શણગાર્યું સહી;
આગત સ્વાગત બહુપરે કરે, જયાનંદ સુપરે સંચરે. ૭૬
તવ વિદ્યાધર આવ્યા આઠ, પાયે પ્રણમી સ્તુતિ ભણે પાઠ;
સ્વામી સુણો વચન જે કહું, અમો આઠે વૈતાઢયેં રહું. ૭૭
નિજ નિજ પુરનાં વિલસું રાજ, શ્રી જિનધર્મતણાં કરૂં કાજ;
એકએકને કન્યા ચ્યાર, બત્રીશે તે કર્યો વિચાર. ૭૮
એકજ વર પરણેશું ખરૂં, નહીં તો નિશ્ચે [1]યમને વરૂં;
ઈસી પ્રતિજ્ઞા તે કરી રહી, બીજા વરને જાવું નહીં. ૭૯
ચક્રીરાય તે વાણી સુણી, દૂત એક આવ્યો અમ ભણી;
કન્યા બોલી હવડાં નહીં, પરણ્યાતણો સમય જવ સહી. ૮૦
દૂત ગયો તે ચક્રીતણો, અમ મન હુઓ ઉચાટજ ઘણો;
અમો આઠે બેઠા એક ઠામ, શી પેર કરવી એણે કામ. ૮૧
ઝગડે એહસ્યું નવિ પૂગિયેં, નાઠાં એહથી નવિ છૂટિયેં;
સ્વરગ મૃત્યુ પાતાળે જેહ, કો નવિ દીસે રાખે તેહ. ૮૨
અમો ઉચાટ કરૂં છું જિસેં, [2]નિમિત્તિયો એક આવ્યો તિસેં;
તેહને પૂછ્યું પ્રણમી પાય, તવ તે બોલે જોશીરાય. ૮૩
ચક્રીનું દિન થોડે સહી, રાજ જશે તસ વેગું વહી;
ચંદ્રવેગ-સ્ત્રી મૂકાવશે, વજ્રવેગસુત છોડાવશે. ૮૪
તો તુમ પુત્રીનો ભરતાર, ચક્રીનો ઉથાપણહાર;
તે સાંભળી અમો હર્ષિત થયા, પય પ્રણમીને બોલજ કહ્યા. ૮૫

૧ મ્હોંતને કબૂલ કરવું. ૨. ભવિષ્ય ભાખનાર જોશી.

[1]પસાઉ કરીને આવો જિહાં, તે બત્રીસે સમરે તિહાં;
જયા કહે અવસરનું કાજ, હવડાં બેઠાં કરજો રાજ. ૮૬
ચંદ્રવેગ વજ્રવેગની જેહ, કન્યા બેહુયે પરણ્યો તેહ;
સુખે સમાધે સુખ ભોગવે, શ્રીજિનઆણ હૃદય જોગવે. ૮૭
તવ આવ્યો વળી દૂતજ તેહ, ચક્રી કન્યા માંગે એહ;
વજ્રવેગ કહે કન્યા વરી, તે કેમ આવે બોલો ફરી. ૮૮
દૂત ભણે પરણી મોકલો, નહીંતો ચક્રી સહી નહીં ભલો;
સુપુરૂષનું એ કામજ નહીં, પરસ્ત્રી દોષજ લાગે સહી. ૮૯
બહુ ધન દેઈ દૂત પાઠવ્યો, વિનય વચન કહીને આઠવ્યો;
નગરી ચક્રીતણે પહુંત, વિનય કરીને બોલે દૂત. ૯૦
સ્વામી તે કન્યા સહી વરી, પરણી કિમ આપે દીકરી;
વજ્રવેગ ચંદ્રવેગજ જેહ, બહુ વિનયસ્યું પ્રણમ્યા તેહ. ૯૧
વજ્રવેગ તવ કરી વિચાર, વાગપટૂ મંત્રી એક સાર;
તે પાઠવિયો ચક્રી ભણી, વિનયવચનથી રંજે ધણી. ૯૨
[2]વાગપટૂ તે ચાલી જાય, વિનય કરીને પ્રણમે પાય;
સ્વામી તું મહારાજા સહી, એહ વાત પિણ જુગતી નહીં. ૯૩
સમરથ તું સહી દેવ દયાળ, પ્રજા સર્વ છે તાહરાં [3]બાળ;
તું બ્રહ્માને તું જગદીશ, તું કાહાનડ ને તુંહીજ ઈશ. ૯૪
સ્વામી કૃપા કરો તુમો આજ, તો મન વંછિત સીઝે કાજ;
વિનયવચન ચક્રી રંજિયો, મંત્રી પ્રતિ તવ ઉત્તર કિયો. ૯૫
કન્યા વજ્રસુંદરી તેહ, પ્રીત ધરી પરણ્યો છે જેહ;
દાસીપતિપટ નામું લખી, મસ્તકે ધાતે તો તે સુખી; ૯૬
દાસી ચક્રીતણી વળી લખી, કંકણ ધરે તો એ સહી સુખી;
ઇહાં આવીને પ્રણમે તેહ, મુજ પુત્રીજ ભણાવે એહ. ૯૭

---

૧. કૃપા કરીને. ૨. બોલવામાં ઘણોજ હુંશિઆર. ૩. છોરૂ-બેટાબેટી છે.

ચક્રીદાસીનો ભરતાર, મસ્તક ઘાતે તો જયકાર;
એહ વચન અમારૂં કરો, તો ઘર બેઠાં લીલા વરો. ૯૮
મંત્રીયે તે સવિ સદ્દહ્યા, ચક્રીરાય જે બોલજ કહ્યા;
મંત્રીયેં તે કર્યું પ્રયાણ; જયાનંદને કીધું જાણ. ૯૯
તવ આવ્યા નર ચક્રીતણા, અતિ માઠા ને દીસે ઘણા;
જયાનંદ તવ શી પરિ કરે, વજ્રસુંદરી રૂપજ ધરે. ૧૦૦
કટક–માંહિ જે સુભટજ ભલા, તે ટાળી કીધા મહાબલા;
[1]સેંપંચની કીધી ફોજ, જાણે યુદ્ધતણાં જે ચોજ. ૧૦૧
તેહનાં રૂપ કર્યાં સ્ત્રીતણાં, [2]આયુધ છત્રીસે લઈ ઘણાં;
વિમાન એકજ મોટું કરી, પંચસયાં એકજ સુંદરી. ૧૦૨
ચક્રીનગર તે વેગે ગયા, રાજસભામાંહિં ઊભા રહ્યા;
તવ રાજાયે દીધાં માન, નૃત્ય કરે ને ગાયે ગાન. ૧૦૩
નાટક દેવતણાં તવ કરી, ચક્રીતણું ચિત્ત લીધું હરી,
મહા પ્રસાદ રાજાયે કરી, ભણવા મૂકી નિજ કુંઅરી. ૧૦૪
શીખે કળા નાટકની એહ, જયાતણા ગુણ ગાયે તેહ;
ગીતગાન ને વીણા રંગ, જાણે તાલતણા તે ભંગ. ૧૦૫
સુંદરી કહે જયા કુણ હવો, નિત ઉઠીને તેહને સ્તવો;
મહારાજા છે તેહનું નામ, રૂપેં જાણે બીજો કામ. ૧૦૬
ચક્રસુંદરી પ્રતિજ્ઞા કરે, જયાનંદ સહી મુજને વરે;
વળી વચન તે એહવાં કહું, પરણે નહીં તો કાયા દહું. ૧૦૭
જયાનંદ મન જાણી ધીર, હૃદયતણું વળી લીધું હીર;
સુંદરી પ્રતિ તવ વાતજ કહી, આવો જય દેખાડું સહી. ૧૦૮
વિમાનમાંહિં તે સઘળો સાથ, પંચસયાં સ્ત્રી રૂપેં ભાથ;
આયુધ સઘળાં સાથે ધરી, ચક્રસુંદરી સાથે કરી. ૧૦૯

૧. પાંચસો. ૨. અસ્ત્રશસ્ત્ર.

નગરીમાંહિં સહુ દેખતાં, બાહેર ચાલે જન પરખતાં;
રાજસભાયે જઇને રહ્યા, ચક્રી પ્રતિ તવ બોલજ કહ્યા. ૧૧૦
ચક્રવર્તિને કહે વળી એમ, રાજ–લોક સહુ સુણજો તેમ;
ચક્રસુંદરી કન્યા જેહ, જયાનંદ સહી પરણે તેહ. ૧૧૧

(શ્લોક.)

રાજા સૌધોપરિસ્થિત્વા, જુઘોષ પ્રોચ્ચકૈશ્ચસા;
ભોરાજ રાજ ભો! ખેટા, શ્રૂયતાં વીર માનિનઃ ૧
ચક્રાયુધસુતામેતા, મપહૃત્ય વ્રજામ્યહમ્;
શ્રી જયાય કુમારાય, સમોચયતુયો બળી. ૨

(ચોપાઇ.)

ઈસ્યું કહીને બાહેર ગયા, સુભટ સર્વે તે પૂઠેં થયા;
સ્ત્રી રૂપેં છે જે ઝૂંઝાર, અતિ બળિયા ને રાજકુમાર. ૧૧૨
તેહસ્યું યુદ્ધ કર્યું અતિ ખરૂં, તેહનું વર્ણન કેતું કરૂં;
સ્ત્રીની ઝડી તે લાગી ઘણું, દળ ભાગું તે ચક્રીતણું. ૧૧૩
તે સાંભળી નૃપ કોપેં ભર્યો, મંત્રીને તવ સાદજ કર્યો;
રણભંભા દેવારો સહી, ચક્રીરાયેં તે વાણી કહી. ૧૧૪
રણવાજિત્ર તે વાગે ઘણું, દળ સઘળું મેળે આપણું;
ગજ આરોહી થયો અસવાર, ભોજક ભાટ ભણે જયકાર. ૧૧૫
ગજ બેસીને ચાલે જિસેં, કુ શકુન મારગે થાએ તિસે;
છત્ર પડયું ને ચામર ખડયાં, સાહામી છીંક સ્વાન એ ભડયાં. ૧૧૬
તે દેખી મંત્રી ભણે રાય, ઈણ શકુને નવિ દેવો પાય;
સ્ત્રીનું રૂપ એ તું મમ જાણ, જયાનંદ એ સાચી વાણ. ૧૧૭
રાય ન માને જે થયો અંધ, મંત્રી ભણે કોઈ કીજે બંધ;
દેશ દેશના તેડો રાય, દળ આપણું જિમ પુરૂં થાય. ૧૧૮
ઠામ ઠામના તેડયા ભૂપ, સમરતણાં તે લહે સરૂપ;
મળ્યું સૈન્ય નવિ લાભે પાર, ત્રીશ અક્ષોણી મળીઓ ભાર. ૧૧૯

જયાતણા છે ભૂપતિ ઘણા, તેડાની નવિ કીધી મણા;
પવનવેગ ચંદ્રવેગજ જેહ, ભોગવેગ વજ્રવેગજ તેહ. ૧૨૦
આવ્યા વીરધવળ જયસાર, માલવંત અરિંગજન ભાર;
વાસુવેગ નરવેગ વખાણ, ચંદ્રપ્રભ નરપ્રભ વળી જાણ. ૧૨૧
ગણ્યાં કટક નવિ લાભે પાર, આપ પરાયા એકાકાર;
બેઉ કટક સરસાં જોય, પનર અક્ષોણી સંખ્યા હોય. ૧૨૨
બેહુ દળ વાજે કાહલી તૂર, બેહુ બળિયા સબળા શૂર;
પ્રથમ દિવસ માંડ્યું સંગ્રામ, ચક્રી સેનાની ચૂક્યો તામ. ૧૨૩
જયાતણો સેનાની જેહ, વજ્રવેગ સહી કીધો તેહ;
માંહોમાંહે તે બેહુયે ભડ્યા, જાણે વૃક્ષ લતાયે જડ્યા. ૧૨૪
દસ ગયતે બહુ ખીણજ થયા, સુભટ હતા તે રણમાંહિ રહ્યા;
ચક્રીતણો સેનાની જેહ, વજ્રવેગે તવ ગ્રહિયો તેહ. ૧૨૫
ખાંભી જયાતણો કર ધરે, પાય આહિત જંજીરજ ભરે;
પ્રથમ દિવસનું એ સંગ્રામ, ચક્રીની તવ ભાગી મામ. ૧૨૬

(ઢાળ ૩ છ—દેશી ચરણાકુળ છંદ જેસી.)

દિન બીજે માંડ્યું સંગ્રામ. ચક્રીપુત્ર ચઢિ આવ્યા તામ;
દસ ચઉપણી તવ મેલી કોડી, સરખા સરખી દીસે જોડી. ૧
જયાતણા ભટ અતિ છે બહુ, પવન ચંદ્ર તે દીપ પાહુ;
ચક્રીસુત નાઠાં તે બહુ ડરી, ઇંદ્રપુત્ર [illegible] રાહુ રખી. ૨
ગજ કુંજર બહુ મેલ્યા તેહ, નાગપતી મૂકાયા તેહ;
[illegible] ગરુડ મૂક્યા જેહ, ભોગીને ગરુડજ ધાયો છેક. ૩
[illegible] તે [illegible], [illegible] જયાને શરણે લાગ્યા;
[illegible] જયાનંદ વીર, [illegible] આવ્યા ત્યારે ધીર. ૪
[illegible] તે ધરિ [illegible], દેવતણી બહુ વિદ્યા લિધી;
[illegible] [illegible], [illegible] તેહના જોર. ૫

૧ જયાતણે.

નાગપાશે તે બાંધ્યા પૂર, દઢી કરીને નાખ્યા દૂર;
દિન બીજાનું એ સંગ્રામ, ત્રીજે વળી આરાધ્યું કામ. ૬

( ઢાળ ૪ થી )

દિન ત્રીજે વળી માંડયું ઝૂઝ, ચક્રી વચન તે શિર ધરિયું એ;
સત પુત્ર આવીઆ બહુ દળ લાવીઆ, પાયક તણી સંખ્યા નહીંએ ૧
જયાતણા વડ સ્ત્રીરૂપે સત, કરે યુદ્ધ તે સજ્જ થઇ એ;
સૈન્ય બહુ મળ્યાં માંહોમાંહે, જિમ કો સાજન ભેટણું એ. ૨
મળ્યું અલેખે લોક લખ્ય દેખે, મેરૂપરે હોય જાણિયે એ;
મહી તવ ગજ્જે હક્ક તે વજ્જે, શેષ તે ભારે સળસલે એ. ૩
સુહડ તે ગજ્જે હડ્ડ તે ભજ્જે, બંદીજન જય જય કરે એ;
તેણે સમે બળીઓ દિન સહી વળીઓ, જયા તણો જગ જાણિયે એ. ૪
ચક્રીસુત ભાગા જયા ભડ સાજા, પુણ્યવશે તે વસ કરે એ;
ગ્રહી તવ વળીઆ તે બહુ બળીઆ, જયા તણા પાય અણુસરે એ. ૫
ત્રીજે દહાડે તે સંગ્રામનું, ચક્રી મન અતિ દુખ ધરે એ;
ચોથે દહાડે પુત્ર હજારને, ચક્રી તે બહુ સજ કરે એ. ૬

( ઢાળ ૫ મી—દેશી ચોપાઇની. )

સહસ કુમર આવ્યા તિહાં ચડી, જયાતણે મન ચિંતા પડી;
પંચસયાં સ્ત્રી રૂપે જેહ, સબળ થઇને આવ્યા તેહ. ૧
તેહની તુડી કરી નવિ શકયા, જયાતણા ભડ પછા લકયા;
તવ તિહાં આવ્યો જયા કુમાર, નાગપાશ તે બાંધ્યા સાર. ૨
તે સઘળાંને ગ્રહીને રહ્યો, ચક્રી પ્રતિ બોળ વળી કહ્યો;
સ્ત્રી શું કરી જાણેશે યુદ્ધ, એતો કહિયું વચન વિરૂદ્ધ. ૩
તવ ચક્રી મંત્રીને કહે, કિણ વાતે હવે મામજ રહે;
કન્યા પરણાવો જો એહ, પાય પ્રણમીને દાખો નેહ. ૪
એહને સુર નર સાનિધ બહુ, ત્રિભુવનમાંહિં જાણે સહુ;
એહ જયાનંદ રાજા સહી, એહને ચરણે પ્રણમો જઇ. ૫

ચક્રી કહે વચન એક કરે, સાત દિવસ પટ માથે ધરે;
એ મુજ પ્રતિજ્ઞા પૂરવી, તો પુત્રી પરણાવી હવી. ૬
દાસીપતિ પટ નામું લખે, કન્યા પંચ પરણાવું સુખે;
નગર પંચતણું દેઉં રાજ, બહુ પરિ સારૂં એહનાં કાજ. ૭
જયાનંદે તે સુણિયા બોલ, જાણે વાગા પોલા ઢોલ;
તો એહને મૂકું જીવતો, મહારા વચનતણો કરે મતો. ૮
મુજ સેવક એ અક્ષર લખી, પટ ધાતે તો થાએ સુખી;
ભરત અરધનું આપું રાજ, ચક્રીનાં સવિ સારૂં કાજ. ૯
તિણ વચને ચક્રી મન રીસ, એહને મારૂં ચઢતે દીસ;
એહવું કહી ચઢયો સંગ્રામ, મળ્યાં કટક બહુ તેણે ઠામ. ૧૦
ઔષધી એક અછે અભિરામ, સિંહરોહણી (સંરોહિણી) તેહનું નામ;
તે ઓળીનેં પાએ યદા, સુભટ સહુ સાજા સહી તદા. ૧૧

( ઢાળ ૬ ઠ્ઠી–ચાલ તોટક છંદ જેવી. )

ઝૂઝારા ઝૂઝે વીર વડા, રણ ગજજે ભજજેં ભીમ ભડા;
રણ કાહલ વજ્જે તૂર નવા, બાલાપણ આપણ આજ હવા. ૧
અણીઆલા કાળા કુંત વળી, પંખાલા પૂંખે પૂંખ મળી;
રણ હોવે જોવે પંચ પખાં, કાયર તે નાસે જોયણ લખાં. ૨
રણ ડમડમ ડમરૂ શબ્દ કરે, કળ કળ તે કાહલી વિસર સંરે;
ઢમઢમ ઢોલ તે ઢાક પડે, રણતૂર કંસાલાંમાંહિં ભડે. ૩
દડદડી સરણાઈ સુસરસરં, ઉંઉં તે ઝલ્લર શંખ કરં;
નીસાણ ધ્રસુકકે પુહવિ ડરે, શબ્દ તે આખે વ્યોમે ભરે. ૪
હય તીખા નીખા વ્યોમ વડે, ભડ અંગો અંગે જાઇ અડે;
ધડ ઊભે મુંડ તે પુહવિ રડે, ધોરીંધર શૂરા ભોમિ પડે. ૫
તવ ગયવર તે બહુ જોર થયા, મસી જામલિ જેહની પ્રોઢ કયા;
દંતૂશળ ઘાય તે સબળ થયા, ગય નઠ્ઠા ભગ્ગા પુહવિ રહ્યા. ૬

રથ ભાગીને ચકચૂર થયા, શૂરા તે રણમાંહિં રહ્યા;
રૂધિરતણા પરવાહ વહ્યા, તવ તેહજ વંછે બેહુ જયા. ૭
કટક તે બેહુય વિકટકટા, વૃખ્ય ભાંગીય કીધા રેણવટા;
ભડ માંહોમાંહે અહુત લટા, કર ઝાલે વેગે કહેડ પટા. ૮
અંગ ટોપ તે બહુ પરિ ઝાળ કરે, લાગે જવ લોહ તે પુહવિ મરે;
તૃષ લાગે શૂરા નીરસરે, તવ નીરભરા તે નીર ભરે. ૯
હબ હબ્બ હબક્કીય હાક થઈ, ઝબ ઝબ ઝબુક્કે ખગ્ગ સહી;
સંધાર કરે તવ ચક્કવહી, તવ શોણિત પ્રીણત થાય મહી. ૧૦
ભડ ઝુંબે તિહારે ગર્વ ભર્યા, જનમ સફળ તે આજ કર્યા;
સંગ્રામણ અંગણ રોસ ભર્યા, પુહવિ પડયા તે સુરીએં વર્યા. ૧૧
ઇમ યુદ્ધ કરંતાં વાર થઇ, તવ ચક્રી આગળ વાત ગઇ;
તવ મંત્રીયે બહુ બુદ્ધિ કરી, તવ સેના સઘળી તિહાં ભરી. ૧૨
તવ ચક્રી બળ તે જોર થયું, જયાતણું દળ હીન ભયું;
તવ સ્ત્રી-રૂપે નવ જાય કહ્યું, ભાગું દળ તે પુહવિ રહ્યું. ૧૩

( દુહા. )

તવ સ્ત્રી-રૂપે જયા સહી, આવ્યો તેણે ઠાય;
કાં જાશો રે થિર રહો, પાછા મ ભરો પાય. ૧
જયાનંદ આવી કરી, કીધ મહા સંગ્રામ;
ચક્રીદળ તે ભાંગીઉં, છેદ્યો તેહનો ઠામ. ૨
ચક્રીયેં તે સાંભળી, ચઢી થયો અસવાર;
સેના સાથે પરવર્યો, કીધો સબળો માર. ૩

( ઢાળ ૭ મી. )

તવ સ્ત્રીરૂપેં જયાનંદ ચઢયો, પટઅક્ષર દાસીપતિ જાણ;
ચક્રીરાય ધરે મન મત્સર, તસ ખૂટું પુન્ય નિરવાણ. તવ. ૧
બેહુ માંહોમાંહે તે મળિયા, ભળીઆ હય ગય પાયકકોડિ;
કાયરતણાં તે હૃદયજ કંપે, કહે જગદીશ્વર સંકટ છોડ. તવ. ૨

ચક્રી ઝૂઝ સબળ તવ મંડીય, વરસે બાણુતણા વરસાત;
ગદા ગુરજ ને ભાલા મોગર, દીયંતે વળી વંછે ઘાત. તવ. ૩
કોકબાણુ ને નાળજ મોટી, આતસબાજી વળી અનેક;
ખાંડાં કુંત તુમર વળી છોટી, ગોળી નીસરી જાએ છેક. તવ. ૪
જયાનંદ પણુ ઝૂઝે સબળો, તેહ પિણુ ગંજ્યો કિમે ન જાય;
પુન્ય કરીને સહી છે ધવળો, નવપદ મંત્ર તે નિશ્ચે ધ્યાય. તવ. ૫
તવ ચક્રી વિદ્યા પરચુંજી, અગનિતણો તવ કીધો કોટ;
જયાતણે અતિ જળની પુંજી, નીરતણી તવ મૂકી દોટ. તવ. ૬
ચક્રી મેઘ કરે અંધારૂં, વરસે મૂસળધાર પ્રમાણ;
પવને દૂર કર્યું અંધારૂં, તે દેખી સાવ રાણો રાણ. તવ. ૭
વિષહર ચક્રી સબળા મૂકે, [1]નકુલ ઘણા જયાના જાણ;
વ્યાઘ્ર તે તવ ચક્રીના હુંકે, [2]મૃગપતિ તેહની આણે હાણ. તવ. ૮
નાગપાશ તે મૂક્યા ચક્રી, જેહનું વિષ છે અતિ વિકરાળ;
જયાતણા ગરૂડ આવ્યા વક્રી, તેહનું અમી અછે સુરસાળ. તવ. ૯
સિંઘતણી વિદ્યા તવ મૂકી, ચક્રીરાય તે અતિ વિકરાળ;
તવ અષ્ટાપદ જયાના હુંકે, મૃગપતિ તે પાસ્યા વિસરાળ. તવ. ૧૦
ચક્રી ગદા તવ તેડી આણે, જેહનો જાણે સબળો પ્રાણ;
જયાતણી ગદા જગ જાણે, જેમ સાયર કેરૂં ઉધાણ. તવ. ૧૧
ચક્ર–પ્રહાર તવ મૂકે ચક્રી, જયાનંદ પાડયો મહીમાંહ્ય;
ગઈ મૂર્છા ને ઊઠયો ચક્રી, સબળી ગદાઓ મૂકી ત્યાંહ્ય. તવ. ૧૨
અચેત થઈને ભોમિ ઢળિયો, મૂર્છા તે પાછી નવિ થાય;
ચંદ્રવેગ છે પાસે બળિયો, ઉપાડી તવ લેઈ જાય. તવ. ૧૩
જયમંગળ જયારણુ વાજે, બંદીજન તે કરે જયકાર;
ચક્રી ગ્રહ્યો જયાને છાજે, જયાતણું બળ બહુ હુંકાર. તવ. ૧૪

---

૧ નોળિયા. ૨ સિંહ.

( ઢાળ ૮ મી—દેશી ચોપાઇની. )

ચક્રીતણા દિન ત્રણજ જાણ, યુદ્ધ કર્યું એ શ્રી ગુરૂવાણ;
સાત દિવસ સંગ્રામજ થયો, ગ્રહી ચક્રી જયા તવ ગયો. ૧
સંધ્યાતણો સમય તવ થાય, જયાનંદ તે થાનક જાય;
[1]કઠપંજર તે ચક્રી દીધ, મન ચિંતવ્યા મનોરથ સિદ્ધ. ૨
ચક્રીરાય જવ કાઢે પ્રાણ, ચંદ્રવેગને તવ થયું જાણ;
તે આવી ચક્રીને કહે, એહ વાત શી મનમાંહિં દહે! ૩
ભલા ભલેરાને દિન એક, બાહુબળસ્યું ભરત હાર્યો જેહ;
દશરથનંદન જે શ્રીરામ, ગઈ સીતા ને ભાગી મામ. ૪
રાવણ કંટક સહુકો કહે, છેદ્યાં શિર તે વિશ્વજ લહે;
જરાસંધ અતિ માની બહુ, કૃષ્ણે જીત્યો જાણે સહુ. ૫
એહનું દુઃખ તું મ ધર લગાર, એ રાજા જયાનંદ સાર;
આગે ચક્રી ભોમિ થયા, સગર મઘવ વળી બારે કહ્યા. ૬
તે ઉપજે અવનિતળ જાણ, આવી યુદ્ધ કરે ઈણ ઠાણ;
કરી યુદ્ધ વિદ્યાધર રહે, નગ વૈતાઢ્યે લેઈ વહે. ૭
આશ્વાસના તસ દીધી ઘણી, તવ તે ગયા જયાનંદ ભણી;
પ્રભાતે કાઢી ભોજન દીધ, સભા મધ્ય તે ઉભો કીધ. ૮
જયા ભણે તે પટ્ટ અણાવ, તારી સુતાને તું તેડાવ;
એહવે વચને પીડયો ઘણું, કવિજન કહે હું કેતું ભણું. ૯
ચક્રસુંદરી આવી રહે, સુલલિત વાણી જયાનંદ કહે,
સ્વામી મૂકો મહારો તાત, જયા ભણે તે હવડાં વાત. ૧૦
તવ રાજા સહુ વિનતી કરે, રૂપ દેખાડો સ્વામી સરે;
રૂપ મૂળગું દાખ્યું તામ, પય પ્રણમીને કરે પ્રણામ. ૧૧
હરખ્યા રાય મળ્યા છે જેહ, ચક્રીરાય પણ હરખ્યો તેહ;
તવ જય મંગળ વાગાં તૂર, બંદીજન તે પામ્યા ભૂર. ૧૨

---

૧ લાકડાના પાંજરામાં ઘાલી દીધો.

તવ ચક્રીને દીધાં માન, આસન આપ્યું ઉપર પાન;
તુજ પુત્રીનો મુજ ખપ નથી, રાજ ન લેઉં તાહારૂં મથી. ૧૩
તું તાહારે નગરે કર રાજ, માહારે ખપ નથી સહી આજ;
અમી ખમાવી થયા નિશંક, દીપે જોડે [1]સૂર મયંક. ૧૪
ચક્રી બોલે તેણીવાર, વચન એક તુમો પાળો સાર;
એકવાર અમ મંદિર રળી, નગર પધારો પાછા વળી. ૧૫
જયાનંદ છે કરૂણાસાર, વારૂ આવિશ હું એકવાર;
નગર જઈ કરશે શણગાર, પંચમ ઉલ્લાસે કહેશે સાર. ૧૬
ચ્યારતણો એ અવસર થયો, સંગ્રામ રસ તે પૂરો ભયો;
કરજોડી બોલે કવિ વાન, પંચમ સુણજો થઇ સાવધાન. ૧૭

ઇતિ શ્રી વાના કવિ રચિત શ્રી જયાનંદ કેવળી રાસ વિષે વજાવેગ મોચન, ચંદ્રવેગ વનિતાવાલન, દેશલ કોશલચરિત્ર, ભોગસુંદરી વજાસુંદરી કરગ્રહણ, ચક્રસુંદરી અપહરણ અને સંગ્રામ વર્ણન નામનો ચોથો ઉલ્લાસ સંપૂર્ણ.



---

1 સૂર્ય ચંદ્ર.

# ઉલ્લાસ પાંચમો.

(વસ્તુછંદ.)

નમિય ગણધર નમિય ગણધર સ્વામી સુધર્મ,
તેહતણે પટે દીપતો શ્રી વિજયાનંદસૂરીશ નમિય,
ગીર્વાણી તુજ વીનવું આપ વાણી સરસ અમીય;
જયાતણા ગુણ વર્ણવું, તે સવિ તુજ આધાર;
કવિયણ આશ્યાપૂરણી, આપે કરજ્યો સાર. ૧

(દુહા.)

ચક્રી તવ તે સાંભળી, આવ્યો નગર મઝાર;
ઘર ઘર ગુડીઆં ઊછળી, તરિયા તોરણ બાર. ૧
હટ્ટશ્રેણિ બહુ સજ કરી, બાંધ્યાં વસ્ત્રજ સાર;
[1]અવકર સવિ દૂરે કરો, છડા દીઓ બહુ ધાર. ૨
ફૂલપગર પોઢાં ભરો, વાસો ગંધ સુગંધ;
[2]કર સઘળાયેં પરિહરો, છોડી મૂકો [3]બંધ. ૩
ઢ્ઢરે ત્રાટ બંધાવિયા, નાટક નાચે રંગ;
વાજાં વાજે અતિ ઘણાં, વીણા મદ્દલ સંગ. ૪
એમ નગર શણગારીઉં, જાણે એ સુરલોક;
ત્રિભુવનમાંહિં કો નહીં, ઈંદ્રપુરી તે [4]ફોક. ૫
તવ શોભા બહુએ કરી, આવ્યો જયાને પાસ;
સ્વામી નગર પધારિયે, નિજ મન ધરી ઉલ્લાસ. ૬
જયાનંદ પણ સંચર્યો, કીધો નગર પ્રવેશ;
રાજા સહુ પાસે અછે, કો નવિ ચાલ્યો દેશ. ૭

---

૧ કચરા–પૂંજા–ઉકરડા. ૨ વેરો–ટેક્સ. ૩ કેદીઓ. ૪ નકામી.

પાયે પ્રણમી વિનય કરી, મનસ્યું માંગી માન;
અતિ ઉત્સવ શુભ મુહુરતે, દીધું કન્યાદાન. ૮
ભોગ રતિ આદિ કરી, જેહ મળ્યાં છે આઠ;
તેહને ચચ્ચારજ અછે, એ બત્રીશે પાઠ. ૯
વળી અનેરા નૃપતણી, તેણે કન્યા દીધ;
ગણતાં પાર ન પામિયે, એકસો આઠજ કીધ. ૧૦
સુખથી નૃપતિ જયા સહી, રહે તવ તેણે ઠાય;
દેશ ઘણેરા સાધિયા, સેવા સારે રાય. ૧૧
એક દિન રાજસભા સહુ, બેઠા ઇંદ્ર સમાન;
વનપાળક આવી કહે, સ્વામી સાચું માન. ૧૨
પૂરવ દિશ જે અંબવન, તિહાં આવ્યા નિજ તાત;
ચક્રધર ગુરૂ શોભિયે, [1]બેહુ જ્ઞાન વિખ્યાત. ૧૩
તસ આભરણ તે સવિ દિયે, [2]મુગટહ વર્જિત તેહ;
દ્રવ્ય બહુ વળી આપિયું, કહ્યું ન જાએ જેહ. ૧૪

( ઢાળ ૧ લી—દેશી ચોપાઇની. )

તાત પધાર્યા જાણ્યા જામ, વંદન ચાલ્યું સારૂં ગામ;
જયાનંદ પણ સાથે સહી, અતિ મ્હોચ્છવે આવ્યા ગહગહી. ૧
પંચય અભિગમન સાચવી, વંદણ કીધું સ્તુતિ બહુ કવિ;
ત્રણ પ્રદક્ષણા દેઈ કરી, આગળ બેઠા [3]સમરસ ધરી. ૨
ગુરૂ ધર્મ ભાખે ચિહું પ્રકાર, દાન શીલ તપ ભાવજ સાર;
ધન યૌવન સવિ અથિરજ જાણ, નિશ્ચળ ધર્મ તે હૈડે આણ. ૩
[4]કુશ અગ્રે જળબિંદુ સમાન, જીવિત ચંચળ એહવું જાણ;
જળ પંપોટા દેખો જેમ, કાયા અથિર સહી જાણો એમ. ૪

૧ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન સહિત. ૨ મુકટ વગર. ૩ સમતાભાવ ધરી. ૪ ડાભના અણીપર.

[1]ગયવરકન્ન પતાકા જિસિ, લક્ષ્મી ચંચળ જાણો તિસિ;
કહેનાં ઘર કહેનો પરિવાર, આગળ ભરવું પેટજ ભાર. ૫
રાજરમણિ તે મેળી બહુ, કર્યાં પાપ વળી કેતાં કહું;
તે સવિ રહેશે એણે ઠાય, પાપ પુણ્ય બેહુ સાથે થાય. ૬
વૃક્ષ એક છે ઉત્તમ ભલું, વિવિધ જાતનાં પંખી મળું;
સંધ્યા સમે તિહાં વાસો રહે, પ્રભાત સમે તે [2]દહદિશ વહે. ૭
તેમ એ કુટુંબ મળ્યું સહુ કોય, જુજુએ કર્મે જાશે સોય;
કો કહેનો સાથી નવિ થાય, પુત્ર પ્રજા રંક ને રાય. ૮
એકલો આવ્યો જાશે એક, કર્મ કરે તે સહશે છેક;
એકલો જીવ ચિહું દિશ ફરે, સૂક્ષ્મ પુદ્ગલ એકલો ભરે. ૯
સંસાર નગર છે મોટું ગામ, લક્ષચોરાશી રહેવા ઠામ;
નરગ સાત તે સુંદર વન્ન, નિગોદ જાણે રાજભવન્ન. ૧૦
હંસરાય તિહાં રાજ્જ કરે, પાપ આચરી પોતું ભરે;
એહવા જીવ ઘણા જગ જાણ, ધર્મે [3]વિહુણા પામે હાણ. ૧૧
ધર્મે લહિયે સંપદ કોડ, ધર્મે હય ગય બંધ્યા જોડ;
ધર્મ એક જગ જાણો સાર, ધર્મે લહિયે ભવનો પાર. ૧૨
એહવો ધર્મ રખે પરિહરો, ચતુર પુરૂષ તે આદર કરો;
એ સંસાર [4]અપારાવાર, ધર્મથકી હોશે નિસ્તાર. ૧૩
રાજર્ષિની વાણી જેહ, થઇ પરગમી અમીમય તેહ;
તવ ચક્રીરાજા પ્રતિબોધ, [5]કર્મ ઉપરે થાવા યોધ. ૧૪
શ્રી ગુરૂ અંતે વચન તવ કહે, ઘર જઈ આવું તાતજ રહે;
પાછા આવી નગર મઝાર, જયાનંદ શિર સોંપે ભાર. ૧૫
મહા મહોત્સવસ્યું મંડાણુ, સહસ આઠ તે નરપતિ જાણ;
સોળ સહસ વળી વિદ્યાધરી, ચક્રી સાથે તે પરવરી. ૧૬

---

૧ કાન. ૨ દશે દિશાએ ચાલ્યા જાય છે. ૩ રહિત. ૪ પાર-વિનાનો. ૫. કર્મ જીતવા લડવૈયો થાવા માટે તત્પર થયો.

દીક્ષા ગ્રહી તે સદ્‌ગુરૂ પાસ, [1]શ્રમણ થઇ ચાલ્યા વનવાસ;
જયાનંદ લે સમકિત સાર, [2]દેશવિરતિનાં વરતજ બાર. ૧૭
તે આરાધે નિશ્ચલ થઈ, ચક્રીઋષિ તે પોહતા વહી;
જયાનંદ તે રાજા ભયા, ત્રિખંડપતિ તે પોતે થયા. ૧૮
ઇંદ્રતણી પરિ પાળે રાજ, પ્રજાતણા બહુ સારે કાજ;
સેવા સારે મોટા રાય, દેવી યક્ષ તે સેવે પાય. ૧૯
ઇણુ અવસર જે વાતજ થઇ, દેવ એક આવ્યો ગહગહી;
સ્વામી વીનતડી અવધાર, તાપસસુંદરી પરણી નાર. ૨૦
તેહની ચિંતા કરો મન રંગ, તાપસ બેઠા તેહને સંગ;
જૈની–દીક્ષાનો છે ભાવ, કન્યા પગબંધન તસ ઠાવ. ૨૧
ઇસું સુણી જયાનૃપ કહે, તેડણુ આવું કહેતો રહે;
ચક્રવર્તીનો પુત્રજ જેષ્ઠ, ઉત્તર શ્રેણિનો કીધો શ્રેષ્ઠ. ૨૨
દાક્ષણુ દિશાના જે છે ગામ, કર્યો રાય તે પવનજ નામ;
નિજ નિજ રાયને દીધા દેશ, ખમાવીને માંગે આદેશ. ૨૩
બહુ સેના વિદ્યાધર કોડ, તાપસ–મંદિર આવ્યો હોડ;
તાપસસુંદરી આણું કરી, પંચસયાં તિણે દીક્ષાવરી. ૨૪
લક્ષ્મીપુરની વાટે થયા, પવનવેગ તે કહેવા ગયા;
જયરાજાને કરે પ્રણામ, પુત્ર તુમારો આવ્યો તામ. ૨૫
જયરાજા સનમુખ આવિયા, પુત્ર પિતા તવ શુભ ભાવીઆ;
પુત્ર–ઋદ્ધિ તે દેખી બહુ, સહસ આઠ તે સાથે વહુ. ૨૬
મહામંડાણે કરે પ્રવેશ, લખમીપુર તે [3]સર્ગનિવેશ;
વહુ લાગી સાસુને પાય, તવ આશીત્ દિયે વળી માય. ૨૭
ધુરથી વાત [4]હવી તે કહી, પવનવેગતણે મન રહી;
તે [5]નિસુણી નૃપ થયો હરાણ, સહુ પ્રશંસે રાણો રાણ. ૨૮

૧ સંયમી—સાધુવૃત્તિવંત. ૨ પળાય તેટલી મર્યાદાવાળી ત્યાગ ભાવના. ૩ સ્વર્ગભુવન. ૪ થયેલી હતી. ૫ સાંભળીને.

ત્રિખંડતણા તવ મળિયા રાય, રાજ્યાભિષેક કર્યો તિણ ઠાય;
કન્યા પરણાવી અતિ ઘણી, કહેતાં પાર નાવે તે તણી. ૨૯
હવે રતિસુંદરી સ્ત્રી છે જેહ, વેશ્યાપુત્રી જાણો તેહ;
સુરદત્ત મંત્રી સુવિચાર, તેહને કહે તું સાંભળ સાર. ૩૦
તેહનો કિમ કીજે વિશ્વાસ, કરી પારખું લાવો તાસ;
બહુ ધન સાથે તે ઔષધી, દીધી સુરદત્ત ગયો વદી. ૩૧
રતિવર્ધન તે નગર પહુત્ત, લેઈ આવાસ રહ્યો સૂરદત્ત;
કરી રાગને નિત્યે ગાય, કુંવરીમંદિર જોવા જાય. ૩૨
પણ તે કહીં પેસી નવિ શકે, નવિ જુવે તે પુરૂષજ થકે;
તે ઔષધી પ્રમાણે સહી, સુંદર રૂપે નારી થઈ. ૩૩
ગાવા લાગી ગીત અનેક, રાગ માન તે લહે વિશેક;
તે સુંદરી જવ સુણીઆ કાન, મંદિર તેડી દીધાં માન. ૩૪
પ્રીતિ બહુ માંડી કારમી, વાર વાર તે બોલે નમી;
તુહ્મ ધણી તુજ મૂકી ગયું, સુણો બોલ જે તુમને કહું. ૩૫
અન્ય પુરૂષસ્યું વિલસો ભોગ, યૌવન વયેશું માંડયો યોગ;
તિણ વચને સુંદરિ થઇ કોપ, એહને નિશ્ચે કરજો લોપ. ૩૬
સૂરદત્ત તવ વાણી કહે, તુજ મન જોયું લવતી રહે;
ખમી ખમાવી બેહુયે મળ્યાં, સાકર માંહિ દુધજ ભળ્યાં. ૩૭
રતિસુંદરીતણું જે રૂપ, સૂરદત્તનું ચળ્યું સરૂપ;
ભોગતણી તે વાંછા કરે, કામે મોહ્યો જગ બહુ મરે. ૩૮
કામે ઈંદ્ર વગોયો ઘણું, શંભૂએ કીધું પેખણું;
કામે ચુલણી પુત્રજ કૂડ, રહનેમી તે કીધો મૂઢ. ૩૯
કામતણા ગુણ [1]વિરૂઆ જાણ, સૂરદત્ત ચૂકો ઈણે ઠાણ,
તવ સુંદરી તે પ્રીછી સહુ, સ્ત્રી નહીં એ સૂધું કહું. ૪૦
એ છે કૂડ કપટની ખાણ, પુરૂષ સહી એ નિશ્ચે જાણ;

---

૧ નઠારા.

એહને છે માહારો અભિલાષ, રૂપ પાલટી આવ્યો પાખ. ૪૧
તો પરિ કરવી એહવી અસી, એહને પણ પોચાડું કસી;
તવ સુંદરી માંડે પરપંચ, સૂરદત્તસ્યું બોલે સંચ. ૪૨
મુજ ધણી તો નાઠ્યો ગામ, નિશ્ચે મનડું ન રહે ઠામ;
તવ સૂરદત્ત કહે છે વાત, પુરૂષ એકસ્યું મેળો ઘાત. ૪૩
સહસ રત્ન મુજ આપે જેહ, તે નર નિશ્ચે આવે ગેહ;
સરૂપ સુંદર છે મુજ ધણી, જાણે ગીત કળા તે ઘણી. ૪૪
ઘેર જઈ નર રૂપજ કરી, રત્ન પાંચસે થાળી ભરી;
તે [1]પાઠવ્યાં દાસી સાથ, સુંદરીએં તે લીધાં હાથ. ૪૫
દિવસતણો નિરધારજ કરી, દાસી નિજ મંદિર સંચરી;
મનસ્યું બહુ વિચારી કરી, [2]કાળી દિન આવે પરવરી. ૪૬
તે દિન સૂરને ઉઝમ થયો, કરી શૃંગાર દુઆરે ગયો;
રત્ન પાંચસે બીજાં જેહ, ભરી થાળ પહોંચાડે તેહ. ૪૭
વનિતાને તે સહી મન વસ્યાં, મુજ સ્વામીને હુંતાં ઈસ્યાં;
હવે કરૂં કિસી પરિ જેહ, એહને સહી પણ પહોંચે તેહ. ૪૮
તેહને તવ બહુ સ્વાગત કરી, ચંદ્રહાસ જળ પાયું ભરી;
તેણે તવ મૂર્છાગત થયો, થઈ અચેત ને ધરણે ગયો. ૪૯
તસ શરીર તે શોધ્યું સર્વ, બૂટી લાધી વાધી પર્વ;
તે બૂટી તસ મસ્તક ધરી, તે તવ બાંધ્યો [3]માંકડ કરી. ૫૦
ઘણી પરે તે પીડયો બહુ, કવિજન કહે હું કેતું કહું;
કરી વિનય ને લાગે પાય, હવે અન્યાય હું ન કરૂં માય. ૫૧
કરૂણા આણીને નર કીધ, કર દશ અંગુળી વદને દીધ;
જયાતણો તવ પૂછયો [4]ચરી, તે સર્વં દાખ્યું ઉચ્ચરી. ૫૨
તવ તે બોલ્યો મધુરી વાણ, હું તેડણ આવ્યો સહી જાણ;
રતિસુંદરી એહવું કહે, મૌન કરી અણબોલ્યો રહે. ૫૩

---

૧ મોકલ્યાં. ૨ અંધારી રાતે. ૩ વાંદર. ૪ ચરિત્ર.

મેં તુજ વિદ્યા દીઠી ઘણી, તો આવું જો આવે ધણી;
તવ તે સૂરદત્ત ગયો ઠામ, વાત હવી તે સોંપી સ્વામ. ૫૪
તવ જયાનંદ મનસ્યું હસ્યો, શ્રીવિશ્વાસ તે મનમાં વસ્યો;
તવ જયાનૃપ પોહતો તિહાં, રત્નપુરી નગરી છે જિહાં. ૫૫
સુખે સમાધે સુખ ભોગવે, માંગણ જનને બહુ જોગવે;
દિન કેતા રહે તેણે ઠામ, લખમીપુર તે આવ્યા ગામ. ૫૬
દેવપરે તે પાળે રાજ, પ્રજાતણાં બહુ સારે કાજ;
એક દિન સભા સહુ સમ ધરી, ઇંદ્રતણી પરે બેઠા ભરી. ૫૭
વિજયપુરે રાજા સંઘસાર, તિણે પ્રજા કીધી ક્ષયકાર;
લોક મળીને લિખિયો લેખ, કરી વિનતી જાણે તેખ. ૫૮
મંત્રી જઈ રાજા વીનવ્યો, સ્વામી નર એક આવ્યો નવો;
તેહનો લેખજ લેઈ કરી, વાંચે રાજા આગળ ધરી. ૫૯
વિજયપુર છે વારૂ ગામ, તેહનો દૂત આવ્યો એ સ્વામ;
વડી વિનતી મહાજન કરે, તે સ્વામી નિજ હૃદયે ધરે. ૬૦
સ્વસ્તિ શ્રી લખમીપુર જેહ, મહારાજ રાજાનજ એહ;
કરી વિનતી હૈડે ધરો, પ્રજાતણું ઉપરાણું કરો. ૬૧
તું સહી જગમાં મોટો ધીર, પરનારીનો પ્રગટ્યો [1]વીર;
તુંહિજ બ્રહ્મા તું [2]ગોવિંદ, તુંહિજ ઇંદ્ર ને તુંહિજ ચંદ. ૬૨
તું જાણે પોતે જગદીશ, તુંહિજ [3]ધર્મ ને તુંહિજ ઇશ;
તાહરા ગુણ નવિ લાભે પાર, તું સહી ત્રિભુવનનો આધાર. ૬૩
તુંહિજ પુન્યવંત જગ સહી, તેજેં સઘળી વ્યાપી મહી;
તું ત્રિખંડપતિ નિશ્ચય જાણ, સેવા સારે છે ગુણખાણ. ૬૪
તેં બહુ પામી ઋદ્ધિ અનંત, તેં જગ પાળ્યા સઘળા સંત;
શ્રી જયા નગરી પોતાતણી, તેં સ્વામી પોતે અવગણી. ૬૫

---

૧ ભાઈ. ૨ વિષ્ણુ. ૩ ધર્મરાજ. ૪ સ્વર્ગ–મૃત્યુ–પાતાળ.

એવડો સ્યું પ્રભુ અમ અપરાધ, ખબર ન લીધી મોટા સાધ;
પાપી હાથે આપ્યાં અમો, બીજી પરજા પાળી તુમો. ૬૬
હવે જો ઉપરાણું નવિ કરો, તો સહી લેખ લખી દુઃખ હરો;
પિતાતણી વળી પરજા જેહ, વીસારી કાં મૂકો તેહ. ૬૭
એ પાપી મન આણે ગર્વ, ધન કણ કંચન લીધું સર્વ;
ન્યાયમાર્ગ એકે નવિ રહે, કર જોડીને મહાજન કહે. ૬૮
તવ શ્રી જયાનંદ મન રીસ, ક્રોધે બહુ ધૂણાવે શીશ;
મંત્રીને શિર સોંપી ભાર, ચઢયું કટક નવિ લાભે પાર, ૬૯
સોળ સહસ છે રાજા સાથ, ચક્રી પવન તે આગળ ભાથ;
હય ગય રથ પાયકની કોડિ, નૃપ સેવા સારે કરજોડી. ૭૦
છઠે પ્રયાણે પુહતા વહી, સંઘસાર તે આવ્યા સહી;
કરી સંગ્રામ ને લાગો જામ, સંઘસારને [1]સાહ્યો તામ. ૭૧
[2]કઠપંજર તે ઘાત્યો સહી, જય જયકાર થયો તે મહી,
બંદીજન તે કરે કલ્યાણ, તેજેં જાણે દીપે ભાણ. ૭૨
મહા મહોત્સવે કરે પ્રવેશ, સચરાચર તે જાણે દેશ;
ઘર ઘર ઉચ્છવ માંડયા બહુ, ધવળ મંગળ તે ગાએ સહુ. ૭૩
દિન કેટલા તિહાંકણે રહી, જય રાજાને સોંપી [3]મહી;
આવે લખમીપુર જયા રાય, મંત્રીશ્વર તવ સાહમા જાય. ૭૪
પય પ્રણમી તવ કરે પ્રમાણ, કરે વળી રાજ્યનાં કામ;
સુખે સમાધે પાળે રાજ, કરે વળી ધર્મનાં કાજ. ૭૫
વિજયનગરે તે રાજા જેય, બંદી છોડું એહવું કહેય;
મૂકયા ચોર તે દહ દિશ ગયા, સંઘસાર તે માંહે વહ્યા. ૭૬
રાજા જય તવ રાજ કરંત, છોરૂ પરે પ્રજા પાલંત;
એટલે વન આવ્યા કેવળી, સાહસું ચાલ્યું સહુકો મળી. ૭૭

---

૧ પકડયો. ૨ લાકડાંના પાંજરામાં. ૩ રાજ્ય સીમાની પૃથ્વી.

ગુરૂએં ધર્મદેશના કહી, નૃપ જયે તે સવિ સદ્દહી;
સતાનંદને સોંપી ભાર, આપે લીધો સંયમ ભાર. ૭૮
[1]શ્રી શીતળને વારે હુવા, લાખ ચોરાશી આય પૂરવા;
ગ્રહી દીક્ષા ને કર્યો વિહાર, ચારિત્ર પાળે ખાંડા ધાર. ૭૯
વિજયપુરીશ સતાનંદરાય, પિતાતણો બહુ શોકજ થાય;
તવ મંત્રીયે કીધો ભેદ, લખમીપુર તે આવ્યો છેદ. ૮૦
જયાનંદ મનમાં હરખીઓ, બંધવ આવંતો પરખિયો;
સ્હામૈયું તે સુપરે કરી, બંધવ તેડયો બહુ હિત ધરી. ૮૧
સુખે રહે તિહાં સરખી જોડ, રમવા ચાલે મનને કોડ;
મારગ નર એક આવે જાય, તવ તસ પૂછે જયાનંદ રાય. ૮૨
સ્વામી એ પેલું વન જાણ, વિજય તાપસ આવ્યા તિણ ઠાણ;
તે મુનિના દરસણને કામ, લોક જાયછે જાણો સ્વામ. ૮૩
તે તુમ સાચો લહિયે સહી, વાત કરીને તે ગયો વહી;
જયાનંદ મન એહવું ધરે, અજ્ઞાન કષ્ટ ઘણું એ કરે. ૮૪
કિમ એથી ટળશે મિથ્યાત, જિમ જાણે જિનધર્મની વાત;
પ્રજ્ઞપ્તી એક વિદ્યા જેહ, રાયે સમરી નિશ્ચે તેહ. ૮૫
જો એ તાપસ સમકિત લહે, તો તવ નિશ્ચે [2]પાતગ દહે;
પ્રજ્ઞપ્તી તવ બોલે વાણ, જે લાકડાં બળે તે જાણ. ૮૬
તે કાઢીને ચીરી [3]દાખ, એ તાપસને પાસે રાખ;
તે મધ્યે છે જીવજ બહુ, તે દેખીને સમજે સહુ. ૮૭
જયાનંદ તવ તિહાંકણ ગયા, કરી પ્રણામ ને ઉભા રહ્યા;
કાકા માટે કર્યો પ્રણામ, વિજય યતી કહે આવો આમ. ૮૮
કાકા ધર્મ તુમે નવિ લહો, પતી ભણે જાણો તે કહો,

---

૧ દશમા તીર્થંકરશ્રીના શાસનમાં. ૨ પાપ બળી જાય. ૩ જાહેર કર.

તવ પૂરવનું લાકડ બળે, કાઢી ચીર્યું [1]પન્નગ જળે. ૮૯
દક્ષિણ દિશનું જે ઇંધણું, ચીરે વીંછી દીઠા ઘણું;
પશ્ચિમનાં તે જવ ચીરિયાં, ઉધેઇનાં બિલ બહુ નિરખિયાં. ૯૦
ઉત્તરનાં જે છે ઇંધણાં, તે શોધાવી નિરખે ઘણાં;
જીવ ઘણા વળી દીઠા તિહાં, રાય ભણે એ ધર્મજ કિહાં. ૯૧
વિજય તાપસ તે પામ્યો ધર્મ, જયાનંદ દાખે જિનમર્મ;
એટલે તિહાં આવ્યો વનપાળ, સુણો વીનતિ દેવ દયાળ. ૯૨
કુસમાંગદના વનહ મઝાર, ધર્મઘોષ આવ્યા ગણધાર;
તુમ્હ તાત વળી પાસે અછે, તિહાં વાંદીને રહેવું પછે. ૯૩
ઉચિત દાન જયા તવ દિયે, વનપાળક હરખીને લિયે;
તવ ઉઠયા જયાનંદ રાય, વિજય તાપસ વળી પૂંઠે થાય. ૯૪
તિહાં ગુરૂ વંદી ભેટ્યા તાત, તુંહિજ ગુરૂ ને તુંહિજ માત;
સ્તુતિ કરી રાય ઊભા રહે, ધર્મલાભ શ્રી ગુરૂ મુખ કહે. ૯૫
બેઠા જોઈ [4]ઉચિતજ ઠામ, શ્રી ગુરૂ દેશના ભાખે તામ;
વિજય તાપસ તવ દીક્ષા વરી, બંધવ બેહુ તન પુન્યે ભરી. ૯૬
આચારજે વિહારજ કર્યો, જયાનંદ નગરે પરવર્યો;
લક્ષ્મીપુર તે પાળે રાજ, કરે ઘણાં ધર્મનાં કાજ. ૯૭
જિનપ્રાસાદ કર્યા તે ઘણા, પ્રતિમાતણી નવિ લાભે મણા;
બિંબપ્રતિષ્ઠા કીધી બહુ, સંઘ લોક પહેરાવ્યા સહુ. ૯૮
[6]શત્રુકાર તે કીધા બહુ, એક જીભે કેતું હું કહું;
દેઈ દાન અવારી ઘણું, ઋણ સઘળું આપ્યું સહુતણું. ૯૯
દિન ઘણા તે પાળી રાજ, ત્રાસી લાખ વરષ પૂર્યા કાજ;
તવ વનપાળે રાય વીનવ્યો, સ્વામી સમાચાર સુણ નવો. ૧૦૦
ચક્રીરાજઋષિ આવ્યા વહી, સંસાર-પણે તે સસરો સહી;

૧ સાપ. ૨ લાકડું. ૩ આપવા લાયક વસ્તુનું. ૪ શોભે તેવે સ્થળે. ૫ દાનશાળા-સદાવ્રતો. ૬ ધર્મલાભ.

તે સુણી નૃપતિ હુવો સાવધાન, દીધ દાન ને બહુલાં માન. ૧૦૧
મહા મ્હોચ્છવસ્યું વંદન જાય, રાણી સરવે સાથેં થાય;
વાંદ્યા ચક્રી તવ જગદીશ, ધર્મતણી તિહાં દિયે આશીષ. ૧૦૨
ગુરૂ કહે બૂઝ બૂઝ તું રાય ! મૂકી રાજનેં સિદ્ધજ થાય;
ભવ પાછલા વળી ચ્યારે જેહ, [1]એકમને તું સાંભળ તેહ. ૧૦૩
પહેલે ભવ તું માળી જીવ, જિનપૂજા તેં કરી સદીવ;
તેહ પુન્યથી મહેતો થયો, હું તુજ રાજા નિશ્ચે ભયો. ૧૦૪
માળી પાસે [2]હાળી જેહ, મરી વિપ્ર સહી જાણો તેહ;
મહેતાતણે જીવ બાંધ્યું કર્મ, અતિબળ રાજર્ષિ મહા ધર્મ. ૧૦૫
નેત્ર ગયાં તેં એહવું કહ્યું, તે સંઘેં કાઢયાં ઉદયજ થયું;
ત્રીજે ભવે [3]કલપ સાતમે, ચ્યારે મિત્ર-પણે તે રમે. ૧૦૬
તિહાંથી ચવી હું ચક્રી થયો, જયાનંદ તું ચોથે ભયો;
વિપ્ર જીવ તે સંઘજ જાણ, વૈરથકી બહુ પામી હાણ. ૧૦૭
રાજા નરવીરને અવતાર, મેં તું રાખ્યો હતો એકવાર;
તે કર્મનું એ ફળ જાણ, તે હું જીત્યો સહી નિર્વાણ. ૧૦૮
ચ્યારે ભવંતર લહી વરતાંત, જયા નૃપતિ થઇ બેઠો સંત;
ત્રણ્યે [4]જાતિસમરણ લહે, સ્ત્રી બેહુ ને જયા તવ કહે. ૧૦૯
અમો ચ્યારે ભવ દીઠા સહી, જે સહગુરૂ તમ વાણી કહી;
સ્વામી પિતા ને કાકો જેહ, કુણ કુણ ગતિ પામ્યા કહો તેહ. ૧૧૦
પિતાજીવ સ્વર્ગ ચોથે જઈ, ઇંદ્રપણું તે પાળે સહી,
કાકો ત્રીજે સર્ગે જાણ, ઇંદ્રપણું ભોગવે સુજાણ. ૧૧૧
સ્વામી સંઘસાર કિહાં ગયો, જયરાજાથી છૂટી વહ્યો;
કો નવિ આપે તેહને ઠાય, જિહાં જાય તિહાં માર્યો જાય. ૧૧૨

---

૧ એકાગ્ર વૃત્તિથી. ૨ સાથી-ખેડૂત. ૩ દેવલોક. ૪ પાછલા ભવનું વૃત્તાંત રજુ થાય તેવું જ્ઞાન.

તવ તે ચોરી ઝાઝી કરે, દિન કેતે ઝલાણો સરે;
ચોરતણી પરિ શૂલી દીધ, નરગ સાતમે વાસજ કીધ. ૧૧૩
તિરે વળી નરગ તસ જાણ, ઈણ પરે [1]રૂળશે ચારે ખાણ;
જય વિજય અવતારજ એક, મહાવિદેહ ઉપજે સુવિવેક. ૧૧૪
ગ્રહી દીક્ષા ને કેવળ થશે, ખપી કર્મને મુગતિ જશે;
જયાનંદ કહે સુણો ગુરૂ આજ, મુજને કહીએં મુક્તિનું રાજ? ૧૧૫
ચક્રીરાજઋષિ કહે વાણ, તું હું સ્રી બે ચ્યારે જાણ;
આણે ભવ તે નિશ્ચે મોક્ષ, એહની શંકા માણિશ [2]દક્ષ. ૧૧૬
તવ રાજા મન આણંદ ભયો, વળી બોલ શ્રીગુરૂને કહ્યો;
મ્હારા પુત્ર અછે જે ઘણા, કેતાં કર્મ કહું તે તણા. ૧૧૭
ઘણાજ તે સહી એણે ભવે, બીજે ત્રીજે મોક્ષે સવે;
મહાવિદેહે ગયો હું [3]રળી, એ વરતાંત કહ્યા કેવળી. ૧૧૮
તીર્થંકર કરતાજ વખાણ, એહ સંબંધ વખાણ્યો જાણ,
તેહ સાંભળીને કહેવા વળ્યો, ઈહાં આવીને તુજને મળ્યો. ૧૧૯
ચાલ ચાલ તું મકર વિલંબ, નીસર નીસર સહી અવિલંબ;
હા સ્વામી પડખો તવ કહે, રાજભારની ચિંતા વહે. ૧૨૦
ઘેર જઈને કીધી વિધિ, મંત્રી તેડી પૂછી બુધિ;
પુત્ર વડો સુકુળાનંદ જેહ, નિશ્ચે રાજા થાપ્યો તેહ. ૧૨૧
મહા મહોચ્છવ જિનહર કરી, બહુ પુણ્ય-ભંડારજ ભરી,
ઘણાં નરનારીને સાથ, દેતો દાન બહુ નિજ હાથ. ૧૨૨
નગર વળી શણગારે બહુ, જોવા સાજન મળિયું સહુ;
અનેક મહોચ્છવે વનમાંહિં ગયા, ગુરૂ પ્રણમીને ઊભા રહ્યા. ૧૨૩
રાય કુલાનંદ પાસે રહે, દીજે દીક્ષા ગુરૂને કહે;
તવ રાજા આપે આદેશ, શિષ્યતણી હું ભિક્ષા દેશ. ૧૨૪

---

૧ રઝળશે. ૨ ડાહ્યા-સર્વ વાતનો જાણકાર. ૩ ખુશી થઇને.

પંચ મુષ્ટિ તવ લોચજ કરી, સહગુરૂ સાથે ગયા પરવરી;
અંગ અગ્યાર તે ખરાં અભ્યસ્યાં, પૂરવ ચઉદ તે પૂરાં વસ્યાં. ૧૨૫
વરસ ઘણાં વળી પાળી દીખ, શિરે વહી સહગુરૂની શીખ;
ચક્રીરાજ ઋષિ વૃદ્ધજ થયા, એક દિન લખમીપુર તવ ગયા. ૧૨૬
માસતણું તિહાં અણુસણ કરી, પાદોપગમ મન સાથે ધરી;
અંતગડ તે થયા કેવળી, શિવપુર પહુતા મનની રળી. ૧૨૭
હવે શ્રી જયાનંદ ગુરૂ થયા, પંચ મહાવ્રત પાળે દયા;
અનેક જીવ તે પામ્યા ધર્મ, દશો દિશે કરે વિહારજ કર્મ. ૧૨૮
વરષ ઘણા તે વિહારજ કર્યો, પુન્યભંડાર તે પૂરો ભર્યો;
તવ તે કેવળ પામ્યા સાર, સંઘ સહુને જયજયકાર. ૧૨૯
વરષ લાખ એક દીક્ષા વહી, લક્ષ ચોરાસી પૂરાં સહી;
વરષ એટલું આય ભોગવી, એણી પરિ તે બોલે કવી. ૧૩૦
માસ એકનું અણુસણ કહી, શેત્રુંજે તે આવ્યા વહી;
સમતા રસ મનમાંહિં ધરી, જયાનંદ પુહતા શિવપુરી. ૧૩૧
કુલાનંદને જાણુજ થયું, મંત્રી પ્રતે વચન તવ કહ્યું;
શ્રી શેત્રુંજે યાત્રા કરૂં, તાતતણાં ચરણાં અણુસરૂં. ૧૩૨
મેળી સંઘને આવ્યો તિહાં, શેત્રુંજય ગિરિ ઠામજ જિહાં;
જિન મંડપે બહુ ઉચ્છવ કરી, ચાલ્યા પુણ્યભંડારજ ભરી. ૧૩૩
દિવસ કેટલે દિક્ષા ગ્રહી, લહી કેવળ મોક્ષે ગયા સહી;
પંચમતણો એ અવસર થયો, શ્રી ગુરૂજીની શક્તિયે કહ્યો. ૧૩૪
માત ભારતીતણો પસાય, મેં સહી કહ્યો જયાનંદરાય;
શ્રી વિજયાણંદ ગુરૂ ઉપદેશ, કરી ચોપાઇ એ લવલેશ. ૧૩૫

( ગ્રંથપ્રશસ્તિ. )

પંચમ ગણહર સોહમસ્વામી, જાએ પાપ તસ લીધે નામ;
તેહતણે પટ સહી દિનકાર, જગચંદ્રસૂરી થયા ગણધાર. ૧૩૬
બાર વરષ આંબિલ તપ કરી, પુણ્યતણો ભંડારજ ભરી;
ચુમાલિસમે પાટે જયકાર, તપાબિરૂદ ધરાવ્યો સાર. ૧૩૭

અનુક્રમે ગુરૂ ગચ્છપતિ જેહ, મુનિસુંદરસૂરી કહિયે તેહ;
એકાવનમે થાનક કહ્યા, ક્ષમા દયા વિદ્યાવંત લહ્યા. ૧૩૮
તિણુ ગુરૂએ ગ્રંથ કીધા ઘણા, કહેતાં પાર નાવે તે તણા;
જયાનંદનું ચરિત્રજ સાર, કીધું શાસનને હિતકાર. ૧૩૯
આઠ સહસ તે કીધું વળી, તે વાંચો સહુએ મનરળી;
પાટ એકસઠમે ઉદયો ભાણુ, વિજયાણુંદ ગુરૂ ગુણુની ખાણુ. ૧૪૦
તસ મુખકમળથી લહી એ વાણુ, મેં આ રાસ કર્યો સહી જાણુ;
બારેજા વર નગર મઝાર, અલ્પમતે કર્યો ગુરૂ-આધાર. ૧૪૧
મૂરખ માત્ર હું જાણું નહીં, સહગુરૂ વચને શક્તિજ થઇ;
ભણે ગણે તસ નવે નિધાન, હર્ષ ધરી કવિ બોલે વાન. ૧૪૨
જિહાં લગે મહિયલ ધરે વળી મેર, ધ્રુવમંડળ ચાલે નહીં સેર;
જિહાં લગે તારા રવિ ચંદ, તિહાં લગે રાસ કરો આણુંદ. ૧૪૩
વસ્તુ પાંચ ચોપઈ કહું વળી, નવસો પંચોતર મન રળી;
દુહા બસેં સત્તાવીશ જોય, બારસેં સાત તે પૂરા હોય. ૧૪૪
એ કીધો મેં મનને કોડ, સરખા સરખી જોજો જોડ;
વિબુધ ખરો કરેજો સહી, કર જોડીને વાણી કહી. ૧૪૫
સંવત સોળ છયાસિયે જાણુ, પોષ શુદી તેરસી પ્રમાણુ;
વાર ગુરૂ સર્વાંકજ સાર, ભણે ગણે તસ જયજયકાર. ૧૪૬

ઇતિશ્રી વાના કવિ વિરચિત શ્રી જયાનંદ કેવળી રાસની અંદર ચક્રાયુધ-દીક્ષાગ્રહણ, મોક્ષપ્રાપ્તિ, શ્રી જયાનંદ રાજ્ય-પાલન, દીક્ષાગ્રહણ નિર્વાણ ગમન સંબંધમય પાંચમો ઉલ્લાસ સમાપ્ત થયો.





શ્રીયુત લાવણ્યસમય વિરચિત.

# શ્રી વચ્છરાજ દેવરાજ રાસ.

## મંગળાચરણ.

(વસ્તુ છંદ.)

સકળ જિનવર સકળ જિનવર પાય પણમેવિ,
પણમેવિ ચકકેસરી એક ચિતે બહુ ભક્તિકારીય,
[1]નિયગુરૂતણે [2]પસાઉલે હૃદયકમળ નિયમતિ વિચારિય;
સજન સહુકો સાંભળો, હિયડે ભાવ ધરિય,
બોલિશ નવ નવ કવિત રસ, સિરિ વત્સરાજ ચરિય. ૧

## કથાસુખ.

(ઢાળ ૧ લી–દેશી ચોપાઇ છંદની.)

ધન ધન વત્સરાજ ગુણનિલો, **વીરસેન** રાજા–[3]કુળતિલો;
જસ ગુણ ચોપટમલ ચોશાળ, ઇણ યુગે જીવદયા પ્રતિપાળ. ૧
જિનવરે ભાખ્યા ચાર પ્રકાર, દાન શીલ તપ ભાવ વિચાર;
દયા દાન ધુર થાપ્યો તિણે, ઇણુ પાળી ફળ લાધ્યો કિણે. ૨
ફળ લાધ્યો રૂડો વત્સરાજ, બેઠો દેશ બિહુને રાજ;
ભેટયા ગુરૂ તવ કીધી [4]મયા, [5]પૂર્વે ભવાંતર પાળી દયા. ૩

---

૧ નિજ–પોતાના. ૨ કૃપાવડે. ૩ કુળમાં તિલક સમાન.
૪ કૃપા. ૫ અગાડીના જન્મમાં.

દયા પ્રભાવે આપદ ટળી, ઠામ ઠામ સવિ સંપદ મિળી;
કિણ થાનક કિમ હુઓ સોય, સાવધાન સુણજો સહુ કોય. ૪

કથારંભ.

જંબૂદીવહ લક્ષ પ્રમાણ, ભરતખંડ તસ ભીતર જાણ;
સિંધુ-દેશ સોહે અતિ બહુ, નાનાવિધ ગુણવંતજ સહુ. ૫
તસ ભીતર નગરી ઇક સુણો, ચંદ્રાવતી નામ તસ ભણો;
તે નગરી મોટે મંડાણ, રયણતણી તસ પાસે ખાણ. ૬
[1]ચઉ-પખેરિ સોહે વનખંડ, સરસ સરોવર અતિહિ પ્રચંડ;
કુવા વાવ વાડીની ઓળ, ઓપે ચિહુ-પખ [2]પોઢી પોળ. ૭
ગઢ ગિરૂવો ને વિષમી ખાળ, જેહતણો પાયો પાતાળ;
ડુંગર શિખરતણે અનુમાન, ઉંચપણો ઇમ બોલે જાણ. ૮
ચઉ-પખેરિ ખાઇ જળ ભરી, પેસી ન શકે કો બળ કરી;
એ ગઢ મોટો અતિ અભિરમ્ય, કિસું કહું દેવરે અગમ્ય. ૯
જિનમંદિર ઉત્સવ અતિ ઘણા, પૂજે રંગ સવિ મનતણા;
ધ્વજાદંડ તિહાં ઢળકે ધ્વજા, જિણ દીઠે મન મોહે પ્રજા. ૧૦
વસે [3]વણિક ચોરાશી જાત, લોકતણી નાનાવિધિ જાત;
ચૌરાશી ચહુટાં જોઇયે, થાનક થાનક મન મોહિયે. ૧૧
કિહાં પારખ સોની સોનાર, કિહાં ગાંધી દોસી મણિયાર;
ફોફળિયા ફળહટિયા ઘાટ, કિહાં સૂખડિયા-કેરાં હાટ. ૧૨
કિહાં પટુવા માંડે પટસૂત્ર, કિણ થાનક ઊગટિયે સૂત્ર;
કિહાં માળી તંબોળી રહે, કિહાં કૌતુકિયા કૌતુક કહે. ૧૩
કિહાં નવરંગે નાચે પાત્ર, કિણ થાનક પભણે બહુ [5]છાત્ર;
ગુણે કરી સોહે એ પુરી, જાણે [6]દેવપુરી અવતરી. ૧૪

૧ ચોમેર. ૨ મોટી. ૩ વાણિયા. ૪ તરેહ તરેહવાર જાતિયો.
૫ વિદ્યાર્થિ. ૬ અમરાવતી.

**વીરસેન** રાજા તિહાં તપે, અરિયણદળ સવિ [૧]હેળાં ખપે;
ન્યાયવંત ને શુદ્ધ વિચાર, જયશ્રીતણો ન લાધે પાર. ૧૫
[૨]પાયક પાર નહીં જે તણે, ભાટ ભલા બિરૂદાવળી ભણે;
મદમાતા [૩]મયંગળ મદ ઝરે, ચંચળ [૪]હય [૫]હિંસારવ કરે. ૧૬
શત્રુ સવિ છંડાવ્યા ચીશ, સીમાડા સહુ નામે શીશ;
સબળસેન સરિષો ગહગહે, જેહની આણ મહાભડ વહે. ૧૭
મોડબધા મંડલીક અનેક, જેહ મને ઉપજે સુવિવેક;
રાજસૂત્ર સવિ રાખે સોય, તે વિણ રાજ ન રહિણું હોય. ૧૮
અંગ ઓળગુતણી નહિ મણા, દાસ દિકોલાં છે અતિ ઘણા;
[૬]અવર ઋદ્ધિ નવિ પાસું પાર, જાણે ઇંદ્રતણો અવતાર ૧૯
પટરાણી કુળવંતી નાર, અવર ન એ સરિસી સંસાર;
હાર દોર કંકણ અતિસાર, પહેરણ ફાળી અતિહિ [૭]સફાર. ૨૦
સવા લક્ષનાં કુંડળ કર્ણ, સાત લક્ષ સોના આભરણ;
તાસ નામ **દેવી ધારણી**, સા રાજા જીવનકારણી. ૨૧
જિસી પ્રીતિ [૮]ગૌરી ને [૯]શંભુ, જિસી પ્રીતિ માછલડી [૧૦]અંબુ;
જિસી પ્રીતિ [૧૧]મધુકર કેતકી; જિસી પ્રીતિ [૧૨]ગયવર[૧૩]સલ્લકી. ૨૨
જિસી પ્રીતિ ઇંદ્રાણી ઇંદ્ર, જિસી પ્રીતિ કમલિની–[૧૪]દિણંદ;
જિસી પ્રીતિ ચંદા ચાંદણી, તિસી પ્રીતિ રાજા ધારણી. ૨૩
રમણ કરે રંગે નરનાહ, પટરાણીને મન ઉચ્છાહ;
ભોગ ભલા ભોગવે મન હસી, પુત્રતણી ચિંતા મન વસિ. ૨૪
હીંડોલાટ ખાટ પોઢણે, [૧૫]ખીરોદક ઊપર ઓઢણે;
નિંદ ભરી સુપનંતર માંહ્ય, ચાલંતો દીઠો [૧૬]સુરરાય. ૨૫
તવ રાણી જાગી તિણ સમે, ઊઠી રાય જગાડયો તિમે;

---

૧ સ્હેજમાં. ૨ ચાકર–પેદળ. ૩ હાથી. ૪ ઘોડા. ૫ હણહણાટ. ૬ બીજી. ૭ સુંદર. ૮ પાર્વતી. ૯ મહાદેવ. ૧૦ પાણી. ૧૧ ભમરો. ૧૨ હાથી. ૧૩ નર્મદા નદી. ૧૪ સૂર્ય. ૧૫ ધોળા. ૧૬ ઇંદ્ર.

રાય આગળ સુપનંતર કહે, રાજા હિયે વિચારી રહે. ૨૬
રાજા હિયે વિમાસે કિસું, એ સુપનાંતરમાં છે ઈસું;
ઈંદ્ર ચાલતો દીઠો જે ભણી, હોશે પુત્ર ચપળ તેહ ભણી. ૨૭
તે દિન પૂરે પુત્ર જનમીઓ, દેવરાજ તસ નામજ દિયો;
વરષ બિહું ચિહુ અંતર વળી, પટરાણી પૂજે મન રળી. ૨૮
એકવાર સંધ્યાને સમે, ભાવ સહિત સામાયિક રમે;
કરે સામાયિક ચિંતે ઇસું, જિનવર ગુણ રંગે ગાઈસું. ૨૯
રજની પહોર દોઢને માન, જિનવર ગુણ ગાએ એક ધ્યાન;
ગાઇ ગુણ ચાલી માનિની, નિયમંદિર ગઇ નિદ્રા ભણી. ૩૦
ઢાળી ખાટ જ સોનાતણી, તિહાં પોઢી દેવી ધારણી;
આવી નિદ્રા [1]સુહણું લહે, તે હિવ કવિજન કુણપરિ કહે. ૩૧
જાણે કરી ગંગાનું પૂર, કે એકઠું કિયું કપૂર;
કે ખીરોદધિતણા કલોલ, કે આણી નવારિયો ધોલ. ૩૨
જાણે શશિ ઉગ્યો અભિનવો, કે સૂરિમ કરી સૂરિજ સમો,
કે નીપાયો દહીંનો ખોટ, અતિ ઉંચો ને વારૂ કોટ. ૩૩
ગુણે કરીને [2]અતિહિ પ્રચંડ, દીઠો ઇસો સુપનમાંહિં [3]સંઢ;
તતખિણ જાગી સંઢજ નહિ, તે નિશ્ચે સુહણો એ સહી. ૩૪
[4]પુહવી ખાટ થકી ઊતરે, [5]રાજા-સેજ ભણી સંચરે;
રાય જગાડીને ઈમ કહ્યું, આજ [6]સ્વામિ સુહણું વળી લહ્યું. ૩૫
[7]નિસુણી રાજા સુપનવિચાર, પભણે હોશી પુત્ર ઉદાર;
દેવરાજથી ચડતો જાણ, બોલે રાજન સુ[8]લલિત વાણ. ૩૬
તવ ધારણિ મન હરખ અપાર, [9]જપે મહામંત્ર નવકાર;
લિયે નામ પરમેશ્વરતણું, ઈમ કરતાં વાયું [10]વાહણું. ૩૭

---

૧ સ્વપ્નું. ૨ ઘણોજ વિશેષ. ૩ સાંઢ-આખલો. ૪ પૃથ્વી. ૫ સુવાની શય્યા હતી ત્યાં ગઈ. ૬ પતિ. ૭ સાંભળીને. ૮ સુંદર. ૯ સ્મરણ કરવા-જપવા લાગી. ૧૦ પ્રભાત થયો.

તે દિન આરંભીને ઋદ્ધિ, નિત પૂજે જિનવર મન શુદ્ધ;
ઇણિ પરે [1]પૂગા નવ માસ, જનમ્યો પુત્ર હુઓ [2]ઉલ્લાસ. ૩૮
એહ વાત એક પુરૂષે સુણી, દિયે રાજાને સુવધામણિ;
રાજા [3]તૂઠો કરે પસાય, લક્ષ મૂલ આપે કંબાય. ૩૯
આપે કમરબંધ ચજતણા, બીજા જોગની નહિ કંઈ મણા;
આપે મણિ માણિક ભંડાર, આપે [4]કણ-કેરા કોઠાર. ૪૦
આપે જીભજ સોનાતણી, આપે [5]અવર વસ્તુ [6]અતિ ઘણી;
આપે તાસ નયર બત્રીસ, રાજઋદ્ધિ ભોગવે નિશિદીસ. ૪૧
સોઇ પુરૂષ [7]રળિયાયત થયો, રાજસભાથી [8]મંદિર ગયો;
રાજને માંડયો મોટો જંગ, પાત્ર નચાવે અતિહિ સુચંગ. ૪૨
વાજે વાજિત્ર મધુરે નાદ, કામની ગાએ સરલે સાદ;
ઘર ઘર તોરણ બાંધ્યાં બાર, ટાળી હિંસા આણ સઝાર. ૪૩
નગરમાંહિ ગુડિઆં ઊછલે, લોક લક્ષ તિહાં જોવા મિલે;
જોઈ કહે ધન્ય ધારિણી, પુત્રરતન જન્મ્યો જે ભણી. ૪૪
જન્મમહોચ્છવ રાજને કીઓ, રાજલોક સહુ આણંદીઓ;
માગધ જન મન પૂગી આશ, દહદિશિ પસરી કીરતિ જાસ. ૪૫
દીઠો વત્સ સુપનમાંહિં તામ, દીધું વચ્છરાજ તસ નામ;
દિન દિન વાધે સોઇ કુમાર, રૂપે જાણે જીત્યો [9]માર. ૪૬
જવ તે પાંચ વરષનો થયો, પુત્ર [10]નિસાલેં ભણવા ગયો;
ભણિયાં લક્ષણ છંદ પ્રમાણ, શીખી કળા હુઓ અતિ જાણ. ૪૭
એકવાર રાજન અસમાધિ, અંગે ઉપની મોટી [11]વ્યાધિ;
દાઘજવર ધડહડિ અપાર, તે કેણે ન હુએ [12]ઉપચાર, ૪૮
હાહાકાર કરે સવિ લોક, કૈ મનમાંહિં ધરે અતિ શોક;

---

૧ પૂર્ણ થયા. ૨ હર્ષ. ૩ તુષ્ટમાન થઇને. ૪ અનાજ. ૫ બીજી. ૬ હદપાર. ૭ ખુસી. ૮ ઘેર. ૯ કામદેવ. ૧૦ પાઠશાળા. ૧૧ પીડા. ૧૨ ઉપાય.

કે આપણડાં સાતે ધન્ન, કે બીહેવા ઢૂકા જન્ન. ૪૯
નયરલોક ખળભળે અપાર, થાનક થાનક કરે વિચાર;
વચે કરિ મોટો દેવરાજ, તે પાળી નવિ જાણે રાજ. ૫૦
ગુણે કરીને અતિ અભિરામ, [1]લહુઓ વચ્છરાજ તસ નામ;
રાજા પદવી એહને હોય, [2]મનહ મનોરથ પૂજે તોય. ૫૧
લહુઅ લગે વછરાજ વિનીત, ચતુરતણાં ચમકાવે ચિત્ત;
અવગુણ અંગથીકો પરિહરે, લહુઅ લગે લક્ષણ આદરે. ૫૨
લહુઓ [3]રવિ સોહે અતિ ઘણો, દશ દિશિ તેજ તપે જેહતણો;
લહુઓ [4]મૃગપતિ[5]મયગલ ભિડે, લહુઅ [6]દીપ તિમરને નડે. ૫૩
લહુઅ ચંપક પરિમલ [7]આવાસ, લહુ ચિંતામણિ પૂરે આશ;
લહુઓ પણ પોતે ગુણ બહુ, એહ રાજે હુએ સુખીઆં સહુ. ૫૪

( દુહો. )

લહુડા વડાજ મત ગણો, ગુણે વડા સંસાર;
ગાગર અછેજ બેઠડી, ગુણથી પીજે વાર. ૧

( ચોપાઇ. )

એહ વાત નિસુણી દેવરાજ, તવ પાલટીઓ સઘળો સાજ;
રાયતણા જૂના રખવાળ, તે સવિ પાલટીઆ તતકાળ. ૫૫
વીરસેન રાજા ઇમ ભણે, રાજ ગયું પાપીને કને;
વચ્છરાજ હોએ તે રાજ, તો પૂંઠિ મુજ નાવત લાજ. ૫૬
પાળે રાજ નિકંટક થાય, તેહતણે મન હરખ ન માય;
ઉચાટે હુવો દુગણો રોગ, વીરસેન સાધે [9]પરલોક. ૫૭
માછલડી જળ વિણ ટળવળે, તિમ ધારણિદેવી વલવલે;
ઘણા દિવસકેરો સસનેહ, સ્વામી કાંઈ દેખાડે [10]છેહ. ૫૮

---

૧ ન્હાનો. ૨ મનની ઇચ્છાઓ પૂર્ણ કરે. ૩ સૂર્ય. ૪ સિંહ. ૫ હાથી. ૬ અંધકાર. ૭ સુગંધનું ઘર. ૮ પાણી. ૯ મરણ. ૧૦ વિયોગ.

પ્રાણનાથ જીવનઆધાર, તુજ વિણ મુજ કુણ કરસિ સાર;
બોલાવ્યે નવિ દિયે બોલડો, પાપી દૈવપ્રતિ ધિગ્ પડો. ૫૯
કાં ભઈ હજીઅ ન આવે મરણ, હાર દોર ભાંજે આભરણ;
કુંડળ કાને શશિ ને સૂર, નેઉર સહિત કરે ચકચૂર. ૬૦
સ્વામી તુહ્મ પસાયેં ઘણા, સુખ ભોગવ્યાતણી નહિ મણા;
પીયુ ગુણ જિમ સંભારે વળી, તિમ ધારણિ ધરમંડલ ઢળી. ૬૧
ક્ષિણ જોવે ક્ષિણ રોવે ઘણું, ક્ષણ મુંઝે ક્ષણ ભૂઝે મણું;
સગાં સણીજાં રાખે સહુ, સામિણિ શોક ન કીજે બહુ. ૬૨

(દુહા.)

હિયડા મ છંડિસ ઘાતકી, મુઓ ન જીવે કોય;
આપું અજરામર કરી, તો તું અન્નહ રોય. ૧
વિહિ વિહડાવે વિહિ ઘડે, વિહિ ઘડીઉં ભંજેય;
ઇમે લોઈ તડફડે, જં વિહ કરે સુ હોય.

(ચોપાઈ.)

જાણી એ સંસારહ માગ, તવ ધારણિ મન હુઓ વિરાગ;
છંડી [1]ક્રોહ [2]લોહ [3]દુઃકર્મ, પાળે વીતરાગનો ધર્મ્મ. ૬૩
પ્રથમ ખંડ સમાપતિ હુઈ, સગપણ વિગતિ કહી જૂજૂઈ;
બોલ્યો વર્ણન બહુત પ્રકાર, રાજન દુનિય ખંડ અવધાર. ૬૪

ઇતિશ્રી વચ્છરાજ અધિકાર વિષે પ્રથમ ખંડ સમાપ્ત.



૧ ક્રોધ. ૨ લોભ. ૩ નઠારાં-પાપકર્મ.

# ખંડ બીજો.

(વસ્તુછંદ.)

જંબૂદીવહ જંબૂદીવહ ભરહખંડંમિ,
સિંધુદેશ સોહે બહુ વસે લોક સહુ વિચક્ષણ,
ચંદ્રાવઈ નગરી તિહાં, વીરસેન રાજા સલક્ષણ;
પટરાણી ધારણી સુત, દેવરાજ વછરાજ;
રોગાંતર રાજા હુઓ, દેવરાજ લિયે રાજ. ૧

(દુહા.)

વચ્છરાજ નિતુ પ્રહસમે, ઊઠી રાઉલે જાય;
કરજોડી આગળ રહી, પ્રણમે ભૂપતિપાય. ૧
પાપબુદ્ધિ મંત્રી ભણે, નિસુણો રાઉ વિચાર;
રાજ તુમારૂં જાયસિ, જો જીવસિ કુમાર. ૨

(ચોપાઇ.)

નીચો નમણો દેખી કુઓ, તે ઉપર માંડયો ઢીંકુઓ;
વાર વાર તે કરે પ્રણામ, નીરતણું [1]નીઠાડે ઠામ. ૧

(દુહા.)

તવ રાજા મન ચિંતવી, મંત્રી પ્રતે કહેય;
તું કાંઈ કૂડજ રચું, જેણે કુમર ખપેય. ૧
એહ વાત નિસુણી તિહાં, પહુતો [2]જણણી પાસ;
[3]અવર દેશ અમ જાઈવું, ન રહું એહને [4]વાસ. ૨
તવ વળતું ધારણિ ભણે, મૂકી સઘળી [5]આથ;
તુજ માસી **વિમલા** સહિત, આવિશ તાહરે સાથ. ૩

૧ અંત લાવી દે. ૨ માતાની પાસે. ૩ બીજે. ૪ ઠેકાણે. ૫ દોલત.

હંસા જિહિ ગય તિહિ ગઈ, મહિમંડણા હવંતિ;
છે હઉં તાંહ સરોવરહ, જે હંસા મુચ્ચંતિ. ૪
હંસા એહ પરખ્ખડી, [1]છિલ્લર જલ ન પિયંતિ;
કે પીયે માનસ સરે, કે ત્રસિયાજ મરંતિ. ૫
નાન્હું રૂપે [2]રૂઅડું, ઉડયું પંખ સમાર;
હંસા વઉલામણિ આવશે, ગયો ગંગાકે પાર. ૬

( સોરઠો. )

ગયાજ ગંગદુઆર, હંસા હરખે હિંસતા;
[3]અમિઅતણા ભંડાર, બગલા બેસેવું કરે. ૧

(દોહા.)

હંસા બગા બલાહડા, ઉચલડું અંગાળ;
જિણે સરોવર ઝીલતા, તે સર ફૂટી પાળ. ૧

(ગાથા.)

કારણિ વસેણ સુંદરિ, હંસા સેવંતિ ગામ વહલયા;
ગમિઉણ કેવિ દીહા, પુણોવિ જો જત્થ સો તત્થ. ૧

(દોહા.)

બગ ઉડાડે બપ્પડા, ખિણ પાળે ખિણ તીર;
હંસ [4]પરાભવ કિમ સહે, અમર સજાંહ શરીર. ૧
સર છાંડી પાળે ચડયા, હંસા ઉડણહાર;
વળી વલામણી ભેટડી, સરવર મિત્ત જુહાર. ૨
હંસાને સરવર ઘણા, પુષ્પ ઘણાં ભમરાંહ;
સુગુણાને સજ્જન ઘણાં, દેશ વિદેશ ગયાંહ. ૩
ચંદ્રાવઈ નગરીથિકાં, તે ત્રણ્યે ચાલંતિ;
ઇમ કરતાં દિન કેટલે, **માળવ-દેશ** લહંતિ. ૪

---

૧ તલાવડાં-ખાબોચિયામાં ભરાયલું પાણી કદી ન પિયે. ૨ સુંદર. ૩ અમૃત. ૪ સંતાપ-અપમાન.

માળવ-દેશહ [1]મંડણહ, નગરી અછે અનેક;
ઉજેણી સરિખી નહીં, જાણ ન જાણે એક. ૫
કનકભ્રમ રાજા તિહાં, કનકસિરિપતિ જાણ;
તે ત્રણ્યે ચાલંતડાં, પહુતાં તેણે ઠાણ. ૬
ભૂખે તરસે ઓસના, બેઠા નગરી પાસ;
વિમલબુદ્ધિ વિમલાતણી, બોલે હિયે વિમાસ. ૭
વચ્છરાજ ધારણિ તમે, [2]પડખો ઘડિ બેચાર;
હું ઊતારા કારણે, જાઉં નગરી [3]મઝાર. ૮
દોય જણાં બેસારિ કરિ, પહુંચે નગરીદ્વાર;
બહુ ઘર જોઅંતી ગઇ, સોમદત્ત ઘર-બાર. ૯
સોમદત્ત વિવહારીઓ, બેઠો ભલે મંડાણ,
દેખી ઊભી માનની, બોલે મધુરી વાણ. ૧૦
કહો કામિની કિણ કારણે, ઊભાં અમ આવાસ;
કરજોડી વિમલા કહે, કાજ એક તુમ પાસ. ૧૧
કિશું કાજ છે બહિન તુજ, [4]વેગે કરી કહેય;
અમે પંથિ પરદેશીઆ, રહેવા થાનક દેય. ૧૨
ઘર જમલો એક ઓરડો, તિહાં જઇ રહેજ્યો નાર;
ભાડું બિહુ માસહતણું, દેજો [5]ટંકા ચ્યાર. ૧૩
દ્રવ્ય નહિ અમ આપવા, કરશું દાસહ-કર્મ;
ભોજન બિહું જણ દેઇજો, હોશિ [6]ગાઢો ધર્મ. ૧૪
વિમલા માત મનાવિ કરી, તે દોય જણ આણંતિ;
સોમદત્ત ઘર તે રહ્યાં, ઇણ પરે કાળ ગમંતિ. ૧૫

(ઢાળ ૧ લી-દેશી ચોપાઇની. )

સોમદત્ત ઘર ઇણ પરે રહ્યાં, કરમ વસે દુખિયારાં થયાં;
કરમ કરે તે ન કરે કોય, રાજ કરે તે રૂળતા જોય. ૧

---

૧ દાગીનારૂપ. ૨ સબૂર કરો-ઠેરો. ૩ અંદર. ૪ તુરત. ૫ રૂપિયા-સોનામ્હોર. ૬ પુષ્કળ. ૭ છેતર્યા.

આગે કરમેં ઘણા રોળવ્યા, નંદિષેણ સરિખા ભોળવ્યા;
કરમેં રાવણ પડીઓ ચૂક, સીતાહરણ રણ કીધો ભૂક. ૨
કીચક પડીઆ પંડવ પાસ, પંડવ પંચ ગયા વનવાસ;
કરમતણી શી કીજે વાત, રવિરથ [1]હયવર સરજ્યા સાત. ૩
કળાવતી કર આપદ ઘણી, કર્મે કુરવ થયા રેવણી;
નિશિ એકલડી [2]વેડ મઝાર, દુઃખ સહે દવદંતી નાર. ૪
કરમેં પેખ કલંકિત ચંદ, મરણ લહે ભાલડી [3]મુકુંદ;
કરમેં ગૌતમ વીર વિયોગ, શેઠ સુદરસણ શૂલીયોગ. ૫
કરમેં નાચ્યા કુળિનવનંદ, [4]નીર વહે રાજા હરિચંદ;
કરમવિપાક કિસું હું ભણું, નળ રાંધે પરઘર રાંધણું. ૬
સીતા પ્રતિ લગાડી શીખ, કર્મે મુંજ મંગાવી ભીખ;
કરમતણી ગતિ કુણ અવગણે, મલ્લિ જિણેસર નારીપણે. ૭
કરમેં [6]કદરથી ચંદનબાલ, નરગ ગયો શ્રેણિકભૂપાલ;
કરમેં બળિ ઘાલ્યો પાતાળ, દુઃખ સહ્યાં તિમ ગયસુકુમાળ. ૮
મહાવીરને વીતક બહુ, ઈમ કરમેં ધંધોલ્યા સહુ;
કરમતણી પરિ નિશ્ચલ જોય, વિણ ભોગવ્યાં ન છૂટે કોય. ૯

( વસ્તુ છંદ. )

[7]જામ પહુતો જામ પહુતો તાત પરલોક,
મંત્રી રાઓ વિચાર કરી, રચે કૂડ વચ્છરાજમારણ;
કુમરેં વાત સોઇ સાંભળી, કરીઅ સજ્જ માસીય ધારણિ,
ચંદ્રાવઇ નગરી થિકીં, તે ત્રણ્યે ચાલંતિ;
ઉજેણી નગરી તિહાં, સોમદત્ત ઘર જંતિ. ૧

---

૧ અશ્વ ઘોડા. ૨ વન-ઉજડ. ૩ ભાલોડના વાગવાથી શ્રી કૃષ્ણ મરણને શરણ થયા ! ૪ નીચ ઘેર પાણી ભર્યું. ૫ અપમાની શકે. ૬ પીડાણી-હેરાન થઇ. ૭ જ્યારે.

( ઢાળ-ચોપાઇ. )

કહે ધારાણિને વિવહારીઓ, કુંવર ઘરે કાં બેસી રહ્યો;
[1]વાછરૂઆં ચારે અમતણાં, તો ભોજન લહો ત્રણ્યે જણાં. ૧૦
[2]મન પાખે મોકલ્યો કુમાર, આપી વાછરૂઆં દશ બાર;
નગરી બાહિર બહુ [3]ખડ હોય, તિહાં રાખીને ચારે સોય. ૧૧
તિહાં જમલો કોલાહલ સુણી, ચાલ્યો કુંઅરજ જોવા ભણી;
રાજકુમાર દીઠા અતિ ઘણા, કરે શર્મ હથીઆરજતણા. ૧૨
શસ્ત્ર અભ્યાસે નિરતું જોય; સાહસું જોઇ હરખ ધરે સોય;
કૂડું શસ્ત્ર અભ્યસે જિમે, કુંઅર મુંહ મચકોડે તિમે. ૧૩
કળાચાર્ય તવ બોલે ઇસું, કયાંથી આવ્યો કારણ કિસું;
કળાતણો કેતો અભ્યાસ, પૂછે પંડિત કળાનિવાસ. ૧૪
[4]પભણે દૂર દેશાંતરથિકો, હું આવ્યો ઇહાં ઊભો હતો;
શસ્ત્ર શર્મ તે દેખી કરી, જોવા આવ્યો [5]કૌતુક ધરી. ૧૫
કળાચાર્ય કુંઅર પ્રતિ ભણે, શસ્ત્ર શર્મ [6]કેતો તુમતણે;
કુંઅર શસ્ત્ર અભ્યસ્યાં બહુ, કૌતુકવંત હવું તિહાં સહુ. ૧૬
[7]શાળિ દાળ અને પકવાન, ભોજન કારણ આવ્યાં ધાન;
કુંઅર સહિત જિમવાને કામ, જઇ બેઠા વારૂ [8]આરામ. ૧૭
વાછરૂઆં ચરતાંતાં જેહ, વહિલાં ગયાં શેઠ ઘર તેહ;
જીમિ કરી હુઆ નિશ્ચિંત, વચ્છરાજ હરખ્યો ગુણવંત. ૧૮
માંહોમાંહિં વલગા બાંહે, સાંજે આવ્યા નગરી માંહે;
પ્રીતિ શિરસા કરી પ્રણામ, પહુતા જિહાં આપણડાં ઠામ. ૧૯
સોમદત્ત કહે સુણો કુમાર, તુમ હૈડાનો શુંય વિચાર;
વાછરૂઆં વહિલાં મોકલી, કિહાં રહ્યા વેળા એટલી. ૨૦

૧ વાછડાં. ૨ મન વગર. ઇચ્છા વગર. ૩ ઘાસ. ૪ બોલે. ૫ ગમ્મત. ૬ કેટલો. ૭ દાળ-ભાત. ૮ વાડીમાં.

વચ્છરાજ તવ ઉત્તર દિયે, વિવહારિયાથિકો નવિ બીહે;
 વાછરૂઆં ચારંતાં શેઠ, થાકો તવ સૂતો વડ હેઠ. ૨૧
એક દિવસ ઇમ ઉત્તર કરે, બીજે દિવસ વળી સંચરે;
 કુંઅર પહુતો પૂરવ રીત, વાછરૂઆંની મૂકી ચિંત. ૨૨
નિત વાછરૂયાં વહિલાં વળે, સોમદત્ત રીસે અતિ બળે;
 વાર એક બે કહીઉં હતિ, [1]ઓલંભો દિયે ધારણિ પ્રતિ. ૨૩
વાછરૂઉં એકે જાઇશે, તે ઉત્તર તુમ કિમ થાયશે;
 ધારણિ બોલે [2]સુલલિત ભાખ, [3]વચ્છ વાછરૂઆં રૂડાં રાખ. ૨૪
કુંઅર કહે એમ કહો વાત, વાછરૂઆં નહિ ચારૂં માત;
 હોય ત્રણ્ય દિન ચાર્યાં જેહ, મેં રાખ્યું તુમ દાક્ષિણ તેહ. ૨૫
રાયતણા કુંઅર જિહાં રમે, તિહાં જઇને નિત સાથે જમે;
 ધારણિ ઓલંભો દે ઇસો, તું ઘર ભાર ન ઝાલે કિસો. ૨૬
ઘરે નથી તેતાં ઇંધણાં, જે તિમ કીજે સીરાં ઘણાં;
 એહ વાત જવ કુમરે સુણી, તવ ચાલ્યો વન ખંડહ ભણી. ૨૭
પહુતો વનહ હુઓ [4]આલ્હાદ, દીઠો યક્ષતણો [5]પ્રાસાદ;
 યક્ષતણો એ મહિમા જોય, ફૂલ પત્ર લઇ ન શકે કોય. ૨૮
વન ગહ્વર તે કહિયે કિસું, સૂરિજકિરણ ન ફૂટે ઇસું;
 વાજે વારૂ શીતલ વાય, આવી ન શકે કો તિણ ઠાય. ૨૯
[6]સાવજતણા [7]યૂથ ગહગહે, ચંચલ ચપલ ન સાહ્યા રહે;
 વાઘ સિંઘ ગાજે ગડગડે, તિણ નાદે ધરણી [8]ધડહડે. ૩૦
સૂઅર રોજ રીંછનાં ઠામ, કવિ કહે ઘણાં ન જાણું નામ;
 કૃષ્ણ પીત તે ધવળે વાન, કે છેરવિયા કરડે કાન. ૩૧
સરલ તરલ તરૂવરની સાખ, રાયણ રૂંખતણાં તિહ લાખ;

---

૧ ઠપકો. ૨ સુંદર વાણીથી. ૩ પુત્ર. ૪ આનંદ. ૫ દેવળ. ૬ વાઘ. ૭ ટોળાં. ૮ કાંપી ઉઠે.

[1]પરિમલ બહુલ કરે કેવડી, [2]કુસમવેલિ છે તિહાંકણુ વડી. ૩૨
પંખી જાતિ બહુ ટોળે રમે, ઇસે મહાવન કુંઅર ભમે;
ભયની વાત હિયે નવિ વસી, તતખિણુ કરે વિમાસણુ ઇસી. ૩૩
જાણે કાપૂં મોટું વૃક્ષ, તો ઇંધણુ હોવે લક્ષ;
ભમતાં દીઠું ચંદન સાલ, વિલગાછે [3]વિસહર વિકરાલ. ૩૪
હાથે કરી લાંબે સીંદરાં, પૂંછ સાહી તિમ નાખ્યાં [4]પરાં;
અણીઆળો લેઇ [5]કોઠાર, [6]ફેડી વૃક્ષતણી તે ઠાર. ૩૫
સોઈ વૃક્ષ શતખંડજ કર્યો, કાવડ કરી પાછો સંચર્યો;
આવતાં રાત્રિ પડી જેટલે, [8]પોળ સવે દીધી તેટલે. ૩૬
કુંવર નગરી પાસે રહી, એક પહુર તિહાં નિદ્રા લહી;
જાગ્યો જાણ્યું કુણુ આવશે, મુજ ચંદન લેઈ જાઇશે. ૩૭
ઇમ ચિંતીને ચાલ્યો તામ, પહુતો યક્ષતણો જિહાં ઠામ;
કાવડ વળગાડી એક ઝાડ, પેસી દે સાંકળી કમાડ. ૩૮
પહુર હોય પછી ઉગ્યો ચંદ, પેખે [9]વિદ્યાધરીના વૃન્દ;
નાટિક માંડ્યું તિહાં રસાલ, નાચંતાં નવ ચૂકે તાલ. ૩૯
યક્ષભવન મન રૂડો રંગ, [10]ખેચરી નાટિક નિરખે [11]ચંગ;
મૃગનયણી સહજે સુકમાળ, કંઠ ઠવી ચંપકની સાળ. ૪૦
કેવિ કેલવણુ કરે કેહો કિસી, ભરહભેદ જાણે અભ્યસી;
ધપમપ ધોંધોં માદલ સાદ, ગાએ ગીત અનોપમ નાદ. ૪૧
[12]પય ઘમઘમ ઘૂઘર ઘમકાર, નાચંતાં ઉર ખલકે હાર;
સવિહું મન સરિખો આણંદ, તે જોવા કરિ આવ્યો ચંદ. ૪૨

---

૧ સુગંધિ. ૨ ફૂલ. ૩ ભયંકર સાપ. ૪ દૂર. ૫ કોવાડો. ૬ કાપી નાખી. ૭ સો કકડા. ૮ દરવાજા. ૯ વિદ્યાધરોનીસ્ત્રીઓનાં ટોળાં. ૧૦ આકાશમાં ગમન કરનારી વિદ્યાધરીઓનું. ૧૧ સુંદર. ૧૨ પગે. ૧૩ રાત્રી.

મન ઉલ્લટ સવિ નાચી રહી, તવ હિવ રયણી થોડી થઈ;
વિદ્યાધરી પાછી ઓસરે, પ્રભાવતી[1] કંચુક વીસરે. ૪૩
ઊલાળા કેરો જે [2]વેજ, તિહાં તિગ તિગતે દેખે તેજ;
બાર ઉઘાડી જોવે જેમ, દીઠો કંચુક પડીઓ તેમ. ૪૪
રત્નજડિત સોઇ કંચુક લેય, કુંઅર ગંભારામાંહિં પેસેય;
પૂરવ રીતિ દિયે સાંકળી, વચ્છરાજ મન પૂગી રળી. ૪૫
વાટે પ્રભાવતી કહે સહી, વેગવતી મુજ કંચુક નહીં;
કંચુક કારણ પાછી વળે, પ્રભાવતી મન અતિ ટળવળે. ૪૬
તે આખે દેઉળે શોધીઓ, તિહાં નવિ લાધો તે કંચુઓ;
વાયે કરીને ઊડયો હોય, પ્રભાવતી તું વનમાંહિં જોય. ૪૭
જોઈ વૃક્ષ અને બહુ વાડ, તવ કાવડ દીઠી એક ઝાડ;
[3]કાવડ દેખી ચિંતે સોય, યક્ષતણે મંદિર છે કોય. ૪૮
જે હુંતો માહરો કંચુઓ, તેહજ નિશ્ચે એણે લીઓ;
કિમેં કરી એ બીહાવિયે, બાર ઉઘાડી કંચુક દિયે. ૪૯
બીહાવે બહુ પરિ અત્યંત, નિરભય કુંઅર રહ્યો નિશ્ચિંત;
હાથ લગાડી ન શકે બાર, યક્ષતણો ભય ધરે અપાર. ૫૦
બહુ જણુ આળોચે મંત્ર, હિઅડે નવો [5]ઉપાયો તંત્ર;
એહનાં સગાં ઉજેણીમાંહિ, રોતાં રડતાં હશે વિહાહિ. ૫૧
આપણ સોઇ વિલાપજ સુણી, તિમ કરશું આવી ઇહાં ભણી;
તવ પહુતી બે નગરી કને, ધારણિ વિમલા રોતી સુણે. ૫૨

( ઢાળ ૨ જી–દેશી દવદંતી પુહવી પડે એ. )

કહે ધારણિ વચ્છ કારણિયે, વચ્છ ખાટલી વાળીરે;
વાળીને ઢાળી આંસુ ઇમ ભણે એ. ૧

---

૧ ચોળી–કાંચળી. ૨ કાણું–સાર. ૩ કાવડિયા કાવડ રાખે છે તેવી. ૪ વિચારણા વિચારવા લાગી. ૫ ઉપાય ઉપજાવી કહાડયો.

સાંજ લગે તવ વાટડી, વચ્છ જોઇ અપારરે;
ન્હારને સાર ન જાણું તાહરી એ. ૨
કે રીસાણો તેહ ભણી, જે દીધું મેં કામરે;
કામને નામ તાહરૂં સોહામણું એ. ૩
ભૂખ્યો તરશ્યો હોસે તું, વચ્છ તું કિહાં રહિયોરે;
રહીઓ ને દહીઓ મુજ માસી ઘણુએ. ૪
વચ્છરાજ સુણુ વાતડી, તુજ માતડી બોલેરે;
બોલે ન ટોલે કાંઈ નીઠરૂ એ. ૫
એકવાર તુજ દોહલો, મોરી આંખડી જોઈરે;
જોઇને રોઈ નહીં હિવ તો પછે એ. ૬
ઇમ વિલપંતી માડલી, અને વળી માસીરે;
માસીને હિયે વિમાસી તે વળીએ. ૭

( ઢાળ ૩ જી—દેશી ચોપાઈની. )

પાછી આવી વિદ્યાધરી, રોવા માંડયું [1]માયા કરી;
વળી વળી જંપે વચ્છરાય, કુંઅરને મન વાયે વાય. ૧
ઇમ વલવંતી વિલખી થઈ, કંચુક વિણુ તે નિય ઘર ગઈ;
[2]દિનકરતણાં કિરણુ વિસ્તરે, [3]દેવળથી બાહુર નીસરે. ૨
વૃક્ષથકી તે કાવડ લેય, કુંઅર નગરમાંહિં પેસેય;
વિમલા જંપે વધાવી લિઓ, ધારણિ વચ્છરાજ આવીઓ. ૩
તવ ધારણિ ઊઠી ધસમસી, દેખી કુંવર હિયડે હસી;
વચ્છરાજ તવ કરી પ્રણામ, આપે ચંદન [4]કંચુક તામ. ૪
ઇએ ખંડે મતિ જૂજુઇ, દ્વિતીય ખંડ સમાપતી હુઇ;
આણ્યો કંચુક ચ્યંદન બહુ, તૃતીય ખંડ હવે સુણજો સહુ. ૫

ઇતિશ્રી વચ્છરાજ રાસ દ્વિતીય ખંડ સમાપ્તઃ

---

૧ કપટ. ૨ સૂર્યનાં. ૩ દેવળ–મંદિર. ૪ કાંચળી.

# ખંડ ત્રીજો.

(ઢાળ ૧ લી—દેશી ચોપાઇની.)

દિન બિહુ ત્રણ્યતણે અંતરે, ચંદન વેચીને ધન કરે;
કુંવર ઘર મન ચિંતા ટળી, પહુતો રાજકુંવર જિહાંવળી. ૧

(ગાહા.)

હંસા રમંતિ સરે, ભમરા રમંતિ કેતકીકુસમે,
ચંદનવને ભુયંગા, સરિસા સરિસેણ રમંતિ. ૧

માહોમાહિં પ્રીતિ અપાર, ન સકે સહી વિયોગ લગાર;
રાજકુંવરિ તે શીખી કળા, પંડિત સરિસા રાઉળે ગયા. ૨
રાઉ આગલિ અભ્યાસે શસ્ત્ર, તૂઠો દે પંડિતને વસ્ત્ર;
ભૂપતિ દેખી વચ્છકુંઆર, સકળ કળા કેરો ભંડાર. ૩
કનકભ્રમ રાજા અતિ [1]નિઉણ, પૂછે પુત્ર કન્હે એ કુણ?
રાજકુંઅર કહે નિસુણો[2]તાત, એહની અવર ન જાણું વાત. ૪
શસ્ત્રશર્મ અમે શીખ્યું જિહાં, એ કુંવર અમ મિલીઓ તિહાં;
કનકભ્રમ પૂછે નિજ મુખેં, બોલે કુંઅર યથાસ્થિત સુખેં. ૫
શસ્ત્રશર્મ તુમનેં કેટલો, અમને દેખાડો તેટલો;
કુંઅર શસ્ત્ર અભ્યસે સાર, તવ રાજા [3]રંજિઓ અપાર. ૬
નિસુણો કુંવર બોલે [4]ભૂપ, કહો તુમે આપણું [5]સ્વરૂપ;
બે કર જોડી કુંઅર ભણે, તિહાં જમલી કનકશ્રી સુણે. ૭
સિંધુ દેશ અતિ રૂડો જાણ, ચંદ્રાવઇ નગરી તિણ ઠાણ,
વીરસેન રાજા મુજ તાત, પટરાણી ધારણિ મુજ માત. ૮
કનકશ્રીસન જાગ્યો [6]હેજ, આવ વચ્છ મુજ તું ભાણેજ;

---

૧ નિપુણ-ડાહ્યા-હુંશીઆર. ૨ પિતા. ૩ ઘણોજ ગજી થયો. ૪ રાજા. ૫. હકીકત. ૬. સ્નેહ.

એમ કહી આલિંગન દિયે, વચ્છરાજને ખોલે લિયે. ૯
તિણ અવસર બેસી હાથિણી, ચાલી જિહાં વિમલા ધારણિ;
દોઇ બહિન તેડી આપણી, રહિ એકઠી ત્રણ્યે જણી. ૧૦
ભૂપતિ ભણે સુણો વછરાજ, નગર બિહું ચિહુંનું લે રાજ;
કુંવર કહે રાજ નવિ લેશ, પણ તુમ પય હું સેવ કરેશ. ૧૧
શ્રીમુખ જવ તુમે કહેશો સ્વામ, તે વિણ કિમે ન જાઉં કામ;
ઇણિ પરિ કુંવર ઓલગ કરે, રાત દિવસ તીરે સંચરે. ૧૨
એકવાર રાજા અણકહે, પોઢયો મંદિર નિદ્રા લહે;
વચ્છરાજ કાઢી [1]તરૂઆર, ઉભો રહિઓ મંદિર બાર. ૧૩
દોઇ પહુર જવ [2]રયણી થઇ, તવ રાજાની નિદ્રા ગઈ;
નિસુણી રોવંતી એક [3]બાળ, ઊઠી બેઠો થયો [4]ભૂપાળ. ૧૪
ભૂપતિ બોલાવ્યા પાહરિ, તે સવિ સૂતા નિદ્રા ભરી;
તિણ અવસર પભણે વછરાજ, સ્વામિ [5]આયશ ઘો શું કાજ? ૧૫
પૃથ્વીપતિ [6]પભણે ઇણિ પરે, કુંવર તું કિમ ન ગયો ઘરે?
તુમ કહ્યા વિના જાઉં કીમ, મેં આગે લીધો છે નીમ. ૧૬
પાહરિ સવિ સૂતા છે સ્વામ, કાજ કહો મુજ એહને ઠામ;
પહુવિ વચ્છ જો હુઇસઊણ, જોઈ આવ રોવે છે કુણ. ૧૭
ચાલ્યો કુંવર આયસ લહી, નગરી માંહિં ન રોવે સહી;
[7]દક્ષિણ કર ઝાલી [8]કરવાળ, ગઢ ઉલંઘિઓ દેઈ ફાળ. ૧૮
જાએ સાદતણે અનુસાર, પહુતો વચ્છ મસાણ મઝાર;
તિહાં [9]વટવૃક્ષ વડો વિસ્તાર, દીઠી જમલી રોતી નાર. ૧૯
કુંઅર તે પાસે જઇ રહે, રોએ કાં કામણિને કહે?
રહી રોતી કહે સુણો કુમાર, ઇહાં બાંધ્યો છે મુજ ભરતાર. ૨૦

---

૧ તરવાર. ૨ રાત. ૩ સ્ત્રી. ૪ પૃથ્વીનો પાળનાર. ૫ આજ્ઞા-હુકમ. ૬ બોલે. ૭ જમણા હાથે. ૮ તરવાર. ૯ વડનું ઝાડ.

દુઃખ ઘણું નવિ જાએ જીવ, ભૂખે તરશે પાડે [1]રીવ;
કહે મુજને આણો કાંઇ જિમું, હું ઘર જઇ લાવી ચૂરમું. ૨૧
કરી કોલીઓ ઉંચો કરૂં, પણ પૂગું નાં એ શું કરૂં;
તવ મુજ હિયડે ઉપનો શોક, સરલે [2]સાદે મૂકી પોક. ૨૨
કુંવર કહે મન કરો સમાધ, લેઇ ચૂરમું ચડો મુજ ખાંધ;
તુજ વલ્લભ ભાવે જેટલું, દીઓ બહિન ભોજન તેટલું. ૨૩
નિસુણી કામણિ ખાંધે ચડી, તવ કાઢી [3]કાતી રાતડી;
[4]આમિષ ખાએ કટકો પડે, તે કુંવરની દ્રષ્ટે ચડે. ૨૪
કુંવર કહે અરે પાપિણિ ! ભૂંડી દુષ્ટ [5]દુરાચારિણી;
[6]માયા માંડી માંડયો પાપ, જાઇશ જો તો દેઇશ શાપ. ૨૫
ઇમ જંપી કાઢે તરૂવાર. તવ નાસંતાં ઢૂકી નાર;
વચ્છરાજ તું બાવન વીર, વિંતરડીનું કાઢયું [7]ચીર. ૨૬
વિંતરડી નાઠી [8]નિઃવસ્ત્ર, જાણ્યું મુજ [9]વાજેસે શસ્ત્ર;
ઇમ કરતાં દિનકર ઉગીઓ, ચીર સહિત ભૂપતિ ભેટીઓ. ૨૭
રાત્રિતણો [10]વૃત્તાંતજ કહે, [11]સૂરિમ દેખી નૃપ [12]ગહગહે;
સોઇ ચીર કનકભ્રમ રાઉ, કનકશ્રીને કરે [13]પસાઉ. ૨૮
પટરાણી પહિરીને જોએ, સરિખા કંચુક વિણ નવિ સોહે;
કનકસિરિ કહે નિસુણો ભૂપ, કંચુક વિણ નહીં તેહવું રૂપ. ૨૯
તવ રાજા ચિંતાતુર હોય, વળિ વળિ કુંવર સાહમું જોય;
'ખેચરડી કેરો કંચુઓ, તે કુંઅરે આણી આલીઓ. ૩૦
પહિર્યો કંચુક વળી મન [14]દહે, [15]તતખિણ કાળ મુંહ થઇ રહે;
જો આવો પુરપટ્ટણ હાટ, બિંહુ સરીખો આણો ઘાટ. ૩૧

---

૧ બૂમ. ૨ મુક્તકંઠથી–કરૂણા સ્વરથી–છૂટે મ્હોડે. ૩ તલવાર. ૪ માંસ. ૫ નઠારા આચારવાળી. ૬ કપટ. ૭ વસ્ત્ર–કપડાં. ૮ નગ્ન–નાગી. ૯ ચલાવશે–ઘા કરશે. ૧૦ હકીકત. ૧૧ શૂરાપણું. ૧૨ આનંદ પામ્યો. ૧૩ બક્ષિશ. ૧૪ બળતર થવા લાગી. ૧૫ તુરત.

કનકસિરિઅતિ[1] આડો લીઓ, ભૂપતિ મનમાં વિલખો થયો;
કુંવર કહે મ ધરો ઊચાટ, રાજન મેં આણેવો ઘાટ.: ૩૨
જઇ નાણું છમાસ મઝાર, તો પેસેવું અગ્નિ મઝાર;
કુંવર ઇસી પ્રતિગ્યા કરે, સહી કહીને પ્રણમી નીસરે.; ૩૩

( વસ્તુછંદ. )

એહ કુંવર એહ કુંવર અલવે ભંડાર,
અલવે રાજન પુત્ર શું જેણી પ્રીતિ ચિરકાલ મંડીય;
ચક્ષતણે ખંડડે અલવિયે ચંદનહ ખંડીય;
અલવિ લીધો કંચુઓ અલવિ લીધું ચીર;
ઘાટહ લેવા કારણે અલવિ ચાલ્યો વીર. ૧

( ઢાળ ૪ થી—દેશીનો ચડિયો ધન માનગજે. )

ધારણિ કેરો બેટડોએ, ખડગ લઇ નિજ હાથે તો;
મારગ ચાલે એકલો એ, નહિં કો બીજો સાથે તો. ૧
વાટ એક અટવી અછેએ, તિહાં નાહનડીઉં ગામ તો;
કુંઅર તે દેખી કરીએ, જોવા પહુંચે તામ તો. ૨
એક પુરૂષ [2]પોળે મિલ્યો એ, પૂછે [3]નયરસ્વરૂપ તો;
[4]પભણે ભૂમીતલ નગર, વીરસિંહ તિહાં ભૂપ તો. ૩
દત્તશેઠ વ્યવહારીઓએ, શ્રીદેવી તસ [5]ભજ્જ તો;
શ્રીદત્તા પુત્રી અછે એ, સકલ કળા કરિ [6]સજ્જ તો. ૪
નવિ જાણું કુણહિં [7]છળીએ, બેટી ભેળી દોખ તો;
[8]સત પાસે મૂકે [9]પાહરીએ, તે પહુંચે [10]પરલોક તો. ૫
જો નવિ મૂકે પાહરીએ, આખું કુટુંબ મારેય તો;
એક પુરૂષ [11]દહાડિતણોએ, રહિવ સજ્જ કરેય તો. ૬
દેવી કુંણ કોપી અછે એ, નિતુ નર મારે જેહ તો;

---

૧ હઠ. ૨ દરવાજે. ૩ હકીકત. ૪ બોલે. ૫ ભાર્યા—સ્ત્રી—વહુ.
૬ તૈયાર. ૭ છેતરી. ૮ સો તરફ. ૯ પહેરેગિર. ૧૦ મરણ. ૧૧ રોજ.

કારણુ તે મોટું અછે એ, કવિજન કહેસી તેહ તો. ૭
એહ વાત ભૂપે સુણી એ, તેડિઓ દત્ત શેઠ તો;
એહ નગર છો [1]ઉચલે એ, કિહાં વસતું અનેથ તો. ૮
લહી ભૂપતિ [2]આદેશડો એ, પહુંચે આ વન માંહિં તો;
દત્તપુર નાહનું નગરજ એ, વાસ્યું દત્ત શાહિં તો. ૯
કુંવર આવ્યો સંચરે એ, દીઠો મંદિર [3]દ્રેઠ તો;
દેખી ઉત્તમ આવતો એ, તતખિણુ ઉઠે શેઠ તો. ૧૦
આસણ બેસણ માંડીઆં એ, બેઠા હરખ ધરંત તો;
માંહોમાંહિં દોઈ જણા એ, કહે આપણાં વૃત્તાંત તો. ૧૧
બહુ આભરણ અલંકીઓ એ, એક પુરૂષ આવેય તો;
કાળમુંહ દેખી કરે એ, તવ કુંવર પૂછેય તો. ૧૨
શેઠ ભણે હવડાં કહું એ, જે બેટી વૃત્તાંત તો;
આજ રહેશે એ તે કન્હે એ, હોશે એહનો અંત તો. ૧૩
વચ્છરાજ વળતું ભણે એ, માનો સાચી વાત તો;
એહ પુરૂષની [4]થાહરે એ, મેં રહેવું સુણ દત્ત તો. ૧૪

(ઢાળ ૫ મી–દેશી ચોપાઇની.)

સાંઝ સમે કુંવર ચાલીઓ, જિહાં બેટી ઢાળ્યો ઢોલીઓ;
તવ કુંવરી મન ચિંતે ઇસું, મેં અવતરીને સાધ્યું કિસું? ૧
પુણ્ય રહિત મુજ સરિખી નાર, નથી અવર ઇણે સંસાર;
ઘણા પુરૂષ મુઆ મુજ કાજ, પુરૂષરયણ વળી મરશે આજ. ૨
પોઢયો કુંઅર સાહસ ધરી, કુંઅરી પહુંતી નિદ્રા ભરી;
જાગત જનને ભય શું કરે, ચિંતી [5]ઢોલ થિકો ઊતરે. ૩
ખોડ કાજ કુંવર સંચરે, ગોખે થઈ હેઠો ઊતરે;
લેઈ ખોડ ઉપર આણિઓ, કુંવર જમલું પોઢાડિઓ. ૪

---

૧ ઉચાળા ભરે. ૨ હુકમ, ૩ નજરે. ૪ બદલે. ૫ ઢોલિયા–ખાટલા ઉપરથી.

રહે કુંવર દીવા છાંહડી, પહિલું વયણુ પછે બાંહડી;
ગોખે માગ આવંતો દેખ, કાઢી ખડગ રહ્યો [1]ભટ વેષ. ૫
હાથે [2]વળિયાંને આકાર, બિહુ ઔષધી અછે અતિ સાર;
એકતણો સહિમા વિસ્તરે, મુખે ફૂંકી ધુમાડો કરે. ૬
માનવ સેજે સૂએ જિહાં, કર આવીને ફરસે તિહાં;
દેખી ઈસો દુષ્ટ આચાર, કુંઅરે મેહલ્યો [3]ખડગ પ્રહાર. ૭
કાપ્યો કર વેદન અતિ ઘણી, પણ નવિ ત્રૂટે દેવ તે ભણી;
હા હા કહી અને [4]આરડે, હું [5]વંચી ઈણ કુઆરડે. ૮
વિંતરડી રોતલડી જાય, તવ કુંવર વળી પૂંઠે થાય;
ઘણેખરે સંપેડી કરી, પાછો આવ્યો ઉલ્લટ ધરી. ૯
કુંવર જવ ઢોલિયે ચડે, તવ દ્રષ્ટે બે વળીઆં પડે;
હાથે કરી બે વળિયાં લેય, બેઠો કુંઅર નહિ ઉંઘેય. ૧૦
ન્હાણાતણો સમય જવ હોય, કુંવરી બેઠી સામું જોય;
જીવંતો દીઠો વછરાજ, મહમનોરથ ફળિઆં આજ. ૧૧
એણે મુજ નિર્ગમ્યો કલંક, એણે હું કીધી નિઃશંક;
ચિંતે કુંઅરિ જો પરણેસ, ઈણિ ભવિ એહ ટાળી ન વરેસ. ૧૨
કરજોડીને [6]રાત્રિ વિચાર, પૂછે કુંઅરિ કહે કુમાર;
તિણે અવસરે દાસી આવે, દાતણ પાણી સુંદર લાવે. ૧૩
કુંઅર બેઠો દેખિ કરી, તતખિણ દાસી પાછી વળી;
તાતણે ઘેર આવીને કહ્યું, શેઠતણું મન અતિ [7]ગહગહ્યું. ૧૪
પહુતો જિહાં બેઠો વછરાજ, ઉત્તમ તેં કીધું અતિ કાજ;
બોલે હીઅડે ધરી ઉત્સાહ, એ બેટીનો કરો વિવાહ. ૧૫

---

૧ શૂરવીરના દેખાવથી. ૨ કંકણ–કડાના આકારે. ૩ તલવારથી ઘા કર્યો–ઝટકો માર્યો. ૪ બરાડા પાડવા લાગી. ૫ ઠગી. ૬ રાતની હકીકત. ૭ હર્ષ પામ્યો.

(દુહા.)

સાહસીઆં લચ્છી હુવે, નહું કાયર પુરષાંહ;
કાને કુંડલ રયણમેં, નયણે કાજલ થાય. ૧
સિંહ ન જોવે ચન્દ્રબલ, નવિ જોવે ઘણ ઋદ્ધિ;
એકલડો બહુયાં ભિડે, જિહાં સાહસ તિહાં સિદ્ધિ. ૨

(ચોપાઇ.)

તવ કુંવર કહે સુણોજી શાહ, કુળ જાણ્યા વિણ કિસો વિવાહ;
દત્ત કહે જે રયણવિચાર, તિણે જાણ્યો ઉત્તમ આચાર. ૧૬
અતિ ઘણું કહીને સનાવીઓ, પુત્રી સાથે પરણાવીઓ;
[1]અહોરાત્રિ તિણ મંદિર રહી, રમણિ પ્રતિ પ્રતિજ્ઞા કહી. ૧૭
રમણિ પિતાતણે ઘર સોય, મેહલી આપણે મારગ હોય;
વાટે અટવિ અતિહિ [2]દુરંગ, દીઠો નયર રયણગઢ રંગ. ૧૮
[3]જમલું સરસ સરોવર સાર, પહુતો [4]તટ જલ ભર્યું અપાર;
કુંવર હાથપાય તવ ધોઇ, બેઠો નગર સાહમું જોઈ.
તવ તિહાં નારીજન આવેય, મસ્તકિ [5]રયણતણા ઘટ લેય;
[6]નીર ભરીને ઉતાવળી, એક જાએ એક આવે વળી. ૨૦
એ પૂછે નારીને તિહાં, કુણ નગરી કુણ ભૂપતિ ઇહાં ?
કિણ કારણ અતિ વહિવું નીર ? વળતું નારિ કહે સુણ વીર.૨૧
નગરી લીલાવતી અવધાર, પુરૂષ રહિત વિંતરી મઝાર;
[7]અમ ઠકુરાણી વિદ્યુનમતી, રયણીભર કિહાં પહુતી હતી.૨૨
મિલીઓ કોક સુભટનો નાથ, અમઠકુરાણી કાપ્યો હાથ;
[8]વળીઆં દોઈ મહિમા ભંડાર, છેદ્યો હસ્ત પડયાં તિણિવાર.૨૩
એક વળિયાનો મહિમા એહ, [9]ઘાવ સવે રૂઝવતું તેહ;

---

૧ આઠ પહોર. ૨ વિકટ પ્રકારની ઉજડ જગ્યા—જંગલ. ૩ પાસે. ૪ કિનારે. ૫ રત્નના ઘડા લઇને, ૬ પાણી. ૭ અમારી ધણીઆણ ૮ કંકણ. ૯ જખમ.

બીજાનો એ મહિમા જોય, ફુંકે બહુ ધુમાડો હોય. ૨૪
હાથે દુઃએ છે પીડ અપાર, દીજે છે પાણીની ધાર;
નિસુણો કુંઅર સાહસ ધીર, તિણ કારણે વહે છે નીર. ૨૫
હું જાણું છું કિંપિ ઉપાય, તિણિ કીધેથી સાજી થાય;
નગરીમાંહિં જઇ કામિની, તું વિનવ તાહરી સ્વામિની. ૨૬
કુંઅરતણાં વયણાં તે સુણી, જઇ વિનવિ સામિણી આપણી;
હુઈ [1]અસમાધિ અતિ આકુલી, તે નર તેડને ઊતાવળી. ૨૭
તવ પુહતિ તેડવા કુમાર, વાટે છાનો કરે વિચાર;
પડી ગતાં સામિણિ [2]તૂસેય, તો હું કહું છું તે માગેય.૨૮
ચ્યાર વસ્તુ છે એહને સાર, અશ્વરૂપિ એક યક્ષ ઉદાર;
કન્યા દોઈ અછે [3]નિકલંક, મન વંછિત પૂરે [4]પર્યંક. ૨૫
તિણ અવસર કુંઅર હા ભણે, ઘર પહુતો ઠકુરાણીતણે;
વૈદ્યતણું માંડી મંડાણ, નિવરૂં કરો કહે ઇમ જાણ. ૨૬
પહિલું એક વળીઉં કાઢેય, ફુંકિ અતિ ઘણ ધૂમ કરેય;
બીજું નીર નિવારી કરી, કર છંટયો તિણે [5]ખોબો ભરી. ૨૭
હાથતણી સવિ[6] નાઠી વ્યાધ, ઠકુરાણીને હુઈ [7]સમાધ;
દેખી નૃપ પુરૂષારથ તત્ર, એ સવિ કીધું તેંહિજ પુત્ર. ૨૮
કુંવર કહે હા સાચી વાત, એ સહુ કીધું મેંહિજ માત;
દેવી તૂઠી ઇણી પરિ ભણે, માંગ વચ્છ જે મન તુજ તણે. ૨૯
દેઇશ તો દેવી અવધાર, કન્યાદિક મુજ આપો ચ્યાર;
હું આપિશ મન [8]માણુસિ ખેદ, પણ એ કાંઇ ઘરનો ભેદ. ૩૦
તે ચ્યારે આપે એક ચિત્ત, નિસુણો કુંવર એહ ઉત્પત્ત;
ભૂમીધર વૈતાઢ્યજ જિહાં, ચમરચંચા નગરી છે તિહાં. ૩૧
ગંધવાહન રાજા તિણ ઠાણ, દોઇ [9]કલત્ર ભલી તસુ જાણ;

---

૧ પીડા વડે ગભરાયલી. ૨ તુષ્ટમાન થાય. ૩ કલંક રહિત. ૪ પલંગ. ૫ અંજળી. ૬ પીડા દૂર થઇ. ૭ આરામ. ૮ દિલગિરિ ન લાવીસ. ૯ સ્ત્રી.

બિહુ તણે બે બેટી હોય, રત્નવતી કનકાવતી સોય. ૩૨
યોવન ભરી નૃપ દેખે [1]જામ, [2]વરચિંતા મન પેઠી [3]તામ;
[4]નિમિત્તિક પૂછ્યો મતિસાર, બેટી વરસિ કોણ કુમાર. ૩૩
સ્વામી તુમે ચિંતા મત કરો, વરસિ એહ ભૂમિગોચરો;
નૃપ કહે ઇહાં કિણ પરિ આવશે, અણઆવિ તે કિમ પરણશે. ૩૪
વળતું નૈમિત્તક ઇમ ભણે, વિવાહ નહીં હોસિ તુમ કન્હે;
આયુ તુમારો માસજ અછે, વાત કહું તું સાંભળ પછે. ૩૫
તુજ બહિન જે કમલાવતી, સૂર મહીપતિ પરણી હતી;
તિણ બીજી આણી એક નાર, તુજ બહિન મૂકી કણવાર. ૩૬
બાળપણે તે બહુ તપ કરી, વિદ્યુનમતી હુઇ વિંતરી;
દિન કેતે બીજી પણ મુઈ, દત્તશેઠ ઘર પુત્રી થઇ. ૩૭
પુત્રી [5]જમલે રહે [6]પાહરી, તે વયરેં મારે વિંતરી;
ઇમ કરતાં કુણ [7]ભટનો નાથ, તેહતણો કાપેસિ હાથ. ૩૮
કાપીને રૂઅવસિ જેહ, બિહું બેટી વર હોસિ તેહ;
એહ વાત નિસુણી રાજનેં, એ બિહુને મ્હેલી મુજ કને. ૩૯
[8]માસ છેહ તે રાજન મુઓ, ત્યાર પછી વિંતર પતિ હુઓ;
તેણે યક્ષ અને પર્યંક, વળીઆં આપ્યાં હરખ ધરંતિ. ૪૦
એ સહુ અંગિ કરી વચ્છરાજ, ભોગવ એહતણું તું રાજ;
ઇમ કહી રહે સા સુંદરી, વચ્છરાજ રહ્યો તસ ઘરિ. ૪૧
શ્રીદત્તા વચ્છરાજેં વરી, એહ વાત જાણે વિંતરી;
ત્યાર પછી મન મૂકે [9]કોહ, બેટીથીકો ધરે અતિ [10]મોહ. ૪૨
આપ્યો ચીર સકંચુક ભલો, ઘાટ કાજ ચાલ્યો એકલો;
ત્રણ નારિ પરણી જૂજૂઇ, તૃતીય ખંડ સમાપ્તિ હુઈ. ૪૩

**ઇતિશ્રી વચ્છરાજે ચીરકંચુક અધિકાર તૃતીય ખંડ સમાપ્ત.**

---

૧ જ્યારે. ૨ જમાઇ–ધણી. ૩ ત્યારે. ૪ જોશી. ૫ પાસે. ૬ ચોકીદાર. ૭ બહાદુર શિરોમણિ. ૮ મહિનો પૂરો થયેથી. ૯ ક્રોધ. ૧૦ પ્યાર.

# ખંડ ચોથો.

( વસ્તુ છંદ. )

ધન ધારણિ ધન ધારણિતણો એ પુત્ર,
જિણિ કનકભ્રમરાયે દોઈ વસ્તુ આપી ભલેરી,
જેણિ સભામાહિં રહી કરી અવધિ છ માસ કેરી;
ધાટહ લેવા ચાલીઓ તિહાં પરણી ત્રણ નાર,
વચ્છરાજ કુંઅર સમો અવર ન ઇણિ સંસાર. ૧

( ઢાળ ૧ લી–રાગ દેશાખ. )

દિન દિન બહુ પરિ ભોગવે ભોગ, શોક નહીં તસ [1]આસનો એ;
ઈમ કરંતાં દિન આવીઓ તેહ, જે છેલો છમાસનો એ. ૧
પોઢયો નિદ્રા [2]વિણુ વચ્છરાજ, સોઇ પ્રતિજ્ઞા સાંભરે એ;
દેવતિ આગલ કહ્યું સવેચ, ઋદ્ધિ સહિત તવ સંચરે એ. ૨
મારગ દત્તશેઠ આવાસ, શ્રીદત્તા તેડી કરી એ;
ત્રિહું રમણી સરિસો વચ્છરાજ, પહુતો ઉજેણીપુરી એ. ૩
કનકસિરિ કહે સુણ વચ્છરાજ, આજ આણંદ હુઇ ભરી એ;
[3]મુજ મનોરથ ચડયા પ્રમાણ; તે સઘળા પણ તેં કરી એ. ૪
ભૂપતિ [4]આયસડે વચ્છરાજ, પહુતો જિહાં પરિવાર છે એ;
ઇમ કરતાં હિવ કેટલે [5]દીહ, સુણજો જેહ ઉપજે પછે એ. ૫
કનકસિરિ અતિ ભેલી રોગ, નૃપ [6]ઉપચાર ઘણો કરે એ;
ઈમ કરતાં પહુતી પરલોક, ઇણિ પરિ રાજન દુખ ધરે એ. ૬

( દુહા. )

હાહા કામણિ કિહાં ગઈ, છંડયો માહરો સાથ;
તુજ વિયોગે અતિ ઘણો, [7]વિલવે તાહરો નાથ. ૧

---

૧ નજીક. ૨ ઉંધ્યા વગર. ૩ મારી ઇચ્છાઓ સફળ થઈ.
૪ હુકમ. ૫ દિવસ. ૬ દવા વગેરે ઉપાય. ૭ વિલાપ કરે.

હા જીવનઆધારણી ! હા ગુણગણહભંડાર;
કામિણિ તુજ પોચંતડે, મુજ ઘટ દહ્યા અપાર. ૨
નયણે આંસુ અતિ ગળે, વયણ નિસાસ ન માય;
રાજન હિયડે ચિંતવે, કાં હજી જીવ ન જાય. ૩
ભૂપતિ વળી ઇણી પરિ ભણે, હિવ તું ગઇઅ વિદેશ;
આજ પછી કહે કામિની, કહીંએ હસી મિલેસ. ૪
નૃપ રડતો દેખી કરી, કહે મંત્રી ગુણસાર;
સ્વામી અતિ દુખ [1]મતિ ધરો, એ સંસાર અસાર. ૫
માય બાપ બંધવ બહિન, [2]ભજ્જા સુત ભંડાર;
એહ થિતિ જાણો સહુ, નિશ્ચેં સુપન વિચાર. ૬
[3]સુરપતિ જસુ સેવા કરે, [4]નિવસેં [5]ત્રિહુ ગઢ માંહિં;
તેહુ જિન પિણ થિર નહી, એ સંસારહ માંહિં. ૭
નિસુણી એ [6] ઉવએસડો, રાજને મેહલ્યો શોક;
ત્યાર પછી કુતિગ હુએ, તે સુણજો સહુ લોક. ૮
( ઢાળ ૨ જી—દેશી ચોપાઇની. )
કામણિ પ્રતિ કહે વછરાજ, મુજ ઉપનો મનોરથ આજ;
સપરિવાર રાજન તેડેવિ, ભોજન દેઉ રંગ ધરેવિ. ૧
કામિની કહે કંત[7]અવધાર, રાજન મત તેડસી ઘરબાર;
એહ વાત માનો હિતભણી, નહિતર તુમ આપદ છે ઘણી. ૨
જો તેડયા વિણ ન સકો રહી, અમ પ્રિસવા મ તેઠસિ સહી;
વછરાજે એ માની વાત, ભૂપતિ નૂતરીઓ સપ્રભાત. ૩
એક પહુર જવ દિવસ પહુંત, તવ રાજને મોકલિયો દૂત;
જોઇ સજાઇ છે કિણ માન, આપણ જઇએ તિણ અનુમાન. ૪
નૃપની [8]આયસ લહી તે દૂત, કુંવરને આવાસ પહુંત;

૧ નહી. ૨ સ્ત્રી. ૩ ઇંદ્ર. ૪ રહે. ૫ ત્રિગડાની અંદર. ૬ ઉપદેશ. ૭ વાત કબુલ કરી રાજાને ન નૂતરશો. ૮ હુકમ.

પૂછી ધારણિ કુંઅર કિહાં, રમણી સહિત રમે છે ઇહાં. ૫
જોઇ મંદિરમાંહિ સોય, જિમણ સજાઈ કિંપિ ન હોય;
દેખી એહવું તાસ [1]સ્વરૂપ, તેણે જઇ વિનવીઓ ભૂપ. ૬
એ કુંવર નહીં કેહને હાથ, જે હાસું માંડયું મુજ સાથ;
સવિહું બેઠાં મુજ નહુંતરી. જિમણ સજાઇ [2]કિંપિ ન કરી. ૭
ઈમ ચિંતે કનકભ્રમરાય, જાણે એહનું કેડું [3]ઠાય;
તવ આવીને કહે વછરાજ, પહુંચો રાજન ભોજન કાજ. ૮
ભૂપતિ ભ્રગુટી [4]ભીષણ થઇ, કુંવર પ્રતિ વાત ઇમ કહી;
નહુંતરીઆ વ્યાહણાને સમે, તું ઘર જઈ રમણીશું રમે. ૯
નીપાયું જોઇએ પકવાન, તેહ વિણ કિસું ન રાંધ્યું ધાન;
હાસું નવિ કીજે અમ સાથ, જાનારી થઈ તારી આથ. ૧૦

( દુહા. )

[5]પાસા વેશ્યા અગ્નિ જલ, ઠગ ઠાકુર સોનાર;
એ દશ ન હુએ આપણા, દુર્જન સાપ મંઝાર. ૧

( ચોપાઈ. )

તવ હિવ બોલે વચ્છકુમાર, સામી કોપ મ કરો લગાર;
જો હાસું સેં કીધું હોય, તો તુજ મંદિર આવી જોય. ૧૧
એહ વાત જવ ભૂપતિ સુણી, ચાલ્યો કુંવરના ઘર ભણી;
વચ્છરાજ સ્લીઆઅત હુઓ, રાજન પહેલો સંદિર ગયો. ૧૨
તે પહુતો પર્યંકહ પાસ, વિવધ વસ્તુ માગી ઉલ્લાસ;
લહી વસ્તુ હરખીઓ અપાર, તે નૃપ પહુતો મંદિર બાર. ૧૩
સોવનકેરી [6]કરવી લેય, રાજન પ્રતી અલોખો દેય;
નિર્મલ પાણી આણ્યાં બહુ, હાથપાય તવ ધોવે સહુ. ૧૪
સોવનતણું સિંહાસન જિહાં, કુંવરે નૃપ બેસાર્યો તિહાં;
આસણ બેસણ અવર અનેક, સહુકો બેઠું ધરી વિવેક. ૧૫

૧ હકીકત. ૨ કંઇ પણ. ૩ ઠેકાણું–ઘર. ૪ ડરામણી. ૫ રમવાના પાસા. ૬ ઝારી.

મેહુલ્યા સોવનમેં બહુ થાળ, કુંવર પ્રીસે રંગ રસાળ;
મુખે બોલે નવિ મધુરી ભાખ, પહિલી ફલહલિ પ્રીસે દ્રાખ. ૧૬
ચારોળી ખાંડેશું મિલી, મેહલી સાકર દૂધે ભળી;
માંડી મરકી નેહે સમી, તે રાજનને મેલ્હી ગમી. ૧૭
નીલાં ટોપરાં ખારેકડી, ગુંદવડી અને ઇટડી;
વારૂ વરસોલા વાટલી, ફલહલિ અવરજ પિરસી ભલી. ૧૮
[1]કિસમિસઆદ્રાખડીયા ઘણા, સેવૈઆની નહીં કો મણા;
અવર જાતિના બહુ લાડુયા, મોટપણે જેસ્યા ગાડુઆ. ૧૯
અતિ વિસ્તર છાજાં જેહવાં, અનુમાને ખાજાં તેહવાં;
પ્રીસે ફીણી ને [2]સાકળી, તે પણ જિમતાં ગાઢી ભલી. ૨૦
સાત પડી ફીણી પાપડી, તે પ્રીસતાં ન લાગે ઘડી;
મેહલે ઘેવર ઘીશું ઘસી, પ્રીસી પંચધાર લાપસી. ૨૧
અન્નતણો જવ અવસર થયો, તવ કુંવર ઘરમાંહિ ગયો;
સ્ત્રીને કહે હિવ પ્રીસો તમે, હોસિ તે જાણેસું અમે. ૨૨
કંતતણો જવ આયસ સુણે, તવ સઘળી સુંદરિ શિર ધુણે;
વિણ કારણ માંડી સંતાપ, સૂતો કાંઇ જગાડે સાપ ! ૨૩
ઇમ રમણી મન ચિંતા ધરે, પ્રિય[3] આદેશ હુઓ શું કરે;
તે રમણીની રૂડી રીતિ, નિતુ ચાલે પ્રિય કેરે ચિંતિ. ૨૪
વહે વિનય બીજા ગુણ ઘણા, બોલ્યા બોલ અમે પિઉતણા;
શીલ મહિમ જસ ઝલકે દેહ, સુકલીણી પ્રિય સરિસો નેહ. ૨૫
જિનવર ભગતિ કરે ઉલ્લસી, ગુરૂ ગુરૂણીને હિયડે વસી;
દાનવતિ સુખે મન ઊજળી, જાણે સાકર દૂધે ભળી. ૨૬
તે ત્રણ્યે નવરંગી બાળ, ચતુરપણે નવિ ચૂકે ચાલ;
ચિંતા ચિત્ત થકી પરિહરે, વેષ વળી સવિશેષે કરે. ૨૭
તિણ વેળા નવિ ખમે [4]વિલંબ, વેણીદંડ સમારે લંબ;

---

૧ દ્રાખ. ૨ પૂરી. ૩ હુકમ. ૪ ઢીલ.

લંપટ નર કેરી ગજઘટા, તસ હણવા કરી કેસરિઘટા. ૨૮
રત્નજડિત કુંડલ જલહલે, જાસ તેજિ શશિ રવિ ખલભળે,
પહિર્યા દોરહાર સીંગાર, જાણે [1]લચ્છિતણો અવતાર. ૨૯
કામીતણો ગર્વ ભાંજતી, નયનબાણે જનમનવીંધતી,
કવિ કહે ઘણું વખાણું કિસિ, રૂપે કરી [2]રંભા ઉરવસી. ૩૦
[3]મયગલતણી પરિ માહલતી, હંસતણી પરિ ગતિ ચાલતી,
તિણ થાનક તે આવી જામ, રાજનને મન પયઠી તામ. ૩૧
શ્રીદત્તા મુખે મધુરી ભાખ, પ્રીસે અંબ તણી બહુ શાખ;
માંડા વડાંતણી નહીં મણા, પ્રીસે કેલાં રાયણ ઘણા. ૩૨
રત્નવંતી અતિહિં સુરસાલ, પ્રીસે રાય ભોગને સાલિ;
મંડોરા મગ કેરી દાળ, ઉપરિ મેહલે ઘીની નાળ. ૩૩
કનકવતીતણા ગુણ ઘણા, નવ નવ પરિ પ્રીસે સાલણા;
ટીંડૂરાં ડોડી કાકડી, પ્રીસે પાપડ ડબકા વડી; ૩૪
પ્રીસે પૂરણ કોઠીંબડાં, સાંગરિ કાચર ને ચીભડાં;
ફૂલવડી ને સાલેવડાં, આણી મેલ્હે ભીનાં વડાં. ૩૫
કોઠવડી કારેલાં સાર, કાલીંગડાં કરસદાં અપાર;
કરપટ કરણાં ને ખાંડમી, રાઇતાં તે મેલ્હે નમી. ૩૬
શ્રીદત્તા તો અતિહિં છેક, વળી વિવિધ સાચવે વિવેક;
સાકરવાણીનાં વાટલાં, મેલ્હે આંબિલવાણી ભલાં. ૩૭
રતનવતી એ ડાહી સહી, અવસર જાણી પ્રીસ્યું દહીં;
કૂર કપૂરે વાસ્યો ભલો, તેહ તણો મેહલ્યો કરંબલો. ૩૮
કનકવતી રૂપવંતીનાર, પાડલવાસિત આણે વાર;
સવિ કહિની પૂગી મનરલિ, તતખિણ આપે સોવન સળી. ૩૯
ઇમ પ્રીસંતી દેખી બાળ, કામણિ વીંધ્યો તે ભૂપાળ;
વચ્છરાજ તવ પ્રગટિ વીર, કર લૂહેવા આપે ચીર. ૪૦

---

૧ લક્ષ્મી. ૨ રંભા કે ઉર્વસી અપ્સરા જેવી. ૩ હાથી.

આપે નાનાવિધ તંબોળ, આપે પાન પ્રતેકે સોળ;
કાથો ચૂનો ને એલચી, મહમહાટિ રહીઆં મચમચી. ૪૧
[1]પૂંગીફળ કેવડીઓ કાથ, આપે ત્રિહું કન્યાનો નાથ;
બાવન ચંદનનાં છાંટણાં, અવર વિલેપન કીધાં ઘણાં. ૪૨
આપે કમલ સુકોમળ સાર, જસુ [2]પરિઘળ પરિમળ વિસ્તાર;
દમણો બિમણો પરિમળ કરે, કાળો વાળો સહુ શિરધરે. ૪૩
આપે કરણી ને કેવડી, પાર ન પામું તે કેવડી;
આપે ચંપા ને જાસૂલ, સેવંત્રાદિક ઝાઝાં ફૂલ. ૪૪
આપે મણિ માણિક ભંડાર, મન ગમતા તેજી [3]તોખાર;
વચ્છરાજનો અતિ સુવિચાર, નૃપસહ શોભાવ્યો પરિવાર. ૪૫
ચોથા ખંડનો પામ્યો પાર, આપી ધાટ ભોજન દે સાર;
કુંવર નૃપ પહિરાવી નમે, જોજ્યો જન [4]વીતક પંચમે. ૪૬

ઇતિશ્રી વચ્છરાજ પ્રબંધે રાજાન ભોજન નિમંત્રણ ધાટ
અધિકાર ચતુર્થ ખંડ સમાપ્ત.



૧. સોપારી. ૨. અત્યંત. ૩. ઘોડા. ૪. દુઃખ દાતા સમયની કથા.

# ખંડ પાંચમો.

## ( ઢાળ ૧ લી–દેશી ચોપાઈની. )

નૃપ પહુતો નિયમંદિર જિહાં, મન મૂક્યું કન્યા છે તિહાં;
બોલાવ્યો મંત્રી મતિતાત, રાજા હૃદયતણી કહે વાત. ૧
કુંવરને કન્યા જેહવી, મુજ [1]અંતેઉરી નહીં તેહવી;
જો જોઉં બેસારી પાસ, મુજ અંતેઉર દીસે દાસ. ૨
એ કુંવરને મારી કરી, તે ત્રિણે આણો મુજ ઘરિ;
ચિંતો એ મારિવા ઉપાય, ઈમ બોલે કનકભ્રમરાય. ૩
[2]દૂર્જણ ને ઓછો જલકુંભ, એક સરીખો બહુ આરંભ;
માથે કીધાં વહિયો જોય, ખલખલપણું ન છંડે તોય. ૪
મંત્રી કહે ઉપનો ઉપાય, કુંવર જવ ભેટે તુમ પાય;
સિંહભૂપ સિંહાસણ જિહાં, બેસારજો કુંવરને તિહાં. ૫
જિમણ ભણી તમે દેજો માન, સિંહભૂપને કરજો સાન;
સિંહભૂપ એહને મારશે, એહ [3]રમણી તમ ઘરિ આવશે. ૬
એહ વિચાર કરે જવ ભૂપ, કુંવર આવિયો અદ્ભુત રૂપ;
તિણે સિંહાસણે બેસારીઓ, તતખિણ સિંહભૂપ આવીઓ. ૭
તિસે રાજને ઉપાડી દ્રષ્ટિ, સિંહભૂપે ઉપાડી મુષ્ઠિ;
વચ્છરાજ [4]ગરજે બલવંત, સિંહભૂપનો આણ્યો અંત. ૮
જે રાજન દીધો છેરવી, [5]દહદિશિ નાખ્યો તે ફેરવી;
કનકભ્રમને કરી પ્રણામ, પહુતો જિહાં આપણપું ઠામ. ૯
રાઉલે પહુતાતણો વિચાર, રમણી આગળ કહે કુમાર;
રમણી કહે વાર્યાતા અમે, ભૂપતિ જિમવા મ તેડો તુમે. ૧૦

---

૧ રાણીઓ. ૨ અધૂરા ઘડામાંનું પાણી અને દુષ્ટાત્મા એઓને માથે લઇને ચાલો તોય ખળભળાટ તજતાં નથી. ૩ સ્ત્રી. ૪ લડે. ૫ દશે દિશાએ.

તુજ મારિવા ભણી વાલિંભ, રાજન ઘણા કરેસિ [1]દંભ;
સાવધાન થઈ રહિજો [2]નાહ, એ ભૂપતિનો પ્રીછયો માહ. ૧૧
સિંહભૂપ માર્યો સાંભળી, રાજન મંત્રી વિચાર્યું વળી;
ઝૂઝિ મારી ન સકે કુણો, દૂધ અણાવો વાઘિણી તણો. ૧૨
એહવો મંત્ર વિચારી જામ, કુંવરે ભૂપતિ ભેટયો તામ;
રાજન કહે સુણો વછરાજ, તુણ સરિખું છે એક કાજ. ૧૩
નિબળ થયું છે અહ્મ શરીર, આણવું જોઇએ વાઘિણી [3]ખીર;
ભૂપતિ [4]આયસ અંગીકરી, પહુતો ઘર કહે વિદ્યાધરી. ૧૪
આજ વળી કાંઇ દીધું કાજ, તુમે કિમ જાણો કહે વછરાજ;
રાતિ દિવસ તુમ રક્ષાતણી; કેડ ન છાંડૂં ખિણ તુમતણી. ૧૫
કામિણિ કહે સુણો ભરતાર, વાઘિણિ દૂધ આણિવા વિચાર;
અશ્વસ્વરૂપિ તુમે [5]યક્ષે ચડી, પહુંચો જિહાં [6]અટવીછે વડી. ૧૬
અમમાતા કેરી જે સહી, વાઘિણિ રૂપે દ્રષ્ટિં રહી;
એહ યક્ષે ઓલખસિ તેહ; દૂધ આપસિ હરખ ધરેહ. ૧૭
કામિણિતણી વાણી તે સુણી, પહુતો કુંવર અટવી ભણી;
દેવતિ દેખી સોઇ કુમાર, જમલો જઇને કરે જુહાર. ૧૮
અશ્વકરી ઓલખિયો કુમાર, મુજ સહીઅર–બેટી ભરતાર;
[7]સુલલિત ભાખિ કહે હેસામિ, [8]આયસિદ્દિઓ પહુતાશ્યે કામિ ૧૯
કુંવરે તે જંપ્યો વૃત્તાંત, દેવતિ કહે થાઓ નિશ્ચંત;
એક વયણ અહ્મારૂં માનિ, [9]છાળીની પરિ સાહ્યો કાનિ. ૨૦
કુંવરેં તે સાહી વાઘિણી, પહુતો જિહાં માળવનો ધણી;
સ્વામિ દૂધ જોઇએ જેટલું, વાઘિણી દોહી લિયો તેટલું. ૨૧
તવ તે વાઘિણિ અતિ [10]વિકરાળ, વળગે સવિહું નર દેઇ ફાળ;

---

૧ કપટપ્રપંચ. ૨ નાથ. ૩ વાઘણનું દૂધ. ૪ હુકમ. ૫ દેવતા ઉપર–વાહને. ૬ જંગલ–વન. ૭ મનપસંદ–મીઠી–મનોહર. ૮ હુકમ. ૯ બકરી. ૧૦ ભયંકર વકરેલી.

જે મંત્રીને આઆં માન, તે અરડકના કરડે કાન; ૨૨
ભૂપસભા ખળભળિયા વીર, વિલૂરે નખેં સકળ શરીર;
નૃપમંત્રી બીહંતા ભણે, દૂધ સર્યું અમ વાઘિણિતણે. ૨૩
વાઘિણિ લેઈ જાઓ તુમે, [1]નૉરા ઘણા કરૂં છું અમે;
કુંવર ઘેર લેઈ ગયો વાઘિણિ, તિહાંથિકી ગઈ અટવી ભણી. ૨૪
પાંચસાત દિન હુવા જેટલે, નૃપ કુંવરને કહે તેટલે;
રોગેં શિર ભેળિઉં અપાર, નવિજાએ કેણે [2]ઉપચારિ. ૨૫
બોલંતા પાણીનો યોગ, જોઅ મિલે તો જાએ રોગ;
કુંવર કહે તે છે કિણે ઠામિ, તિહાંથકી જઇ હું લાવું સામિ. ૨૬
તવ બોલે મંત્રી મતિતાત, તે પાણીની સાંભળ વાત;
વજ્રભીમ એક અટવી હોય, તેહ મધ્ય છે પર્વત દોય. ૨૭
ખિણિ જૂયા થાએ ખિણિ મિલે, કુંડ અછે તે પર્વત તળે;
ઈમ બોલી મંત્રી ઉચ્છાહિ, બોલંતું પાણી તેહ માંહિં. ૨૮
કુંવર તવ નિજ મંદિર જઈ, [3]રમણિ પ્રતિ વાત તે કહી;
[4]કંત પ્રતેં જંપે સુંદરી, અહ્મ [5]સખી છે એક વિંતરી. ૨૯
તે [6]સીંચાણીરૂપે થઈ, પર્વત દોઇ અદ્રષ્ટિં રહી;
અશ્વ પલાણી પહુંચો વીર, ઓલઅસિ આપેસિ નીર. ૩૦
પહુંતો કુંવર પર્વત પાસ, સીંચાણીં બોલે ઉલ્લાસિ;
બહિનેવી એવડું સ્યું કાજ, અમ્હ લગે તે આવ્યા આજ. ૩૧
સોઇ કાજ તે આગળ કહ્યું, મનવંછિત પાણી તિણે લહ્યું;
તે પાણી લેઇ વછરાજ, પહુંતો જિહાં કનકભ્રમરાજ. ૩૨
કાળું નીર ઘણું કળકળે, ખિણ ઉંચું નીચું ઉછળે;
અગ્નિ તણી પરિ મેહલે ઝાળ, કરિ જાણે જિમ [7]જિહ્વા લાળ. ૩૩
પાણી બોલે એહવી વાણી, નૃપ મંત્રીને ખાઉં પાણી;

---

૧ કાલાંવાલાં. ૨ ઉપાય. ૩ સ્ત્રી. ૪ પતિ. ૫ બ્હેનપણી. ૬ બાજ–સકરાના રૂપવાળી. ૭ જીભ.

બોલતો વિળગો ઉછળી, નૃપ મંત્રીની દાઢી બળી. ૩૪
નૃપ મંત્રી ચિંતે મન માંહ્ય; એ હવિ ન મરે કુણે ઉપાય;
ઘણું કીઉં મારેવા ભણી, મોટા ભાગ્યતણો એ ધણી. ૩૫
વચ્છરાજ નિજ મંદિર ગયો, વળી ઉપાય મંત્રીસ્વરે કહ્યો;
તવ ભૂપતિ ચિંતે મન માંહ્ય, ઇણે મરેસિ સહી વછરાય. ૩૬
તે કુંવર [1]રાઉલિ આવીઓ, તતખિણ ભૂપતિ તેડાવિયો;
કુંવર બે કર જોડી રહે, તવ ભૂપતિ હિવે ઇણી પરિ કહે. ૩૭
મુજ બેટી છે શ્રીસુંદરી, તે હિવ પહુંચી યૌવન ભરી;
તેહતણો મંડયો વિહવાહ, નહુંતરિયો જોઇયે [2]યમરાય. ૩૮
તેહ સાથિ છે મિત્રાચાર, તેડયા વિણ કિમ હુએ કુમાર;
તેહને નહુંતરીવા તો જવાય, [3]ચેહ રચી જો પેસો તે માંહ્ય. ૩૯
પેઠાં પૂઠિં દીજે આગ, તો જઇએ જમના ઘેર માગ;
કુંવરે નહુંતરિવા હા ભણી, હરખ્યો માળવદેશહ ધણી. ૪૦
વચ્છરાજ પહુંતો આવાસ, તવ સુંદરી સવિ આવી પાસ;
ભૂપતિ આયસ કહિયો જામ, સોઈ યક્ષ ઈમ બોલ્યો તામ. ૪૧
હું કરી લઈ તુહ્મારો વેષ, ભૂપતિતણો કરીસું આદેશ;
એમ કહી [4]પાલટીઉં રૂપ, તતખિણ તેણે ભેટયો ભૂપ. ૪૨
વાટ જોઉં છું કહિયે સામિ, જાઉં છું તુહ્મારે કામિ;
[5]માસ ઘેર વહિલો આવજે, જમરાજા સાથે લ્યાવજે. ૪૩
ઈમ [6]જંપી [7]મંત્રી [8]નરનાહ, કુંવર રૂપ ઘાલ્યો ચેહં માંહિં;
તતખિણ પ્રગટ કરી ચેહં ઘણી, યક્ષ ગયો કુંવર ઘર ભણી. ૪૪
ભૂપતિ કહે હિવ એહની નારિ, મહેતા આણો મુજ ઘરબાર;
એક માસ તમે [9]પડખો ભૂપ, લોક માંહિ અતિ હુસિ [10]વિરૂપ. ૪૫

---

૧ રાવળામાં. ૨ કાળ. ૩ ચિતા ખડકીને તે અંદર પેસી આગ મૂકવાથી. ૪ બદલ્યો. ૫ મહિનો પૂર્ણ થયે. ૬ બોલી. ૭ પ્રધાન. ૮ રાજા. ૯ ધીરપખમો. ૧૦ ખરાબ ચર્ચા ઉઠશે.

માસ દીસ હિવ હુઓ જામ, મંત્રિ મોકલ્યા તસ ઘર તામ;
નાહંતો દીઠો વછરાજ, ચિંતેં કિસું ન સીધું કાજ. ૪૬
વચ્છનાહી ઘરમાંહિં પહુંત, યક્ષેં રૂપ કીધું યમદૂત;
આબર ઝાંટિ કરી ઇમ વેષ, ભમે ભયંકર પંજર કેસ. ૪૭
શામલ કજ્જલ સરિસોવર્ણ, સાગપાન પરિસોહે કર્ણ;
ઝળઝળતા બે ડોળા કિસા, ધમ્યા લોહના ગોળા જિસા. ૪૮
હાક હૂક કરિ ઘાતી ઘસે, જન બીહાવે હડહડ હસે;
અગ્નિતણી મુખ મૂકે ઝાળ, નિશાજાળ દીસે વિકરાળ. ૪૯
ધિગ નાશિકા ધમણિ અવતાર, અધર દરી રૂપ આકાર;
ગાછલિ અવતરી આગડા, દારૂણ દાઢ દંત પાવડા. ૫૦
ધડ હડ ધરણિધર ડોલતો, રૂંડમાળ ગળે હિંડોલતો;
પગ પાટલા પરિં અણુસરે, તિમ જાડી જંઘા થરહરે. ૫૧
કુંવર અશ્વ પલાણ્યો સાર, લીધો રયણતણો ભંડાર;
દૂત સહિત ચાલ્યો તતકાળ, તિણિ અવસરેં ભેટેં ભૂપાળ. ૫૨
તવ ભૂપતિ મન કઉતિગ થયું(યો), ન્હેંમાંથી એ કિમ જીવીઓ;
પૂછે પણ મન અતિ અસમાધિ, કુંઅર તુમ શિરિ અછે સમાધિ. ૫૩
મિત્ર અહ્મારો જે જમરાય, તુમ સાથેં કહો નાવ્યો કાંય;
સામી તસખિણિ નહી [1]પરિવાર, તિહાં તેં વિણ નવ સરે લગાર. ૫૪
સામી સેવક તાહરા ભણી, સોળ રત્ન આ આપ્યાં ગિણિ;
સાહસ દેખી અતિ રંજિયો, તતખિણ હું [2]અજરામર કિયો. ૫૫
માસ છેહ જવ ઇહાં પહુંત, તવ રાજન મોકલીઓ દૂત;
જમરાજાને તિમ કહ્યું બહુ, દૂત કન્હે તે પૂછો સહુ. ૫૬
ભૂપતિ પૂછે અતિ અવિચાર, દૂત કહે રાજન [3]અવધાર;
એકવાર તુમ મળવા ભણી, જમને [4]ઉતકંઠા છે ઘણી. ૫૭

---

૧ નવરાસ ૨ જરા ન આવે અને મરણ પણ ન થાય એવો બનાવ્યો. ૩ ધ્યાનમાં લ્યો. ૪ આતુરતા-ઇચ્છા.

યમભણિયું અવાએ નહીં, તુમ મિળવા તેડયા છે સહી;
[1]અંગિત અવર મોકલસ્યો જેહ, જિમ અજરામર કરસિ તેહ. ૫૮
જો વિચાર આવે નરનાથ, તો આપણ કીજે એકસાથ;
એહ વાત નૃપ મંત્રી સુણી, ઉચ્છક હુવા જાવા ભણી. ૫૯
રહેં રચાવી [2]પાયક પાહિં, પહિલો દૂત [3]ઝંપાવ્યો માંહિ;
તે પૂંઠિ મંત્રીશ્વર ચ્યાર, પેઠા ગયા [4]પરલોક તિવાર. ૬૦
જવ ભૂપતિ ઝંપાવે જામ, તવ કુવર કર ઝાલ્યો તામ;
સામી કાંઇ [5]ભોળિમ એવડી, અગનિમાંહિં કુણ જીવે ઘડી. ૬૧
તુજ [6]કુબુદ્ધિ દેતાતા જેહ, બુદ્ધિયેં કરી માર્યા તેહ;
ભૂપતિ રાજ કરો હિવ સુખેં, ઈમ બોલે કુંવર નિજ મુખેં. ૬૨

(દુહા.)

સગુણહ નિગુણ [7]પટંતરો, [8]કિમ લાભે દશરત્થ;
નિગુણો છેડયાં કલહ કરે, સુગુણો જોડે હત્થ. ૧
સજ્જણ અતિહિં પરાભવ્યો, હિયડે ન ધરે [9]ડંસ;
છેદ્યો ભેદ્યો દૂહવ્યો; મધુરો વાજે [10]વંસ. ૨
મૂલ નહીં તે માણસહ, દૂધ સરીખું જેહ;
સંતાપ્યે સજ્જન મિલે. મથ્યે દેખાડે નેહ. ૩

(ચોપાઇ.)

નૃપ કુંવરનું દેખી ભાગ્ય, ચિત્તમાંહિ આણ્યો વૈરાગ્ય;
બેટી પરણાવી વછરાજ, હાથ મિલામણી દીધું રાજ. ૬૩
ધર્મઘોષસૂરીસ્વર પાસ, વડે મહોચ્છવે મન ઉલ્હાસ;
વાણી સુધા સમાણી સુણે, રાજઋદ્ધિ [11]હેલાં પરિહરે. ૬૪

---

૧ બીજા પણ અંગી માણસોને. ૨ ચાકર પાસે. ૩ ચ્હેમાં પડતું મૂકયું. ૪ બળી સુવા ૫ ભોળપણ. ૬ નઠારી મતિ. ૭ તફાવત. ૮ શી રીતે જણાય? ૯ દ્વેષ–અંટસ. ૧૦ વાંસળી–પાવા–અલગુંજા વગેરે. ૧૧ સ્હેજમાં.

સહી ગુરૂ મુખ [1]આલોયાં પાપ, મંડે ધર્મતણો તે વ્યાપ;
ભૂપતિ આદરિયો યતિધર્મ, કુંવરે ગ્રહિયો શ્રાવકધર્મ. ૬૫
પંચમ ખંડ પ્રમાણજ ચડયો, મંત્રીશ્વરને માથે પડયો;
વચ્છરાજ નૃપ અતિ ગહગહે, છઠ્ઠો ખંડ કવીશ્વર કહે. ૬૬

ઇતિ શ્રી વચ્છરાજ રાસે પંચમ ખંડ સમાપ્ત.

---

## ખંડ છઠ્ઠો.

---

( વસ્તુ છંદ. )

એહ ભૂપતિ એહ ભૂપતિ કુંવર આવાસે ભોજન કારણ આવિયો,
ત્રિણિ નારી દીઠી મનોહર તે ત્રિણિ લેવા ભણી;
બહુ ઉપાય માંડયા નરેશ્વરે છેહડે બેટી આપણી;
મહા મહોત્સવ સાથશું પરણાવિયો વછરાજ,
રાજ દેઈ માળવતણું ભૂપ હુઓ મુનિરાજ.

( ઢાળ ૧ લી–પવાડાની દેશી. )

માળવદેશ મહીપતિ હુઓ, વચ્છરાજ ગુણવંત
સજજન લોક સહુએ સંતોખે, સુખ ભોગવે અતિંત, ૧
તેડિયો સોમદત્ત વિવહારી, ભૂપતિ દે બહુમાન;
તતખિણ રાજ ધુરિંધર કીધો; મંત્રી માંહિં પ્રધાન. ૨
એકવાર ચંદ્રાવઈથી આવીઓ; નર અવધૂત વેષ;
વચ્છરાજ કેરા [2]પાય પ્રણમી, આગળ મેલ્હે [3]લેખ. ૩
વચ્છરાજ જોઈ લેખ માંહિં, મહાજન [4]રાવ અપાર;
દેવરાજ અમે અતિ દૂહવ્યા, સામી તું કર [5]સાર. ૪

---

૧ ખમાવ્યાં–દૂર કર્યાં. ૨ પગે લાગીને. ૩ કાગળ–વિનતીપત્ર. ૪ પુકાર. ૫ વ્હાર–મદદ.

તિમ કરિજે જિમ [1]છડે પ્રયાણે, ઈહાં આવો વછરાજ;
દેવરાજ [2]જીપીને પાળો, સિંધુ દેશનું રાજ. ૫

( ઢાળ ૨ જી–દેશી ચોપાઇની. )

તવ કુંવર મન ચિંતા ધરે, બાપરાજ વિણઠેસ્યું કરે;
અનેરો કોઇ તેડાવસિ, ત્યાર પછી મેં જાવું હુસિ. ૧

( દુહા. )

બેટે જાયે કવણ ગુણ, અવગુણ કવણ [3]ધુયેણ;
જે [4]આપીકી ભૂંહડી, ચંપી જે અવરેણ. ૧

( ચોપાઈ. )

તવ તે કુંવર ચિંતે એમ, એહ કાજ મેં કરિવું કેમ;
એક પાસે ભાઇનું રાજ, બીજે [5]તાતહ કેરૂં કાજ. ૨
કુંઅર એહવું ચિંતે એમ, ભાઈ ઊપર જઈયે કેમ;
તિણે અવસર તે બોલે દૂત, ભાઇએ વણુસાડયું ઘરસૂત્ર. ૩

( ઢાળ ૩ જી–દેશી પવાડાની. )

બાપપ્રજા પીડાતી જાણી, લેઇ [6]કટક તતકાળ;
ઉજેણી નગરીથી ચાલિયો, વચ્છરાજ ભૂપાળ. ૧
મારગ સંચરતાં દળ એહ, રવિ રૂંધિઓ આકાશ;
ઇમિ કરંતાં દિન કેતે પહુંતો, ચંદ્રાવઇને પાસ. ૨
એક દૂત મોકલીને કીધું, દેવરાજને જાણ;
કે [7]દળ લેઈ સામો આવે, કે લેઇ નાસે પ્રાણ. ૩
દેવરાજ મન માન ધરીને, બહુ દળ લઇને પહુંતો;

---

૧ છડી સ્વારીથી. ૨ જીતીને. ૩ પુત્રી. ૪ પુત્રના જન્મથી ગુણ અને પુત્રીના જન્મવાથી અવગુણ શું પ્રાપ્ત થાય છે? પુત્ર બાપુકી જમીન બીજાને હાથ જવા ન દે તે ગુણ અને પુત્રી પોતાની લજ્યા પરનરને હાથ સોંપતી ફરે તેજ અવગુણ. ૫ બાપનું. ૬ લસ્કર. ૭ લસ્કર.

બેહુ [1]સહોદર માહોમાંહિં, માંડયાં ઝૂઝ બહુંત. ૪
બિહુ દળ ઘાવ વજ્યા [2]નીસાણે, ને રણ વાગાં તૂર;
[3]કોહ કરંતા બે દળ ઝૂઝે, શૂરમેં ચઢિયા શૂર. ૫
ઘોડે ઘોડા રથ રથીઆ શું, ગયવર ગયવર સાથિ;
ખડગયધર ખડગયધર સાથિ, [4]પાયક પાયક સાથિ. ૬
ઇણી પરિ ન્યાયે સરિસા ઝૂઝે, [5]સમરંગણિ બહુ વીર;
એક એકને માંહોમાંહિં, તાકી મૂકે તીર. ૭
હાકબૂક મુખ અહનિશ જંપે, મેહલે ખડગ-પ્રહાર;
વીર વડા ઝૂઝંતા દેખી, કાયર છંડે થહાર. ૮
બિહું દળેં ભાટ સરંગમિ ચડિયા, બોલે બહુ [6]વિધ છંદ;
ભાસ દૂહવીતા ગયંવર, અતિહિં કરે [7]આક્રંદ. ૯
રયણ દીસની વિગતી ન લાભે, આપપર નવિ સૂઝે;
રોસે ચડયા રણ રાઉત કેરા, મસ્તક વિણ ધડ ઝઝે. ૧૦
તવ વછરાજ મૂકે સિંહનાદ, સુહડ છંડાવ્યા છીક;
મહવડી પેસી સડસડ સૂડે, વહે [8]રૂધિરની નીક. ૧૧
મોડોધા મંકડ જિમ ખેલે, રડવડિયા [9]રેવંત;
મંડલિક માન મૂકાવ્યા, કિયો પરદળનો અંત. ૧૨
ઇમ સમરંગણિ ઝૂઝ કરંતાં, તવ હારે દેવરાજ;
માળવ સિંધ દેશનો સામી, હિવ હુવો વછરાજ. ૧૩

( ઢાળ ૪ થી-દેશી ત્રિપદીની. )

વારૂ વેષ કરી કસમસતો, લોક સહુ હીંડે હસમસતો;
હસતું હિયડે હરખસું એ. ૧

---

૧ ભાઈ. ૨ નગારે ડંકા દીધા. ૩ ક્રોધ. ૪ પેદલ-પાળું-લશ્કર. ૫ લડાઇના મેદાનમાં. ૬ વીરતા વધવાના છંદ. ૭ બુમ-ચીસ. ૮ લોહી. ૯ ઘોડા.

વાટ સવે ચોખાળી રૂડી;
ઠામઠામ ઉભવિયે [1]ગૂડી, ઉડી ગગન પટોલડી એ. ૨
વાજે વાજિત્ર શેરીશેરી, ઢોલ અને નીસાણ નફેરી;
ભેરી નવલે નાદસું એ. ૩
તવ સઘળે વરતી અમારિ, તરિયા તોરણ મંદિર બાર;
થાહરે થાહરે નાટિક હુએ એ. ૪
કો ગોરી કો શામળ વાને, સોવન ઘડી ઝળકાવે કાને;
માન ભરી મન [2]માનની એ. ૫
રૂપવંત અને સુવિચારી, બહુ [3]આભરણે સહુ શૃંગારી;
નિરધારી કરે કે નહીં એ. ૬
મસ્તક પૂર્ણકલશ સુવિસાળ, કંઠઠવી ચંપકની માળ;
થાળ ભરી મોતીતણા એ. ૭
દીસંતી જેહવી ઇંદ્રાણી, મંગળ બોલે મધુરી વાણી;
ઉજેણી નૃપ ઘર ભણી એ. ૮
સુકુલીણી સુંદરી સવિ સરિખિ, નૃપનું રૂપ નિહાળે નિરખી;
હરખી હરખેં વધામણી એ. ૯
આણે ભેટણ વસ્તુજ ભારી, ઉપર મેલ્હે પાન સોપારી;
[4]વિવહારી નગરીતણા એ. ૧૦
આગળ રહીને કરે પ્રણામ, નૃપ [5]આદેશે બેસે તામ;
નામ લેઇ પૂછે કુસલે એ. ૧૧
ભેટિ કિસી નવિ રાખે રાય, [6]અંભોરીને કરે પસાય;
પાય નમી સહુએ વળે એ. ૧૨
ભાઈ વડા પ્રતિ વછરાજ, માળવ દેશતણો દે રાજ;
પુણ્ય કાજ માંડે પછે એ. ૧૩

---

૧ પૂતળી--ઢીંગલી નચાવવા લાગ્યા. ૨ સ્ત્રી. ૩ દાગીના ૪ વ્યાપારી જન. ૫ હુકમ. ૬. ઉમેરીને પાછો બક્ષીસ આપેછે.

દાનશીળતપભાવના ભાવે [1]ઉત્તંગ તોરણ [2]પ્રાસાદ મંડાવે;
[3]બિંબ ભરાવે ભાવસ્યું એ. ૧૪
રાજ ભલું પાળે ભૂપાળ, એક વાર આવિઓ [4]વનપાળ;
પાલિતસૂરિ આવ્યા કહે એ. ૧૫
તવ ભૂપતિ મન ભગતિજ વહિતો, રાજઋદ્ધિ લેઇ ગહગહતો,
પહુતો સહિ ગુરૂ વંદવા એ. ૧૬
બેઠો સહી ગુરૂના પાય પ્રણમી, પૂછે પહિલું ધુરિ સિરિ નામી;
સામી મેં સુખ શ્યે લહ્યાં એ. ૧૭
સહી ગુરૂ કહે નિસુણો [5]નરસામી, વસંતપુર પાટણ જિણિ ઠામિ;
સૂર નામિં ભૂપતિ હતો એ. ૧૮
વિદ્યાધર કુળની એક રમણી, ભલે મહોચ્છવે તે તેં પરણી;
ધરણી અવર આણી ભલિ એ. ૧૯
પહિલી ઉપરી મેહલીઓ નેહ, તિણે તપે ખેટવીઓ દેહ;
છેહ જઇ વિંતરી હુઇ એ. ૨૦
જે વિંતરીએ સામિણિ થાપી, ચ્યારિ વસ્તુ તુજને તેણે આપી;
કર કાપી તેં રૂઅંવ્યો એ. ૨૧
બીજી હુંતી [6]નિરૂપમ નારી, પહુંતી શ્રીદત્તા અવતારી;
દોષ નિવારી તેં વરી એ. ૨૨
જીવ દયા પાળી અતિ ખરીઅ, સૂર મહીપતિ તિણું કરીઅ;
મરીઅ હુઓ વચ્છરાજ તું એ. ૨૩
સહિ ગુરૂ એહવું કહિયું જામ, પુર્વ ભવંતર [7]દેખે તામ;
કામ નહીં સંસારનું એ. ૨૪

---

૧ મોટાં–ઉંચા મૂલાં. ૨ જિનમંદિર. ૩ પ્રતિમા. ૪ ફોરેસ્ટ ખાતાનો અમલદાર–વનનું રક્ષણ કરનાર. ૫ રાજા. ૬ તેણીની બરોબરી કોઇ ન કરી શકે તેવી મહા સ્વરૂપવંત હતી. ૭ જાતિસ્મરણ જ્ઞાનવડે.

શ્રી શેખર સુતને દઇ રાજ, માત રમણિ સરિસો વચ્છરાજ;
કાજ કરે સંયમ લિયે એ. ૨૫
નિર્મલ તપ બહુ ગાઢાં કરીય, [1]ઉવસમરસે નિય દેહ ભરીય;
વરીય કેવળ મુગતિ ગયોએ. ૨૬

( ગ્રંથ પ્રશસ્તિની ઢાળ. )

તપગચ્છનાયક સહિ ગુરૂ એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
શ્રીમુખ સરસતિ વાસિ વસે એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ,
નામિયેં સંપદ [2]ભૂરિ. ૧
અતિ ગિરૂઆ પંડિત [3]પ્રવર, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
સમયરયણ મુણિસારસૂરિ એ.
મુખ સરસતિ વાસિ વસે એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
ગુણમણિતણો ભંડાર. ૨
શિષ્ય તાસ પયતળિ નમી એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
નયર કતપુરિ માહિં.
સંભવનાથ પસાઉલે એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
રાસ રચિઓ ઉછાહિં. ૩
પહિલો અક્ષર લાભનો એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
બીજો ભવનો જાણી, ત્રીજો પુણ્યવંત બીજલુંએ. માલ્હંતડે.
આગલિ સમય ઠવેઇ. ૪
[4]એ કવિ સવિહું નમી કરી એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
ઇમ કહે બે કરજોડિ.
અધિક ઓછું બોલતાં એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
કુણે મ દેજ્યો ખોડિ. ૫

---

૧ ઉપશમ રસથી. ૨ બહુજ. ૩ મોટા. ૪ 'લાવણ્ય સમય' એવું નામ સમસ્યામાંથી ( બહિર્લાપિકાવડે ) નીકળે છે.

[1] જયાંગયણુંગણિ દિણયરૂ એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
જ્યાં શશિકળા નિવાસ.
મેરૂ મહીધર સાયરૂ એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
ત્યાં લગે પ્રતપો એ રાસ. ૬
એહ રાસ વછરાજનો એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ;
ભાવ સહિત નરનારિ.
ભણે ગુણે જે સાંભળે એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂાર;
નવનિધિ તિહિં ઘરબારિ. ૭

ઇતિ શ્રી દેવરાજ વચ્છરાજ રાસે ષષ્ટમ ખંડ સમાપ્ત:



૧ ગગનરૂપી આંગણામાં જ્યાં લગી સૂર્ય અને ચંદ્રની કળા કાયમ છે ત્યાં લગી.

શ્રી નયસુંદરજી વાચક વિરચિત.

# સુરસુંદરી-રાસ.

## વસ્તુનિર્દેશાત્મક-મંગળાચરણ.

(રાગ-કેદારો.)

આદિ ધરમને કરવા એ, [1]ભીમ ભવોદધિ તરવા એ,
ભરવા એ સુકૃતભંડાર ભલી પરેં એ;
ભવિયણ ભગત ઉદ્ધરવા એ, કર્મકઠિન [2]નિરજરવા એ.
વરવા એ શિવસુંદરીસ્વયંવરેં એ. ૧

(ત્રૂટક).

સ્વયંવરે[3] શિવરામા વરિવા કરવા ઉત્તમ કાજ,
મરૂદેવી માતાની કૂખેં અવતરિયા જિનરાજ;
આષાઢી વદિ ચોથતણે દિન અજૂઆળું જિણે કીધૂં,
ગરભ અવતરિ સુપન દેખાડી [4]મહોત માયને દીધૂં. ૨
ચૈત્રતણી વદિ આઠમે જાયો દિશિકુમરીએં ગાયો,
[5]શચીપતિ [6]સુરગિરિ ન્હવરાયો, ત્રિભુવન રંગ વધાયો;
ઋષભ [7]નિરૂપમ નામ નિપાયો, યૌવન ભરજળ આયો,
ઇંદ્ર ઇંદ્રાણિ મિલિ પરણાયો, કન્યા દોય લહાયો. ૩
ભરતાદિક [8]શતસુતે સોહાયો, નીતિપંથ પ્રકટાયો,
[9]જનક પરે જનકળા પઢાયો, યુગલા ધર્મ છોડાયો;

---

૧ બીહામણા સંસાર-સમુદ્રને. ૨ ક્ષય કરવા. ૩ મોક્ષરૂપી સ્ત્રી. ૪ મોટાઇ. ૫ ઇંદ્ર. ૬ મેરૂ. ૭ કોઇની ઓપમા ન આપી શકાય એવું ૮ સો પુત્ર (૧૦૦). ૯ પિતાની પેઠે.

ત્રાસીલાખ પૂરવ ગૃહ ભાયો, પછિં સંયમે ઉમાહ્યા,
ચૈત્રવદિ આઠમે અરચાયો, ત્રિભુવન પાગ[1] લગાયો.
વરષ સહસ એક કર્મ ખપાયો કેવળ જ્ઞાન ઉપાયો,
ફાગણ વદિ એકાદશિ સુરપતિ સમોસરણ વિરચાયો;
માઘતણી વદિ તેરસકે દિન મહાનંદ પદ પાયો,
તેણે ભવ ભય દૂર ગમાયો જેણે સો સ્વામિ આરાહ્યા.
સો ભગવંત સંત સુખકારક આદિ ધર્મ જિણે દાખ્યો,
દાન શીલ તપ ભાવના સંયમ વિરતાવિરતિ ભાખ્યો;
મંત્ર અનાદિ આદિકો ન લહે સોઈ [2]પંચપરમેષ્ઠી,
શ્રી યુગાદિદેવેં પરકાસ્યો જસ ધ્યાને હુઈ [3]તુષ્ઠી.
શ્રી નવકાર મંત્રનો મહિમા આગમેં કહિએ જિણંદે,
કોડિ વરષ સું કોડિ જિંહાએ નાવે પાર સુરિંદે;
આગે જિણે એક ચિત્ત ધ્યાયો સો પરમાનંદ પાયો,
સુરસુંદરી સતીએ સમર્યો તવ તસ કષ્ટ ગમાયો.
કવણ સતી સા હુઇ **સુરસુંદરી** કિમ રાખ્યું તિણે શીલ,
શ્રી નવકાર મંત્ર મહિમાયે કિમ સા પામી લીલ;
ચરિત તાસ પવિત્ત પભણેશું વંદી જિણ ચઉવીસ,
શ્રી [4]શ્રુતદેવી કેરે [5]સાનિધિ પૂરો મનહ જગીશ.
સુણજો સુઅણ સરસ શુભ વાણિ આણી પ્રેમ અપાર;
કહે કવિજન વિશેષે વારૂ તે સરસતિ આધાર.

**(ઢાળ પહેલી-પુણ્ય ન મૂકીયે—એ દેશી.)**

**( ઢાળ. )**

**જંબૂદ્વીપ ભરત ભણું, અંગ અનોપમ દેશજી;**
**ચંપા નગરી ચતુર વસે, [6]જલનિધિતનયાનિવેશજી.**

---

૧ પગે લગાડયાં. ૨ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ. ૩ સંતોષ. ૪ સરસ્વતિ. ૫ મદદથી. ૬ લક્ષ્મીના નિવાસ રૂપ.

(ત્રૂટક.)

નિવેશો પુણ્યવંત લોકો [1]વિગતશોકા જિહાં વસે,
નિત સુકૃત સંચે કરમ ખંચે દાન દેતા ઉલ્હસે;
જિન-ધર્મરંગી સાધુસંગી નીતિમારગ સંચરે,
જિનવરવિહારે રયણ હારે પુરી નારી મન હરે. ૧

(ઢાળ.)

સા નગરીપતિ શુભ મતિ, નૃપ રિપુમર્દન નામજી;
[2]અરિકુળકુંજરકેસરી, તેહનું નામ ઉદ્દામજી.

(ત્રૂટક.)

ઉદ્દામ જેહનું સુણી શાસન શત્રુ સવિ સેવા કરે,
અન્યાય ટાળે પ્રજા પાળે ન્યાય ધર્મ સમાચરે;
સમકિતાદિ આદરે વ્રત પાપસંગતિ પરિહરે,
[3]ત્રણ વર્ગ સાધે જિનઆરાધે સદા [4]જયલખમી વરે. ૨

(ઢાળ.)

તસ પટરાણી રતિસુંદરી, સા [5]રતિરૂપ હરાવેજી;
શીલાદિક ગુણ શોભતી, તસ તુલના કુણ આવેજી.

(ત્રૂટક.)

ભાવતે મન પિયુભગતિ કરતિ હરખ ધરતિ કામિની;
હોય પુત્ર ઉપર સકલ સુંદરી [6]સુતા લહી [7]ગજગામિની;
સા વાત જાણી પ્રેમ આણી રાય ઉત્સવ અતિ કરે,
સુરસુંદરી અતિ સુજન પોષી નામ પુત્રીનું ધરે. ૩

---

૧ શોકરહિત. ૨ શત્રુના કુળ રૂપ હાથીનો નાશ કરવા સિંહ સમાન. ૩ ધર્મ, અર્થ અને કામ. ૪ વિજયરૂપ લક્ષ્મીને વરતો હતો. ૫ કામદેવની સ્ત્રી રતિના જેવી અથાગ રૂપાળી. ૬ પુત્રી. ૭ હાથીના સરખી ચાલવાળી.

( ઢાળ )

જિમ વાધે પખ ઊજળે, ચંદ્રકળા સુવિશાળજી;
તિમ ગુણ રૂપ લાવણ્ય કળા-સાથે વાધે બાળજી,

( ત્રૂટક. )

સા બાળ વાધે સુખ સમાધે સપ્ત વર્ષી જવ હવી,
તવ [1]કળાચારજ પાસ [2]જનકે કળા [3]ગ્રહવાને ઠવી.
નૃત્ય ઔચિત્યાદિ ચોસઠ કળા જે [4]કામિનિતણી;
તે કળા શીખે સા સરીખે સાથ પ્રીતિ ધરી ઘણી.

---

૧ કળા શીખવનાર માસ્તર. ૨ પિતાએ. ૩ કળા હા[illegible] કરવાને માટે. ૪ સ્ત્રીઓની ચોસઠ કળા એ છે કે નાચવાન[illegible] ૧, સમય પારખવાની ૨, ચિત્રની ૩, વાજીત્રની ૪, સ્હ[illegible] માના વિચાર જાણવાની ૫, તંત્ર પ્રયોગ જાણવાની ૬, વ[illegible] જ્ઞાનની ૭, વૃક્ષનાં ફળ ચુંટવાની ૮, સંસ્કૃત ભાષાજ્ઞાનની ૯ ક્રિયા કેળવવાની ૧૦, જ્ઞાન રહસ્યની ૧૧, વિજ્ઞાન જાણવાની ૧૨ કપટ કેળવવાની ૧૩. પાણી થંભાવવાની ૧૪, ઘરના આચારની ૧૫ ગીત ગાવાની ૧૬, તાલ સમજની ૧૭; આકાર ગોઠવવાની ૧૮ ઝાડ રોપવાની ૧૯, કવિતા કરવાની ૨૦, વક્રોકિતથી બોલવાન[illegible] ૨૧, પુરૂષ લક્ષણ પારખવાની ૨૨, હાથીનાં લક્ષણ ઓળખવાની ૨૩ [illegible]ઘોડાનાં સુચિન્હ કુચિન્હ પારખવાની ૨૪, સુગંધ પારખવાની ૨૫, ઉત્પા[illegible] બુદ્ધિની ૨૬, શકુન વિચારની ૨૭, ધર્મના આચારની ૨૮, અંજન આંજવાની ૨૯, ચૂર્ણ બનાવવાની ૩૦, ગૃહસ્થાશ્રમ ધર્મ જાણવાન[illegible] ૩૧, સ્હામાને પ્રસન્ન કરવાની ૩૨, કિમિયાની ૩૩, ધાતુ વૃદ્ધિ પ્રયોગન[illegible] ૩૪, વચનચાતુરીની ૩૫, હાથ સફાઇની ૩૬, સુંદર ચાલ ચાલવાન[illegible] ૩૭, સુગંધી તેલ બનાવવાની ૩૮, ચાકરને સંતુષ્ટ રાખી કામ લેવાન[illegible] ૩૯, વ્યાકરણ જ્ઞાનની ૪૦, વાતનું નિરાકરણ કરવાની ૪૧, વીણ[illegible] વાદની ૪૨, વિતંડાવાદ-લડાઇ કરવાની ૪૩, આંખ જોડી જાણવાન[illegible] ૪૪, ઘડો ભમાડી જાણવાની ૪૫, સોગઠાના પાસા નાખવાની ૪[illegible]

( ઢાળ ૩ જી-સરસતી અમૃત વરસતી મુખે વાણી, એ દેશી, રાગ કેદારો. )

હવે તે નગરીમાંહિં અધિકારી, શેઠ ધનાવહ સમકિતધારી,
વસે વિવેક વિચારી;
પ્રિયા ધનવતી તેહની નારી, તસ રૂપેં રંભાદિક હારી,
સા વિલસે સંસારી. ૧
તાસ કુંવરી કુલકીરતિકારી, સુત ઉપન્નો સુર–અવતારી,
પૂરવ પુણ્ય સંભારી;
અમરકુમર નામે સુવિચારી, માત તાત ચિતિં આનંદકારી,
જિહાં ભણે રાજકુમારી. ૨
તેણી નિશાળેં વિદ્યા સારી, શીખેવા મૂકે વિવહારી,
નિજ ચિતિં સુમતિ વિચારી;
પંડિત પાસે [૧]છાત્ર સુવિચારી, કળા અભ્યસેં અવગુણવારી,
ગુણ ગ્રહે હૃદય મઝારી. ૩
લિખિત પઠિત ગુણ ગણિત વિનાણ, કાવ્ય છંદ વ્યાકર્ણ પ્રમાણ,
થોડે દિન હુઓ જાણ;
વડ નિશાળીઓ નામ ધરાવે, [૨]અવર વિદ્યારથી પઠવેં હરાવે,
પંડિતનેં મન ભાવે. ૪

---

રત્નપરીક્ષાની ૪૭, લિપિજ્ઞાનની ૪૮, વૈદ્યકની ૪૯, કામચેષ્ટાની ૫૦, રસોઇની ૫૧, વેંણી ગુંથવાની ૫૨, ખાંડવાની (ડાંગર ખાંડવા છડવાની) ૫૩, મ્હોને શોભિતું કરવાની ૫૪, વાત કથા કહી જાણવાની ૫૫, ફૂળ ગુંથવાની ૫૬, કપડાં પહેરવાની ૫૭, દેશ દેશની ભાષા જાણવાની ૫૮, વ્યાપાર કરવાની ૫૯, જમવાની ૬૦, અજાણ્યું કામ જાણી લેવાની ૬૧, દાગીના પહેરવાની ૬૨, ચરણપૂર્તિ કરવાની અથવા છેલ્લા પદમાં ગોઠવેલો ઉત્તર જાણવાની ૬૩, અને પ્રશ્ન પૂછવાની ૬૪, આ સ્ત્રીની ચોસઠ કળાઓ છે.

૧ ભણનાર બાળક. ૨ બીજો.

[1]રાજસુતા સો પંડિત પાસેં, પઢેં ગુણેં ગુરૂ ગ્રંથ અભ્યાસેં;
નરપતિ હૃદય ઉલ્હાસેં;
અન્ય દિવસ [2]ઋતુ ગ્રીષમ કાળેં, ભોજન કરી આવી નેશાળેં,
નિદ્રા લહી સા બાળેં. ૫
તિણ અવસર સો શેઠકુમારેં, બાલક અવરતણેં પરિવારેં,
રમતિતણે અધિકારેં;
કુમરી વસ્ત્રાંચલેં અભિરામ, ગાંઠડી બાંધી દીઠી જામ,
કુમરે છોડી તામ. ૬
કૉડી સાત હતી તે લીધી, બાલક એકતણે કર દીધી,
શીખામણ સી દીધી;
એટલાની જે સુખડી આવે, ચઉટામાહિં જઇ જે લ્યાવે,
તે મુજ મિત્ર કહાવે. ૭
તે બાલક ચૌટે જઇ જાણી, અતિ મીઠી દીઠી ગુલધાણી,
કુમરને આપી આણી;
નિશાળીઆ સકળનેં સાથેં, વિહચી દિયેં કુમર નિજ હાથેં;
કુમરી જાગી તાથેં. ૮

( ઢાળ ૪ થી-દેશી ચોપાઇની. )

કુમરીનેં કહેં શેઠકુમાર, ભાગ સુખડીનો સુ વિચાર;
રાખી મૂકયો છે તુમતણો, તે આરોગીને પછેં ભણો. ૧
તવ કુમરી બોલી પડવડી, એ આણી કુણહેં સૂખડી;
વળતું કુમર કહે શુધ વાત, તુમ [3]વસ્ત્રાંચલે કૉડી સાત. ૨
મેં તે લેઇ અણાવી એહ, મ ધરે ચિત્ત અવર સંદેહ;

૧ રાજાની કુમરી. ૨ ઉન્હાળાની મોસમ. ૩ કપડાને છેડે સાત કૉડી બાંધેલી હતી તે મેં લઇ લીધી અને તેની આ સુખડી ખરીદી લાવેલી છે.

અતિ [1]ચટકી ઊઠી તે સુણી, કુમર પ્રતેં કહે રે [2]અવગુણી. ૩
તું કિહાંનો મોટો એવડો, જે મુજ કહ્યા વિના પરગડો;
સુખડી આણી વચણેં કરી, તેં મુજ સૂતી વેચી ખરી. ૪
[3]અરથ પારકો લેઈ [4]વ્યય લીધ, પોતેં સોહુ ભલાઈ કીધ;
એ તુજ કળા કુણેં શીખવી, ઇમ કીરતિ નહીં વાધેં નવી! ૫
પણ મેં ભેદ સકળ તુમ લહિયા, પ્રાહિં પ્રપંચી હોએ વાણિયા;
વળી વિશેષેં દીઠા દ્રેઠ, કુમર તસાસિત ફૂલણ શેઠ. ૬
જો પંઠયે બોલાવ્યો બહુ, તો તેં અવગુણી નાખ્યો સહુ;
નિશાળીઓ વડો જો કહ્યો, તો ફૂલીસ્યું ચોળો થયો. ૭
કુંમર કહેં તું થોડે કામિ, કાંઈ [5]વદે એવડી વિરામી;
[6]કરત સાત કૉડીએં કિસ્યું, જે તુજ દુખ લાગેં છેં ઇસ્યું. ૮
કુમરી કહેં તુજનેં સ્યું કાજ; સાત કૉડીએં લેઅત રાજ;
સુણી કુમર અણબોલ્યો રહ્યો, [7]ડંસ સોઇ મનમાંહિં ગ્રહ્યો. ૯
પિતા એહનો આ પુરધણી, કિમ ઉત્તર વાળું એ ભણી;
વળી પ્રસ્તાવ લહીસે યદા, સઘળાં કાજ કરીસે તદા. ૧૦
જે [8]અસ્તાવતણો હુએ જાણ, તેહનું સઘળે થાય વખાણ;
નવિ થૈએ માણસ [9]વાઉળાં, રમાડિયે [10]છોરૂ રાઉળાં. ૧૧
ઇસી [11]વિમાસણ સૂધી કરી, પછેં ન બોલાવી કુંવરી;
અનુક્રમેં તે બહુ ગુણ કળા, શીખ્યાં શાસ્ત્ર અર્થ આમળા. ૧૨
જૈનાચારીજ પાસ વિચાર, શીખી [12]કર્મગ્રંથ અધિકાર;
[13]સંઘયણી નેં [14]ખેત્રસમાસ, તેહતણો કીધો અભ્યાસ. ૧૩
સુરસુંદરી કુંમરીએં વળી, પાસેં સાધવીનેં મન રૂળી;

---

૧ ગુસ્સો બતાવીને. ૨ દુર્ગુણી–નઠારી ટેવવાળા! ૩ પૈસો. ૪ વાપરી નાખ્યો. ૫ બોલે. ૬ કૃત્ય–કામ. ૭ દાવ લેવાનો નિશ્ચય કર્યો. ૮ સમય. ૯ દીવાનાં. ૧૦ રાજ્ય કુટુંબનાં સંતાનો. ૧૧ વિચારણા. ૧૨–૧૩–૧૪ એ જૈનધર્મનાં પ્રકરણો છે.

એક [1]અભિગ્રહ લીધો સાર, નિત [2]અઠોત્તરસો નવકાર. ૧૪
મેં ગુણવા મન ભાવેં કરી, જાં શરીરેં હુએ ચેતના ખરી;
નવકારસીતણું [3]પચખાણ, પાળું દેહ ધરેં જિહાં પ્રાણ. ૧૫
અન્ય દિવસ પંડિત પરવરી, અમરકુમર નેં સુરસુંદરી;
રાજસભામાંહિં ઉલ્લટ ધરી, બેહુનેં આવ્યો તેડી કરી. ૧૬
રાજસભા પૂરાણી જિહાં, શેઠ ધનાવહ બેઠો તિહાં;
તે બેહુ દેખી સરીખાં રૂપ, મનસ્યું તવ આચરિયો ભૂપ. ૧૭
કુમરી કુમર બેસારી પાસિં, નરપતિ [4]જંપે મન ઉલ્લાસિં;
તુમે બેહુ કરો શાસ્ત્રસંવાદ, સભામાંહિં મન કરી પ્રસાદ. ૧૮
રાજા જંપે અમરકુમાર, પ્રથમહ પૂછે પ્રશ્ન ઉદાર;
સભા સમખ્ય રાય [5]અનુમતેં, પૂછિં કુમર કુમારી પ્રતેં. ૧૯
કહો કુમરી શૂરો કુણ કહ્યો, તુમો માનવી નિપુણ કુણ લહ્યો;
કુણ વક્તા દાતા બાલિકે, બોલો તુમે જાણ્યા હોય જિકે. ૨૦
કહેં કુમરી શૂરો તેં સરે, જે ઇંદ્રિ [6]પાંચે વશ કરે;
નિપુણ તેહ જે ગર્વ ન ધરે, પુણ્યતણે પંથેં અણુસરે. ૨૧
તે વક્તા કહિયે સંપન્ન, જે ઉપગારી વદે વચન્ન;
[7]અભયદાન દેં તે દાતાર, શાસ્ત્ર માંહિં છે ઇસ્યો વિચાર. ૨૨
સત્ય વચન રાજાનાં સુણી, સભા સહુ મન રંજ્યા ગુણી;
કુમરી કહેં હું પૂછું જેહ, મુજ પ્રત્યુત્તર દેજ્યો તેહ. ૨૩
કવણ ચોર કુણ પંડિત હોય, કુણ બલવંત સંત કુણ જોય;
કુમર કહે ચોરેં પરમન્ન, સોઇ ચોર સાંભળો સુજન્ન. ૨૪

---

૧ બાધા–આખડી–પ્રતિજ્ઞા. ૨ એકસો આઠ નવકાર મંત્ર જપવા. ૩ જ્યાં લગી જીવમાં જીવ હોય ત્યાં લગી પ્રત્યાખ્યાન પાળીશ. ૪ બોલે. ૫ વિચાર પ્રમાણે. ૬ જીભ, આંખ, કાન, નાક અને સ્પર્શ એ પાંચે ઇંદ્રિયોના વિકારવિલાસ કબ્જે રાખે. ૭ કોઇના જીવને જરાપણ ત્રાસ–ડર દુઃખ ન પેદા થાય તે અભયદાન.

સભા રંજવે જે વાણીએં, સો [1]લોકે પંડિત જાણીએ;
ઝૂઝે ભીડે સોઇ બલવંત, પર દુઃખે દુખીઓ તે સંત. ૨૫
રાજાદિક કહે સાચું કહ્યું, કુમરી કહે મેં નવિ સદ્દહ્યું;
મોટો કહિયે [2]મનમથ ચોર, કરે એકલો ત્રિભુવને સોર. ૨૬
તેહને જીપે તે બલવંત, શત્રુ મિત્રહ દૃષ્ટિ ભજંત;
ચિત્ત ધરે જે તત્વજ્ઞાન, તે પંડિત બોલ્યો [3]પરધાન ૨૭
રાય કહે એહૂ કહ્યું તુમે, સકળ પ્રમાણ કર્યું તે અમે;
વળી સમશ્યા કહો દોઈ જણા, તુમ [4]જીન્હા કીજે ભામણાં. ૨૮
કુમરી કહે સાંભળો કુમાર, હું જે કહું તે સમશ્યા સાર;
સભા સકળ દેખંતાં સાર, જોઈ કહેજો જાણ વિચાર. ૨૯
[5]પઢમક્ષર વિણ [6]લશ માહિંલો, બીઅ અક્ષર વિણ પફ પાછિલો;
નહી ભલો છે ત્રીજે કરી, ચોથા વિણ ભાષા આસુરી. ૩૦
ચ્યાર એકઠા મેળી જોઉં, સોઇ જપી પાતક મળ ધોઉં;

(કુમરોવાચ)

શ્રી જિનશાસન કેરો સાર, ચિંહું અક્ષરે શ્રી નવકાર. ૩૧
પઢમક્ષર વિણ [7]મૃગપતિ ધામ, બીઅ અક્ષર વિણ [8]દેવી નામ;
અંત્યક્ષર વિણ કિંપિ ન હોય, [9]મસ્તકે સુર દેઇ તું જોઇ.
(સુરસુંદરી.) ૩૨

---

૧ જગતમાં. ૨ કામદેવ. ૩ ઉત્તમ-મોટો. ૪ જીભનાં ઓવારણાં લઇયે-બલિહાર જઇયે. ૫ પહેલા અક્ષર વગર. ૬ નવકાર શબ્દમાંથી પહેલો અક્ષર બાદ કરવાથી ય ર લ વ શ ષ સ હ એ વર્ણોમાંથી લ શની વચ્ચેનો વકાર વર્ણ છે. બીજો બાદ કરવાથી પ ફ બ ભ મ તેની પાછળનો નકાર વર્ણ છે. ત્રીજો બાદ કરવાથી ન વર એટલે શ્રેષ્ઠ નહીં એવો શબ્દાર્થ થાય છે. અને ચોથો બાદ કરતાં યવન ભાષાનો એક શબ્દ થાય છે. ૭ સિંહનું રહેઠાણ દરી એટલે ગુફા. ૮ સુરી એટલે દેવી. ૯ સુંદ એટલે કશું પણ નહીં. એટલે કે 'સુંદરી'

( કન્યા આહ. )

પઢમક્ષર વિણુ મ કહો કોઇ, મધ્યક્ષર વિણુ જિનવર જોઇ;
છેહુલ્યા વિણુ હોઇ કરે નિષેધ, તે તું જાણે ચતુર સુબોધ.
( અમર. ) ૩૩

( અમરકુમર આહ. )

પઢમક્ષર વિણુ ઉભી કહો, મધ્યાક્ષર વિણુ કહિયેં મ હો;
અંત્યાક્ષર વિણુ અન્નેં રહી, સોહે નિત તુજ શિર સા રહી.
( રાખડી. ) ૩૪

( કન્યા આહ. )

પઢમક્ષર વિણુ હિયે મ રાખ, બીજા વિણુ નામ મનોહર ભાખ;
અંત્યાક્ષર વિણુ પાડતો રખે, તસ ઉપમા દીજે શશિમુખે.
( કમળ. ) ૩૫

---

શબ્દની આ વર્ણલોપ સંજ્ઞા છે. એ શબ્દની શરૂઆતમાં સુર શબ્દ જોડીને તું તપાસી જો-મતલબ કે એ જોડણીથી સુરસુંદરી એવું નામ તૈયાર થાય છે. અમર શબ્દમાંથી અ બાદ કરતાં મર શબ્દ થાય તે મરવું કોઇને કહેશો નહીં; કેમકે એ અપશબ્દ-અપ્રિય છે. મ બાદ કરતાં અઢારમા અર જિનેશ્વરનું નામ વંચાય છે, અને છેલ્લો ર બાદ કરવાથી અમ થાય છે એથી મર અને અર એ બેઉ શબ્દનો ભાવ ઉડી જાય છે અને પોતે, એવો અર્થ સૂચવે છે તે તું પોતેજ છે. અમર કુંવરે કહ્યું-રાખડી શબ્દમાંથી પહેલો અક્ષર બાદ કરતાં ખડી -ઉભી એ અર્થ સૂચવનાર શબ્દ થાય છે. ખ બાદ કરતાં રાડી એટલે લડાઇ તે કોઈ વખત પણ ન થાઓ. અને ડી બાદ કરતાં રાખ રહે છે તે અન્ન રખોળવામાં આવે છે. કન્યા બોલી—કમલ શબ્દમાંથી ક બાદ કરતાં મળ-મેલ રહે તે હૃદયમાં ન રાખવો. મ બાદ કરતાં કલ એટલે મનોહર બોલી રાખવી. લ બાદ કરતાં કમ એટલે ઓછાપણું તે તું રખે સ્નેહમાં ઓછાશ પાડતો! કેમકે કમલની ઓપમા ચંદ્રમા જેવા મોં વાળી સ્ત્રીને 'કમલવદને' એવા સંબો-

( કુવર આહ. )

પઢમક્ષર વિણુ કો મત કરો, બીઅક્ષર વિણુ કાં ઉચરો;
અંત્યક્ષર વિણુ વરીઓ રમા, તેહને લોચન તુજ ઉપમા.
( હરિણ. ) ૩૬

( કુંવર આહ. )

પઢમક્ષર વિણુ બાલક કાન, બીજા વિના નવોઢા માન;
અંત્યક્ષર વિણુ ઝીણો સાર, સા કામિની ગ્રહે અણગાર.
( લાકડી. ) ૩૭

( કુવર આહ. )

પઢમક્ષર વિણુ પુઢવીકાય, બીજા વિના પંખિણી કહાય;
દીરઘ વિણુ અંત્યક્ષર હીણ, સહુ વંછે સઘળે લઘુ લીણ.
( સૂખડી. ) ૩૮

---

ધનથી અપાય છે. કુંવર બોલ્યો—હરિણી શબ્દમાંથી હ બાદ કરતાં રિણી થાય છે તે દેવાદાર કોઈ થશો નહીં-દેવું કરશો નહીં. રિ બાદ કરતાં હણી શબ્દ થાય છે તે હણી-મારી નાખી એવો શબ્દ કેમ બોલોછો ? ણી બાદ કરતાં હરિ-વિષ્ણુ તે તો લક્ષ્મીએ વરેલ છે તે હરિણના નેત્ર જેવાં તારાં નેત્ર છે. કુમરી બોલી—લાકડી શબ્દમાંથી લા બાદ કરતાં કડી થાય તે બાલકના કાનમાં ( મુરકી-વાળી-કડી ) હોય છે. ક બાદ કરતાં લાડી થાય છે તે ઉછરતી સ્ત્રી એવું સૂચવનાર શબ્દ થાય છે. ડી બાદ કરતાં લાક શબ્દ ઝીણો સાર-કાણું સૂચવનાર છે. તે સ્ત્રીને ( લાકડી-દાંડાને ) અણગાર -મુનિ હાથમાં ગ્રહણ કરે છે. કુંવરે કહ્યું—સૂખડી શબ્દમાંથી સુ બાદ કરતાં ખડી-ભીંત ધોળવાની થાય છે તે પૃથ્વીકાયના ભેદથી પેદા થયેલી છે. ખ બાદ કરતાં સૂડી થાય છે તે ( સૂડો ને ) સૂડી ( પોપટ ને ) પોપટડી પક્ષિણી થાય છે. તેની ન્હાના મોટા જીવો સહુએ ચાહના રાખે છે.

ઇણિ પરિ કહી સમશ્યા ઘણી, રાય શેઠ રંજ્યા એહુ સુણી;
[1]પંડચો સંતોખ્યો શુભ પરે, સહુકો પુહુતું નિજ નિજ ઘરે. ૩૯

( ઢાળ ૫ મી-રાગ રામગ્રી. )

રાય કહે રાણી પ્રતિં, સુણો કામિની જી,
વાત અપૂરવ એક, ગજગામિની જી;
એ કુમરી સુરસુંદરી, સુણો કામિની જી,
શીખી વિનય વિવેક, ગજગામિની જી. ૧
ચોસઠ કળા કુશળ હવી, સુણો કામિની જી,
જાણે શાસ્ત્રવિનોદ, ગજગામિની જી;
દેખી [2]સુતાની ચાતુરિ, સુણો કામિની જી,
મુજ મન થાય [3]પ્રમોદ, ગજગામિની જી. ૨
યૌવન વય પૂરણ હવી, સુણો કામિની જી,
રૂપતણો ભંડાર, ગજગામિની જી;
રાજધાની [4]પંચબાણુની, સુણો કામિની જી,
ગુણ નવિ લાભે પાર, ગજગામિની જી. ૩
[5]શશિવદની [6]મૃગલોચની, સુણો કામિની જી,
[7]સિંહ હરાવે લંક, ગજગામિની જી.
[8]પાણી ચરણ જોઈ એહના, સુણો કામિની જી,
પદમ લીણું જઇ પંક, ગજગામની જી. ૪
એ સરીખો વર કુણ હસે, સુણો કામિની જી,
અમ મન ચિંતા એહ, ગજગામિની જી;

---

૧ અધ્યાપક-મહેતાજી. ૨ પુત્રીની ચતુરાઇ. ૩ આનંદ. ૪ કામદેવનો અમલ. ૫ ચંદ્રમા સરખા શીતળ તેજવંત મ્હોંવાળી. ૬ હરિણના સરખાં અણિયાળાં પાણીદાર તેજસ્વી નેત્રવાળી. ૭ સિંહ સરખી પાતળી કમરવાળી-અર્થાત્ કમરનો લંક સિંહના કટિલંકને શરમાવે તેવો છે. ૮ હાથ પગની લાલાશ જોઇને કમળ પણ કાદવમાં જઇ લીન થયાં.

સરિખા સરિખી જોડી મિલે, સુણો કામિનીજી,
તો વાધે બહુ [1]નેહ, ગજગામિનીજી. ૫
મેં [2]પટ લિખી અણાવીઆ, સુણો કામિનીજી,
રાજકુમર બહુરૂપ, ગજગામિનીજી;
પણ એ યોગ એકુ નહિ, સુણો કામિનીજી,
વળીવળી ભાખે ભૂપ, ગજગામિનીજી. ૬
નગરશેઠ છે આપણો, સુણો કામિનીજી,
વ્યવહારીઓ સુજાણ, ગજગામિનીજી;
નામે ધનાવહ ધનધણી, સુણો કામિનીજી,
પાળે જિનવર આણ, ગજગામિનીજી. ૭
પુત્ર અનોપમ તેહનો, સુણો કામિનીજી,
સકળ કળા શિણગાર, ગજગામિનીજી;
રૂપે [3]અમર હરાવીએ, સુણો કામિનીજી,
નામે અમરકુમાર, ગજગામિનીજી. ૮
એક નેશાળે બેહુ ભણ્યાં, સુણો કામિનીજી,
સુતા આપણી સોય, ગજગામિનીજી;
સરિખા સરિખી છે કળા, સુણો કામિનીજી,
રૂપે સરિખાં હોય, ગજગામિનીજી. ૯
શાસ્ત્ર-સંવાદ કરાવીઓ, સુણો કામિનીજી,
સભા માંહિં મેં કોડી, ગજગામિનીજી;
બિહુ તવ સરિખાં પરખિયાં, સુણો કામિનીજી,
એ દીસે સરિખી જોડી, ગજગામિનીજી. ૧૦
ચિત્ત રૂચે જો તાહરે, સુણો કામિનીજી,
તો કીજે એ વાત, ગજગામિનીજી;

---

૧ સ્નેહ. ૨ ચિત્ર-છબીઓ બનવરાવી કિંવા દરેક રાજકુંવરોની મંગવરાવી. ૩ દેવ.

કુંઅર વ્યવહારીતણો, સુણો કામિનીજી,
કરો [1]યુવતિ [2]યામાત, ગજગામિનીજી. ૧૧
( કામિની આહ. )
કહે રાણી રતિસુંદરી, સુણો કંતાજી,
જે પ્રીઉ ચિત્ત આવે, ગુણવંતાજી;
તે કીજે અતિ ઉલટ ઘણી, સુણો કંતાજી,
તુમ [3]દાસી મનભાવે, ગુણવંતાજી. ૧૨
તુમ [4]ચરણાંબુજરેણુકા, સુણો કંતાજી,
હું છું અહનિશિ દેવ, ગુણવંતાજી;
કુણ વિચારે મુજ પૂછીઓ, સુણો કંતાજી,
તે [5]આયસ દિઓ હેવ, ગુણવંતાજી. ૧૩
રાય કહે પુત્રી પ્રાહિં, સુણો કામિનીજી,
માયને વલ્લભ હોય, ગજગામિનીજી;
તસ જનનીને જિમ રૂચે, સુણો કામિનીજી,
તિમ કીધે સુખ હોય, ગજગામિનીજી. ૧૪
( દુહા. )
શેઠ તેડાવી નૃપ કહે, અમ બહુ ઉપનો રંગ;
તુમસું સગપણ જોડીએ, કીજે વિહવા જંગ. ૧
અમ પુત્રી સુરસુંદરી, તુમ [6]સુત અમરકુમાર;
પાણિગ્રહણ કરાવીએ, યુગતો એહ વિચાર. ૨
વળતું શેઠ વચન વદે, [7]પ્રભુનું વચન પ્રમાણ;
અમે સેવક છું [8]રાઉળા, [9]વહું મસ્તક તુમ આણ. ૩

---

૧ સ્ત્રી. ૨ જમાઈ. ૩ આપશ્રીના હુકમને આધિન રહેનાર હું દાસી સ્વરૂપના મનમાં એ વાત ગમે છે. ૪ ચરણ કમળની ધૂળ. ૫ આજ્ઞા. ૬ પુત્ર. ૭ પૂજ્ય પુરૂષરૂપ આપનું. ૮ રાજના-સરકારના છીએ. ૯ આજ્ઞા માથે અંગિકાર કરૂં છું.

તુણે મુજને આયસ્યું, તે [2]શુભ કીજે કાજ;
ઇણિ વાતે અમો હરખીઆ, ઉલ્લટ અધિકો આજ. ૪
(ઢાળ ૬ ઠ્ઠી–તથાપિ કહું છું એટલું, દેશી એ રાગ–કેદારો.)
રાય શેઠ બિહુ જણા, ઇમ વિચાર કીધા મનતણા;
તેડાવ્યા પંડિત જોતિષી, [3]વિવાહાચી વાત સકળ ભખી. ૧
તવ લીધું લગન ઉતાવળું, વળી સકળ દોષ વર્જિત ભલું;
કંકોતરી સઘળે પાઠવી, સવિ સુજન વર્ગ હર્ખે હળી. ૨
મંડપ–રચના મંડાવીએ, [4]જનપદથી દુઃખ છંડાવીએ
[5]અપરાધી જન છોડાવીએ, [6] માગધ જન કર ઉદ્રાવીએ. ૩
ઘરે ધવલ મંગલ ગવરાવીએ, વિધિ જવારા વવરાવીએ;
બહુ નગર શોભાવિરચાવીએ, ખેલાવિધિ [7]પાત્ર નચાવીએ. ૪
ઘરે સબળ લોક પધરાવીએ, ભલાં ભોજન ભક્ષિ કરાવીએ;
વસ્ત્ર [8]આભરણાદિક પોષીએ, [9]પ્રત્યેકે સુજન સંતોષીએ. ૫
દારિદ્ર દુખિયાનાં ચૂરિયે, યાચક જન [10]વંછિત પૂરિયે;
[11]પરિઘલ મન લાહો લીજિયે, વિહવા વિધિ સઘળો કીજિયે. ૬
હવે લગન–દિવસજ આવીએ, વરવહુ બેહુ ન્હવરાવીએ;
શૃંગાર સકળ પહિરાવિયે, વાજિત્ર અનેક વજાવિયે. ૭
મંડપ મહાજન મેલાવિયે, અતિ ઉચ્છવ જાન ચલાવિયે;
વર તોરણ દ્વાર સિધાવિયે, ભરી મોતીથાળ વધાવિયે. ૮
તિહાં સાખી અગનિ સમાચરી, સુરસુંદરી અમરકુમરે વરી;
પહિરામણી રાયે સબળ કરી, વર મંદિર પોહતા પરવરી. ૯
નરનારી જોડી ભલી મળી, બિપૂરે મંદિર સનિ રૂળી;

---

૧ હુકમ ફરમાવ્યો. ૨ ઉત્તમ–શ્રેષ્ઠ કામ કરો. ૩ વિવાહની. ૪ દેશથી. ૫ ગુન્હેગારોને. ૬ ભાટ ચારણ યાચક. ૭ નાચનારી પાતરોનો નાચ પડાવિએ. ૮ દાગીના. ૯ દરેકને. ૧૦ માગણની ઇચ્છા પૂર્ણ કરિયે. ૧૧ પુષ્કળ.

નિત પંચ વિષય સુખ ભોગવે, યૌવન વય યુગતિ જોગવે. ૧૦
[1]નખમંસતણી પરિ પ્રીતડી, ન ખમે તે વિરહ કદા ઘડી;
સુખે બોલે વાસર રાતડી, ભેદ ન લહે [2]આતપ છાંયડી. ૧૧
હવે શેઠને સાર વધામણી, આવી જબ બાર વાહણતણી;
બહુ વસ્તે પૂરિત આવીઆં, વાહણ શાહતણે મન ભાવીઆં ૧૨
મંદિર સવિ વસ્તુ ભરાવીઆં, લેખાં સુત પાસે કરાવીઆં;
વ્યાપારતણો રસ ભાવિયો, તવ પુત્રે પિતા બોલાવિયો. ૧૩
કહે સાંભળો સાચી વાતજી, પરદેશે ચલાવો તાતજી;
વ્યાપાર કરેવા મુજ પ્રતિં, જિમ લખમી મેળું તુમ પ્રતિં ૧૪
મુજ મન એ ઉલ્લટ ઊપનો, નહિં થઈ રહું [3]મેંડક કૂપનો;
બાલપણે નામ ન વિસ્તરે, તિણુ આગળ [4]અરથ ન કો સરે. ૧૫
સુણિ વચન અપૂરવ વચ્છતણાં, તવ જલ ભરી લોચન આપણાં;
કહે સાંભળ અમરકુમારજી, નહિં લખમી આપણે પારજી. ૧૬
તે વિલસો જિમ રૂચિ આવેજી, પરદેશે જવું કિમ [5]ભાવેજી;
મુજ પ્રાણથકો તું વહાલોજી, ખિણ એક અલગો મમ થાઓજી. ૧૭
કહે કુંઅર ધન નિજ તાતનું, વિલસે ધિગ જીવિત તેહનું;
જો નહીં દો જાવા હઠ કરી, તો મૂકિશ ભોજન પરિહરી. ૧૮
મન નિશ્ચય સુતનો જાણીઓ, તવ શેઠ ધનાવહ વાણીઓ;
વળી પ્રવહણ બારે સજ કરે, ચર વસ્ત ક્રયાણાં લેઇ ભરે. ૧૯
આશીષ લેઇ શિર માયની, વળી પામી આજ્ઞા રાયની;
જવ ચાલે કુમર ઉલટ ધરી, તવ બોલે ઇમ સુરસુંદરી. ૨૦

---

૧ નખ અને માંસની વખાણવા લાયક પ્રીતિ છે એટલે કે એક એકથી છૂટા પડતાં મહા દુઃખ થાય છે. ૨ તડકો. ૩ કૂવાનો દેડકો કૂવામાંજ રહી રમ્યા કરે. ૪ કામ ફતેહમંદી ન પામે. ૫ પસંદ પડે છે.

( ઢાળ ૭ મી રાગ માલવીગોડી. )

સુરસુંદરી કહે શિરનામી, સુણો વીનતી એક મુજ સ્વામી;
તુમે ચાલવું છે પરદેશ, હું સાથે તુમારે આવેશ. ૧
આધારજી વચન મ ચૂકો મુજ એકલી ઘેર મ મૂકો;
તુમે પ્રાણુ પ્રાહિં મુજ વ્હાલા, ન ખમાયે વિરહના ભાલા. ૨
માત [1]તાત ને સસરા સાસુ, પીઉ વિણુ ન ગમે કો [2]પાસું;
મુજ તેડો પ્રીઉ સંઘાતે, [3]જો મુજ દીધી તુમ તાતે. ૩
નહીં તેડો જો મુજ નાથ, નહીં મેહલું તુમચો સાથ;
મમ કહિસ્યો ખાલી વચન્ન, એ સાચું માનજો મન્ન. ૪
તુમ વિણુ દિન દોહિલ્યો થાય, વળી ઝૂરંતાં રાતિ વિહાય;
બહુ લોક કલંક ચડાવે, વાહલા વિણુ રહિયું કિમ ભાવે. ૫
ભરતાર કહે સુણ સાચું, તું કાજ કરે કાં કાચું;
નરને પગબંધન નારી, મારગે જો ચિત્ત વિચારી. ૬
કામિની કહે દેહની છાયા, અલગી કિમ રહે વરરાયા;
તિમ હું પ્રીઉ જુદી ન થાઉં, તુમ ચરણ સદા [4]આરાહું. ૭
માયે તાયે ઘણું સમજાવી, પણ વાત ન કામિનિ [5]ભાવી;
ભરતારની સાથ ચલાવી, કિમ છૂટે પદારથ [6]ભાવી. ૮
વાણોતરના પરિવાર, વહુ સાથે અમરકુમાર.
વલ્લભાને સાથે લેઇ, ચાલ્યા પ્રવહણે બેસેઈ. ૯
કુંવર કુમરી મન પ્રેમે, બહુ પંથ [7]ઉલ્લંઘ્યો ખેમે;
સીંહલદ્વીપે જાવા હીંડે, યક્ષદ્વીપ આવ્યો વિચ નીડે ૧૦
પ્રવહણ તિહાં છીપી રાખે, [8]નિર્યામિક સઘળા ભાખે;
ઇણે દ્વીપે છે મીઠાં પાણી, તે ભરીએ મીઠું જાણી. ૧૧

---

૧ પિતા. ૨ પડખું. ૩ આપને મારા પિતાએ પરણાવી છે. ૪ આરાધું-સેવ્યા કરૂં. ૫ પસંદ ન આવી. ૬ થનાર વસ્તુ કેમ થયા વિના રહે. ૭ ક્ષેમ કુશળ સાથે ઘણો માર્ગ ઓળંઘ્યો. ૮ ખલાસી.

અહી રહીવું રાત ન સુણિયેં, રહે તેહને યક્ષે હણિયે;
એહ કારણેં [1]શીઘર થાઓ, જલ ભરવા વાર મ લાઓ, ૧૨
એહ સૂધી વાત સંભાવી, યક્ષદ્વીપમાંહિં લોક આવી;
પૂરવલાં પાણી છાંડે, મીઠાં જલ ભરવા માંડે. ૧૩
તવ અમરકુમર નિજ કેડી, ઉતર્યો સુરસુંદરી તેડી;
કૌતુક જોવા દ્વીપ માંહિં, આવી બેઠો એક [2]તરૂ છાંહિં. ૧૪
તિહાં જોયાં વાડી આરામ, થાકી કુમરી ખિણિ તામ;
શિર દેઈ કંત[3] ઉસંગેં, સુરસુંદરી [4]પોઢી રંગે. ૧૫
નિદ્રાવશ હુઇ સા બાળા, તવ કુમર કરે ચિત્ત ચાળા;
સંભારી સા પૂરવ વાત, નિશાળની કૉડી સાત. ૧૬
લઘુપણે મેં એહની લીધી, મુજ [5]ગાળિ તિહ ભણી દીધી;
સંભાર્યાં સઘળા બોલ, ચિત્ત નિઠુર થયું નિટોલ. ૧૭
એહની સાત કૉડી આપું આજ, કિમ લેસેં જોઇએ રાજ;
ઇસી ચિત્તે [6]કુબુદ્ધિ વિસારી, સૂતી મેહલી વનમાંહે નારી. ૧૮
કુમરેં સતિ કીધી ઉંધી, સૂધો તિહાં નિમડિઓ કુબુદ્ધિ;
શુભ વાત ન એક્કો શુદ્ધી, સા બાલા [7]નેહ વિલુદ્ધી. ૧૯
સાથિં તેડીનેં શો ક્રોધી, કર્યું કામ જે ન કરેં [8]લોધી;
થયો દેખત સૂધો અંધી, તસ [9]ચીરેં કૉડી બંધી. ૨૦
લિખ્યા અક્ષર ત્યજી લાજ, ઇણિ કૉડીએં લેજે રાજ;
ઈમ કીધી [10]કરણી દુષ્ટ, સૂતી મેહલી ચાલ્યો [11]પાપિષ્ટ. ૨૧
પડયો ક્રોધતણે વશ પ્રાણી, તવ બુદ્ધિ સકલ મુંઝાણી;
કર્મ શાં શાં ન કરે જાણી, રસ દ્વેષતણું મન આણી. ૨૨

---

૧ શીઘ્ર-જલ્દી. ૨ ઝાડ. ૩ ખોળામાં. ૪ સુઇ ગઈ. ૫ ગાળો ખરાબ વચન. ૬ નઠોર. ૭ નઠારી બુદ્ધિ. ૮ સ્નેહમાં લુબ્ધ થયલી-બંધાયલી. ૯ પારધી-શિકારી. ૧૦ સાડીને છેડે સાત કૉડી બાંધી. ૧૧ ખરાબ કામ. ૧૨ પાપકર્મ જેને વહાલું છે એવા તે અમર કુમારેં.

કરે પુણ્યતણી સવિ હાણી, વળી પૂરે પાપહ ખાણી;
જુઓ પાપિણી શામારાણી, ઇગ્યારમે અંગ વખાણી. ૨૩
વળી પાલક અભવ્ય અનાણી, મુનિ પાંચસે પીલ્યા ઘાણી;
પરશુરામ સંભૂમ કસાણી, ઉપદેશમાળા જુઓ વાણી. ૨૪
ક્રોધ બાળે સંયમ છાણી, જુઓ કરડી કુરડ અહિનાણી;
ઈમ બોલે કેવલ પ્રાણી, પીઓ સમરસસાકરવાણી. ૨૫
જુઓ ભટાઅચ્ચંકારી, ક્રોધે સુખ-શાતા હારી;
આઠમે અંગે ગયસુકુમાળ, સસરો લહે દુઃખ તત્કાળ. ૨૬
કુરગડૂ મહા મુણિંદ, ઉપશમથી લહે મહાનંદ;
ઈમ [1]આગમ-વચન સંભારો, [2]સુવિવેકી ક્રોધ નિવારો. ૨૭
ક્રોધે સોઇ હુઓ કઠોર, અબળાસ્યું આંગમ્યું જોર;
માણસ રૂપે થયો ઢોર, જાણી કીધું પાપ અઘોર. ૨૮
સૂતી એકલી વનમાંહિં છોડી, જઇ સાથને કહે વાત જોડી;
જખ્યે મુજ નારી મારી, ચાલો વાહણ વેગ હંકારી. ૨૯
હવે લાગ ન કોઇ રહ્યાનો, વાત એ સવિ સૂધી માનો;
ઇમ કહી ચલાવ્યાં વાહાણ, [3]માંડ રોવા લાગ્યો [4]અજાણ. ૩૦
અતિ રૂદન કરે સવિ લોક, કુમરીનો ધરે બહુ શોક;
દોષ દીજે પરને [5]ફોક, [6]કૃતકર્મ ન છૂટે રોક. ૩૧

( ઢાળ ૮ મી—રાગ પરજિયો વા શામગ્રી. )

જાગીરે પાછળ અબળા એકલીરે, ચંદ્રવદની ચિહુંદિશિ ચાહરે;
પ્રીઉડો ન દેખે પાસે પદમનિરે, તવ ઉપનો અંતર[7]દાહરે. ૧
છાનો છુપિને કંતા કિહાં રહ્યોરે, તુજવિણ દોહિલી[8]ઉજાડરે;
હાસું ન કીજે વલહા[9]વેડમેરે, વળી મોહન મુખડું દેખાડરે.
છાનો૦ ૨

---

૧ પિસ્તાલિસ જિનાગમ. ૨ વિવેકવાળા જનો! ૩ પરાણે પરાણે. ૪ અજ્ઞાની. ૫ ફોકટ. ૬ કરેલાં કર્મ. ૭ બળતરા. ૮ ઉજ્જડ સ્થાનકમાં. ૯ નિર્જન-જ્યાં મનુષ્ય નજરે ન પડે તેવા જંગલમાં.

આવોને આધારજી ઉતાવળારે, અમીએં ઠારો મોરી આંખરે;
સાદ કરીને હુંસેં સનેહલારે, ઉત્તર વળતો ભાખરે. છાનો૦ ૩
માતપિતાનો મોહ મેં મેહલીઓરે, લીધો એક તહારો સાથરે;
તુજસ્યું જીવડો હું [1]જલપી રહ્યોરે, વિરહે મ પીડો પ્રાણનાથરે. છાનો૦ ૪
પરણી તરૂણી વાહલા વેલડીરે, પ્રેમ–જલ[2]પાખેં સૂકાયરે;
[3]વચનસુધારસ સિંચીએંરે, તો નવપલ્લવ થાયરે. છાનો. ૫
જલ વિણ જિસ[4]જલચારી જીવડોરે, તિમ તુજ વિણ મુજ થાયરે;
હાંસુંરે વિખ હાસું હવડાં હોયસેંરે, કાં કોનું કાળજું વિલાયરે. છાનો૦ ૬
નિરખો સલૂણે સ્વામી નયણલેરે, રે રઢીઆળા મિત્તરે;
દેખી [5]વિલવિલતી બાલિકારે, કાં ન કરે [6]કુંળું ચિત્તરે. છાનો. ૭
[7]રયણટીલુંરે માહરા [8]ભાળનુંરે, તુંતો માહરા હિયડાનો હારરે;
હીરે જડી શિર–ઘાટડીરે, સકળ શરીર–શૃંગારરે. છાનો. ૮
તુંતો જીવન માહરા જીવનોરે, મોરા હિયડાનો હંસરે;
બાલપણેં આપણ બેહુ બોલિયાંરે, સો રખે આણે મને ડંસરે. છાનો. ૯
મેં [9]કલહંસ કરી કામીઓરે, હોય તું હવે રખે [10]કાકરે;
[11]સુરતરૂ જાણી તું સેવ્યો સદારે, આપે રખે ફળ તું [12]આકરે. છાનો. ૧૦
રૂદન કરંતી ઈમ કામિનીરે, આંસુડાં લૂહે ચીરેં જામરે;
અક્ષર પાલવ લખ્યા ઓલખ્યારે, વાંચી જુએ વળી વળી તાસરે. છાનો. ૧૧

---

૧ બોલી–જંપી. ૨ વગર. ૩ વચનરૂપી અમૃત. ૪ જળમાંજ આઠે પહોર રહેનાર માછલાં વગેરે જીવોનો જીવ. ૫ વિલાપ કરતી. ૬ કોમળ. ૭ રત્નનું. ૮ કપાળમાં. ૯ હંસનું બાળક. ૧૦ કાગડો. ૧૧ કલ્પવક્ષ. ૧૨ આકડાનું ફળ.

કહિ સાત આપી છે તુંહનેરે, એણે લેજે રાજ તું નારરે;
હાહા કરીને [1]ધરણીએ ઢળીરે, સુરસુંદરી તેણિ વારરે. છાનો. ૧૨

( ઢાળ ૯ મી—રાગ કેદારો ગોડી. )

અતિ દુઃખ દેખી કામિની, વાગી લહરિ શરીર;
કુણ બોલ તિહાં[2]તાઢો દિયે, કુણ છાંટેરે વળી શીતલ [3]નીર.
પાપીડા લેઇ ઇમ કાં પૂણ્યું વૈર, કો ન હુઓરે સહય તુજ શેર;
શ્યે નવિ નાખીરે અંગારે ખેર, કાં નવિ દીધુંરે હાથેશું ઝેર.
પાપી. ૧
વનપવન શીતલ વાયો, તિણિં ચેતના થૈ અંગ;
અડવડે વળી ભૂમે પડે, ઇમ રડે વિલપે બહુ ભંગ. પાપી. ૨
રે પાતકી મેં તુજ પ્રતેં, નવિ કરિયો કિંપિ વિણાશ;
અપરાધ વિણ મુજને એકલી, કાં મેહલીરે વનમાંહિં નિરાશ.
પાપી. ૩
સમરીરે લઘુપણ વાતડી, કાતડી દીધી કંઠ;
બોલીઆ બોલ હસ્યામિસે, તે તેંરે સવિ બાંધીઆ ગંઠ.
પાપી૦ ૪
જો રોસ સો સાહી રહ્યો, પરણી તો સ્યું દેખિ;
પરણીઅ કાં કરી પ્રીતડી, પ્રીતિ કરીરે મૂકી કિંસે દ્વેષિ.
પાપી૦ ૫
સુંદરી રૂદન સુણી કરી, રોયાં તે[4]વનચર જીવ;
પંખિયાં રોયાં તરૂતણાં, પણ નાવીરે તુજને દયા દૈવ. પાપી. ૬
ઓછા પુરૂષ ન ઊતરેં, કરતાં કુકર્મ અજાણ;
પણ દોષ અબળા શિર ચડે, તેતો જાણેરે તુચ્છ પુણ્ય પ્રમાણ.
પાપી૦ ૭

---

૧ પૃથ્વી ઉપર ઢળી પડી બેશુદ્ધ થઇ ગઇ. ૨ દિલાસાનાં વચન.
૩ ટાઢું પાણી-(બેશુદ્ધિવાળાને ઠંડા ઉપાય ચેતના લાવનાર હોય છે.)
૪ વનમાં વસનારાં પ્રાણી.

સીતા સતી જગ જાણિયેં, રામેં કરાવી [1]ધીજ;
સુણી નીચ જનનાં વયણલાં, દોષ પામેં મન આણી[2]ખીજ.
પાપી૦ ૮

આગેં દવદંતી સતી, એકલી મેહલી રાન;
દાખિ નિદયા સવિ પરિહરી, મેહલી હુંતીરે નલ સરીખેં રાજન.
પાપી. ૯

પતિ નર્મદાસુંદરીતણે, નવિ લહિયું કાળ વિનાણુ;
અપરાધ વિણુ મારગ ત્યજી, મણિરથરાયેંરે હરિયા બંધવ
પ્રાણુ. પાપી. ૧૦

અતિ રૂદન કરતી બાલિકા, ચાલવેં વળી મન આપ;
નહીં દોષ ભરતારનો, ઉદય આવ્યાંરે પૂરવ ભવપાપ. પાપી. ૧૧
હું પાપિણી પૂરવ ભવેં હુઇ, અદેખી ગુણ દેખિ;
પારકા ગુણ નવિ ઊચર્યા, મેં ઢાંકયારે નિજ દેખી વિશેષ. પાપી. ૧૨
અંતરાય કીધા દૂધના, પાડીઆ મોહ વિછોહ;
[3]લઘુ વચ્છ લઘુ બાલક પ્રતિં, વળી કીધારે સપત્ની દ્રોહ. પાપી ૧૩
પંખિયાં બંધન પાડીઆં, પોપટ-પંજર દીધ;
કૈ જંતુ રસના રસેં હણ્યા, લાજ લોપીરે [4]વારૂણીપાન કીધ.
પાપી. ૧૪
દ્રહ કૂપ સર શોષાવીઆ, દવ દિયા વન પુણ્ય-હેત;
સમાર દેઇનીઠ જાલીયા, સૂડલાવ્યાંરે નિરદય થઇ ખેત. પાપી. ૧૫
સાતેં વ્યસન રસેં સેવિયા, ભોળવ્યાં લોક [5]અબૂઝ;
થાંપણ રાખી ઓળવી, બાહિર ભાખ્યાંરે લેઈ પારકાં [6]ગુજ.
પાપી. ૧૬.
મિત્રસ્યું કપટજ કેળવ્યાં, કેળવ્યાં કૂડાં કોડિ;

---

૧ સાચા જૂઠાની પરીક્ષા કરાવવાની એક રીતિ. ૨ રીસે બળીને.
૩ ન્હાનાં વાછરડાં-બાળક. ૪ દારૂ પીધો. ૫ અજ્ઞાની. ૬ છાની વાતો.

મુનિવર સૂધા સંતાપિયા, ગુણમાંહેંરે દીઠી [1]અછતી ખોડિ.
પાપી. ૧૭
કરી જોર વ્રત [2]ખંડાવિયાં, દીધાં અયુગતાં [3]આળ;
જિન-વચન જાણી વિરાધિયાં, ઇમ બાંધ્યાંરે બહુ પાતિક જાળ.
પાપી. ૧૮
તે કર્મ સઘળાં એકઠાં, એ ઉદય આવ્યાં જોઇ,
કંતનું દૂષણ કાંઇ કહેં, પોતેં કીધુંરે જીવ ભોગવેં સોઇ.
પાપી. ૧૯

( ઢાળ ૧૦ મી—રાગ મારૂ. )

ઇમ આપણું વાળી મન રાખે, શોક સંતાપ નિવારેંરે;
સમરેં શ્રીનવકાર સુંદરી, શ્રીજિન-વચન સંભારેરે. ૧
કર્મ ન છૂટેંરે, કર્મ ન છૂટેંરે વિણ ભોગવ્યે ન ખૂટેરે,
દેખી દુખ સતીનું સૂરિજ, તવ [4]અસ્તંગત જાવે;
રાતિં રહ્યું માણસ જખ્ય જાણી, હણવા કારણ આવેરે. કર્મ. ૨
શ્રીનવકારતણે મહિમાયેં, [5]અનુકંપા તસ આવેરે;
શાંત હૃદય થઇ જક્ષેં તતખિણ, સુરસુંદરી બોલાવેરે. કર્મ. ૩
કવણ કાજ એકાકિની અબળા, ઇહાં રહી તે કહે વાતરે;
પિતા કહી કુમરિયેં બોલાવ્યો, કહ્યો [6]સકળ અવદાતરે. કર્મ. ૪
યક્ષ સોય પુત્રી કરી માનેં, ઉપવન ચ્યાર દેખાડેરે;
પ્રાણવૃત્તિ સફળિ કરે કુમરી, ઇણિ પરિ કાળ ગમાડેરે. કર્મ. ૫
રાખે શીલ સદા આપોપું, જપે જાપ નવકારરે;
ન સકે કો[7] પરાભવી વનચર, યક્ષ કરે નિત સારરે. કર્મ. ૬
એહવેં એક અવર વ્યવહારી, પ્રવહણ બેસી જાવેરે;
દેખી દ્વીપ ઉતર્યા તતખિણ, જલ ભરવા તિહાં આવેરે. કર્મ. ૭

---

૧ ન હોય તે છતાં. ૨ ભંગ કરાવ્યાં. ૩ કલંક. ૪ અસ્ત થયો. ૫ દયા. ૬ બધી હકીકત. ૭ અડચણ-દુઃખ ન દઇ શકે.

કુમરી દેખી સો કહે એ છે, અધિષ્ઠાયકા દેવીરે;
કુમરીતણા[1]પાય તવ પ્રણમે, રહે દો કર જોડેવીરે. કર્મ. ૮
સતી કહે અછું માનવીથી, પૂરવ ચરિત્ર પ્રકાશેરે;
સો કહે તો આવ તું અમ સાથેં, વળતું સુંદરી ભાખેરે. કર્મ. ૯
અવર પુરૂષ મુજ પિતા સરિખા, એ જો વચન ન ચૂકોરે;
તો હું તુમચે સાથેં આવું, જો મુજ[2]પીહર મૂકોરે. કર્મ. ૧૦
સિંહલદ્વીપિં કંથ મુજ ચાલ્યો, અથવા દેજો તેહનેરે;
વાત સકળ માની લેઇ ચાલ્યો, પુત્રી પડવજી એહનેરે. કર્મ. ૧૧
મારગ જાતાં દિવસ કેટલે, રૂપ અનોપમ દેખીરે;
તે વ્યવહારીનું ચિત્ત ચળિયું, બોલીઓ વચન[3]ઉવેખીરે. કર્મ ૧૨
સુણ સુંદરી તું સવિગુણ પૂરિ, મ ધરસિ દુઃખ લગારેરે;
પંચ વિષય સુખ ભોગવ મુજસ્યું, કામિની રહો ઘર માહરેરે. કર્મ. ૧૩
સતી કહે ઉત્તમ નરકેરી, એહવી નોંહે [4]વાચારે;
મોટા બોલ ઢોલ સમ પોલા; એ [5]ઉખાણા સાચારે. કર્મ. ૧૪
પુત્રી પસાયેં [6]પડવજી મુંહને, પછે પ્રવહણ બેસારીરે;
એહવો બોલ હવેં શો ન લાજો, તુમે વડા વ્યવહારીરે. કર્મ. ૧૫
સો કહે પુત્રી તેહનેં કહિયેં, જે હોય આપણી જાઇરે;
મેં તો કામિની કરવા લીધી, મ કરસિ અવર [7]સજાઇરે. કર્મ. ૧૬
જવ [8]પ્રસ્તાવ કહ્યાનો જેહવો, તેહવું કહિયેં પ્રાંહિંરે;
પૂરવ બોલ કિસ્યા સંભારે, વહી ગયા [9]વેલીમાંહિંરે. કર્મ. ૧૭
એકવાર જેહસ્યું મન માન્યું, તે જિમ કહે તિમ કરિયેંરે;
પછેં પ્રીછવિયેં વચન વિશેષેં, નારીપણેં આદરિયેંરે. કર્મ. ૧૮

---

૧ પગે લાગીને. ૨ મારા બાપને ત્યાં. ૩ વચન ચૂકીને-પ્રતિજ્ઞા ભંગ કરીને. ૪ બોલી-વાણી-પ્રતિજ્ઞા. ૫ દાખલા. ૬ દીકરી માફક કબુલ કરીને. ૭ તૈયારી. ૮ સમય. ૯ દરિયાની ભરતીમાં.

અધવિચ અધમ ગયો તે નાખી, દીધો બળ છળિયેં છેહરે;
[1]મુગધે માનિની હજુ ન માને, તેહસ્યું કિસો સનેહરે. કર્મ. ૧૯
ઇમ સુણી સતી વિમાસે મનસ્યું, કરશું કિસ્યો વિચારરે;
એ મુજ શીલ [2]લોપશે પ્રાણે, કરશે કુણ અહીં [3]સારરે. કર્મ. ૨૦
સાયરમાંહિં [4]ઝંપા દેઈ, પ્રાણહરણ હવે કરિયેં રે;
[5]પ્રવહણમાંહિં જીવતાં રહેતાં, નવિ એહથી ઉગરિયેં રે. કર્મ. ૨૧
ઇમ ચિંતવતી હૃદયે ઝંપા, સમરી ચિત્ત નવકારરે;
પ્રવહણ તામ ડોલવા લાગું, જન પાડે પોકારરે. કર્મ ૨૨
અતિ કલ્લોલ ઊછળે [6]અંબર, વાયાવાય[7]પ્રચંડરે;
સકળ લોક કોલાહલ કરતાં, વાહણ થયું [8]શતખંડરે. કર્મ ૨૩
શેઠ [9]સકળ પરિકરસ્યું બૂડયું, સતી પુણ્ય વળી જાગેરે;
પ્રવહણ ભાગ એક ઉગરિયો, સો કુમરી કર લાગેરે. કર્મ. ૨૪
તિણે બેઠી ચાલી સુંદરી, બેનાતટપુર પાવેરે;
સાયરતીર એકલી દેખી, દયા લોકમન આવેરે. કર્મ. ૨૫
એહવે પુરનૃપનો હસ્તી, મદમાતો અસમાનરે;
છૂટો [10]લોહશૃંખલા ત્રોડી, મોડી મહા[11]આલાનરે. કર્મ. ૨૬
જઈ[12]કુલાલ મંદિર [13]મદ્ય પીધો, અતિ ઉન્માદી થાયરે;
પુર બાહિર ભમતો સો[14]ગજવર, સાયરતીરે જાયરે. કર્મ ૨૭
પ્રવહણ ભાગ્યે મનુષ્ય ઉગરિયું, પણ કરસ્યે ગજ ઘાતરે;
દૂરિ રહ્યા [15]કલિરવ કરે લોકો, જો જો વિસમી વાતરે.
કર્મ. ૨૮

---

૧ ભોળી. ૨ પરાણે લાજ લુંટશે-આબરૂ લેશે. ૩ સંરક્ષણ. ૪ પડતું મૂકીને. ૫ વાહણ. ૬ આકાશ તરફ. ૭ ભયંકર. ૮ સો કકડા. ૯ બધા પરિવાર સહિત. ૧૦ લોઢાની સાંકળ. ૧૧ હાથીશાળાનો સ્તંભ. ૧૨ કલાલને ઘેર. ૧૩ દારૂ. ૧૪ તે હાથી. ૧૫ શોરબકોર.

(ઢાળ ૧૧ મી—દેશી ચંદ્રાઇણિ—રાગ કેદારો ગોડિ.)

કર્મ કઠિન કોપે ચડયાં, બલ મત બોલે કોય;
 માન મ ધર માનવી, કર્મ કરે તે હોય. ૧
ચાલિં કર્મ સો હોવે ભાઇ, મત કો કર્મ કરો દુખદાયી;
કર્મવિપાક ન કોઇ [૧]સખાઈ, નાખે કર્મ મહા [૨]ભવખાઈ. ૨
કર્મે ઋષભ વરષઉપવાસી, વીરસાંઇ દો ગરભ નિવાસી;
 મલ્લી [૩]મહિલાવેદ વિકાસી, કર્મે રામ પંડવ વનવાસી. ૩
નલનૃપ કુબજ[૪]સૂઆર અભ્યાસી, હરિચંદ વેચાવીઓ માંહિં કાશી;
 કર્મે રાવણ ગઇ સાબાસી, કૌરવ [૫]સંતતિ કરમે વિણાસી. ૪
કરમેં શ્રેણિક નરગાવાસી, વંકચૂલ હુઓ કરમે ગવાસી;
 નૃપ સો દાસ મનુષ્ય પલાસી, કરમેં કુબેરદત્ત માત-વિલાસી ૫
વસુનૃપ કૂટ વિભાખાભાસી, કરમેં કુંડરીક ભોગ-પિપાસી;
 ચુલણી દીરઘ સાથ વિલાસી, કરમેં ચુલસાપુત્ર નિરાશી. ૬
દ્રુપદી કરમેં સુદસા દાસી, હીરમતી હુઇ છાર સંકાસી;
 કરમે બ્રહ્મદત્ત ચક્ષુનિકાસી, મુંજ નરેંદ સંપદ ગઇ નાસી. ૭
એવડી કર્મચી વાત પ્રકાશી, જીવ ભમેં યોનિલાખ ચોરાસી;
 જોજો સજજન ચિત્ત વિમાસી,અશુભ કરમ મળ મ ભરો ઠાંસી. ૮

( દુહા. )

હિવ નિજ કર્મ નિહાલતી, સમુદ્રતીર સાબાલ;
 નાસી અબળા નવિ સકી, આવ્યો ગજ વિકરાલ. ૧

( ચાલ )

ગજ વિકરાલ શૂંઢે કરી ઝાલે, સતીને આકાશે ઉછાળે;
 તવ એક પ્રવહણ ચાલે વિદેશે, કુમરી જઇ પડી તાસ નિવેસેં. ૨

---

૧ મદદગાર. ૨ ભવરૂપી ખાઈ—ખાડીમાં ૩ સ્ત્રીવેદપણે ૪ રસો-ઈયાપણું. ૫ કૌરવોનું કુટુંબ.

દેખી પ્રવહણપતિ મન હરખે, વળી વળી સુંદરી સનમુખ નિરખે;
વળીવળી સીંચે શીતલ નીરે, વળિયું ચેત સતીતણે શરીરે. ૩

આપે [1]ભખ્ય કરેવા મેવા, આહે નવિ વંછે સા લેવા;
[2]સ્વસ્થ થઈ શ્રમ સકળ શમાવે, અતિ આગ્રહે સુખડી આરોગાવે. ૪

મધુર સકોમળ વચન બોલાવે, [3]પ્રવહણ પતિ નિજ ભાવ જણાવે;
લોચન ચાલવી ચિત્ત ચલાવે, સતીતણે મન કિંપિ ન ભાવે ૫

કહે મુજ[4]સાયર મધ્ય લેઇ નાખો, [5]અનરથ કરવા[6]ફોક મ રાખો;
આગે શેઠ એક થયો [7]કૂડો, પ્રવહણ ભાગું સમુદ્ર માંહે બૂડો, ૬

[8]પૂરવ ચરિત્ર કહ્યું સવિ માંડી, તિણ કણવાર સતીની છાંડી;
સોવિનકૂલિ નગરે લેઇ આવ્યો, તો તિણે એહ વિચાર સંભળાવ્યો. ૭

એહસ્યું અવર ઉપાય તે અહીલો, વેચી દ્રવ્ય કરૂં હિવિ વહેલો;
ઇમ વિચારીને લજ્જા છાંડી, સતી પ્રતિ સાથે જઇ માંડી ૮

એટલે એક ગણિકા તિહાં આવી, કુમરી રૂપ દેખી મન ભાવી;
પ્રવહણપતિ પ્રતે મૂલ સા પૂછે, લક્ષ સવા માંહિં ન દીઉં ઓછે. ૯

કરવા લાગી અંગ વિભૂષા; કહે સાંભળ તું રૂપ–મંજુષા;
આરોગો નિત જે મન ભાવે, પહિરો વસ્ત્ર જે અંગ સુહાવે. ૧૦

સોવન ખાટ હીંચોલે હેલો, અંગથિકી સવિ[9]આરતિ મેહલો,
મન ગમતા નરસ્યું કરો ભોગ, નવલો યૌવન સરસ સંયોગ. ૧૧

---

૧ જમવા. ૨ આરામ સહિત. ૩ જહાજનો માલિક. ૪ દરિયામાં. ૫ વ્યભિચાર કરવા માટે. ૬ નકામી ન રાખો. ૭ પ્રતિજ્ઞા ભંગ કરનારો. ૮ આગળ થઈ ગએલું. ૯ ચિંતા.

(ઢાળ ૧૨ મી—કુંતારે આતા ઈમ ભણે એ દેશી.)

વેશ્યા-વચન સુણી કરી, [૧]કરણશૂળા સમ એહરે;
ચિંતે ચિતસું બાલિકા, નાવ્યો કર્મનો[૨]છેહરે. ૧
આપણું[૩]ભાયગ ભોગવે, નવિ કીજે[૪]રાગ રોષરે;
સુખદુખ જીવ સમાચરે, નવિ દીજે[૫]પર દોષરે. આપણું. ૨
ધિગ ધિગ એ મુજ રૂપને, ધિગ ધિગ યૌવન-વેશરે;
જસવશ પડીઓ પ્રાણિયો, પગ પગ પામે કલેશરે. આપણું. ૩
[૬]જનની ગરભ ન કાં ગલિઓ, કાં દીધો અવતારરે;
કાં નવિ ત્રૂટું પાલણું, શ્યે નવિ સરિયા છારરે. આપણું. ૪
વસુધા[૭]વિવર ન કાં દિયે, નવિ ત્રૂટે આકાશરે;
ગણિકા-વચન સુણી કરી, કાં નવિ હુએ પ્રાણનાશરે. આપણું. ૫
વેશ્યાને વળતું કહે, ત્રિણ દિવસ મ કહેસિરે;
મુજ આગળ એ વાતડી, પછે કહિશ તેહ કરેસિરે. આપણું. ૬
જો મુજસ્યું પ્રાણે માંડસ્યો, તો કરસ્યું પ્રાણત્યાગરે;
વળતું ગણિકા વદી નહીં, રાતિં લહી સતી લાગરે. આપણું. ૭
નાસી પુર બાહિર ગઇ, દ્રહ એક દેખી ઝંપાવેરે;
તિહાં મચ્છના મુખમાં પડે, નવિ તે દાઢ લગાવેરે. આપણું. ૮
તે મચ્છ[૮]ધીવરે કાઢીઓ, જાણી ભાર વિશેષરે;
યતને જઠર તે છેદિયું, સ્ત્રી દીઠી રૂપ રેખરે. આપણું. ૯
શીતલ ઉપચારે કરી,[૯]સ્વસ્થ કરી સા શામારે;
ભેટ કરી તેણિં રાયને, નૃપ કહે કુણ એ [૧૦]રામારે. આપણું. ૧૦
પૂરવ વાત સુણી કરી, નૃપ અંતઃપુર ઠાવેરે;
તવ પટરાણી ચિંતવે, એહથી અમ માન જાવેરે. આપણું. ૧૧

---

૧ કાનમાં શૂળ નિકળતું મહા દુઃખદાતા જણાયાની પેઠે. ૨ અંત. ૩ કર્મ-નસીબ. ૪ પ્રેમ કે ક્રોધ. ૫ બીજાને દોષ ન દેવો. ૬ માતા. ૭ માર્ગ. ૮ માછીમાર. ૯ હુશિયાર. ૧૦ સ્ત્રી.

રાણીએ [1]રજની નાસવી, મારગિં ચોરે ડલ્લીરે;
[2]પલ્લી માંહિં તે લેઈ ગયા, [3]પલ્લીપતિ કરિ ખલ્લીરે, આપણું. ૧૨
પલ્લીપતિ અતિ હરખીઓ, કહે મુજ કામિની હોયરે;
સતી કહે મુજ તાત તું, સુણી દુહવાણો સોયરે. આપણું ૧૩
કરવા પ્રહાર ઉચ્છક થયો, સતી જપે નવકારરે;
તવ તસ થંભે દેવતા, કરે ચપેટા પ્રહારરે, આપણું. ૧૪
સતી પાયે તવ સો નમે, દીન વચન મુખે ભાખેરે;
માત મયા મુજને કરો, સતી શરણુ તવ રાખેરે. આપણું. ૧૫
અદ્રષ્ટ હુઇ તવ દેવતા, કહે પલ્લીપતી-રાયરે;
બાઇ તુમે કરૂણા કરી, મન માને તિહાં જાયરે. આપણું. ૧૬
તિહાંથી ચાલી વળી એકલી, મહા અટવી માંહિં પેઠીરે;
સરોવર તિહાં એક પેખિયું, તસ પાળે જઇ બેઠીરે. આપણું. ૧૭
વસ્ત્રે ગળી જલ વાવર્યું, થાકી [4]તરૂતળ સૂતીરે;
[5]મૃત જાણી મુખે લેઇ ગયું, ભારંડ પંખી તિહાં હુંતિરે. આપણું. ૧૮
સો આકાશે ઉડતાં, મૂકે જીવતી જાણીરે;
પડતી વિમાનમાંહિં લિયે, વિદ્યાધર ગુણ ખાણીરે, આપણું. ૧૯
ચાલીઓ લેઇ મંદિર ભણી, સતી કહે મુજ નાખોરે;
વિદ્યાધર કહે તુમતણી, પુરવ કથા સવિ ભાખોરે. આપણું. ૨૦
નિજ વીતક સવિ ભાખિયું, સતીએ તેહને તામરે;
સંભળી સો અતિ ગહિબર્યો, વિષમો કરમ વિરામરે. આપણું. ૨૧

(ઢાળ ૧૩ મી—જોઉંરે શામળિઆનું મુખડું, એ દેશી.
રાગ મલ્હાર.)

[6]ખેચર હૃદય કોમળ કરી, કહે સાંભળ મુજ બાઇ;
દુખ મ આણસિ કિંપિ તું, મુજ [7]પડવજ ભાઇ. ૧

૧ રાત્રી. ૨ ભીલ લોકોને રહેવાનું રહેઠાણ. ૩ ભીલોના આગેવાન ૪ ઝાડ. ૫ મરેલી જાણીને. ૬ વિદ્યાધર. ૭ કબુલ કર.

પુણ્ય[1] સખાઈત જીવ કરે; તવ[2] દુરિત પલાયે;
સંકટ વિકટ સવિ ઉપશમેં, મનવંછિત થાયે. પુણ્ય. ૨
ઉત્તરશ્રેણિનો રાજીઓ, મણિશંખ અભિરામ;
ખેચરપતિ તસ કામિની, હેમચૂલા નામ. પુણ્ય. ૩
રત્નજટિ તસ પુત્ર હું, પિતા દેઇ મુજ રાજ;
અથિર સંસાર જાણી કરી, કીધું આતમ કાજ. પુણ્ય. ૪
દ્વીપ નંદીસર સંયમી, [3]દુષ્કર તપ સાધે;
ઇંદ્રી પાંચ સો વશ કરી, જિન-વચન આરાધે. પુણ્ય. ૫
તિહાં [4]જિનભુવન બાવન્ન છેં, સાશ્વત જિનબિંબ;
અડતાલીસ ચોસઠિસેં, પૂજીજેં [5]અવિલંબ. પુણ્ય. ૬
તિહાં જઇ મેં જિન-પૂજીઆ, વંદ્યા સાધુ સો વિરતી;
વળતાં મંદિર જાવતાં, લીધી બેહુનિ મેં પડતી. પુણ્ય. ૭
માહરે ચ્યાર છેં કામની, મોટા રાયની બેટી;
રૂપ લાવણ્ય કળા ભરી, અતિ પ્રેમની પેટી. પુણ્ય. ૮
તે મુજ અહનિશિ ઇમ કહેં, જે બહિનિ તુમારી;
તેહનેં આવો આણું કરી, કરૂં ભક્તિ અમે સારી. પુણ્ય. ૯
માતજાઇ જિસી બેહિનડી, તિસી તુજ કરી જાણું;
આવો હવે મંદિર આપણે, કરી જાઉં તુજ આણું, પુણ્ય. ૧૦
વચન સાચું તું માનજે, રખે આણે સંદેહ;
વાત તાહરી સુણી ઊપનો, મુજ કરૂણા સ્નેહ. પુણ્ય. ૧૧
સુંદરી કહેં સુણ બાંધવા, મુજ યાત્રા કરાવો;
પ્રથમ નંદીસર દ્વીપની. પછે મંદિર જાવો. પુણ્ય. ૧૨
ખેચર સોઇ પાછો વળે, નંદીસર આવે;
તીરથ સકળ પ્રણમી કરી, પછે સાધુવંદાવે. પુણ્ય. ૧૩

---

૧ સહાયતા-મદદ ૨ પાપ નાશી જાય ૩ મહા મુશ્કેલથી થઇ શકે તેવા. ૪ દેહરાસર—જિનમંદિર ૫ તુરત.

સાધુ તે દિયે દેશના, સતી શીલ વખાણે,
રત્નજટિ સતી ઊપરેં, સુણી ભગતિ બહુ આણે. પુણ્ય. ૧૪
સા સતી તવ સુરસુંદરી, પૂછે પૂજ્ય પ્રકાશો;
અશુભ કર્મ હવે કેટલું, મુજ હોય તે ભાખો. પુણ્ય. ૧૫
સાધુ કહે બહુ ક્ષય ગયું, તુજ પૂરવ પાપ;
મિલસ્યે ભર્તા બેનાતટેં, મ ધરજો સંતાપ. પુણ્ય. ૧૬
સાધુના પાય વંદી કરી, બેસારી વિમાનેં;
[1]ખેચર નિજ પુર લ્યાવીઓ, સતીને બહુમાનેં. પુણ્ય. ૧૭
આપણી ચ્યાર નારિ પ્રતેં, કહે સાંભળો સાચું;
બાલિકા બહિનિ એ માહરી, પુણ્ય એહનિં રાચું. પુણ્ય. ૧૮
ભગતિ ભૂલો રખે ભામિની, એહની ક્ષણમેવ;
જિમ સુપ્રસન્ન હોએ બહિનડી, તિમ સાચવો હેવ. પુણ્ય. ૧૯
સતી સુરસુંદરી તિહાં રહી, ચિત્ત નિરમલ રાખે;
ખેચરની પત્ની પ્રતેં, જિનમારગ દાખે.
ભગતિ સતીતણી નિત નવી, કરેં ખેચર નારી; પુણ્ય. ૨૦
[2]બેસી વિમાન બંધવતણે, સતી યાત્ર કરે સારી. પુણ્ય. ૨૧
પૂજા કરે જિન રાજની, નવકાર આરાધે;
સુખભર રહિતાં સતીતણું, રૂપ અધિકું વાધે. પુણ્ય. ૨૨
આભરણાદિક શોભતે, ભોજાઇ એમ વિચારે;
શૃંગાર ખેચર દેખી મોહેં, વળી ચિત્ત ખાંચી વારેં. પુણ્ય. ૨૩

( ઢાળ ૧૪ મી—દેશી ચોપાઈની. )

કેતો કાળ સુખેં ઇમ જાયે, વિદ્યાધર ચિંતા મન થાય;
હવેં એ કહે તિહાં મુકીએ, સુધા રખે વાચા મૂકિયે. ૧
એહનું દેખી રૂપ અપાર, ભજે કદાચિત ચિત્તવિકાર;

---

૧ આકાશમાં ગમન કરનાર વિદ્યાધર. ૨ ભાઇના વિમાનમાં બેસીને ભાઇ સાથે યાત્રાઓ કરવા લાગી.

છે [1]દુરજય જીપતાં [2]માર, જેણે સકળ વ્યાપ્યો સંસાર. ૨
બિહું ગતિ માંહે ફિરી ફિરી, દીસેં [3]મદનવિડંબન ખરી;
ધીર પુરૂષનું ગાળે માન, મહા ઋષિનું ચૂકાવે ધ્યાન. ૩
પંડિતજનની પાડે [4]મામ, ઉત્તમ અર્થ છોડવે કામ;
શૂરવીર મોટા [5]નરનાથ, સ્ત્રી આગળ જોડાવે હાથ. ૪

( આર્યા. )

" વિકલયતિ કલા કુશલં, હસતિ શુચિં પંડિતં વિડંબયતિ;
અધરયતિ ધીર પુરૂષં, જીર્ણો ન મકરધ્વજો દેવઃ "

( ચોપાઈ. )

પરશાસ્ત્રેં ઇમ સુણિયે વાત, તપસી દેવતણા અવદાત;
ઇંદ્ર અહિલ્યા સાથેં રમીઓ, ગૌતમ ઋષિને શાપિં દમીઓ. ૫
મોરપીંછનાં ચરણાં કરી, [6]ભિલ્લીવેશ રાનમાંહિં ધરી;
ચંડીયે ચૂકાવ્યું ધ્યાન, તિણિ અવસર તે નાચ્યો ઇશાન. ૬
ઉર્વસીએં આવી તપ હર્યો, પંચ વદન બ્રહ્માને કર્યો;
નારાયણ ગોલણિ માંહિં વળી, થઇ ગોવાલ વાચે વાંસલી. ૭
ભાનુ ભામિનીએ ભોળવ્યો, અંગ નઠારે અનંગે કળ્યો;
ગુરૂપત્નીસ્યું ચાલ્યો કંક, પામ્યો તેણિં [7]મયંક-કલંક. ૮
મંડપ કોશ મહા તાપસેં, વિધવા કલત્ર આદરી રસેં;
છાયા નામ પુત્રી તેહતણી, માત પિતા મન ચિંતા ઘણી. ૯
આપણ દો તીરથ કીજિયે, પુત્રી કવણ હાથ દીજિયે ?
મદનેં નડયા તાપસ દેવતા, તે કરી કિમ આપીજે સુતા. ૧૦
જેહથી નવિ ઉપજે વિનાશ, એહવો એક દીસે કીનાશ;
ઇસ્યું વિમાસીને યમ કન્હેં, સુતા ભલાવી ચાલ્યાં બિન્હેં. ૧૧
અતિ સરૂપ દેખી રવિપુત્ર, સા કન્યાને કરે કલત્ર,

---

૧ દુઃખે કરીને જીતી શકાય તેવો. ૨ કામદેવ. ૩ કામદેવની વિટંબના. ૪ ઇજ્જત. ૫ રાજા. ૬ ભીલડીનું રૂપ ધારણ કરી. ૭ ચંદ્રમામાં કલંક.

૧જાર પુરૂષનો ભય મન ધરે, તો તસ ઉદરજ માંહિં ધરે. ૧
સ્નાન કરી ગંગામાંહિં ૨યદા, નદીતીર તસ મેહલે ૩તદા;
વાયુદેવ સા વાતજ લહે, મિત્ર અગ્નિ આગળ સવિ કહે. ૧૩
તવ અગ્નિ દ્રપ માંડયો ઘણો, કેડો લીધો છાયાતણો;
૪વિશ્વાનરસ્યું માન્યું મન્ન, હોયે રમ્યાં યમથી ૫પ્રછન્ન. ૧૪
યમની ભીતિ ધરી સાનાર, અગનિ રાખ્યો તે ઉદર મઝાર;
સાવળી યમે ઉદર માંહિં ધરી, જોજો કામ વિડંબન ખરી. ૧૫
મુખ તેત્રિસ કોડી દેવનું, ઠામ ન જાણે કો અગ્નિનું;
તવ સુરલોક કોલાહલ થયો, ઇંદ્રે સમાચાર સો લહ્યો. ૧૬
વાયુ મિત્ર તતખિણ પૂછિયું, તિણિ વૃત્તાંત સકળ ઓછિયું;
ઇંદ્ર કહે પરગટ કર ૬શિખી, સકળ લોક જિમ થાયે સુખી. ૧૭
પવને નિજ ઘર તેડયા દેવ, ભોજન કરવા સઘલા દેવ.
સહુને માન દિયાં અતિ ઘણાં, એક એક માંડયાં બેસણાં. ૧૮
યમને ત્રણ્ય બેસણાં દીધ, કરજોડીને વીનતી કીધ;
૭ઉદર માંહિં છે નારી જેહ, ઇણે આસણ બેસારો તેહ. ૧૯
યમદેવે પણ કીધું તિમ્મ, વળી સાનારિ વીનવે ઇમ્મ;
અગ્નિ ધર્યો તે ઉદર મઝાર, તેહને ઇણ આસણ બેસાર. ૨૦
તો તિણ યમની દ્રષ્ટિ વિકટ્ટ, અગ્નિ ઉદર કીધો પરગટ્ટ;
તે દેખી સુર થયા ૮હેરાણ, જમ અગ્નિશું માંડું પ્રાણ. ૨૧
દંડ લેઇને ધાયો જિસે, નાઠો અગ્નિ તિહાંથી તિસે;
વૃક્ષમાંહિં પેઠો પાષાણ, ૯પરશાસનિ એ વ્યાત કરજાણ. ૨૨
અગ્નિ હજીલગે જોજો મિલે, ૧૦ઉપલ કાષ્ટ હુંતી નીકળે;
વિગોવન એ મનમથતણું, અવર વાત શી કહિયે ઘણી. ૨૩

---

૧ રાખેલો પુરૂષ. ૨ જ્યારે. ૩ ત્યારે. ૪ અગ્નિથી. ૫ ગુપ્તપણે–છાને. ૬ અગ્નિ. ૭ પેટમાં. ૮ હેરાન. ૯ મિથ્યાત્વી–વૈષ્ણવી ગ્રંથોમાં એ હકીકત છે. ૧૦ પત્થર.

ભૃગુ વશિષ્ટ ઋષિ વિશ્વામિત્ર, અત્રિ પરાસર પ્રમુખ વિચિત્ર;
[1]કંદાહારી વન તપ કરે, નારી ઇકેકી સવિ આદરે. ૨૪
નંદિષેણ મુનિ આર્દ્રકુમાર, તે સરિખા વેશ્યા આગાર;
[2]મદન મહાભડ મોટો વીર, જન આનક ઉતાર્યા નીર. ૨૫
ઇણિ અવસર સુણજો અધિકાર, વસંતપુરી રાજા શ્રીસાર,
[3]અરિકુળકૌશિક સૂર સમાન, મતિ મેહર તસતણો પ્રધાન. ૨૬
ચંદ્રધવલ સેનાની નામ, કરે વિષમ નરપતિનાં કામ;
રાજ પુરોહિત છે સુરદત્ત, તેહનો મિત્ર શેઠ શ્રીદત્ત. ૨૭
સતી શ્રીમતી તેહની નારી, શેઠ યદા ચાલે વ્યાપારી;
તદા પુરોહિત મિત્રજ ભણી, દીયે ભલામણ ઘરની ઘણી. ૨૮
અન્ય દિવસ મંદિર સુંદરી, ચાલ્યો શેઠ ભલાવી કરી;
કરે પુરોહિત નિત સંભાળ, એક દિવસ કીધો ચિતચાલ. ૨૯
સતી પ્રતે પ્રારથના કરે, તવ શ્રીમતી ઇસ્યું ઉચ્ચરે;
તુમને ઇમ કહેવું નવિ ઘટે, સમુદ્રથી રજ કિમ [4]ઉમટે. ૩૦
બંધવ જાણી મુજ ભરતાર, ચાલ્યો ભલામણ દેઇ સાર;
વાડ ચીભડાંને જો ખાય, તાસ ધણી કિહાં [5]રાવે જાય. ૩૧
કહે પુરોહિત બોલિ મ ઘણું, રાખી જાણે ઘર આપણું;
તો તું બોલ માનિ માહરો, નહીંતો ઠામ ટળે તાહરો. ૩૨
સતી વિમાસી કહે ભાવજો, વહિલા પુહરમાંહે આવજો;
સંતોષી ઇમ વાળ્યો સહી, વાત સેનાની આગળ કહી. ૩૩
સેનાની કહે સુણ ઉછાહિં, નામ પુરોહિતનું શ્યામાહિં;
એહને હું વારીસ ભલી પરે, પણ મુજને તેડો મંદિરે. ૩૪
સુણી સેનાની વચન કુરેખ, સતી વિમાસે અયં વિશેષ;

---

૧ કંદનો આહાર કરનાર. ૨ કામદેવ. ૩ શત્રુના કુળરૂપી ઘૂડને મંત્ર વગર સૂર્ય સરખો. ૪ ઉડે. ૫ ફરિયાદ કરે.

કહે એ બોલ નહીં તુમ લાગ, પાણીથી કિમ પ્રગટે આગ. ૩૫
સેનાની કહે ઘણું મ ભાખ, મુજને સંતોષી ઘર રાખ;
સતી કહે શ્યું કહીએં અમે, બીજે પુહર આવજો તુમે. ૩૬
તિહાંથી પ્રધાનને કહે જઈ, સેનાનીને વારો લઈ;
મુજ ઘર આવેવા ખપ કરે, તવ પ્રધાન ઈણિપરે ઉચ્ચરે. ૩૭
સેનાનીનું કહ્યું શું ગજું, કહે તો એહનું પડાવું છજું;
પણ મુજને ઘર તેડો આજ, જિમ તુમ [1]સીઝે સઘળાં કાજ. ૩૮
સતી કહે અમ કારિજ સર્યાં, એણે બોલે પૂરાં [2]ઠર્યાં;
તુમ મુખથી એ શ્યું નીકળે, અમૃતકુંડ [3]વિષ કેમ ઊછળે. ૩૯
શ્યું મ બોલિસિ કહે પ્રધાન, મુજ આવ્યે વધશે તુજ [4]વાન;
ત્રીજે પુહર આવજો સહી, રાજા પાસે ગઈ ઈમ કહી. ૪૦
રાજા પ્રતે કહે વારો સ્વામિ, પ્રધાન બોલે ઘણિ વિરામિ;
કહે છે તુજ ઘર આવિશ આજ, વારી રાખો તે મહારાજ. ૪૧
રાય કહે સાંભળ ગુણપાત્ર, મુજ આગળ મંત્રી કુણ માત્ર;
એહને ભલીપરેં વારેસિ, પણ હું તુજ મંદિર આવેસિ. ૪૨
માહરૂં કથન કરો ઉલ્લાસ, સુખેં સમાધે રહો [5]આવાસ;
સતી કહે એ શી વારતા, [6]સ્વામિ તું પરજાનો પિતા. ૪૩
તાતદૃષ્ટિ છોરૂસ્યું ફિરે, રસાતલિં જગ જાતું શિરે;
રાય કહે મ કરો [7]લવ ઘણી, રાજા છે પરજાનો [8]ધણી. ૪૪
કુણ ઉવેખે ધણીવચન્ન, વળતું શું કહે પાખે મન;
સ્વામિ કિહાં વારૂ છું અમે, ચોથે પુહર આવજો તુમે. ૪૫

---

૧ સિદ્ધ થાય. ૨ ખરેખરો ઠારકો વળે—શાંતિ મળે એવોજ બોલ નીકળ્યો! ૩ ઝેર. ૪ રૂપ અને શોભા વધશે. ૫ રણવાસમાં. ૬ હે ધર્મધુરંધર! તું પ્રજા—રૈયતનો બાપ ગણાય છતાં છોરૂ શરણે આવ્યે આ શું બોલે છે?! ૭ લવારો. ૮ માલિક—(વ્યંગમાં).

ઇમ જૂ જૂઆ કરી [1]સંકેત, મંદિર જઇ વિમાસ્યું હેત;
પાડોસણિ પાસે છે એક, તેહને ઇમ શીખવીઓ વિવેક. ૪૬
ચ્યાર ઘડી હુવે નિશિ પાછલી, તવ તું અતિ રડતી આકુલી;
ખડકી બાહર ઉઘડાવજે, કૂડો કાગળ વંચાવજે. ૪૭
તેહને ઇસી શિખામણ દીધ, [2]મંજૂષા મોટી સજ કીધ;
તેહ માહિં ચ્યાર [3]વખારા અછે, ઘરિ નિચિંત થઈ બેઠી પછે. ૪૮
સંધ્યા હવિ સૂર આથમ્યો, ચિત્ત પુરોહિતને અતિ ગમ્યો;
વસ્ત્રાભરણ પુષ્પ તંબોલ, ભોગ [4]સજાઈ લાવ્યો હોલ. ૪૯
આવી રહ્યો સતી-મંદિરે, કરે સતકાર સતી શુભ પરે;
તિણિં આપ્યું તે સઘળું લીએ, દાસી પ્રતિ શીખ સવિ દીએ. ૫૦
ભોજન સ્નાન સજાઇ કરી, પ્રહર એક રજની ગઇ ખરી;
એટલે સેનાની આવીઓ, [5]પૂરવલી પરિં સવિ લાવિયો. ૫૧
સ્નાન કરી તિણિં આવી બાર, વદે પુરોહિતજી છે દ્વાર;
સતી કહે ન લહું કુણ કાજ, સેનાની આવ્યો છે રાજ. ૫૨
તવ ધ્રૂજંતો પુરોહિત કહે, [6]પ્રચ્છન્ન કરો રખે મુજ લહે;
કિહાં પ્રચ્છન્ન કરૂં હિવે કહો, આ મજુસમાં પેસી રહો. ૫૩
તતખિણ તેણેં કીધું [7]જામ; સતી દયે [8]દ્દઢ તાળું તામ;
સેનાની ઘરમાંહે લીધ, નવી [9]સજાઇ સવિ તસ કીધ. ૫૪
કરતાં સકળ સજાઈ સાર, રાત બિ પુહર હુએ તિણિ વાર;
તવ પ્રધાન પુહુતો બારણે, કુણ આવ્યો સેનાની ભણે. ૫૫
વળતું વદે શ્રીમતી નાર, પ્રધાન આવ્યા દીસે બાર;
એ આવ્યો છે કારણ કિસે, સ્યું જાણું કાંઇ કારણ હુસે. ૫૬
તું વહિલી મુજને સંતાડ, પછેં એહને બાર ઉઘાડ;

૧ વાયદા. ૨ પટારો. ૩ ખાનાં. ૪ સામગ્રી-જોઇતી ચીજ. ૫. પહેલાની પેઠે. ૬ છુપાવી દે-સંતાડી દે. ૭ જ્યારે. ૮. મજબૂત. ૯ તૈયારી.

કિહાં સંતાડું થાનક નહીં, મંજુસમાંહે પેસો સહી. ૫૭
બીય વખારે તિણિ પેસિયે, સા વળી તિમ તાલક દૃઢ દિયે;
પ્રધાનને મંદિરમાંહે લિયે, ભગતિ કરે તિમ કુડે હિયે. ૫૮
ચોથે પ્રહર પધાર્યા રાય, પ્રધાન વળી પેઠા તિણિ ઠાય;
તૃતિય વખારે તાલક દીધ, રાય પ્રતિ મંદિર માંહિં લીધ. ૫૯
કરે ભગતિ રાજાની વળી, એટલે પાડોસિણિ આકુળી;
આવી દ્વારે કરે પોકાર, અરે ઉઘાડ બાપડી બાર; ૬૦
સમાચાર જો તુજ ભરતાર, [1] માઠો આવિયો અછે અપાર;
તિણ કુટુંબ સવિ આવ્યું મિલી, પડી ભૂમિ સા ઈમ સાંભળી. ૬૧
રાય કહે હવે કરસ્યું કિમ્મ, મંજુષા માંહે પેઠા તિમ્મ;
[2]તાલક દિયે સતી મન હસી, ચિત્ત ન આણે શંકા કિસી. ૬૨
ઉગ્યો[3]સૂર હવું પરભાત; શેઠતણી હુઇ સઘળે વાત;
સગા સણીજા હુસેકો સુણી, આવે આરણ કારણ ભણી. ૬૩
[4]રાઉલે સમાચાર સો હુઓ, અપુત્રીઓ વ્યવહારી મુવો;
[5]તેહની લિખમી ઘર આણિયે, રાજા શોધાવ્યો રાણિયે. ૬૪
રાય પ્રધાન ન દીઠા કોય, સેનાની ને પુરોહિત હોય;
ચ્યારે મિલી ગયા કુણ કામ, એતો કાંઈ વાત વિરામી. ૬૫
રાણી કહે સેવકને તામ, વેગે જઇ કરો એ કામ;
અપુત્રિયાની લિખમી જેહ, રાયતણે ઘર આણો તેહ. ૬૬
સેવક શેઠતણે ઘર જાય, કહે લિખમી [6]સાંતી કુણ ઠાય;
સતી કહે મંજૂસ મઝાર, લિખમી સાંતી છે ભરતાર. ૬૭
અવર ઠામ હું ન [7]લહું કોઈ, મંજૂષા તિહાંથી લેઇ સોઈ;

---

૧ મરણના સમાચાર આવ્યા છે. ૨ તાળું. ૩ સૂર્ય. ૪ દરબારમાં. ૫ નખોદિયાનું ધન નવારસું ગણાતાં તે સરકારમાં લઇ જવાને બધાં રાજ્યોમાં પ્રાયે ઠરાવ હોય છે. ૬ એકઠી કરી ભરી રાખી છે. ૭ બીજા ઠેકાણાની મને કશી ખબર નથી.

અતિ ખપકરી સેવકેં જાણી, અંતઃપુરમાંહિં મેહલી આણી. ૬૮
રાણી જાણી અતિ ધનભાર, હરખે હિયાસ્યું કરે વિચાર;
રાજા આવે તવ પેહિલું, છાનું [1]કિંપિ લીઉં વેહિલું. ૬૯
તાલક પ્રથમ ઉઘાડયું યદા, બાહિર પુરોહિત પ્રગટયો તદા;
દેખી રાણી ચમકી ઘણી, કહે એ શ્યું [2]કરણી તુમતણી. ૭૦
હસી પુરોહિત કહે તિણિવાર, તુમે આકુળાં મ થાઓ લગાર;
તાલક ઉઘાડો જે અછે, મુજને [3]દૂષણ દેજો પછે. ૭૧
[4]અનુક્રમે તે ચ્યાર નીકળ્યા, [5]અન્યોઅન્યે દ્રષ્ટે મિલ્યા;
નીચૂં જોઇ રહ્યા તિણિ સમેં, મદન મુહુર્ત ઇણિપરિ નીગમેં. ૭૨
અતિ મનથી તે લાજ્યા પછેં, તેડાવી નારીએ અછેં;
વસ્ત્ર દેઇ પરશંસી ખરી, ઉચ્છવિ મંદિરેં પુહુતિ કરી. ૭૩
દિન કેતે આવ્યો ભરતાર, પુણ્ય [6]પ્રસાદેં જયજયકાર;
સો વિદ્યાધર ચિંતે ઇસ્યું, રખે નીપજે મુજને તિસ્યું. ૭૪
ચાર નારિને કહે તુમે ઘણી, ભગતિ કરો મુજ ભગિનીતણી;
હિવેં દિન થોડા માંહિં બિહિનડી, નિજ મંદિરિ પુહચસિ આપુડી. ૭૫
પ્રથમ નારી વિદ્યાધરતણી, ભગતિ કરે સુરસુંદરીતણી;
કંત અમારો જો તુમ [7]વીર, બાઇ તાસ પાસે ગંભીર. ૭૬
[8]વિદ્યારૂપપરાવર્ત્તિની, તુમે શીખજો [9]દોષહર્ત્તિની;
બીજી ભગતિ કરી તુમ ઘણું, કહે શીખજો બાઇ તુમ ભણું. ૭૭
વિદ્યા વળી [10]અદ્રષ્ટકરણ, જે પરતક્ષ [11]કષ્ટસંહરણ;

---

૧ કશું પણ-કાંઇક. ૨ કામ-કર્ત્તવ્ય. ૩ દોષ. ૪ એક પછી એક. ૫ માંહોમાંહે-પરસ્પર. ૬ પુણ્યની કૃપાથી. ૭ ભાઇ. ૮ રૂપ બદલી નાખવાની. ૯ દોષને દૂર કરનારી. ૧૦ કોઇની નજરે ન આવી શકે તે. ૧૧ હરકત દૂર કરનાર.

ત્રીજી કહે [1]પરવિદ્યાછિદ, હાવે તે શીખજો [2]અભેદ.
[3]શતહસ્તી બળ એહથી થાય, તે વિદ્યા શીખજો માય;
ચોથી નારી શીખ એક કહે, સતી બોલ ચ્યારે સંગ્રહે. ૭

(ઢાળ ૧૫ મી–રાગ સામેરી, રૂપેં જીતો રતિપતી એ દેશી.)

એક દિનેં વિદ્યાધર વીર, બાઈ પ્રતિ કહે ચિત્તથી ધીર,
[4]મનકીર તુમ ગુણ સહકારેં ભમેં એ;
તુજ વિયોગનું દુઃખ ઘણું, એક મુખે તે કિમ ભણું,
તુજતણું મુખ દીઠું મુજને ગમે એ.
દૈવ વિરહ દુખ પાડસ્યે, મન [5]કહીં જીવ રમાડસ્યેં,
નમાડસ્યેં જુહાર મિસેં શિર કુણહિને એ;
દિવસ આટલા તુજતણી, ભગતિ કિસી ન કરી ઘણી,
નવિ સુણી તુજ વાણી મેં શુભ પરિ એ. ૧
તુંતો સકળ સૌભાગણી, પુણ્ય વાતની રાગિણી,
માજણી મેં તો માની બિહનડી એ;
તું મનથી નહીં ઊતરેં, તાહરા ગુણ કિમ વીસરેં,
મુજ સરિ થાશે વરસ સમી ઘડી એ. ૨
હંસ સરોવર નહીં મણાં, ભમરાને ફૂલજ ઘણાં,
સુરિજણાં [6]સુમનસનેં સઘળે મિલે એ;
હંસા જે [7]સર છોડ એ, તે સરોવરનેં [8]ખોડ એ,
હોઈં એ હંસાના ગુણ નહીં ટળેં એ. ૩
તુમનેં કિમ કહિયે જાઓ, સો રસના [9]શતધા થાઓ, ૪

---

૧ બીજાની વિદ્યા નાશ થઈ જવાની. ૨ ભેદ રહિત. ૩ સો હાથી જેટલું. ૪ મનરૂપી પોપટ તમારા ગુણરૂપી આંબા ઉપર ભમ્યા કરે છે. ૫ કયાં. ૬ ફૂલ–સારાં મનુષ્યને. ૭ તળાવ. ૮ બદનામી. ૯ જીભના સો કકડા થાઓ.

ઉમાહો મિલવા હુએ કંતને એ;
તુમે જિણ ભૂમિ પધારસ્યો, તિહાં યશ આપ વધારસ્યો,
તારસ્યો [૧]સુમતિ દઇને કંતને એ. ૫
તો હું બેનાતટ જાઈ, તુજ મૂકી આવું બાઇ,
તુમે કાંઇ જોઇએ તે માગી લીઓ એ;
સતી કહે ભાઇ સુણો, પાર નવિ તુમ ગુણતણો,
મેં ઘણો કાળ સુખેં અહીં વોળિઓ એ. ૬
તે[૨]પ્રસાદ તુમચો સહુ, પુણ્યવતી ચ્યારે વહુ,
હું કહું તે વિદ્યા મુજ શીખવો એ;
ચ્યાર પૂરવલી કહી વર, શીખવે તે વિદ્યાધર,
સુંદર ઉપગારી પૂરણ હવો એ. ૭
સતી તદા સુરસુંદરી, મોકળાં મન સહુસું કરી,
[૩]ખેચરી પૂજે પાય નેહજ ધરીએ;
બાઇ વહિલાં આવજો, તુમ બંધવ મન ભાવજો,
કહાવજો સાંઇ અમને સુંદરીએ. ૮
હવે વિમાન સો આપણું, બેસારી થિર ચિત્તપણું,
પુરતણે બેસારી વન આવીઓ એ;
સતી તિહાં મેહલી કરી, નિજ લોચન આંસુ ભરી,
ગુણધાર વિદ્યાધર ઘરિ આવીઓ એ. ૯
હવે સતી સુરસુંદરી, નારી રૂપજ [૪]પરિહરી,
[૫]આદરી રૂપ નિરૂપમ નરતણું એ;
નગરમાંહિં તવ આવે એ, [૬]આરામિક ઘર જાવે એ,
કહાવે એ નામ વિમલયશ આપણું એ. ૧૦

---

૧ સારી બુદ્ધિ. ૨ મહેરબાની ૩ વિદ્યાધરી. ૪ બંધ પાડી. ૫ અંગીકાર કરી. ૬ માળીને ઘેર.

તેહને ધન કેતું દિયે, સા માલણિ હરખિં હિયે,
રાખિયે એહને આપણે મંદિરે એ;
[1]માય કરી થાપી તસ, તિહાં સો રહીઓ વિમલયશ,
સવિ રસ તસ ઘર પૂરે શુભ પરિ એ. ૧૧

(ઢાળ ૧૬ મી–ભાણેજને જવ રાજ દેઇએ, એ દેશી, ત્રૂટક.)

સો વિમલયશ ઇતિ નામે, કુંવર રહ્યા મંદિર તાસ;
ઇક દિન કળા તિહાં પ્રકટ કરે, આપણાં લીલ વિલાસ. ૧
વિંજણો વિજ્ઞાને કરી, આપીઓ માલણ હાથ;
[2]સોવન સવાલાખ લેઇ કરી, વેચ્યો માલણે સાથ. ૨
એહનો એ ગુણ ભાખજો, દીરઘકાળી જોય;
વીંઝતાં [3]દાઘજ્વર સમે, ઓષધે ન શમ્યો હોય. ૩
જઈ રાજમારગે મંડિઓ, [4]આરામિકાએ સોય;
સાંભળી મૂલ અતોલ તવ, [5]ઉપહાસ કરે સહુ કોય. ૪
સંધ્યા સમે વ્યવહારીઓ, ગુણ પરિક્ષાને હેત;
વિંજણો મંદિર લેઇ ગયો, [6]સુત રોગને સંકેત. ૫
તતકાળ તેહના વાયથી, જ્વરદાઘ પામે [7]શાંતિ;
સવિ મૂલ માલણને દિયું, ગુણ લહી તાસ એકંત. ૬
સો વિંજણો જઇ રાયને, વ્યવહારિયે ભેટિ કીધ;
ગુણ સુણી રાજા રંજિયો, કહે તુજ પ્રતિ કુણ દીધ? ૭
માલણ કન્હેથી મેં લીઓ, [8]સાંપ્રત તેડી રાય;
બહુ માન દેઇ પૂછીયું, વિંજણા ઉતપતિ ઠાય. ૮
સા કહે મુજ ઘર આવીઓ, પરદેશથી નર એક;
સવિ ગુણ કળાએ [9]અલંકર્યો, તે લહે સકળ વિવેક. ૯

---

૧ માતા. ૨ મ્હોર, ૩ બળતરાજ કરનારો તાવ, ૪ માલણ, ૫ મશ્કરી, ૬ પુત્ર, ૭ શાંતિ. ૮ તેજ વખતે. ૯ સહિત શોભતો.

ભૂપ [1]સુખાસન મોકલી, બોલાવિયો નિજ પાસ;
સો કરી જલેચો ભેટણો, રાયને મલિયો ઉલ્હાસ. ૧૦
ગુણ પૂરો અતિ વિજ્ઞાન તેહનું, કળા દેખી સાર;
રંજીઓ રાજા ઇમ કહે, [2]વર માગ તું સુવિચાર. ૧૧
સવિ અરથ પૂરણ માહરે છે, તુમ [3]પ્રસાદે દેવ;
નૃપવચન નિઃફલ નવિ હોયે, વર યાચ મન રૂચિ હેવ. ૧૨
તણિ [4]વિમાસી મન આપણે, માંડવી માંગી લીદ્ધ;
તે નગરમાંહિં દિન થોડલે, જશ હવો તાસ પ્રસિદ્ધ. ૧૩
આવાસ રાજાયે દિયા તિહાં, રહ્યો મનને રંગ;
સેવક સખાઇઆ રાખિયા, ચાલે ચતુરીમાં ચંગ. ૧૪
યાચક પ્રતિ બહુ દાન દે, કીરત કરે વિસ્તાર;
અતિ સુખ નિશિ દિન અતિક્રમે, જિનધર્મથી જયકાર. ૧૫
અરિહંત ધ્યાન હિયે ધરે, પૂજા કરે ત્રણિવાર;
જન માંહે યશ વાધ્યો ઘણો, સહુ કરે જીજીકાર. ૧૬

(ઢાળ ૧૭ મી-દેશી ચોપાઇની.)

પૂરવ વાતચિત સંભવી, [5]અનુચર સવિ મેહલ્યા શીખવી;
પરદેશી વ્યાપારી જિકો, નગર આપણે આવે તિકો. ૧
મુજ આગળ તે સંભળાવજો, પછે દાણ તેહનું વાળજો;
ઇણિ પરિં કાળ ગમે મન રૂળી, વાત એક સાંભળજો વળી. ૨
એહવે એક નગરમાંહે ચોર, ઘરઘર પ્રતિં પાડે [6]સોર;
કરે [7]ઉપદ્રવ અહનિશિ ઘણું, દુખી થાયે જન નગરીતણું. ૩
રાતિ બહુ [8]બૂંબારવ પડે, ધાએ બહાર પણ [9]કર નવિ ચડે;
[10]પડહ વજાવિઓ ઇમ [11]નરનાથ, જકો ચોર આપે મુજ હાથ. ૪

---

૧ પાલખી. ૨ વરદાન. ૩ કૃપાથી. ૪ વિચાર કરીને. ૫ નોકર-દાસ ૬ પોકાર. ૭ તોફાન-હરકત. ૮ બુમ. ૯ હાથ ૧૦ ઢંઢેરો પિટવરાવ્યો. ૧૧ રાજા.

તે જે મુખ માગે તેહ દીઉં, કોટવાળ તવ આલે બીડું;
તે સંભળી ચોર [1]ગહગહ્યો, રૂપ ફેરવી ચઉટે ગયો. ૫
માંડ લોકને પૂછે વાત, ચોર કરે છે બહુ ઉતપાત;
કો તસ [2]વારી ન સકે કિસેં, કોટવાળ હવે સહી વારસે. ૬
ઇમ મન માંહિં કરી ઉપહાસ, રાતિ કોટવાળ આવાસ;
કાઢી ગયો તુરંગમ રત્ન, કોઈ કરી ન શક્યા તસ યત્ન. ૭
કોટવાળનું ભાગું જોર, હરખ્યો ઘણું હિયાસ્યું ચોર;
બીજે દિવસે પ્રધાને [3]છબ્યો, નિસુણી ચોર હિયાસ્યું [4]હબ્યો.૮
તવ પ્રધાને ખપ માંડયો ઘણો, પરઘો સવિ તેડયો આપણો;
નાકાં ભારી નગરી બાર, ડેરા દેઇ બેઠો તિણિ ઠાર. ૯
રૂપ મહિયારીનું કરી ચોર, મહી 'લ્યો મહી ચું' કરતો [5]સોર;
કુંભ માંહિં જે [6]મદિરા ભરી, પ્રધાન આગળ તવ ઊતરી. ૧૦
તવ પ્રધાને મહી લેવા ત્યાંહિં, સા બોલાવી ડેરા માંહિં;
મહિયારી મદિરા કેળવી, પ્રધાનને પાએ ભોળવી. ૧૧
ચંદ્રહાસ મદિરામદ ચડયો, થઇ અચેત સો ભૂતલ પડિયો;
ચોર કાજ [7]હડિ પહિલી પડી, તે પ્રધાન પગ સાથે જડી. ૧૨
હાથે પહિરાવ્યા [8]દસકલા, મહિતા નિદ્રામાંહિં એકલા;
ચોઢયા ઠકુરાઇ ભોગવે, [9]તસ્કર સુહુત ઘણું નીગમે. ૧૩
મુંડયાં અરધાં દાઢી મૂંછ, લઘુ વડનીત કરે મુખ લૂંછ;
મુખ ઊપર મેહલે [10]પગત્રાણ, પણ સો ન લહે કાંઇ અજાણ. ૧૪
નિશ દિન આવે પીવે જોઇ, જેહને નિરતિ[11] વિરતિ નહીં કોઈ;
તેહતણાં ફળ એહવાં લહી, વિરતિ વિવેકી કરજો સહી. ૧૫
વસ્ત્ર શસ્ત્ર વિણુ મંત્રી થયો, ચોર આપણે મંદિર ગયો;

---

૧ રાજી થયો, ૨ બંધ પાડી શકતો નથી ! ૩ બીકું ઝડપ્યું, ૪ મકલાયો, ૫ બૂમ દેતો, ૬ દારૂ. ૭ હેડ ગુન્હેગારોના પગમાં પહેરાવવાની. ૮ હાથકડી. ૯ ચોર. ૧૦ જુતાં. ૧૧ તૃપ્તિ.

પ્રભાતિં આવ્યો રાજા તિહાં, સેવકને કહે મંત્રી કિહાં. ૧૬
મંત્રીસ્વર મહીઆરી દોઇ, સેવક કહે ડેરામાંહિં જોઇ;
કપટ ચોરનું રાજા કહે, એવડી વાર સૂઈ કિમ રહે. ૧૭
માંહિં જઇને જોયું જિસેં, પ્રધાન તિણિ પરિં દીઠો તિસે;
તવ પ્રધાન[1] હાકિઓ ભૂપાળ, ધિગ તુજ પ્રતિ કહિ દિયેં ગાળ. ૧૮
સાવધાન તે હુઓ જામ, પરિ પોતાની દીઠી તામ;
[2] અધોવદન તવ નિરખે સોઈ, ખડહડ હસેં લોક સહુ કોઇ. ૧૯
નૃપ [3] વિલખો થઈ મંદિર ગયો, રાતેં જાતેં [4] નોબતી રહ્યો;
જાણી ચોર વાત સો ખરી, ચોરી ગયો રાજકુંઅરી. ૨૦
પોતકાર અંતઃપુર પડયો, ચોર હાથ કેહનેં નવિ ચડયો;
રાય પ્રતેં દુખ લાગે બહુ, ચિંતાતુર થઇ બેઠું સહુ. ૨૧
પડહ છબ્યો વેશ્યાયેં વળી, ચોરતણી તો પૂગી [5] રૂળી;
વૈદ્ય રૂપ કરી આવ્યો તિહાં, મંદિર વેશ્યાનું છે જિહાં. ૨૨
કુબજા દાસી વેશ્યાતણી, વૈદ્ય રૂપ ચોરેં ઇમ ભણી;
તુજને સુંદર કરૂં બાયડી, ક્ષણ માંહિં ટાળું કૂબડી. ૨૩
ઇમ કહી મૂકયો કડેં પ્રહાર, કુબજા [6] સરલ થઇ તિણ વાર;
ગઇ વેશ્યા ઠકુરાણી પાસ, બોલી એહવે વચન વિલાસ. ૨૪
સ્વામિનિ સત્ય વાત અવધાર, વૈદ્ય એક આવ્યો છે બાર;
તે વિદ્યાએ પૂરો ભર્યો, સરલ દેહ તિણિ મારો કર્યો. ૨૫
દીઠી વાત સકળ સા ખરી, વૈદ્ય બોલાવ્યો આદર કરી;
વેશ્યા કહે [7] કૃપા મન ધરો, મુજને ભરયૌવન વય કરો. ૨૬
વૈદ્ય કહે એ છે પાધરૂં, હવડાં તુજને તરૂણી કરૂં;
પણ એક સત્ય વચન [8] અવધાર, જઇ બેશો ઓરડા મઝાર. ૨૭
[9] ઓરા માંહિં જઈ બેઠી વેશ, વૈદ્યે વળી તિહાં કીઓ પ્રવેશ;

---

૧ લલકાર્યો. ૨ નીચું મ્હોં રાખી. ૩ ઉદાસ. ૪ ચોકી ઉપર. ૫ આશા. ૬ સીધી. ૭ દયા. ૮ કબુલ કર. ૯ ઓરડામાં.

કરી [1]રાસભી વિદ્યાબળેં, બાહિર આવી બોલ્યો [2]છળેં. ૨૮
કાલે પ્રહર દિવસ જવ ચડે, તિહાં લગે તાલૂં દીઉં ઓરડે;
પ્રહર આઠ ઉઘાડો રખે, વળી વળી શું કહીએ મુખે. ૨૯
કથન એહ કર્યો કામિની, યૌવન લહિસેં તુમ [3]સ્વામિની;
ગયો ચોર ઇણિપરિ ઠગ કરી, તવ તે વેશ [4]વિગૂતી ખરી. ૩૦
પ્રભાતે નૃપ પૂછે ઘર જઇ, કહો રે વેશ્યા [5]કેથે ગઇ;
દાસી કહે પૂરવ અધિકાર, નૃપ કહે જુઓ ઉઘાડી બાર. ૩૧
બાર ઉઘાડી જોયું જિસે, માંહિં રાસભી દીઠી તિસેં;
તે દેખી નૃપ દુઃખેં ભર્યો, ચોરે વડો વિગોણો કર્યો. ૩૨
એહનું કુણહેં ન લહ્યું હેત, ઇણિ ચોરે સહુ કર્યું ફજેત;
વિલખો થઇ મંદિર આવીઓ, પડહ [6]પ્રૌઢ વળી વજાવીઓ. ૩૩
ચોર પ્રતેં વળી કાઢી દિયે, અરધ રાજ સો માહરૂં લિયે;
તેહને પરણાવું દીકરી, એ મુજ વાચા સુણજો ખરી. ૩૪
ચોરતણી મન મોટી બીહીક, પડહ [7]છબે નહીં કો સાહસીક;
જન સવિ આશ્યા મેલી રહ્યા, તવ માંડવિયે આણી દયા. ૩૫
વિદ્યાબલિ સુરસુંદરી જેહ, વિમલયશ માંડવીઓ તેહ;
ભૂપસભામાં બીડું ધરી, આવ્યો નિજ મંદિર પરવરી. ૩૬
તો તેહના સેવક કહે દેવ, અમને આજ શીખ દીઓ દેવ;
પડહ છબ્યું તુમે કાં રાયસભા, ચોર એહ કરસેં રાસભા. ૩૭
બીહીકે [8]પરિકર છાંડી ગયો, માંડવીઓ એકાકી રહ્યો;
સાધી વિદ્યા બે તિણ વાર, એક અદ્રષ્ટીકરણ ઉદાર. ૩૮
બીજી પરવિદ્યાછેદની, રાતે દીવી કીધી ઘણી;
બાર ઉઘાડાં મેહલી કરી, રહ્યો એકલો ધીરજ ધરી. ૩૯

---

૧ ગધેડી. ૨ કપટથી. ૩ ધણિયાણી. ૪ વગોવાણી. ૫ ક્યાં. ૬ જબરી પ્રતિજ્ઞાવાળો. ૭ ઝીલે નહીં. ૮ મંડળ–પરિવાર–પાસેનાં માણસો.

આવ્યો ચોર ન દીઠું કાંઈ, સોવન [1]પોટ ધરી શિરિ સોઈ;
લખમી સર્વ લેઈને વળ્યો, માંડવીઓ કેડે નીકળ્યો. ૪૦
નગર બાહિર એક વડ છે દૂર, તે શાખાયે વિસ્તર ભૂર;
તેહને મૂળ [2]વિવર ઇક જોઇ, તે મધ્યે [3]ભૂમિ ગૃહ જોઈ. ૪૧
તેહ ચોર રહ્યાનું ઠામ, આવ્યો તિહાં કરી નિજ કામ;
તસ કેડે માંડવીઓ ગયો, સોઇ ચોરે આવ્યો [4]નવિ લહ્યો. ૪૨
શિલા દેઇ મોટી બારણે, [5]રાજસુતાને તસ્કર ભણે;
તું કહેતિ માંડવીઓ જેહ, માહરી [6]સાર કરેસિ તેહ. ૪૩
તેહને હું આવ્યો છેતરી, કિસ્યું વિમાસે હવે સુંદરી;
હવે તું મુજ પરણે નહીં કિસે, માંડવીઓ કિહાંથી આવસે. ૪૪
કુંવરી કહે આ જીવિત મરણ, મુજને માંડવિયાનું શરણ;
સુણી ચોર [7]ક્રોધાકુલ ભયો, પ્રહાર મેલવા ઉભો થયો. ૪૫
જે હતી શતહસ્તિની આંહિં, તે વિદ્યા સમરી મનમાંહિં;
તવ માંડવીએ વાચા બકી, સાવધાન થા રે પાતકી. ૪૬
સુણી સાદ ચિત્ત ચમક્યો તેહ, મુજ મંદિર આવ્યો છે એહ;
ઝૂઝ કરેવા ઉઠ્યો જામ, માંડવિયે સો બાંધ્યો તામ. ૪૭
બાહુ વિચ ચાંપી લેઇ નીકળ્યો, કુમરીતણો મનોરથ ફળ્યો;
હવે તે રાજસભા દુઃખ ધરે, માંડવીઆની [8]ઓસરિ કરે. ૪૮
માંડવીઓ નવિ આવ્યો કિસે, સહી ચોરે સો હણિયો હસે;
માહરા નગરતણું [9]આભરણ, એહ સાથે આંગમિયે મરણ. ૪૯
[10]ચિતા રચાવી નગરી બહાર, માંડવિઆના ગુણ સંભાર;
કરે [11]કાષ્ટભક્ષણ રાજાન, સકળ લોક દુખ ધરે [12]અસમાન. ૫૦

૧ પોટલું. ૨ પોલાણ. ૩ ભુઇરૂં. ૪ જાણવામાં ન આવ્યો. ૫ રાજકન્યા. ૬ વ્હાર-ખબર. ૭ ક્રોધવડે ખૂબ તપી. ૮ ફિકર. ૯ ભૂષણ-ઘરેણું. ૧૦ ચ્હે ખડકાવી. ૧૧ બળી મરવાનો નિશ્ચય. ૧૨ બહુજ.

એટલે ચોર પ્રતે લઇ તિહાં, માંડવીઓ આવ્યો નૃપ જિહાં;
તે દેખી રાજાદિકતણું, હરખે હિયું ઉલ્લસે ઘણું. ૫૧
સુણી સકળ તસ્કર વૃત્તાંત, નૃપ કહે એહનો આણો અંત;
માંડવીઓ કહે સાંભળિ સંત, એહ ચોર છે વિદ્યાવંત. ૫૨
એહવાને કાં મારો દેવ, એહની તુમે વધારો હેવ;
ઇમ કહી મેહલાવ્યો જીવતો, દીઓ દ્રવ્ય જે જેહનો હતો. ૫૩
રાજસુતા માંડવીઆ પ્રતિં, પૃથિવિપતિ પરણાવે હિતેં;
અરધ રાજ્ય વહિચીને દીઉં, પુણ્યતણું ફળ તિહાં પ્રગટીઉં. ૫૪
ચોર પ્રતિ દેઈ ઉપદેશ; ટાળ્યો ચોરીતણો કલેશ;
આપ્યો નૃપને સેવક કરી, માંડવિયા કીરતિ વિસ્તરી. ૫૫
અન્ય દિવસ સો અમરકુમાર, સુરસુંદરીતણો ભરતાર;
વિવિધ વસ્તુ ભરી વાહણ બાર, આવ્યો બેનાતટ સુ વિચાર. ૫૬
ભેટિ લેઇ રાજાને મિળ્યો, માંડવીએ સો નિજ પતિ કળ્યો;
નિજ સેવકનેં કહે સાંભળો, એહની વસ્તુ માંહિં આમળો. ૫૭
પાડી ખોટો નૃપનેં કહી, પાસિં માહરે લ્યાવો સહી;
તેણે સેવકે સો પરિ કરી, દીધો માંડવિયા કર ધરી. ૫૮
નિજ ઘર વસ્તુ ભરાવી તાસ, ગોતિહરેં દીધો જિમ દાસ;
સેવકનેં કહે મારો રખે, બીહાવજો ઘણી પેરિં મુખે. ૫૯
દિન દિન પ્રતિ બિહાવે ઈમ્મ, હવે જીવનો છૂટે કિમ્મ;
થાઓ શિર પરૂ ચોરી કરી, વાત વણિકની જાણી ખરી. ૬૦
એક દિન પેટ પડ્યો ધ્રાસકો, ઉઠી ન શકે તે તિહાંથીકો;
પામ્યો મૂર્છા થયો [1]અચેત, કીધો શીતોદકે [2]સચેત. ૬૧
બોલે વચન ઇસ્યાં મુખે દીન, હું છું પ્રભુ તુમચે આધીન;
મયા કરો મુજ ઊપર સ્વામિ, રહું જીવતો તુહ્મારે નામ. ૬૨

---

૧ બેશુદ્ધ. ૨ રીબાતો.

દયા કરો દેખી રીવતો, સવિ લેઇ મેહલો જીવતો;
માંડવીઓ કહે સાંભળ સાચ, તો તુજ મેહલું સહી એ વાચ. ૬૩
જો તું સવિ મેહલી પાપલાં, ઓલાંસે માહરાં પગતળાં;
સવાશેર ઘી અવટાડેસિ, તતખિણ હું તુજને છોડેસિ. ૬૪
શેઠપુત્ર કહે પુણ્યે મિલે, ઘી અવટાડું તુમ પગતળે;
માંડવીઓ મન કૌતુક ધરિ, [1]સ્વચ્છ પછેડી ઓઢી કરી. ૬૫
પોઢે [2]પલ્યંકે જઇ જામ, સો પગતળાં ઓલાંસે તામ;
પોહર એક બે માહુ થાય, તોહે ઘી અવટાડ્યું ન જાય. ૬૬
તો તિણિ ઈસું વિચાર્યું મતું, ઘી પીને રાખું દીસતું;
જાણ્યું એ છે નિદ્રા માંહિં, ઘી પીવા લાગો ઉછાહિં. ૬૭
તવ માંડવીએ ઝાલ્યો તામ, કપટી ભલું કરે છે કામ;
ચોરી શીખ્યો લઘુપણથકી, હજી ટેવ ન ગઇ પાતકી. ૬૮
અમસું દ્રોહ કરી નવનવા, તું વળી શું હીંડે છૂટવા;
હવે મૂકું તો આહવા સમ્મ, તે ઇમ સુણી પડિઓ વળી તિમ્મ. ૬૯
તેહને વળી વળાવ્યું ચેત, પૂછે સવિ પૂરવ [3]સંકેત;
જન્મભૂમિકા કુણ તુજથકી, તાહરે નારી છે કે નથી? ૭૦
તવ કહે અંગદેશ અભિરામ, ચંપાપુરી પ્રાસદ્ધ્યું નામ;
શેઠ ધનાવહનો હું પુત્ર, રાજસુતા માહરી [4]કલત્ર. ૭૧
હું જલવાટે ચાલ્યો વ્યાપાર, મુજસું પ્રેમ ધરી સા નાર;
જક્ષ દ્વીપ લગે આવી સાથ, તિહાંથી વિરહ કીધો જગનાથ. ૭૨
કહે માંડવીઓ વદ હુએ જિસું, વિરહ હવો તે કારણ કિસ્યું;
તતખિણ શેઠપુત્ર ગહભર્યો, [5]ગદગદ સ્વરે બોલે દુખ ભર્યો. ૭૩
કુમર કહે મેં કીધું પાપ, તે સુણતાં હોવે સંતાપ;
નિરપરાધ નિરમાનુષ જિહાં, મેં સૂતી મેહલી સા તિહાં. ૭૪

---

૧ સાફ-ધોયેલી, ૨ પલંગ. ૩ પ્રથમની વાતચીત. ૪ વહૂ.
૫ ગગળો થઇ.

એકલી છોડી મેં બાલિકા, જનમ લગેં રહી સા કાલિકા;
પાપ ઉદય તે આવ્યું આજ, સકળ ગમાડી [1]લક્ષ્મી લાજ. ૭૫
માંડવીઓ કહે કિસે કુમાર, તિહાં તુજ નાવી દયા લગાર ?
વળતું વાળી બોલ નવિ કહ્યો, [2]ગાઢું રૂદન કરે તિહાં રહ્યો. ૭૬
માંડવીઓ કહે રોતો રહે, તેહનો સમાચાર કો કહે;
તેહ પ્રતિ તું શ્યો ગુણ કરે, કેતો હરખ હિયામાં ધરે. ૭૭
કુમર કહે મેં મહા અજ્ઞાની, તે બાપડી તજી તિહાં રાની;
હવે એવડું પુણ્ય છે કિહાં, સમાચાર એહનો લઉં ઇહાં. ૭૮
કહે માંડવીઓ ઇહાં કહાપી, સા તુજ પાસ આવે આપિ;
તુજ ઉલ્લટ હોય કેતી [3]સીમ, સાચું નવિ બોલે તો [4]નીમ. ૭૯
વાર વાર શ્યું પૂછો ઇશ, તે ઉલ્લટ જાણે જગદીશ;
સા વલ્લભા ઇહાં જો મિળે, તો મુજ સકળ મનોરથ ફળે. ૮૦
માંડવીઓ મંદિર મધ્ય જઇ, સુરસુંદરી સ્વરૂપે થઇ;
સારે અંગ સકળ સૃંગાર, આવી પાસેં નિજ ભરતાર. ૮૧
દેખી હર્ષ કુંમરને હુઓ, વિણ જ્ઞાની કો ન લહે જુઓ;
આનંદામૃત સમુદ્ર[5]અગાહ, ચાલ્યો લોચનપંથ પ્રવાહ. ૮૨
તવ કુમરી પૂછે વૃત્તાંત, કહે આપણું પ્રતિ સવિ કંત;
પુણ્ય પ્રસાદેં સીધાં કાજ, સાત કોડીએં લીધું રાજ. ૮૩
કુમર કહે મોટું તુજ પુણ્ય, તાહરૂં જીવિત જગ ધન ધન્ય;
એવડાં વિઘ્ન થકી ઊગરી, સતી શિરોમણી તું સુંદરી. ૮૪
મેં અપરાધ કર્યા તુજ જેહ, મૂકો સવિ વિચારી તેહ;
હવે રખે સંભારો સોય, સજ્જન દુર્જન નાવ હોય. ૮૫

[1] ધન અને ઇજ્જત બેઉ ખોયાં. [2] બહુજ [3] મર્યાદા. [4] સોગંદ છે. [5] આનંદના અમૃતનો અપાર દરિયો આંસુરૂપે આંખ્યોના રસ્તેથી છોડયો.

( દુહા. )

જે સજ્જન તે સજ્જનાં, જો રૂસે સોવાર;
અંબ ન હોયે લીંબડો, જો જાતિ [1]સહકાર. ૧

( સોરઠો )

અગરતણે અનુસારિ, પીડંતાં પરિમલ કરે;
તે સજ્જન સંસાર, જોયાં જે [2]વિરલા મળે. ૨

( દુહો. )

ચંદન ઓરસિયે ઘસ્યું, [3]પરિમલ પ્રગટ કરંત;
[4]ઇક્ષુદંડ વળી પીલતાં, અમૃત રસ આપંત. ૩
અગ્નિ સાથ [5]કંચન ધમ્યું, અધીકી ઊપમકંતિ;
તિમ ઉત્તમ અતિ દુહવ્યો, [6]નિય ગુણ નવિ મુકંતિ. ૪

( ચોપાઇ. )

કહે સુંદરી સ્વામી સાંભળો, મેં મન કિંપિ ધર્યો [7]આમળો;
તુમસું [8]અવિનય કીધો જેહ, કરજોડીને [9]ખામું તેહ. ૮૬
મુજ વીતક જે વીતું ઘણું, તે સવિ [10]દૂષણ કર્મહતણું;
નહીં કો તિહાં તુમારો વાંક, કર્મ ન છૂટે રાય ને રાંક. ૮૭
બેનાતટ નરપતિ ગુણપાળ, સુણી વાત આવ્યો તતકાળ;
અચરિજ સતીચરિત્ર સાંભળી, નરપતિ ગુણ ગાવે વળી વળી. ૮૮
સુતા આપણી ગુણમંજરી, અમરકુમરને દીધી ફિરી;
અતિ ઉત્સવ નરપતિ સો કરે, મંગલીક પુણ્યે વિસ્તરે. ૮૯

( દુહા. )

પુણ્યે પરમાનંદ પદ, પુણ્યે લીલ વિલાસ;
પુણ્યે પૃથ્વીપતિપણું, પુણ્યે પૂગે આશ.

---

૧ આંબો. ૨ કોઇકજ. ૩ સુગંધ. ૪ શેલડીનો સાંઠો. ૫ સોનું. ૬ પોતીકા ગુણ. ૭ અંટશ. ૮ બેઅદબી. ૯ ક્ષમા માગું છું. ૧૦ દોષ.

પુણ્યે પાતક [1]પરજળે, પુણ્યે ટળે વિયોગ;
પુણ્ય ભલાં પુણ્યે મિલે, પુણ્યે સુજન–સંયોગ. ૨
પુણ્યે ગ્રહપીડે નહિં, પુણ્યે પુત્ર [1]વિનીત;
મિત્ર વડાઇ પુણ્યથી, પુણ્યે પરિઘલ [2]વિત્ત. ૩
પુણ્યે યશ જગ ઝગમગે, પુણ્યે સંપદશ્રેણિ;
સુરસુંદરી સતી અંતે, પુણ્ય ફળે પરિ એણિ. ૪

(ઢાળ ૧૮મી–મનહ મનોરથ પૂરતિ શ્રીઋસહેસર કેરી–એ દેશી)

સતી શિરોમણી સા સુરસુંદરી, સમજાવે શુભ વાણી;
વિઘન વિયોગ [3]વિલય ગયા, જે મુજને નવકાર પ્રમાણિ. ૧
સોભાગી શ્રી નવકાર આરાધો, પરતખ તાસતણાં ફળ પેખી;
સકળ પદારથ સાધો.
રાજાદિક સવિ સાંભળી, સાચો શ્રી નવકારપ્રભાવ;
અહનિશિ એકમનાં આરાધે, [4]સંસારસાગર નાવ. સોભાગી. ૨
અમરકુંવર સો સુંદરી સાથેં, સુખ ભોગવતાં સાર;
દિવસ કેટલા તિહાં અનુક્રમી ગયા, કહી નૃપનેં સુવિચાર સો. ૩
માતપિતાનેં મિલવા કારણેં, ઉત્સુક અમે અતિ છૈયે;
જો આદેશ દિયો પૃથિવીપતિ, તો ચંપાપુરિ જઇયે. સો. ૪
રાય કરે મોકલામણુ મોટી, આપે અરથ ભંડાર;
ગજ રથ અશ્વ અમૂલિક [5]પાયક, વસ્તુ વિવિધ પરિ સાર. સો. ૫
સુરસુંદરીના ગુણુ સંભારી, રાજા રૂદન કરંતિ;
નગર અમારૂં સુખિયું કીધું, તે કેમ વિસરી જંતિ. સોભાગી. ૬
રાજાદિક પુરલોક સંઘાતે, સુરસુંદરી મોકલાવે;
અરધ રાજ પરિવાર પોતાનો, આપણે સાથે ચલાવે. સો. ૭

---

૧ નમનતાઇવાળો. ૨ લક્ષ્મી–વૈભવ. ૩ નાશ પામ્યાં. ૪ સંસારસાગર પાર કરવાને જહાજ સમાન નવકાર છે. ૫ પૈદલ. ૬ હકીકત.

ઋદ્ધિ સકળ હોઇ સુંદરી સાથે, ચાલ્યો અમરકુમાર;
થોડે દિન ચંપાપુરી પામી, રાયે સુણ્યો અધિકાર. સો. ૮
નૃપરિપુમર્દન શેઠ ધનાવહ, નગર શોભાવિ રચાવે;
ઘરઘર તારયા તોરણુ ગુડી, સાહમાં કુમરને આવે. સોભાગી. ૯
માતપિતા ને સસરા સાસુ, સજન સહુકો મિલિયાં;
સુખ વિલસે સહુ મંદિર આપણે, પુણ્યે વંછિત ફળિયાં. સો.૧૦

## ( ઢાળ ૧૯ મી—રાગ-કાનહરો. )

એક દિન પુહુતાનગરીને વન, જ્ઞાન ધરે ઋષિરાયરે;
રાયસપરિકર શેઠ ધનાવહ, વંદિયા જઈ પાયરે. ૧
સૂરિવર દેશના દિયે, સુધારસ સંભારેરે;
સાધુ મુખે જિનવચન શ્રવણું, અંગ બીજું ધારેરે. સૂ. ૨
જૈનપ્રવચનતણી શ્રદ્ધા, તૃતિય અંગ વિચારિ;
બળ પ્રગટવું ધર્મકારિણિ, [1]તુરીય અંગ ઉદ્ધારિરે. સૂ. ૩
પરમ ચ્યાર અંગ ચતુરાં, એહ દુર્લભ દેખીરે;
[2]વિષય-રસ વાહ્યા વિચક્ષણ, સ નાખો ઉવેખિરે. સૂ. ૪
વિનય મૂળ ધર્મ-સુરતરૂ, થડ દયામય સારરે;
આણુ શ્રી જિનરાજકેરી, પ્રબળતે વિસ્તારરે. સૂ. ૫
દાન શીલ તપ અને ભાવન, ચ્યારે શાખા વૃદ્ધરે;
સતરે ભેદે શુદ્ધ સંયમ, સા પ્રસાખા કીધરે. સૂ. ૬
ભેદ શ્રાવક વિરતિકેરા, તેહ પત્ર પવિત્રરે;
અંકુર સમકિત જ્ઞાન ચારિત્ર,-તણા ભેદ વિચિત્ર રે; સૂરિ૦ ૭
શમ સુધારસ સીંચી સુરજન, જિમ લહે સો વૃદ્ધિરે;
ક્રોધ દવથી યતન કરતાં, દિયે સકળ સમૃદ્ધિરે. સૂરિ૦ ૮
સુર નરાધિપ ભોગ યોગા, પુષ્પ એહના હોયરે;

---

૧ ચોથા અંગમાં. ૨ પાંચ ઇંદ્રિયના વિષય રસમાં રસબસ થયેલા.

અમલવંશ પદવી અચળ ફળ, સેવતાં દે સોયરે,
એહ દસ દષ્ટાંતેં દુર્લભ, તુમે લહ્યો સુરવૃક્ષરે; સૂરિ૦ ૯
હવે મિથ્યાતસંગજથી, યતન કરજો દક્ષરે.
ધર્મથી મત ચળો ધીરા, ધ્યાન ધરો નવકારરે; સૂ૦ ૧૦
સતી સુરસુંદરીકેરો, સાંભળી અધિકારરે.
નૃપ પુરીજન સભા સાનિધિ, સૂરિ શ્રીસુખે જોયરે; સૂરિ૦ ૧૧
સુરસુંદરિયે શીલ રાખિયું, કહ્યો વ્યતિકર સોયરે. સૂરિ૦ ૧૨
નિજ સુતાનું ચરિત્ર નિસુણી, ભૂપતિ પૂછે મર્મરે;
સુતા ગતભવે કહો ભગવન, કિસ્યું કિસ્યું વિક્રમરે. સૂરિ૦ ૧૩
ગુરૂ કહે હુએ પાછિલે ભવે, સુદર્શનપુર સ્વામિરે;
શૂરનૃપ વલ્લભા તેહની, રેવતી ઇતિ નામીરે. સૂરિ૦ ૧૪
એક દિન સો પતિ પ્રિયાસ્યું, જઇ રમે વનમાંહિરે;
રેવતી સાધુ એક પ્રતિમા, ઉભો પેખીઓ તરૂછાંહિરે. સૂરિ૦ ૧૫
શૂરનૃપ કહે ભલો એ મુનિ, રહ્યો એકણિ ધ્યાનિરે;
રાણી કહે તવ તામ સાચું. વયણ એક સુમાનીરે. સૂરિ૦ ૧૬
ધ્યાન એ ક્ષણમાંહિં ચૂકે, પારખું જુઓ આમરે;
હસામસિં મુહપતી ઓઘો, લિયો રાણી તામરે. સૂર૦ ૧૭
ધ્યાન ચૂકવવા મુનિનું, વિગોયું ઘડી બારરે;
રાય કહે હિવે મેહલ હાસું, એ ભલો [1]અણગારરે. સૂરિ૦ ૧૮
ધ્યાન પૂરણ કરી સો મુનિ, કહે ધર્મ વિચારરે;
સદ્દહી સો હોઇ જણ મુનિને, દિયે શુદ્ધ આહારરે. સૂરિ૦ ૧૯
આયુ પૂરણ કરી અન્ય દિન, [2]ઉચિત સાધી-ધર્મરે;
અણ આલોચે સોઈ પાતિક, લહે સુરગતિ શર્મરે. સૂરિ૦ ૨૦
શૂરનૃપ તે શેઠનો સુત, રેવતી તુજ બાળરે;
સાધુ સંતાપિઓ હસામસિં, લહે દુખ વિકરાળરે. સૂરી૦ ૨૧

---

૧ સાધુ. ૨ વ્યાજબી-યોગ્ય.

સાધુમુખ ભવ પૂરવ ચરિતં, સાંભળી નરનારી;
લહી જાતીસ્મરણ ઋષિનેં, કહે મહા મુનિ તારીરે. સૂરી૦ ૨૨

( ઢાળ ૨૦ મી—રાગ દેશાખ ધન્યાશ્રી. )

સાંભળિ સહી ગુરૂદેશના, કૈ જીવ ભદ્રક ચંગ;
સમકિત શ્રાવકવ્રત ધરિ, કૈ કરે મહાવ્રત રંગ. ૧
કૈ વિરતિ શકતિ આદરે, કૈ આખડી લિયેં નીમ;
કૈ ભાવના ભાવેં ભલી, કૈ ઉચ્ચરે તપ સીમ. ૨
લેઈ યથોચિત લાભ મંદિરિં, આપણિં સહુ જાય;
સુરસુંદરી સો અમરકુંવર, પ્રીછવી માયતાય. ૩
બે વયરાગિં પૂરિયાં, સંયમ લ્યેં ગુરૂપાસ;
દુષ્કર મહા તપ આદરિ, છેદીઓ કર્મ-કરાસ. ૪
કેવળ લહી મુગતિં ગયાં, તિણિં લહ્યાં સુખ અનંત;
ગુણવંતના ગુણ સાંભળી, [1]મન મોદ ધરજો સંત. ૫
શ્રી વૃદ્ધ તપગછે રાજિયા, ધનરત્નસૂરિ સુચંદ;
તસુ પાટ દીપક [2]દિનકરૂ, શ્રી અમરરત્ન સૂરિંદ. ૬
તસ ગણવિભૂષણ ગણપતી, ભાનુમેરૂ પંડિત ભાણ;
સૂરીશ શ્રી ધનરત્નકેરા, શિષ્ય સકળ સુજાણ. ૭
ગુરૂ સહોદર તસુતણા શ્રી,-તેજરત્ન ગુણવંત;
ગછપતિ પટોધર પ્રગટ શ્રી,-દેવરત્નસૂરિ જયવંત. ૮
તસુ શિષ્ય નયસુંદર કહે, સાંભળો સાજણ સાથ;
અરિહંત દેવ આરાધિયેં, ત્રિહું ભુવનકેરો નાથ. ૯
શ્રી સાધુના [3]પાય વંદીય, નંદીય ન દે પ્રાણી આપ;
પારકા દોષ મ ઉચ્ચરો, કાં કરો સહેજેં પાપ. ૧૦
પુઠલું પણ મત વાવરો, મન ધરો આગમ બોલ;
દૂષણ નિંદાતણા નાળ જમ થાઓ નિટોળ. ૧૧

---

૧ મનમાં આનંદ. ૨ સૂર્ય. ૩ પગ-ચરણ.

સંભળી [1]પ્રવચન સદ્દહો, કાં રહો કદાગ્રહ પૂર;
સંગ્રહો સદ્‌ગુણ પારકા, સાર કાં નાખો દૂર. ૧૨
પરયશ હણજો તેહના, દેહના હરીઆ પ્રાણ;
નહી નહુ ભલાઇ એમ ખરી, મુખે કરે આપ વખાણ. ૧૩
સંસાર નિરખો સ્વપ્ન સરખો, ખરો પરખો ધર્મ્મ;
સમકિત તત્વ આરાધજો, સાધજો શિવપુર-શર્મ્મ. ૧૪
સદય કાજે હૃદય જાણી, પ્રાણી-ગણ પરિ પાળ;
સત્ય ભાષા રાખ થાપણ, ચતુર ચોરી ટાલ. ૧૫
પર રમણિ રંગે પાપ સંગે, અંગે અવગુણ માણ;
સંતોષ વૃત્તિ શુદ્ધ ચિત્તે, પૂરે પુણ્યહ ખાણ. ૧૬
આવાસ રાસ વિલાસ જાસ, કનક કામિનિ કંત;
એણે ધ્યાને મન મોહિ રહ્યા, જે લહિયા વાર અનંત. ૧૭
એમ લહી સૂધું કરી વિલૂધું, પુણ્યપંથે ચિત્ત;
સંપદા સારૂ સગણ વારૂ, વાવરો કર વિત્ત. ૧૮
અરિહંત પૂજી મ રહો મૂંઝી, અરથ સારો આપણા;
પ્રહસમે ઉઠી ઋદ્ધે તૂઠી, પૂરી હરખ હિયાતણા. ૧૯
સોળછિઆળે વરષ વારૂ જેઠ શુદિ ત્રયોદશી;
તેણે દિવસે ઉત્તમ ઉડુ વિશાખા, સિદ્ધિ યોગે મન હસી. ૨૦
એ વરત કીધું સાર લીધું પુણ્યનું પણ જેહ;
સુરસુંદરી ગુણ સાંભળી, અનુમોદજો સહુ તેહ. ૨૧
એ સાંભળે સુખ ઊપજે સવિ જાય પાતક પૂર;
કર જોડી કવિ નયસુંદરો, એમ ભણે આનંદ પૂર. ૨૨

## ઇતિ શ્રી સુરસુંદરી સતી રાસ સમાપ્ત.

---

[1] જિનપ્રણિત આગમો-શાસ્ત્રો.

### શ્રીમાન્ વાચક મેઘરાજજી વિરચિત.

# નળદમયંતિ-રાસ.

## વસ્તુનિર્દેશાત્મક-મંગલાચરણ.

( રાગ ગોડી-સિદ્ધારથ નૃપતિકુળે—એ દેશી. )

નગર નિરૂપમ ગજપુરે, શ્રી વિશ્વસેન નરિંદ;
અચિરા રાણી ઉરવરે, આવ્યા શ્રી શાંતિ-જિણંદ.

( ત્રૂટક-હરીગીત જેવી ચાલ. )

જિણંદ [1]સવ્વઠ્ઠ વિમાણ હુંતી ભાદ્રવા વદિ સાતમે,
[2]ચવી જેઠ વદિ તેરસે જન્મ્યા ઉચ્છવ હુઓ અનુક્રમે;
દિક્ષા જેઠ વદિ ચઉદશે પોષિ નૌમી શુદ થયા કેવળી,
મોક્ષ જેઠ વદિ તેરસ દિવસે પુહુતી સવિ મનની [3]રૂળી. ૧

( ઢાળ પ્રથમની પેઠે. )

જીવદયા પાળી ખરી, [4]પુવ્વભવંતર જેણે;
ચક્રવર્તિ જિનવર રાજિયા, પદવી લીધી તેણે.

( ત્રૂટક પૂર્વની પેઠે ચાલ. )

તેણે પદવી દોય લાધી શાંતિનાથ જિણેસરૂ,
શાંતિ કીધી ગર્ભહુંતે [5]અભિનવો જગ સુરતરૂ;
સેવ કરંતાં જેહનીરે સંપદા પરગટ હુઇ,
[6]દેવી દવદંતીતણીરે આપદા દૂરે ગઇ.

---

૧ સર્વાર્થ સિદ્ધ નામના પાંચમા અનુત્તર વિમાનમાંથી. ૨ ચવન કલ્યાણક મનાવી. ૩ આશા. ૪ પૂર્વભવના અંતરે એટલે કે ત્રીજા ભવમાં મેઘરથ રાજાના સમય પારેવાને પ્રાણ સાટે અભયદાન આપીને. ૫ મનોહર કલ્પવૃક્ષ જેવા જગની અંદર છે. ૬ દમયંતી રાણી.

( કવિકથન-ઢાળ વેની પેઠે. )

દવદંતી કહો કુણ હુઇ, શ્યે કરમે દુખ પામી;
શીળરત્ન કેમ પાળિયો, પ્રસન્ન હુઓ કિમ સ્વામી.

( ત્રટક-પૂર્વની પેઠે ચાલ. )

કેમ ઋદ્ધિ સમૃદ્ધિ પામી રાય નળ શું બહુપરે,
શીળ પવિત્ર વિચિત્ર પાળ્યો જાસ કીરતિ વિસ્તરે;
એ ચરિત અતિહિ સુજાણ ગુણિયલ સાંભળો આદર કરી.
વિઘન વારો વરો વાંછિત ઉંઘ આળસ પરિહરી.

## ગ્રન્થારમ્ભ.

( ઢાળ બીજી-શ્રી જિનવદન નિવાસિની—એ દેશી. )

જંબૂ દ્વીપ દક્ષિણ દિશે, ભરતક્ષેત્ર સુપ્રસિદ્ધોરે;
નગર નામ સંગરવસે, બહુ ધને કરી સમૃદ્ધોરે. ૧
ચતુર સુજાણ સાંભળો, સુપુરૂષકેરાં ચરિત્રોરે;
[૧]શિયળ ધરો તુમે [૨]રૂઅડું, જિમ હુએ અંગ પવિત્રોરે. ૨
ગઢ મઢ મંદિર વાડિ બહુ, ઉંચા [૩]જિનપ્રાસાદોરે;
લોક તિહાં સુખિયા વસે, ઘર ઘર ઉચ્છવ નાદોરે. ચતુર. ૩
રાજ્ય કરે ત્યાં રૂઅડો, મમ્મણ નામ [૪]નરેશોરે;
[૫]હય [૬]ગય રથ લિખમી ઘણી, બહુ નૃપ માને [૭]આદેશોરે. ૪
વીરમતિ [૮]ઘરણી વડી, પટરાણી ગુણખાણિરે;
શીળ શોભાગિણિ સુંદરી, અમૃત મધુરી વાણિરે. ચતુર. ૫

( દોહરા. )

સુગુરૂ સમીપે જીવડા, જો નવિ સુણે વખાણ;
પુણ્યહ પાપ [૯]પટંતરો, કિમ લાભે [૧૦]નિરવાણ ! ૧

---

૧ બ્રહ્મચર્યવ્રત. ૨ સારૂં. ૩ જિનમંદિર. ૪ રાજા. ૫ ઘોડા. ૬ હાથી. ૭ આજ્ઞા. ૮ સ્ત્રી-વહૂ. ૯ અંતરો-મુકાબલો-ભિન્નતા. ૧૦ મોક્ષ.

સુણતાં [1]સંવર આદરે, [2]પ્રશમે સયળ [3]કષાય;
મૂરખ તે પંડિત હુવે, બીજો નથી ઉપાય. ૨
જનમ [4]નિફળ સહી તેહનો, [5]વિફળ હુઆ તસ કાન;
શ્રીજિન-ભાષિત વયણડાં, ન સુણ્યાં [6]અમિય સમાણ. ૩
તિણ રાયે નહું સાંભળ્યો, કહિયેં સૂત્ર-વિચાર;
તિણ કારણ [8]પારધિ ગયો, [9]મેળિ બહુ પરિવાર. ૪
વીરમતિશું પરિવર્યો, રામતિ રમે અનેક;
મારગ સ્હામો આવતો, દીઠો મુનિવર એક. ૫
મારગે મુનિવર જો મિલે, વાંદીજે કરજોડિ;
ધર્મલાભ વળતો દિયે, [10]સીઝે કારજ કોડિ. ૬
તિણ રાયે મૂરખપણે, [11]અશુકન ચિત્ત વિચાર;
[12]સાથ વિછોહી સંતાપિયો, મુનિવર [13]ઘટિકા બાર. ૭

( ઢાળ ૩ જી-દુલહો નરભવ પામિયે-એ દેશી. )

[14]સૌમ્યવદન ઋષિ નિરખિયો, હિયડે નરવર હરખિયો,
પરખિયો સાચો મુનિવર એ સહી એ;
પૂછે નૃપ ઋષિ ભાખોને, આવ્યા કિહાંથી દાખોને,
આખોને જાસો ઇહાંથી કિહાં વહી એ ? ૧
અનિયત વાસિ ઋષિ વદે, જાઉં યાત્રા અષ્ટાપદે,
[15]ઉનમદે સાથ વિછોહો તેં કર્યો એ;
ધર્મ કાજે બહુ [16]અંતરાય, સાંભળ હો મોટા રાય
ઉપાય ધર્મતણો મેં અણુસર્યો એ. ૨

---

૧ આવતાં પાપોને રોકનાર તત્ત્વ. ૨ શમાવી દે. ૩ ક્રોધ-માન-માયા-લોભ આદિ ૨૫ કષાય. ૪ નિષ્ફળ. ૫ અફળ. ૬ અમૃત જેવાં મીઠાં. ૭ કોઇ વખતે પણ ૪૫ આગમનો વિચાર સાંભળ્યો નહતો. ૮ શિકારે. ૯ એકઠો કરી. ૧૦ અપશુકન. ૧૧ સંગાથ છોડીને. ૧૨ ઘડી. ૧૩ શાંત-મુખ. ૧૫ અહંકારવડે કરીને. ૧૬ અડચણ-વિઘ્ન.

રાયરાણી બે પ્રતિબુદ્ધ, પાય લાગે થાઇ [1]શુદ્ધ,
વિશુદ્ધ મનશું ઘેર તેડી ગયાં એ;
[2]અશનાદિક મુનિને દિયે, [3]ધર્મવચન મુનિથી લિયે,
શુદ્ધ હોએ શ્રાવક શુદ્ધ બિહું થયાં એ. ૩
ઋષિ પણ અષ્ટાપદે વહિયો; વીરમતિ ભાવ ઉમહિયો,
સહી થયો સાનિધિ [4]શાસનદેવને એ;
જાત્રા કરી જિનને શીશેં, તિલક ચઢાવ્યાં ચઉવીશે,
જગીશેં પુહતી ઘર હર્ષિત મને એ. ૪

( દોહરા. )

રાયરાણી મન ભાવશું, પાળે શુદ્ધાચાર;
સમકિતરત્ન વિશેષશું, ટાળે તસુ અતિચાર. ૧
જિનશાસનિં [5]વચ્છલ કરે, પૂજે જિન ગુરૂદેવ;
દેશે [6]અમાર વરતાવિયે, કીજે [7]સ્વામીસેવ. ૨
દાનપુણ્ય ઘણાં કર્યાં, અંત સમય શુભ ધ્યાન;
[8]અણુસણ નિર્મલ પાળતે, પુહતા [9]અમર-વિમાન. ૩
જિન ગુરૂ [10]પ્રવચન [11]હેલણા, જિનમત ઊપર ખાર;
કરતાં પામે પ્રાણિયો, [12]અધમ કુળે અવતાર. ૪

( ઢાળ ૪ થી—સૂતો સિંહ જગાડીએ—એ દેશી. )

જંબૂ ભરત પોતનપુરે, આહિરની જાતરે;
મમ્મણસુર આવી અવતર્યો, ધન નામ વિખ્યાતરે. ૧

---

૧ પવિત્ર. ૨ આહાર પાણી વગેરે. ૩ અધર્મને સાફ બતાવી આપનારાં અને નઠારી ગતિને રોકી ઉત્તમ ગતિ આપનારાં વચનો. ૪ જૈનધર્મના અધિષ્ઠાયક. ૫ પ્રેમભાવ. ૬ કોઇ જીવને ન મારે એવો ઢંઢેરા ફેરવ્યો. ૭ સ્વધર્મીની સેવા. ૮ ચારે આહારનો ત્યાગ કરી અંત સમય સુધારવાની ક્રિયા. ૯ દેવવિમાન. ૧૦ જિનવચનાગમ. ૧૧ નિંદા-મશ્કરી. ૧૨ નીચ.

વર્ષ સાત લગે છેહડે, પાળે નિર્મળ [1]દીખ. ૪
અંત સમય સંલેખણા, નિજ પરિણામ વિશેષ;
હેમવંત બે યુગલિયાં, વિલસે સુખ [2]અશેષ. ૫
પંચમ ભવ સુરવર થયાં, ખીર ડંડીર વિખ્યાત;
છઠ્ઠે ભવ સવિશેષશું, સુણજો ગુણિયણ વાત. ૬

(ઢાળ ૫ મી-દેશી ઋષિદત્તાના રાસની.)

કોશળદેશ સુદેશ ઉદારા, નયરી અયોધ્યા જગમે સારા.
ચિંહુ દિશિ ફિરતા ઉંચ [3]પ્રકારા, વાસ વસે નવ જોયણ બારા.૧
વાડી વ ઃ સરોવર સારા, સોવન કળશે [4]જૈન-વિહારા;
નગર મહોત્સવ જયજયકારા, જાણે ઈંદ્રપુરી અવતારા. ૨
તિહાં શ્રી રસહ જિણેસર વંશ, ઉત્તમ માનસ સરવર હંસ;
સકળ નરેશર શિર [5]અવતંસ, નિષધ [6]નરાધિપ રાજે સુવંશ.૩
ચતુરંગ સેના ધરે સુવિશાળ, ન્યાય નિપુણ ને અતિ પ્રજાપાળ;
વૈરી વર્ગ વષય જે કાળ, [7]વર્ણાશ્રમતણો રખવાળ. ૪
પટરાણી સુંદરી ગુણખાણી, રૂપે હરાવી જિણે ઈંદ્રાણી;
તસ [8]ઉયરે અવતરે ધન પ્રાણી, ઉત્તમ સુપન લહે તિહાં રાણી. ૫
જિન ગુરૂ પૂજું દેઉં બહુ દાન, જિનવર મુનિવરના ગુણ ગાન;
નગરે વર્ત્તાવું હું અભયદાન, ડોહળા રાય કરે પરમાણ. ૬

(દોહરા.)

પૂરવભવ શુદ્ધ પાળિયો, શ્રી જિનવરનો [9]ધમ્મ;
તેણે નિષધ-નરેશ ઘર, ધન સુર લિયે વર [10]જમ્મ. ૧

(ઢાળ ૬ ઠ્ઠી-રાગ ટોડી-સુણ સુણ પિઉ મુજ વિનતી-એ દેશી.)

શુભ મહુરતે સુત જનમિયો, વાગ્યાં ઢોલ નિસાણ;
ઘર ઘર ઉચ્છવ હુએ ઘણા, દિયે યાચક [11]દાણ.

---

૧ દિક્ષા. ૨ પાર વગરનાં. ૩ શહેર પાછળનો કોટ. ૪ જિન મંદિરો. ૫ મુકુટ સમાન. ૬ રાજા. ૭ પોતપોતાના વર્ણનાં ચારે આશ્રમો. ૮ કુખે. ૯ ધર્મ. ૧૦ જન્મ. ૧૧ દાન.

અનોપમ [1]નંદન અવતર્યોએ, કીજે રંગ રસાલ. ૧
દેશ અમાર વરતાવિયો, છૂટે [2]બંધિ અનેક;
[3]મહોત વધારે રાજિયો, ખરચે દ્રવ્ય અનેક. અનો. ૨
બારસમે દિને આવિઓ, મિળી સવિ પરિવાર;
સાર શૃંગાર પહિરાવિયા, ભોજન વિવિધ પ્રકાર. અનો. ૩
જ્ઞાતિ સમક્ષે સ્થાપિયો, [4]ભલ મુહૂરતે નળ નામ;
રૂપે દેવ હરાવિયા, અભિનવ જાણે [5]કામ. અનો. ૪
શુકલ પખે જિમ ચંદલો, વાધે તેમ કુમાર;
કળા બહુત્તર શીખિયો, જાણે ગ્રંથ-વિચાર. અનો. ૫
લક્ષણ સકળ અલંકર્યો, જાણે જિનમત ભેદ;
જિન ગુરૂનો બહુ રાગિયો, [6]નવતત્ત્વ જાણે સભેદ. અનો. ૬
વ્યસન સહુ વેગળાં ફિરે, કુસંગતિ નહી લગાર;
કામ કષાય ન પીડિયો, શૂરો સુગુણ ઉદાર. અનો. ૭
માત પિતાયે ભણાવિયાં, પૂરાં શાસ્ત્ર અનેક;
શીળ સુભાગે આગળો, સાચવે ધર્મવિવેક. અનો. ૮

(દોહરા.)

બાળપણાથી [7]લાલિયો, શીખવિયો નહું [8]જાત;
[9]રાગી તે [10]મત જાણજો, વૈરી ગણજો તાત. ૧
હંસમાંહિં જિમ બાપડું, બગ પામે અપમાન;
તિમ પંડિતમાંહિં મિળ્યાં, મૂરખ ન લહે [11]માન. ૨
[12]સેં દેશે બહુ માનિયે, પરદેશે પૂજાય;

---

૧ પુત્ર. ૨ કેદીઓનાં બંધન છોડયાં. ૩ માન અકરામ ભર્યો ખેતાબો વ્હેંચી વડાઇ વધારી. ૪ સારા. ૫ કામદેવ સમાન. ૬ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવતત્ત્વ. ૭ લાડ લડાવે. ૮ પુત્ર. ૯ પ્રેમી. ૧૦ નહીં. ૧૧ સન્માન. ૧૨ પોતાના દેશમાં.

પંડિત જિહાં જિહાં સંચરે, તિહાં રાને[1] વેલાઉલ થાય. ૩
લાલે પાંચ વરષ લગે, તાડે જાં દશ માન;
સોળ વર્ષનો સુત થયો, તવ તે મિત્ર સમાન. ૪
બાળપણે ન [2]કળા ભણી, ન કર્યો ધંન ઉપાય;
પાછે ચારે ઢેરડાં, કેઇપરે ધોવે પાય. ૫
તેણે કારણે નલ કુંઅરૂ, શીખ્યો કળા વિચાર;
શૂરોપૂરો ગુણે કરી, ઉપગારી દાતાર. ૬
દાન દયા પરમદ રહિત, યૌવને રહે સાવધાન;
વિષય કષાય ન ગંજિયો, તે જગ તિલક સમાન. ૭
લઘુભાઇ ઘરે લાડકો, કૂબર [3]કૂડનિહાણ;
બે બંધવ યૌવને ચડયા, સુણજો હવે સુજાણ. ૮

( ઢાળ ૭ મી-બ્રહ્મદત્ત કંપિલપુર રાજીઆરે—એ દેશી. )

વિદર્ભ દેશે ધણ કણ પૂરી પુંજી, નયર કુંડિનપુર નામ;
રાજ કરે તિહાં ભીમરથ રાજીઆેજી, સારે વંછિત કામ. ૧
પુણ્ય કરેજો ભવિયણ ભાવશુંજી, જેહથી સીઝે કાજ;
સુત સુખ કીરતિ બહુ વધેજી, લહિયે ઉત્તમ રાજ. પુણ્ય. ૨
રાણી તસુ ઘર પુષ્પવંતી [4]વડીજી, પૂરવ પુણ્યે તાસ;
કુંઅરી ધ્રુયસિરી સુરલોકથીજી, આવી કરે નિવાસ. પુણ્ય. ૩
તે રાણીયે સુહણે પેખીઓજી, [5]દંતી એક ઉદાર;
[6]દવથી ત્રાઠો અતિસુખ પામવાજી, આવીઓ નૃપ ઘરબાર. પુણ્ય. ૪
જાગી રાણી ભૂપતિ પૂછીયુંજી, [7]સુહણાતણો વિચાર;
[8]ગજ પરમાણે છોરૂ થાયસેજી, રાય કહે સુખકાર. પુણ્ય. ૫
પુત્રી પ્રસવી રાણી રાયનેજી, કીધાં ઉચ્છવ કામ;

---

૧ વગડામાં પણ આનંદમંગળ. ૨ વિદ્યા-હુન્નર. ૩ કૂડ-જૂઠનોજ ભંડાર-ખજાનો. ૪ મોટી. ૫ હાથી. ૬ લાહ્ય લાગવાથી. ૭ સ્વપ્ન. ૮ હાથી.

સુપન વિચારી રાજા તવ [1]ઠવેજી, દવદંતી એ નામ. પુણ્ય. ૬
દિન દિન વાધે તે નૃપ કુંઅરીજી, શીખી કળા અનેક;
રૂપે હરાવી [2]અમરી કિન્નરીજી, બહુલો વિનય વિવેક. પુણ્ય. ૭
બાળપણાથી જિનધર્મ રાગિણીજી, જાણે નવ તત્વ ભેદ;
જિનવર પૂજે સૂત્ર ભલાં સુણેજી, કેહને ન કરે ખેદ. પુણ્ય. ૮

( દુહા. )

સકળકળા ગુણુ-માણુ ભરી, વિદ્યા વિનય વિચાર;
અનુક્રમે વર્ષ દશની થઇ, [3]લાછિતણો અવતાર. ૧
તવ રાજા મન ચિંતવે, એ પુત્રી મુજ સાર;
રૂપ અનોપમ વય ચડી, કુણુ કીજે ભરતાર. ? ૨
જો પુણુ મનમાં ઉપજે, ભલી ભલેરી બુદ્ધિ;
તો પણુ ડાહ્યા પૂછિયે, જિમ હોય કારજ સિદ્ધિ. ૩
[4]લહુડ વડાં પૂછે નહીં, ન ગણે સયણુ સનેહ;
[5]આપણુ છંદે ચાલતાં, ખરો [6]વિગૂચે તેહ. ૪
એમ વિમાસી પૂછિયા, ઘર જે વડા પ્રધાન;
વળતા તે ઇમ બોલિયા, સાંભળ રાય સુજાણુ. ૫
મૂરખ નિરધન [7]વેગળો, શૂરો અતિહિ [8]સરોસ;
કન્યા વરષ ત્રિગુણાં હોવે, તે વર ગણો [9]સદોષ. ૬
ધણી અનુકૂળ શીલસ્યું, વિદ્યા વય ધન દેહ;
ગુણુ સાતે જોઇ કરી, વર લીજે નિસંદેહ. ૭
એહવો વર જોઇ કરી, માત પિતા દિયે [10]ધૂય;
પાછે કારણુ કર્મનું, ઇમ [11]જંપે જગ સહુય. ૮

---

૧ રાખ્યું. ૨ દેવાંગનાથી વિશેષ રૂપાળી. ૩ લક્ષ્મી દેવી જેવી લક્ષ્મીની વૃદ્ધિ કરનારી. ૪ ન્હાનાં મોટાંને. ૫ પોતાની મરજી મુજબ. ૬ ફજેત થાય-વગોવાય. ૭ દૂર પંથે રહેનારો. ૮ બહુજ રીસાળ. ૯ દોષવાળો. ૧૦ પુત્રી. ૧૧ બોલે.

જો સુખણી થઇ બેટડી, તો કહે કર્મ પ્રમાણ;
ઊણી તો માવિત્રને, ગાળ દિયે [1]નિર્વાણ. ૯
જીવે તાં માવિત્રને, દોહિલમ દેખી દાઝ;
ઘર ત્રોડાવે વૈરણી, કાં [2]સરજી મહારાજ. ૧૦
તિણ કારણ ભૂપે ભલો, માંડયો સ્વયંવર જંગ;
એ બેટી વર જોઇને, વરજો વર મન રંગ. ૧૧

( ઢાળ ૧૨ મી–લૌકિક પવાડાની. )

સ્વયંવર મંડપ [3]શક્રસભા સમ, વિરચે ભીમ નરિંદ;
કનકમણિ રૂપ મંડપ, દેખી મોહે સુર નર વૃંદ. ૧
ઠામોઠામ [4]દૂત પઠાવ્યા, નુહતરિયા નરવર વૃંદ;
દેશદેશના [5]નરવર આવે, મનમાંહિં ધરી આણંદ. ૨
હય ગય રથ [6]પાયક પરવરિયા, છોકર છયલ છોગાળા;
તેજે [7]તાપન રૂપે [8]રતિપતિ, મોંઢે મુંછ મુંછાળા. ૩
નિષધ નરેસર નળ કૂબરસ્યું, સાર સિંગારે સોહે;
મેઘાડંબર છત્ર ધરાવે, રૂપે સહુચે મોહે. ૪
ભીમ ભલી પરિ ભૂપ સહુને, આગત સ્વાગત દાખે;
ઊતારે ઉંચે ઊતારે, સુખથી મીઠું ભાખે. ૫
[9]સાર સિંગાર કરી તે ભાંતે, પરવરીઆ પરવારે.
સ્વયંવરે નરવર આવ્યા બેસે, ઇંદ્રતણે અવતારે. ૬
દવદંતી પણ સ્નાન કરીને, પૂજ્યા જિનવર શાંતિ;
સકળ સિંગાર કરીને સ્વયંવરે, આવે સુખ વિહસંતિ. ૭
માનવ માન ધરે જે મનસ્યું, રણે જે શસ્ત્ર ન ચૂકે;
દેખી દવદંતી નિજ દિલશું, ધીરપણું તે મૂકે. ૮

---

૧ અવશ્ય. ૨ પેદા કરી. ૩ ઇંદ્રસભાના જેવો મંડપ ગોઠવ્યો. ૪ જાસૂસો. ૫ રાજા. ૬ પગપાળા નોકર. ૭ સૂર્ય. ૮ કામદેવ જેવા. ૯ સુંદર–ઉમદા.

પુરૂષતણી પરિ પરગટ બોલે, ચિત્રલેખા પ્રતિહારી;
નામ ઠામ કુળ નર વર-કેરા, જાણે અતિ સુવિચારી. ૯
[1]સોમ અને [2]રવિવંશ વિભૂષણ, બેઠા જિહાં નરનાહ;
દવદંતીને કહે પ્રતિહારી, સામિનિ સુણો ઉછાહી. ૧૦
આ સવિ આવ્યા છે [3]પુહવીપતિ, તુહ વિંહા નિમિત્તે;
સ્વયંવરમાં વરજે હે [4]ભદ્રે, જે તુજ આવે ચિત્તે. ૧૧
સુસમારપુર પ્રગટ પ્રતાપી, આ દધિપર્ણ નરિંદ;
સકળ નરેસર માંહે દીપે, તારા-ગણ જિમ ચંદ. ૧૨
લાછિ અને એહને ઘર સરસતિ, એ બેહુ છે નારી;
તું પણ ત્રીજી થા પટરાણી, હિયડે વાત વિચારી. ૧૩
દવદંતીને કાંઈ ન ભાવે, તેણે દીઠે નવિ માચે;
માન સરોવરે નિવસે હંસી, તે કિમ ખાળે રાચે ! ૧૪
પ્રતિહારી વળી જાયે આઘેરી, બોલે વાત વિચારી;
આ ચંપાવતિ નામ સુબાહુ, પરણો રાજકુમારી. ૧૫
ભોગ કુળે શોભાકર જેહને, બાંહબળી રાય નાસી;
વયરી વન પરવતમાં પેસી, મૃગ સાથે તૃણ [5]આસી. ૧૬
એ પણ મોરે ચિત્ત ન ભાવ્યો, ચિત્રલેખા શું ભણિયે;
વાઘ સિંઘ ચિત્રાદિક પ્રાસે, શૂરપણું બહુ સુણિયે. ૧૭
તવ બીજા આગળ લેઈ બોલે, ચિત્રલેખા સુવિચાર;
ચંદ્રરાજ નામે એ રાજા, કુળે બાગ શૃંગાર. ૧૮
બીજા ભૂપ ભલા છે તો પણ, દીણ કરે પુહવી પાળી;
તારાગણ હુંતે નિશિ કહિયે, ચંદ્ર કરે અજૂઆળી. ૧૯

---

૧-૨ ચંદ્રવંશી અને સૂર્યવંશી રાજા કે જે કુળના ભૂષણ-ધરેણાં-અલંકાર સમાન છે. ૩ રાજા. ૪ હે કલ્યાણિ. ૫ ધાસ ખાવાની ઇચ્છાવાળા જણાયા, મતલબ એ કે તેને જોઇ શત્રુઓ પર્વતની કંદરાઓમાં છુપાતા હતા.

દવદંતી મન એ ન [1]સુહાણું, સૂરજ દેખી વિહસે;
તે કમલિણી શશિહર દેખી, કહો કેમ હીઅડે હીંસે ? ૨૦
તવ પ્રતિહારી વળી આઘેરી, જઇને વળતું બોલે;
સૂરજવંસી સોમદેવ, આપ સમવડે કુણ તોલે. ૨૧
કટક સજાઇ સઘળી લેઇ, જવ એ કટકે જાય;
શેષનાગ પણ ભાર ન ખંચે, [2]રવિકર તેજ ઢંકાય. ૨૨
જો પણ રાજા ઘણો મનોહર, દવદંતી સુવિચારી;
તોપણ એહને મને ન માન્યું, રૂચિ જુજુઇ સંસારી. ૨૩
નિષધ–નરેસર પાસે જઇને, બોલે સા પ્રતિહારી;
નિષધ–નરેસર મોટો રાજા, ઋષભકુળે અવતારી. ૨૪
દેવમાંહે જિમ ઇંદ્ર કહીજે, તારાગણે જિમ ચંદ;
તેજે રવિ તિમ બીજા નરવર, માંહે નિષધનરિંદ. ૨૫
કોશલ–દેશ અયોધ્યાવાસી, ચતુરંગ સેને પૂરો;
શાસ્ત્ર સુવેધ પ્રગટ પરતાપી, જિનવર ધર્મે શૂરો. ૨૬
નળ નામે એહવો આ નંદન, રૂપે દેવકુમાર;
સકળ કળા ગુણવંત મનોહર, [3]મયણતણો અવતાર. ૨૭
[4]વન કુસમાકુલ મૂકી ભમરી, જિમ આંબે મન બાંધે,
તિમ નળ દેખી બીજે ઠામે, [5]ભીમી ચિત્ત ન સાંધે. ૨૮

(દોહા.)

પૂરવ ભવ પ્રેમે કરી, દવદંતી ગુણ જાણ;
વરમાળા કંઠે ઠવે, વાગાં ઢોલ નિસાણ. ૧

---

૧ ગમ્યું નહીં. ૨ સૂર્યનાં કિરણો. ૩ કામદેવ. ૪ વનમાં ફૂલોનો જથ્થો મૂકીને જેમ રસસંગ્રહ કરનારી મધની ભમરી આંબાના મૉર તરફ મનને કાયમ કરે. એટલે કે બીજા પુષ્પ–રસો કરતાં આંબાના મૉરનું મધ શુંદર સ્વાદવંત સુગંધદાર બને છે માટે. ૫ ભીમ રાજાના કુંવરી દવદંતી.

( ચોપાઈ. )

પૂરવ પાંચ ભવાંતર ચરી, નળરાજે દવદંતી વરી;
મુની મેઘરાજતણી એ વાણી, એટલે પહેલો ખંડ વખાણી. ૧

## ઇતિ શ્રી નળ દમયંતી ચરિત્ર-રાસનો પહેલો ખંડ સંપૂર્ણ.

---

## ખંડ બીજો.

---

(દોહા.)

કૃષ્ણરાજ નામે કુંવર, દેખી નળ વિહવાહ;
મન વિલખાણો અતિ ઘણો, હીઅડે ઉપનો [1]દાહ. ૧
[2]પર સંપત્તિ જિકો સહે, [3]પરગુણ બોલે મીઠ;
[4]વિણ સ્વારથે ઉપગારીઆ, તે મેં [5]વિરલા દીઠ ! ૨
થોડે પણ નિજ મહાજને, મનમાં વહે [6]ગુમાન;
[7] ટીંટોડીના પાઉ જિમ, ફોકટિયું અભિમાન. ૩
બળ અવિચારી આપણું, માંડે અધિક પરાણ;
મોટા સાથે માંડતાં, નિશ્ચે મૂકે પ્રાણ. ૪
રાજા દુર્જન દરસણી, ધારાળુ મર્મજાણ;
વૈદ્ય ધની અહિ યાચકો, મત કોપવસ્યો જાણ. ૫
નિબળથિકું મંડે જિકે, અતિ મોટાશું [8]આળ;
[9]ગર્દભ સિંહ શિયાળ જિમ, પામે મરણ અકાળ. ૬

---

૧. બળતરા. ૨ બીજાનો વૈભવ જોઇ ઇર્ષ્યા ન કરે. ૩ બીજાના ગુણજ બોલે. ૪ વગર સ્વાર્થે ઉપકાર કરે. ૫ કોકજ. ૬ અભિમાન. ૭ ટીંટાડી આકાશને પડતું ઝીલવાના અભિમાન વડે ઉંચા પગ રાખે છે તે નકામો મિજાજ છે. ૮ છેડખાની—અડપલાં. ૯ એ દૃષ્ટાંત પંચોપાખ્યાનમાં જુવો.

કૃષ્ણુરાજ હિવ બોલિયો, સાંભળ તું નળરાય;
અમ બેઠાં જો તું વરે, એહવાત ન સુહાય. ૭
વળતો નળ એમ બોલિયો, એ ફોકટીઓ [1]ખાર;
પુણ્ય સાથે [2]માંટીપણું, માંડે કોણ ગમાર. ૮
એકજ ગામ ગામંતરૂં, એકજ બિહું વ્યાપાર;
એક ગમાડે મૂળગું, બીજો દ્રવ્ય અપાર. ૯
દ્રષ્ટે દીઠું સાંપડે, મનનું માન્યું હોય;
પાણીથી ઘી ઊતરે, (તો) લૂખું જમે ન કોય. ૧૦
વળતું કૃષ્ણુ નરેસરે, નળ સાથે બહુ[4] માન;
કટક સજાઇ લેઇને, માંડયું [5]ઝૂઝ નિહાણુ. ૧૧
નળ પણુ ઊઠયો ઉદ્ધસી, હાથ લેઇ હથિઆર;
આપણુપું દેખાડતા, બે ઝૂઝે [6]ઝૂંઝાર. ૧૨
રંગ ભંગ દેખી તિહાં, તે દવદંતી નારી;
જિનવર નામ જપીકરી, [7]છાંટો નાખ્યો વારિ. ૧૩
ભાગો કૃષ્ણુકુમાર તે, શ્રી જિનતણે પસાય;
નળકુંઅરના [8]વેગસ્યું, આવી પ્રણુમ્યા પાય. ૧૪
નળ દવદંતી પરણિયાં, મંગળ ધવળ સુગાન;
સાજન સવિ સંતોષિયાં, દીધાં બહુલાં દાન. ૧૫
રાયશિરોમણિ નિષધનૃપ, મોટો ભીમનરેશ;
સંપતિ સારૂ બિહુ જણે, ખરચી [9]લાછ વિશેષ. ૧૬

(ઢાળ ૧લી—માઈ અમે લેશું સંજમભાર.)

કે દિન ભીમના આગ્રહ માટે, નિષધ રહે તિણે ઠાય;
પછે ભીમ ભણી જણુ પ્રેખીઓ, તેહ કહે તિહાં જાય. ૧

---

૧ ઇર્ષ્યા. ૨ મર્દામી—લડાઇ. ૩ પ્રાપ્ત થાય. ૪ અહંકાર. ૫ યુદ્ધ. ૬ લડવૈયા. ૭ પાણી મંત્રીને છાંટયું. ૮ તાકીદે. ૯ લક્ષ્મી.

રાજનજી ચાલે નિષધનરેશ, અમે જાઉં અમારે દેશ;
તુમે ધરજો પ્રીતિ વિશેષ. રાજન. ૨
નિષધ પઠાવ્યો ઘણે આડંબરે, પહેરાવ્યું સવિસેન;
રાત્રિ ત્રણે લગે સાથે, વોળાવા જાય ભીમશાસેન. રાજન. ૩
વળતી [1]શીખ દિયે તે માતા, સાંભળ હે વર પુત્રિ!
સાસૂ સસરા વિનય મમૂકો, રખે ચૂકે પ્રિયુ ભક્તિ. રાજન. ૪
દવદંતી માય બાપ નમીને, બેઠી નળ-રથ જાય;
[2]ઉચ્છક ચાલે નિષધ-નરેસર, [3]દીહ રાત ન ગણાય. રાજન. ૫
રાત અંધારી વાટ ન દીસે, પ્રગટ કરે દવદંતી;
[4]તિલક અનોપમ સૂરીજ સરખું, તેણે વાટ દીસંતી. રાજન. ૬
ગજમદગંધે ભમરે વીંટયો, કાઉસગિં છે મુનિ એક;
નિષધ-નરેસર સવિ પરિવારે, વાંદે ધરી વિવેક. રાજન. ૭
કોશલ-નગરે આવ્યા નરવર, વર્તે ધર્મ અપાર;
તરિઆ તોરણ ઘર ઘર મંગળ, ઉચ્છવ વિવિધ પ્રકાર. રાજન. ૮
વિનય વિચક્ષણ વહુ વર દેખી, રંજે સવિ પરિવાર;
નળ સાથે સુખ સંપત વિલસે, બેહુ જણ પ્રીતિ અપાર. રાજન. ૯

( દોહા. )

રાજ કરંતા નિષધને, દેશે ન [5]ઇતિ લગાર;
દેવ ગુરૂ ધર્મ સાચવે, સુખીઆં વરણ અઢાર. ૧
એક દિન નરપતિ ચિંતવે, એ સવિ પુણ્યપ્રમાણ;
રાજ અનોપમ ભોગવું, સવિ માને મુજ આણ. ૨

---

૧ શિખામણ. ૨ ઉત્સાહપૂર્વક જલ્દીથી. ૩ દિવસ. ૪ દમયંતીના કપાળમાં સૂર્ય સમાન તેજ પ્રકાશતું તિલક વિદ્યમાન હતું તેથી. ૫ ઇતિ ૭ પ્રકારની હોય છે. તે એ કે હદ ઉપરાંત વર્ષાદ થવો, વર્ષાદની અછત, તીડની પેદાશ, રાજ્ય ભય, પર સૈન્યનો ભય, ઉંદરનો વધારો, અને પોપટ વગેરેથી ધાન્યને નુકશાન પહોંચવું એ ૭ છે.

છતે સંયોગે ધર્મને, આળસ કરે ગમાર;
કાણી કૉડી કારણે, હારે [૧]સહસ દિનાર. ૩
વ્યાધિ ન પીડે જ્યાં લગે, જરા ન આવે અંગ;
ઇંદ્રીશક્તિ ફુરંતડાં, કરવો ધર્મ સુચંગ. ૪
લાલચી લોભ ને લીલરી, લાલ વિશેષે થાય;
ગરઢપણે આવેષડે, લક્ષણ દૂર પુલાય. ૫
વચન ન માને છોકરા, નારી ન ધરે પ્રેમ;
ખૂણે નાખી મેહલિયે, જો નહિ ગાંઠે રહેમ. ૬
તપ સંયમ દાને કરી, વિદ્યા વિનય વિચાર;
અગટો ન થયો જેહ તે, શું આવ્યો સંસાર? ૭
એમ વિમાસી મુનિ થયો, થાપ્યો નળ નિજ પાટ;
[૩]ચોથે આશ્રમે રાયની, વંશઇખાગાં વાટ. ૮

(ઢાળ ૨ જી-પુન્ય ન મૂકિયે-એ દેશી.)

રાજ પાળે નળ [૪]નય કરી, વરતે આણ [૫]અખંડ;
રાય રાણા સેવા કરે, દેતા બહુલા દંડોરિ. ૧
નળ સબળ સુખ ભોગવે, સેન સબળ જ સવાયોરિ;
પામી દોલત અતિ ઘણી, એ સવિ પુણ્ય-પસાયોરિ. નળ. ૨
લોક સુખી કીધા તિસા, જિમ વિસારીઓ તાત;
ઇણે વંશે જાયા તિકે, અધિક અધિક વિખ્યાતોરે. નળ. ૩
અન્યદા મંત્રી પૂછિયું, આજ અમારી આણ;
કોણ ભૂપતિ માને નહિ, ભોળા ભમે અજાણો રે. નળ. ૪
મંત્રી કહે આણ તુમતણી, માને નહિં કદંબ;
તે રાજા જીતે થકે, જસ વાધે અવલંબોરે. નળ. ૫

---

૧ હજાર સોના મ્હોર. ૩ સ્ફુરાઇ રહેલ હોય, ઇંદ્રિયોની શક્તિ સતેજ હોય. ૨ પૈસા-દાગીના-સોનું-લક્ષ્મી. ૩ સંન્યસ્ત-દીક્ષા. ૪ ન્યાયવડે કરીને. ૫ કોઇ હુકમ ભંગ ન કરે તેવી અભંગપણે.

(દોહા.)

તેજ હોય તો સહુ નમે, એહવો જગત [1]સુભાવ;
[2]પાવક ઊપર [3]કર ધરે, [4]ભસમી ઉપર [5]પાય. ૧
તેજે કરી સહુએ બિહે, નામે ન બિહે કોય;
[6]સિંહ સર્પ ભીંતે લખ્યા, હાથ વાહીને જોય. ૨

(ઢાળ પાછળનીજ શરૂ.)

ઈમ સાંભળી નળ રાજાયે, મોકલીઓ તિહાં દૂત;
તે કાંઈ માને નહિં, ગર્વ વહે મન બહુતોરે. નળ. ૬
દૂત પાછો આવી કહે, ન માને તે તુમ બોલ;
[7]વિણુ કૂટયાં વાજે નહિ, મૂરખ દુરજન ઢોલોરે. નળ. ૭
[8]કટક સજાઈ લેઈ ચઢયો, [9]માંડે ઝઝ અલંખ;
નળ જીત્યો પુણ્યે કરી, ભાગો રાય કદંબોરે. નળ. ૮
ખરૂં વિમાસી તિણુ નૃપે, લીધો સંયમ-ભાર;
તસુ પાયે લાગે નળ તિહાં, સહુ કહે જય જયકારોરે. નળ. ૯
તસસુત હંસનૃપ થાપિયો; સાધી સઘળા દેશ;
નળરાજા પરિવારસ્યું, નયરી કરે પ્રવેશોરે. નળ. ૧૦

(દોહા.)

[10]ચંદન કડૂઓ [11]ચંદ્રને,-લંછણુ [12]જળનિધિ ખાર;
તિમ નળને જુવટાતણો, અવગુણ એક અપાર. ૧
દોષ મ દેજો જાતિને, માત પિતા નવિ દોષ;
દોષ જ દેજો કર્મને, ફોક મ કરજો શોષ. ૨

---

૧ સ્વભાવ. ૨ અગ્નિ. ૩ હાથ. ૪ રક્ષા-ભસ્મ. ૫ પગ. ૬ ભીંતે સિંહ સાપનાં ચિત્ર કહાડેલ હોય તેને સહુ હાથ અડાડે છે. ૭ મૂર્ખ, દુસ્મન અને ઢોલ કૂટ્યા વગર વાગતાં-પાંસરો અવાજ કહાડતાંજ નથી. ૮ લસ્કરની તૈયારી કરી. ૯ તુરત લડાઈ શરૂ કરી. ૧૦ સુખડમાં કડવાશ. ૧૧ ચંદ્રમામાં લંછન. ૧૨ દરિયામાં ખારાશ.

મત જાણો ઉત્તમતણો, એહથી વંક ન હોય;
ચંદનથી ઊઠે અગનિ, વન બાળંતી જોય. ૩
સમુદ્ર–પિતા ભાઇ ચંદ્રમા, બહિની લાછિ સરીખ;
શંખ સરીખો [1]કૂટડો, ઘર ઘર માંગે ભીખ. ૪
કોઈક સઘળે ગુણ ભર્યો, કવિતા કોડા કોડિ;
કવિ ખઇકે લોભિયા, એહજ મોટી ખોડ. ૫
કૂબર કૂડનિહાણ તસ, લઘુ ભાઇને [2]સાખ;
[3]જૂવટ માંડયું રસ ભરી, હારે સઘળી [4]આથિ. ૬
કૂબર સીધો પાસીઓ, મહા વિદ્યા સિદ્ધ જોય;
પાસા દીધ તિણે ભલા, જેહથી હાર ન હોય. ૭
હાર સુણી નળ–રાયની, તવ દવદંતી નાર;
લાજ નિવારી આવીને, બોલી સભા મઝાર. ૮
રળી રળી ઉપાર્જિયું, જે ધન વ્યસને ખાય;
હીઅડે ખટકે સાલ જિમ, જાવજીવ તે કાય. ૯
જલધિ તરી ગિરિવર ચડી, લંઘી [5]વિષમા ઘાટ;
[6]નીઠ કરી ધન આણિયું, તે ગમિયે શા માટ? ૧૦
ધન કારણ બંધવ હણે, પુત્ર પિતા [7]વધ હોય;
ધનથી અનરથ ઊપજે, સુરપ્રિયાદિક જોય. ૧૧
રાજતણા [8]અરથી હુઆ, આદીશ્વરના પુત્ર;
સગપણ [9]કિંપિ ન લેખવે, ઝૂઝયા સબળ બહુત્ત. ૧૨
વરિસું પેસે હથે કરી, જે રાજે નહીં [10]વાડ;
તે જીતીને લેયસે, તિહાં કેહો તુજ [11]પાડ? ૧૩

---

૧ રૂપાળો. ૨ સાક્ષિયે. ૩ જુગાર. ૪ ધન દોલત. ૫ વષમી જગ્યાઓ. ૬ પરાણે. ૭ પિતાનું ખૂન. ૮ લાલચુ. ૯ જરાપણ ન લેખવતાં. ૧૦ મર્યાદા. ૧૧ આભાર.

( ઢાળ ૩ જી-નરેસર દીજે માંગ્યું દાન-એ દેશી. )

ભીમી કહે રાય સાંભળોજી, વ્યસનતણા [1]અવદાત;
એકએકે નર ક્ષય ગયાજી, સાતતણી કુણ વાત. ૧
નરેસર વ્યસન નિવારો સાત, ઇહ લોકે ને પરભવેજી;
વાધે સઘળે ખ્યાતિ. નરેસર. ૨
[2]દ્યૂત સુરા પલ પાંડુઓજી, પારધિ વેશ્યા પાપ;
ચોરી પરસ્ત્રીથી લહેજી, પ્રાણી બહુ સંતાપ. નરેસર. ૩
જૂઆરી ચોરી કરેજી, કોઇ ન ગણે લાજ;
[3]પરઘરણી ધન હારવેજી, પાંડવ ગમીઉં રાજ. નરેસર. ૪
માંસ જીવનો પિંડ છેજી, નરગતણો ઉપાય;
બગ રાક્ષસ નરગે ગયોજી, માંસતણે [4]સુપસાય. નરેસર. ૫
સજ્જન સહુયે [5]પરાભવેજી, પ્રાણી પરવશ હોય;
દ્વારકાં નગરી ક્ષય ગઇજી, [6]મદ્યતણા પગ જોય. નરેસર. ૬
[7]નટ વિટ પુરૂષે ભોગવીજી, વેશ્યા [8]જણ જણ નાર;
સ્વારથ વિણ વિહડે સહીજી, કેવન્નો સવિચાર. નરેસર. ૭
પારધિ નરગ નિવાસનીજી, પારધિ દુખનું જાળ;
બ્રહ્મદત્ત સરખા રાયનીજી, આંખ હરે ગોવાળ. નરેસર. ૮
ચોરી દુખનું મૂળ છેજી, નરગતણી એ દૂતી;
વધ બંધાદિ બહુ પરેજી, મરણ લહે શિવભૂતિ. નરેસર. ૯
પરદારા દુખદાયનીજી, અપજસનો ભંડાર;
જાત ગમાડે દ્રવ્યનુંજી, રાવણ ચરિત સંભાર. નરેસર. ૧૦
એમ જાણી રાજન કરોજી, વ્યસનતણો પરિહાર;

---

૧ વૃત્તાંત. ૨ જુગાર, દારૂ, માંસ, શિકાર, વૈશ્યાગમન, ચોરી, પરસ્ત્રીસેવન આ સાત નઠારાં વ્યસન છે. ૩ પરસ્ત્રી. ૪ કૃપાથી. ૫ નડે. ૬ દારૂ. ૭ નટડા વટલેલા નઠારા માણસોની. ૮ જણ જણની વહૂ.

[1]રાજ રમણિ ઋદ્ધિ ભોગવોજી, રાજ કરો આધાર. નરેસર. ૧૧
નળને મન આવે નહીંજી, દવદંતીના બોલ;
[2]આપણ છંદે ચાલીઓજી, નિષ્ઠુર હુવો નિટોલ. નરેસર. ૧૨

(દોહા.)

અમી સમાણાં વયણડાં, પાત્ર વસે ફળ પત્તિ;
સ્વાતિતણા જળબિંદુઆ, સીપ પુડે ફળ મોતી. ૧
ઘણો ભલો તોય શું કરે, મૂરખને ઉપદેશ;
[3]સુગૃહીતણે દીઠંતડે, મૂરખને આદેશ. ૨
ઋદ્ધિ [4]રમણિ પરિવાર સ્યું, હારે રાજ્ય નરેશ;
કૂબર વળતું ઇમ કહે, છાંડો બંધવ દેશ. ૩
તો હિવ નળ નૃપ ચાલીઓ, મેલ્હી સવિ પરિવાર;
ભીમી પણ પૂંઠે વળી, કૂબર કહે તિવાર. ૪
મેં તુજ જીતી રાજ સહ, તવ કહે મંત્રી સાર;
[4]વડી ભોજાઇ માય સમ, ઉત્તમનો આચાર. ૫
છાંડે પોતાની પ્રિયા, નીચ રસે પરદાર;
[5]સરોવર મૂકી શિર થકો, ખોટે કાગ ગમાર. ૬
નિરવાહક છે આપણો, પર નહીં આવે કામ;
કાજળ ઊઠી જાયસ્યે,[6] લોચન રહેશે ઠામ. ૭
[7]રાન સરોવર રાજઘર, પરદારાનો સંગ;
વસિંભ વેગે પરિહરે, રહી ન કીજે રંગ. ૮

---

૧ રાજ્યલક્ષ્મી. ૨ મરજી પ્રમાણે. ૩ સુઘરી વાંદરની વાત પંચોપાખ્યાનમાં જુવો. ૪ મોટા ભાઈની વહુ મા સમાન ગણવી. ૫ તળાવનું જળ તજી માથે ઉપાડેલા ઘડામાંનું જળ કાગડોજ પિયે છે, અને ગમાર હોય તેજ નિજ સ્ત્રી છોડી પરસ્ત્રી સેવે છે. ૬ આંખો. ૭ ઉજડ વગડામાં રહેલું જળપૂર્ણ તળાવ, રાજાની દોસ્તી અને પરાઈ સ્ત્રી એઓને તુરતજ ત્યજી દેવાં.

( ઢાળ ૪ થી-રાગ રામગિરિ. )

મંત્રી કહે રાજન અવધાર, પરદારાનો સંગ નિવાર;
રથ[1] સંબળશું ભર્યો અલાવિ, દવદંતી રથ સાથે ચલાવિ. ૧
અવસર પામી નવિ ચૂકિયે, જૂના રાગ દ્વેષ મૂકિયે.
છાયા વૃક્ષનો સંભારવો, રહેશે બોલનો ઉગારવો. ૨
એહ વચન કૂબર અણુસરે, મંત્રી નળ આગળ ઉચ્ચરે;
રાજન વચન એક આદરો, રથ સંબળસ્યું અંગી કરો. ૩
બોલે વચન રાય નળ હસી, રથ ઈચ્છા હિવ કીજે કિસી;
રાજ ઋદ્ધિ પુર અંતેઉરી, જો [2]હેલાં સઘળાં પરિહરી. ૪
વિણઠી ભૂમિ દેવ છાંડિયે, દેશાંતર વ્યવસાય માંડિયે;
ઉત્તમ આદર વંછે સહી, અધમ ધનવાંછે ગહગહી. ૫
વિદ્યા વિત્ત આદર [3]સુખઠાણ, એહ પામે તિહાં રહે સુજાણ;
કેઈ ઊઠી પરદેશે જાય, પુણ્ય પ્રમાણે સુખિયો થાય. ૬
ભય પરદેશતણો મન ગણે, આળસિયો [4]આલોચે ઘણે;
[5] કાક કુપુરૂષ મૃગલાં સરે, લાલચેં બાંધ્યા દામે મરે. ૭
ઉંઘ આળસ સુશ્રુષા દેહ, એ નવિ છાંડે તનથી જેહ;
પડયાં પાથર્યાં રહે [6]આવાસ, સુપને લક્ષ્મી નાવે પાસ. ૮
[7]દંત કેશ નખ કુપુરૂષ જાણ, સોહે નિયથાનક નિરવાણ;
[8]સિંહ સુ પુરૂષ મણિ ગજ જિહાં જાય, તિહાં પૂજા અધિકેરીથાય ૯
ત્રૂટે નેહ કહો પ્રીતિજ કિસી, એકઠાં બેસે કિમ મન હસી;
તુજને દ્વિજ કિમ પુત્ર વીસરે, પંડિત પૂછે મુજને સાંભરે. ૧૦

---

૧ ભાતા વગેરેનો સામાન. ૨ રમત રમતમાં. ૩ સ્થાન. ૪ વિચાર કર્યા કરે. ૫ કાગડો, નઠારાં માણસ. ૬ ઘરમાં. ૭ દાંત વાળ અને નઠારૂં માણસ પોતાના ઠેકાણેજ શોભા મેળવી શકે છે. ૮ સિંહ, સદ્દગુણિજન, રત્ન, હાથી એ પોતાનું ઉત્પત્તિ સ્થળ છોડી જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં વિશેષ વિશેષ પૂજા પ્રશંસા ને મૂલ્યને પાત્ર થાય.

તવ બોલે મંત્રી મતિસાર, સ્વામિ નિસુણો એક વિચાર;
જે માનવ સાહસ આદરે, [1]સોહિલે તે આપદ ઊતરે. ૧૧
તો પણ અવસર ઇમ લેખિયે, સર્પે દેડક શિર રાખિયે;
આધું બાંભણુ ધીને કાજ, ઇમ કારજ કીજે મહારાજ. ૧૨

(દોહા.

આદર પૂંઠે દેઇને, આગળ કરે અપમાન;
કાજ [2]સમારે આપણું, ગણવો એહ પ્રધાન; ૧
દવદંતી સુખ કારણે, રથ રાખો ભૂપાળ;
કઠિન જાત હોય પુરૂષની, સ્ત્રી [3]પ્રાહે સુકુમાળ. ૨

(ઢાળ ૪ થી-દેશી ચોપાઇની.)

રથ રાખ્યો દવદંતી હેત, નળ ચાલ્યો નિજનારી [4]સમેત;
નગર માંહિ ઉંચો એક થંભ, ઉપાડવાને કરે આરંભ. ૧
તે ઉપાડી થાપ્યો ઠામ, બળ દેખાડયું નળે પ્રકામ;
બાળપણે નળ વને ગયો હતો, તિહાં એક મુનિવર દીઠો છતો. ૨
તિણ [5]ઋષિ ભાખ્યું જ્ઞાન પ્રમાણ, થંભ પંચસે હાથ પ્રમાણ;
તે ઊપાડી જે થાપસ્યે, અર્ધ ભરત તે રાજા [6]હોસ્યે. ૩
મહા ઋષિ વચન મળ્યું એ સહી, મુનિવર ભાખિત જુઠું નહીં;
લોક કહે છે વાણી ઘણી, નળ હોસ્યે [7]કોશળનો ધણી. ૪
મોટા માણુસ આપદ જોય, સંપદ પણ મોટાને હોય;
ચંદ્ર વધે ને ચંદ્રજ ઘટે, તારા શું વાધે શું ઘટે? ૫
નળ હુંતે લોક સહુ સુખી, પણ કોઇને નવ કીધા દુખી;
નળ થાજો પુહવીનો ધણી, વહેલા આવો કોશળ ભણી. ૬
ઇશાં લોક વચન ઊચરે, સાંભળી નળ મનમાંહે ઠરે;
રાજ કમાયું તેહ પ્રમાણ, સહુયે જેહનાં કરે વખાણ. ૭

---

૧ સહેલાઇથી આપત્તિ દૂર કરી શકે છે. ૨ સુધારે. ૩ ઘણું કરીને. ૪ સહિત. ૫ મુનિ. ૬ થશે. ૭ કોશલદેશનો અધિપતિ-માલિક.

જળપૂરે નદી કરે સુસુઆડિ, ઝાડ ઉપાડે નહીં કહીં પાડિ;
વર્ષા ગઇ ઊડે તિહાં ધૂળ, પાપ કર્યું રહ્યું તે મૂળ. ૮
વેળા વહેતે ડાહ્યો થાય, સઘળા દિન સરખા નવિ જાય;
અરહટ ઘટિકા આવે ફરી, એક ગળી બીજી જળ ભરી. ૯
ઘર આવ્યો પરણી નળરાજ, જૂવટે રમીને હાર્યું રાજ;
મુનિ મેઘરાજતણીએ વાણી, એટલે બીજો ખંડ વખાણિ. ૧૦

**ઇતિ શ્રી નળ દમયંતિ ચરિત્ર-રાસનો બીજો ખંડ સંપૂર્ણ.**

---

## ખંડ ત્રીજો.

---

( ચોપાઇ છંદ. )

હિવ ચાલે દવદંતી-ધણી, દેવીવચન કુંડિનપુર ભણી;
મંત્રી સામંત સહુ પરિવાર, આંસુ પડતે વળે તિવાર. ૧
નળનૃપ [1]અટવી પેઠા જિસેં, ભીલ લુંટવા આવ્યા તિસેં;
રથથી ઊતરીઓ નળ વીર, [2]અસી લઇને ધાયો ધીર. ૨
દેવી પણ વારેવા જાય, દશ દિશ નાઠા ભીલ પુલાય;
માંહો માંહે[3] કોલાહળ થયો, રથ પુંઠેથી કોઇ લેઇ ગયો. ૩

( દોહા. )

ઋદ્ધિતણો શું[4] ગારવો, રખે કરો નર કોય;
આવત જાતાં વાર નહીં, છાંહ ફિરંતી જોય. ૧
કાજ ન આવે[5] પાધરૂં, મિત્રાઇ[6] વિહડંતિ;
જવ પુણ્યાઈ પાતળી, વયરી દાવ પડંત. ૨

---

૧ વગડામાં. ૨ તરવાર. ૩ શોરબકોર. ૪ ગર્વ. ૫ પાંસરૂં ન થાય. ૬ નાશ પામે. ૭ નબળી. ૮ દાવ. ૯ સુહાળાં.

(ઢાળ ૧ લી–વીર જિનેસર વંદશું. એ દેશી.)

નળ દવદંતી ચાલીઆં તે બેહુ પાળાંરે, પાળાંને પગે પગે
વિસામો લિયે એ;
રાણી ચરણ સુહાલડાં, પછે ખૂચે છે ડાભ, ડાંસને ખૂતે
વિસામા દિયે એ. ૧
લોહી પગે ઝર ઝર વહે, નળ મન અતિ ઝૂરે રે;
ઝૂરેને ઉપર તડકો [1]રિઠું પડએ;
ચિહુ પાસે [2]લૂઅળ વાય, તિણિં પ્રિયા કુમલાય,
રોવે ને નળ હીઅડે આવી ચડે એ.
ભૂખ તરસ પીડી મગેએ, પગે પગે નીર રે, ૨
નીર રે દીણે આણી નળ આલેએ;
પગે પાટા દવદંતીને, બાંધિય ફાડી ચીરરે,
ધીરરે પ્રિયા કરે પાળી ચાલે એ.
બાળકની પરિ ધીરવે, હિવ રાણિય પૂછે રે; ૩
પૂછેરે આગળ અટવી કેટલીએ;
નળ બોલે સો જોયણ, તેમાંહિ પાંચરે,
પાંચરે યોજન ચાલ્યા એટલી એ.
સાંજે પાલવ સાથરો, નળ કરે પોતે રે, ૪
પોતેરે અરધું ઓઢણ પાથરે એ;
નિજ ગુરૂ દેવને સંભારી, નિજ પ્રિયાને વિસમે,
પાસે સૂતી પ્રિયા સાથરે એ. ૫

(દોહા.)

હિવ ચિંતે નળ રાજીઓ, હિયડું આણી ઠામ;
મુજ જાયેવું નવિ ઘટે, કુંડિનપુર વર ગામ. ૧

---

૧ ઘણોજ આકરો. ૨ લૂવાય.

જેહ જમાઈ સાસરે, માંડે[1] ચિર વિશ્રામ;
નામ ગમાડે બાપનું, તિમ પોતાની [2]મામ. ૨
જા થોડા તિહાં વાહલો, પ્રાહુણડો રંગ રેલ;
ઘણું રહંતાં [3] પ્રીસિયે, ઘીને ઠામે તેલ. ૩
નિજ થાનક નર પૂજીયે, પરઘર નહુ પોસાય;
સૂરજને ઘર આવિયો, શશિહર ઝાંખો થાય. ૪
પૂરવ કરમે પ્રેરિયો, ચિંતે નળહ નરેશ;
એ પગબંધન મૂકીને, હું જાઉં પરદેશ. ૫
ઊણી તાં સૂણી સહી, ખિણ દેખાવે છેહ;
સ્ત્રી નર વે'તાં દોહિલી, પગ-બંધન છે એહ. ૬
પુત્ર સહોદર ને પ્રિયા, સગાં સણીજાં મિત્ત;
સોહિલે સહુયે સાંભરે, દોહિલે નાવે ચિત્ત. ૭
ભૂખ્યો નર પાપી હુએ, નિર્ધન નિર્દય થાય;
ગંગદત્ત સંદેસડો, કહેજ્યો ભદ્રે જાય. ૮
તો હિવ મન[4] કાઠું કરી, મેલ્હી સૂની સત્થ;
જિહાં કો મુજ જાણે નહી, મેં જાએવું તત્થ. ૯
શીલ સતીને રાખશે, એહને વિઘન ન હોય;
શીલ સનાહ તજે નહુ, ગંજે તાસ ન કોય. ૧૦
એમ વિમાસી[6] રૂધિરથી, લખિઆ અક્ષર વીર;
[7]અસિયેં કાપી ઓઢણું, લેઇ ચલિઓ નર વીર. ૧૧
મન પોતાનું મેહલિયું, દવદંતીને પાસ;
નળ પરદેશે નીસર્યો, મૂકી બહુ [8]નિસાસ. ૧૨
આઘો જઇ પાછો વળે, છુપી રહ્યો [9]તરૂ પાસ;

---

૧ વિશેષ વખત. ૨ લાજ. ૩ પિરસાય. ૪ કઠોર. ૫ શીળ રૂપી કવચ. ૬ લોહીથી. ૭ તરવારથી અરધ ઓઢણું કાપી લઇ. ૮ નિશ્વાસ. ૯ ઝાડની પાસે.

## સતી સુંદરીનો વિલાપ.

જાણ્યું જો જાગે પ્રિયા, તો હું જાઉં નાસિ.
દવદંતી [1]સુહણું લહે, ફળીઓ [2]અંબ રસાળ;
તે આંબો એક હાથિયે, ઉપાડયો [3]સમકાળ. ૧૪
હું ફળ લેવા તિણિં ચડી, તિહાંથી પડી [4]અકાળ;
એ સપનું પામી કરી, સા જાગી તતકાળ. ૧૫

(ઢાળ ૨૭–રાગ મારૂ–કોઈ રાખોરે પ્રાણ આધાર–એ દેશી.)

રવિ ઉગમતે ચાલીઓ; ભરિયો નળ દુખ પૂરેરે;
દવદંતી જાગી સતી, નળ [6]અણુ દીઠે ઝૂરેરે.
આજ આવો રે અજોધ્યા રાય, પ્રિય પરદેશી આવોરે; ૧
અબળા એકલડી પ્રિયા, [7]રાને મૂકી કાંઈ જાવોરે. આજ. ૨
કે સરોવરે પુહુતા હસ્યે, પાણી લેવા કાજેરે;
સૂતી અબળા મેલ્હીને, જાઓ કિમ નળ રાજેરે. આજ. ૩
[8]વિળખાણે મોહડે ફરે, જોતી વન તરૂ ધરણીરે;
જિમ દહ દિશ જોતી ફરે, સાથ વિછોહી હરણીરે. આજ. ૪
રખે વનદેવતા તુમે, પ્રિય સોભાગી રાખોરે;
હું અબળા એકલી ફરૂં, મયા કરીને દાખોરે. આજ. ૫
સસનેહી અબળા સતી, હીઅડે પ્રિયને ચિંતારે;
તે નિરધારી મૂકિયે, એ શ્યું કુળની રીતોરે. આજ. ૬
અથવા સ્વામિ તુમારો, કુણ કરી જે દોષોરે;
પૂરવભવે કમાઈયું, તેણે એ કીધો રોષોરે. આજ. ૭
સગાં સણીજાં મૂકીને, આવી તુમ વિશ્વાસોરે;
તેહને ઈમ કેમ મૂકિયે, પ્રિયડા હિયડે [9]વિમાસોરે. આજ. ૮
એકવાર દરસણ દાખિયે, કીજે પ્રિય સંભાળોરે;

---

૧ સ્વપ્નું. ૨ આંબો. ૩ એકદમ. ૪ સમય વગર–કારણ વગર ! ૫ દમયંતી. ૬ ન દેખવામાં આવવાથી. ૭ જંગલ–વગડામાં. ૮ ઉતરેલે ચ્હેરે. ૯ વિચાર કરો.

[1]કબહી મેં દુહવ્યા હોસે, તોહી ચિતડું વાળોરે. આજ. ૯
આંખે આંસુ ઝરઝરે, ચિહું દિશ ફરી ફરી જોયરે;
એકલડી ને દયામણી, [2]સરલે સાદે રોયરે. આજ. ૧૦
આજ દવદંતી રોવે કરી, રોયું સહુ વનખંડોરે;
મોરે નાટક છંડિયું, મૃગલે તૃણના ખંડોરે. આજ. ૧૧
સુહણું સંભારે સુંદરી, આંબળડો નળ બળીઓરે;
રાજ રમણિ સુખ સંપદા, તેણે કરી નિઃફળિયોરે. આજ. ૧૨
કૂબર ગજે ઉપાડીઓ, નળ તે ગયો રાજ મૂકીરે;
તે તરૂ ચઢી ભૂમિ પડી, હું પણ નળથી ચૂકીરે. આજ. ૧૩
એહવું સુપન વિચારતાં, ચીરે અક્ષર દીઠારે;
વાંચે દવદંતી રહી, લાગે અતિ ઘણું મીઠારે. આજ. ૧૪

( દોહા. )

નિષધ નરેસર ઇમ કહે, સાંભળ હે ગુણખાણ;
હું પરદેશે જાઉં છું; કારણ ભણી સુજાણ. ૧
વડ હેઠળ જે વાટડી, તે કુંડિનપુર જાય;
ડાવી વાટે કોશલા, જિહાં તુજ ચિત્ત સુહાય. ૨
તિહાં તું જાજે કામિની, રહેજે મન ઉલ્લાસ;
મન મહારૂં સેવક સમું, મેહલું છું તુમ પાસ. ૩
વાહલાં કિમે ન વીસરે, વસતાં ઉવસે રાન;
સાસ સમાં નિત સાંભરે, ખટકે સાલ સમાન. ૪
તું મત જાણે નેહ ગયો, દૂર વસંતે વાસ;
બેહુ નયણાં અંતર પડયું, જીવ તુમારે પાસ. ૫
દવદંતી હરખી સતી, પામી પીઉની સીખ,
નળ અક્ષર નળ સારખા, માને તેહ પરીખ. ૬

---

૧ કયારે પણ મેં દુભવ્યા હોય તો પણ. ૨ મુક્તકંઠથી લાંબે ને કરૂણા ભર્યા સાદથી.

( ઢાળ ૩ જી–દેશી ચોપાઇની. )

ચિત ચિંતે દવદંતી સતી, હિવ થાશે શી માહરી ગતી;
એકલડી એ વનહ મઝાર, રહેતાં પામીજે સહી હાર. ૧
રખે કોઈ એકલડું જગ હોય, જો મોટો તો કહેસ્યું તોય;
વનમાં [1]તરૂ હોવે થડવડે. પવન ધંધોળ્યો તે ગિરિ પડે. ૨
એકલડી વનમાં [2]ગોરડી, સબળ ફળી બીજી બીજોરડી;
વાડ નહીં ને નહીં કો નાથ, વાટે કોણ ન વાહે હાથ. ૩
નવયૌવન નહીં કહેની વાડ, શીળે રહે તો નહીં કુણ[3]પાડ;
જિમ તિમ કરી આપું રાખવું, બીજું સહુ દૂરે નાખવું. ૪
શીળે સઘળાં સંકટ ટળે, શીળે મનવંછિત સવિ ફળે;
શીળે સુર નર કરે વખાણ, ગણવું જીવ્યું તાસ પ્રમાણ. ૫
રાજા ન્યાયિ વિપ્ર સુજાણ, એહ અચરજ મ ગણજો જાણ;
સુઘડ સુરૂપ ભણીથી સતી, એ અચરજ જાણો નરપતિ. ૬
મણિ માણિક પણ સોને તોય, કનકતણો જે આશ્રય જોય;
[4]વલ્લી [5]વનિતા પંડિત જાણ, આસિરે કરી શોભે[6]નિરવાણ. ૭
નારીને એહજ બળ જોય, કે સાસરૂં કે પીહર હોય;
તો પીહર જાઉં દુખ કટે, કોશલા ભણી જાવું નવિ ઘટે. ૮
સાસુ સસરા દેવર જેઠ, કંત હોય તો માને નેટ;
પતિ વિણ હોએ બહુ અંતરૂં, એ સઘળું જોડયું નાતરૂં. ૯
હાલ હુકમ તોહુજ સ્ત્રી કરે, પિઉડો જો બેઠો હોય ઘરે;
કંત વિના કેહવી કામિની, ચંદ વિના જેહવી [7]યામિની. ૧૦
સ્ત્રી પીહર ને નર સાસરે, સંયમીઆં વસવું થિર કરે;
જો રહેતાં આમણ દૂમણાં, છેહડે જાતાં અળખામણાં. ૧૧
તો પણ પીહરે માને કાર, નારીને પીહર આધાર;
કાંઈ અવગુણ હોએ નેટ, તોહે ઢાંકે તે મા–પેટ. ૧૨

૧ ઝાડ. ૨ સ્ત્રી. ૩ આભાર. ૪ વેલડી. ૫ સ્ત્રી. ૬ અવશ્ય.

એમ ચિંતી નવકારહ ગુણી, સા ચાલી કુંડિનપુર ભણી;
વાટે સિંહ [1]સાવજ બહુ મળે, શિયળ પ્રભાવે દૂરે ટળે. ૧૩

( ઢાળ ૪ થી-રાગ કેદારો ગોડી. )

સહુયે જીવ ખમાવિયારે, સમરી શ્રી નવકાર;
સાગારી અણુસણ કરિયુંરે, કીધાં [3]શરણાં ચ્યાર.
સજની ભીમી ચાલી કુંડિનપુર વાટ,
ગિરિ ગહ્વરને લંઘતીરે, લંઘે વસમા ઘાટરે. ભીમી. ૧
રાક્ષસ યક્ષ બહુલા દીસેરે, [4]શ્વાપદ ગજ વૈતાળ;
શ્રી જિન નામે ઉપશમેરે, [5]દાવાનલ દુષ્ઠવ્યાળ. ભીમી. ૨
વાટ જાતાં એક મિલેરે, સારથવાહ વસંત;
બહુ પરિવારે પરવર્યોરે, પૂરો છે ધનવંતરે. ભીમી. ૩
આગળ ધાડ છે ભીલનીરે, ભાંજ્યા તેણે સાથ;
હુંકારવ ભીમી મૂકેરે, સમરી શ્રી શાંતિનાથરે. ભીમી. ૪
ભાગી ધાડ તે ભીલનીરે, નાઠી દહ દિસે જાય;
સારથવાહ દવદંતીને, માને જિમ નિજ માય. ભીમી. ૫
સાથ મૂકી રાતેં ચલેરે, રાક્ષસ રૂપેં દેવ;
કરી પરીક્ષા તેહનીરે, તૂઠો સારે સેવ. ભીમી. ૬
દેવ કહે સાચી સતીરે, માંગો તુમે [7]વર આજ;
ભીમી પૂછે સુર કહોરે, મળશે કદિ નળરાજ ? ભીમી. ૭
દેવ કહે પીહર રહેતાંરે, તુજને બાર વરીસ;
પૂરવ કરમ ભોગવીરે, મળશે નળ પુહવીશરે. ભીમી. ૮

( દુહા. )

એહ વચન સુરનું સુણી, લાગું કઠિન કઠોર;
તિણ દિનથી ભીમી કરે, મહા [8]અભિગ્રહ ઘોર. ૧

---

૧ રાત્રી. ૨ વાઘ. ૩ અરિહંત, સિદ્ધ સાધુ અને ધર્મ એ ચારેનું શરણ ગ્રહણ કર્યું. ૪ ઘાતકી વાઘાદિ જીવો. ૫ લાહ્ય-દવ. ૬ સાપ. ૭ વરદાન. ૮ કઠિન તપ યોગ્ય બાધા-પ્રતિજ્ઞા.

રંગિન વસ્ત્ર અંજન તિલક, સ્નાન [1]વિગય તંબોળ;
સરસ આહાર ને હાસ્યરસ, ગીત ચંદન રંગરોળ. ૨
એ મેં સઘળાં પરિહર્યાં, જાં ન મળે ભરતાર;
પિયુ વિયોગે એહવો; ઉત્તમ સ્ત્રી આચાર. ૩
પ્રિય જમાઈને જમે, [2]આરત હરખ સમાન;
પિયુ પરદેશે દૂબળી, તે પતિવૃતા સુજાણ. ૪
વાટેં આવી ગિરિગુફા, તિહાં જઈ રહે દવદંતિ;
રવેળુની પ્રતિમા કરી, પૂજે જિનવર શાંતિ. ૫
દુખ [3]દોહગ દૂરેં ટળે, દારિદ્ર દૂરેં જાય;
જેણે જિનવર પૂજિયા, તે ત્રિભુવન પૂજાય. ૬
રાવણ સરખે રાજિયે, પૂજ્યા જિનવર–પાય;
તે જિનવરપદ પામશે, હોશે ત્રિભુવનરાય. ૭
અડવીપત્ત નઈ જળે, જાસ ન ચૂડા હત્થ;
સ્વામી તાહુકવાડિયા, સો દીસે અવત્થ. ૮
તે ભીમી વન–ફૂલડે, પૂજે પ્રતિમા સાર;
ફાસૂ ફળ ફૂલેં કરી, ચોથે કીજે આહાર. ૯

( ઢાળ–પાછળની દેશીની. )

કેતે દિન તિહાં આવિયોરે, સારથવાહ વસંત;
તાપસ પણ આવ્યા તિહાં, જે તપ સંયમવંત. ભીમી. ૯
એણે અવસરે આવિયોરે, મેહ મહા ભરજોર,
વન થળ ગિરિને પૂરિયાંરે, બોલે મધુરાં મોર. ભીમી. ૧૦
જિન ગુરૂ નામે ભીમીરે, કુંડે થંભ્યો મેહ;
સાથ સહુ ઉગારીઓરે, હરખ્યો માણુસ તેહ. ભીમી. ૧૧
સારથવાહ પૂછે તિહાંરે, ભાખો એ મુજ માય;
કુંડે મેહ કિમ થંભિયોરે, ભીમી કહે સુણુભાય. ભીમી. ૧૨

૧ દૂધ, દહી, માંખણ, ઘી, તેલ, છાશ, ૨ ચિંતા. ૩ રેતની. ૪ તીર્થંકર.

જિનધર્મ [1]સાનિધ [2]સુરવર કરેરે, તેહનો એ અનુભાવો;
તાપસ પણ પ્રતિબોધાણારે, સાંભળી ધર્મ-પ્રભાવ. ભીમી. ૧૩
તાપસપુર તિહાં વાસીઓરે, [3]સારથવાહે સાર;
કૂબરપુત્ર સિંહકેસરીરે, પરિવરીઓ પરિવાર. ભીમી. ૧૪
પરદેશે પરણી વળ્યોરે, આવ્યો તિણ ગિરિ પાસ;
યશોભદ્ર ગુરૂનેં વાંદીરે, ધર્મ સુણેરે ઉલ્હાસ. ભીમી. ૧૫
રાજ્ય ઋદ્ધિ રમણિ તજીરે, લીધો સંયમભાર;
પાંચ દિવસ માંહિ તે મુનિરે, પામે કેવળ સાર. ભીમી. ૧૬
કૂબર તો કૂડે ભર્યોરે, પુત્ર થયો ઋષિરાજ;
પિતા પુત્ર કહો સ્યું ઠરેરે, સરજ્યું કરમે કાજ. ભીમી. ૧૭

( દુહા. )

[4]અહી મસ્તકે જયુંમણિ, [5]સોવન રેત-વિકાર;
[6]પંક થકી પંકજ હોયે, સ્યું જાતે અધિકાર. ૧
શ્રેણિક પહેલી ભોગવે, કોણિક છઠ્ઠી હોય;
અભય મેઘકુમાર ઋષિ, અનુત્તરે સુર હોય. ૨

( ઢાળ ૫ મી.-દેશી ચોપાઇની. )

કેવળમહોત્સવ સુરવર કરે, હર્ષભર્યા જય જય ઉચ્ચરે;
ભીમી સારથવાહ વસંત, તાપસ જિનધર્મી ગુણવંત. ૧
ગિરિવર ચઢી નમ્યા કેવળી, ધર્મ સુણે નિજ મનની રૂળી;
દેસણ સુણી [7]રળિયાયત થયા, વાંદીને તાપસપુર ગયા ૨
સાપ એક બિલવાસી રહે, બહાર મુખ કાઢીને કહે;
માણુસ ભવ તપ સંયમહાર, ક્રોધે સાપ થયો દુખકાર. ૩

---

૧ મદદ. ૨ ઇંદ્ર-મોટા દેવો. ૩ વ્યાપારી. ૪ સાપના માથામાં ઝેર મટાડનાર મણી થાય છે. ૫ રેતમાંથી સોનું નીકળે છે. ૬ કાદવમાંથી કમળ પેદા થાય છે ત્યાં પછી જન્મભૂમિની અસરનું ક્યાં કારણ રહ્યું ? ૭ ખુસી.

પૂરવ કોડિ લગે તપ તપે, ક્રોધે મુહૂરતમાંહે ખપે;
ભર્યું વન બહુ તરૂવર તૃણે, દાવાનળ બાળે તતખણે. ૪
અચ્છંકારીભટ્ટા સતી, મંત્રી ઘર તે રહેતી હતી;
ક્રોધે આવી કિયો પ્રવેશ, વેચાણી તે બાબર દેશ. ૫
ઘેવર ક્ષપક તપસ્વી થયો, ક્રોધ પ્રભાવે નરકે ગયો;
ચારિત્ર પાળ્યાનો એ સાર, ઉપશમ કીજે સુખદાતાર. ૬
હિવ કુળપતિ તે કેવળી પાસ, સંયમ લિયે મનને ઉલ્લાસ;
ચોમાસું રાખી કેવળી, હુઓ વસંત શ્રાવક મનરૂળી. ૭
ધર્મધ્યાન [1]અહનિશ મન ધરી, સાત વરષ વોળ્યાં દુખ કરી;
અન્યદા ભીમી વાણી સુણે, નળ જાય છે પંથી ભણે. ૮
એહ વચન ભીમી સાંભળે, નળ નેહે તિહાંથી નીકળે;
રાન માંહિ ભમે તે સતી, પાણી ન પામે એકે રતી. ૯
તરસેં હીંડે આકુળમના, નદી એક દીઠી જળ વિના;
તસ [2]ઉપકંઠે ભીમી ગઇ, [3]અજળ નદી તે સજળી થઇ. ૧૦
સારથવાહ નામે ધનદેવ; ઉતરી ઉપાસે તેણે ખેવ;
લોક પશુ સહુયે તેહતણો, જળ પાખે સીદાએ ઘણો. ૧૧
દવદંતીના શીળ પ્રમાણ, સજલ નદી થઇ શેઠ સુજાણ;
બહુમાની ભીમી તેણે ખેવ, સાથ માંહે આણે ધનદેવ. ૧૨
સાથમાંહે એક શ્રાવક ભલો, મલ્લિનાથ પૂજે ગુણનિલો;
તિણે શ્રાવક જાણી ગુણવતી, બહિન કરી સા માની સતી. ૧૩
તે સારથપતિ કેતે દિને, પુહતો અચળપુરી ઉપવને;
તિહાંથી ગયો બીજી દિસે વહી, દવદંતી તેણે પુર રહી. ૧૪
બેઠી આવી સરોવર પાળ, કહેને ઘર જાએ સમકાળ;
ચિંતે કિહાં જાયેસિ ચિંતી, પરદેશીની એહજ રીતી. ૧૫

---

૧ રાત દિન. ૨ કિનારે. ૩ પાણી વગરની નદી પણ સતીત્વના પ્રભાવથી પાણીની છતવાળી થઇ.

(દુહા.)

પંથીડા દેઉલ શરણ, કે સરવરની પાળ;
પંથી હોય દયામણા, જિમ જિમ પડે વિયાલ. ૧
પંથીડા [1]તહીઆં ભલા, [2]જથહી [3]જંમોપત્તી;
માન સરોવર બાહરા, હંસ હુવા બહુ ભત્તિ. ૨
દારિદ્રી મૂરખ સદા, એ બેઉ દુખિયા જોય;
પરવશ બીજા પંથિયા, એ મહા દુખીઆ હોય. ૩
જિહાં કો આપણડું નહીં, કિં કીજે નગરેણ;
ભલું એ લઘુતર ગામડું, સુખિયા થઇએ જેણ. ૪

(ચોપાઈ)

નળ ગયો પરદેશે વહી, ભીમી અચળપુરે તે ગઇ;
મુની મેઘરાજતણી એ વાણી, એટલે ત્રીજો ખંડ વખાણી ૧

ઈતિ શ્રી નળદમયંતી રાસનો ત્રીજો ખંડ સંપૂર્ણ.

## ખંડ ચોથો.

(રાગ સિંધુઓ—શાળીભદ્ર ભોગીરે હોય-એ દેશી.)

રાજ સકળ ઋદ્ધિ જેણે ભોગવીજી, તે દવદંતી નાર;
પાળેં બેઠી અતિહી દયામણીજી, એકલડી નિરધાર. ૧
કર્મતણી ગતિ દોહીલી જાણિયેજી, માણસ કેહી માત્ર.
રામ રાવણ સરખા નવ છૂટીઆજી, જે હતા ઉત્તમ ગાત્ર. કર્મ. ૨
તેણે નગરેં ઋતુપર્ણ રાજિયોજી, ચંદ્રયશા ઘર નાર;
તેહની દાસી એક સરોવરેંજી, ગઇ છે ભરવા [4]વારિ. કર્મ. ૩
દાસી આવી ચંદ્રયશા પ્રતિજી, બોલી સાંભળ માત;

૧ ત્યાંજ. ૨ જયાં. ૩ જન્મોત્પત્તિ. ૪ પાણી.

સરવર પાળે એક દયામણીજી, બેઠી નારી [1]અનાથ. કર્મ. ૪
સખી પાંહે અણાવે ચંદ્રયશા સતીજી, નવી ઓળખી ભાણેજ;
પડતી વેળા કોઈ ન ઓળખેજી, કવણ સગાં ને સણેજ. કર્મ. ૫
તેડે તિણે માની સા સતીજી, વચને ઘણો સંતોષ;
રૂડે રાખી તે ભીમી ભલીજી, [2]અસનાદિક બહુ પોષ. કર્મ. ૬
ચંદ્રવતી છે બેટી તેહનેજી, મૂકી સતી તસ પાસ;
સુખણી કીધી ભીમી બહુ પરેંજી, જગમાંહિ એજ સાબાસ. કર્મ. ૭

( દુહા. )

નિરધનને આદર દિયે, શરણે રાખે જેહ;
આપદ પડિયાં ઉદ્ધરે, [3]પૃથવીભૂષણ તેહ. ૧
ધરતિયે એ નર ધર્યા, ધરતીમંડણ હોય;
વિણ સ્વારથ ઉપગારીઓ, કીધો જાણે સોય. ૨

( ઢાળ ૨ જી–દેશી ચોપાઈની. )

અન્યદા તે રાજા ઋતુપન્ન, બોલ્યો નરપતિ અતિ સુવચંન;
પુત્રી ભીમી સાંભળ વાત, વચન એક બોલું છું સાચ. ૧
લખમી માહરે ઘર છે ઘણી, આરતિ ચિંતા સવે અવગુણી;
માંડો મોટી એક દાનશાળ, દીજે પુત્રી દાન રસાળ. ૨
દાને દુર્ગતિ દૂરે ટળે, દાને વંછિત આવી મળે;
વશીકરણનો એહ ઉપાય, ભૂપતિ સરખા પણ વશ થાય. ૩
વયર વેડ પરહું વોળિયે, મીઠે મોહે દીધે કોળિયે;
માદળ પહેલું બોલે [4]નીઠ, [5]લોટે દીધે બોલે મીઠ. ૪
વડપણ નાવે ધૂળે સિરેં, વડપણ આવે કરિયાવરેં;
ધૂળી [6]ગાડર ફરતી જોય, શું આદર પામે છે સોય. ૫
શ્રેણિક સરખા જે નરપતિ, જેહને ઘર બહુ લખમી હતી;
તે પણ શાલિભદ્ર આવાસ, જોવા આવ્યો મન ઉલ્લાસ. ૬

---

૧ ધણીથી વિખૂટી પડેલી. ૨ ભોજન વગેરે. ૩ પૃથ્વીને દીપાવનાર. ૪ પરાણે. ૫ લોટના લુંદાથી મીઠું બોલે છે. ૬ ઘયળ.

વાડી પણ ફૂલીને ફળી, ધન્નો સૂતો તિહાં મન રૂળી;
સારથવાહ સુદાને સહી, આદીશ્વરની પદવી લહી. ૭
કુમર સુબાહુ સોભાગી જોય, એ સહુ દાનતણાં ફળ હોય;
અભયપાત્ર છે મોક્ષ નિદાન, સુખસંપતિ દીએ બીજાં દાન. ૮
એહ વચન સંભળ દવદંતી, દાન દિયો અતિ મતની ખંતિ;
નગરતણે બાહર એક કરી, દાનશાળ માંડી ધન ભરી. ૯
એહવે પિંગળ નામે ચોર, કર્મ કરે છે કઠિન કઠોર;
એકદા તે ઝાલ્યો મહારાજ, બાહેર કાઢયો મારણ કાજ. ૧૦
દવદંતીની દ્રષ્ટે પડયો, ચિંતે અહો કર્મે એ નડયો;
રાજા પાંહે છોડાવ્યો તેહ, ઉત્તમની કરણી છે એહ. ૧૧
વાટે વૃક્ષ દિયે આધાર, વરસે મેહ સદા જળધાર;
સૂરજ ટાળે જગ-અંધાર, કારણ કેવળ જગ-ઉપગાર. ૧૨
કહિયે ન શકયો કરી ઉપગાર, કિંપિ ન બીહીનો શત્રુ લગાર;
ધન કમાયું બાંધ્યું રહ્યું, પેટ ભર્યું તો કેહું થયું. ૧૩
દવદંતિ કહે પિંગળ સુણો, કુસંગતિ દૂરે પરિહરો;
[1]સાતે વ્યસન નિવારો ગણી, જેહથી લાહયે આપદ ઘણી. ૧૪
કુસંગતિના સુણો અવદાત, ઉત્તમને કોઇ પૂછે વાત;
લીંબ સમીપે ઉગ્યો અંબ, ફળ કડવાં થાયે [2]અવિલંબ. ૧૫
[3]ઉદધિ બંધાણો રાવણ સંગે, પોપટ વંઠયો ભીલ પ્રસંગે;
ઘટિકા ચોરે પાણી જાત, ટીજે ઝાલર દિનરાત. ૧૬
મીઢાદાસી ખેં ખેં કરે, તિમ તિમ વાનર ચિત્તેં ડરે;
કિંબહુના દીસે પરલોય, કહિયે કુસંગતિ ભલી ન હોય. ૧૭
કહિયે કુસંગતિ રૂડી નહીં, ગાયે લક્કડ ઘંટા વહી;
માકણ સંગે જુ નિર્બંશ, કાગ પ્રસંગે મરાણો હંસ. ૧૮

---

૧ ચોરી, જુગાર, પરસ્ત્રી સેવન, શિકાર, દારૂ પીવો, માંસભોજન અને વેશ્યાગમન એ સાત દુર્વ્યસન છે. ૨ ઢીલ વગર. ૩ દરિયો.

ઇત્યાદિક દ્રષ્ટાંત અનેક, કુસંગતિ [1]વારો ધરિ વિવેક;
[2]સાધુ સંગતિ કરો નિરમળી, જેહથી પુહુચે મનની [3]રૂળી. ૧૯
ચંદન ટાળે બહુ ઓખમા, ચંદનથી ટાઢો ચંદ્રમા;
વિરહી જનને બહુ દુખકાર. સાધુ સંગ સહુને સુખકાર. ૨૦
મેરૂ ઉપરજ ઉગ્યાં તૃણાં, ઉપમા પામે કંચન તણાં;
મલયાચળની સંગતિ જોય, વૃક્ષ ઘણાં ચંદન મય હોય. ૨૧
ઉત્તમ સંગતિ કરવા જાય, નીચથકો પણ તે પૂજાય.
[4]ગંગા કર્દમ આદર વડે, ગોપીચંદન મસ્તકે ચડે. ૨૨
ચ્યાર હત્યા જેણે નર કીધ, સ્ત્રી મસ્તક છેદી કર લીધ;
એહવા પણ પુહુતા સદગતી, જાણો સાધુતણી સંગતિ. ૨૩
કાઠીવાહ મુનીસર તિમે, [5]ચોથું વ્રત પાળે પૂનમે;
તેહથી મન વંછિત તસ થાય, રાજતણો પામ્યો સુપસાય. ૨૪
ઉત્તમ સરસી સંગતિ કરે, પંડિત ગોષ્ટિ હિયડે ધરે;
નિરલોભીશું મૈત્રિ યદા, તે નર નહુ સીદાએ કદા; ૨૫
એહ વચન ભીમીનાં સુણી, પિંગળે સમતા આણી ઘણી;
સેવા સાધુતણી તે કરે, અવગુણ અંગથકી પરિહરે. ૨૬
મુનિવર પાસે સંયમ લીધ, ઉત્તમ કારજ સઘળાં કીધ;
ચારિત્ર પાળી થોડે દિને, દેવ થયો મોટો શુભ મને. ૨૭
જાતિ સંભારે પૂરવતણી, જાણી ભીમી ઉપકારિણી;
તે સુર આવી મનને કોડિ, ભીમી વાંદે બેકર જોડી. ૨૮
[6]કનકવૃષ્ટિ તિહાં કીધી ઘણી, સુર પુહુતો નિજ મંદિર ભણી;
ઉત્તમ તિહાં કીધો ઉપગાર, નહુ વિસારે કિંપિ લગાર. ૨૯

( દુહા. )

સુર કીધો ઉત્સવ ઘણો, દેખી રિતુપનરાય;
ભીમીને સુવિશેષ શું; આદર કરે સવાય. ૧

---

૧ બંધ કરો. ૨ સારા પુરૂષોની. ૩ ઇચ્છા આસ્યા. ૪ ગંગાજીના ગારાનો. ૫ બ્રહ્મચર્ય. ૬ સોનાનો વરસાદ વરસાવ્યો.

( ઢાળ ૩ જી-દેશી વિમળમહેતાના રાસની. )

નળ દવદંતીની સુણી, ભાવઠ ભીમનરિંદ;
ઝૂરે દુઃખ હિયડે ભર્યું, તિમ અંતેઉર વૃંદ. ૧
આવોને આજ અહ્મારડે, પંથિડા ઘરબાર;
સહજ સલૂણા રાજીઆ, મયા કરી ઉરધાર. આવો૦ ૨
કિહાં પરદેશ ભાવઠ કિંહાં, કિહાં નળનૃપ વડવીર;
જિમ જિમ પડે વિપત્તડી, તિમ તિમ સહે શરીર. આવો૦ ૩
એમ ઝુરંતો રાજિયો, બેસી સભા સમાજ;
દહ દિશ દૂત પઠાવિયા, નળને જોવા કાજ. આવો૦ ૪
અચળપુરે જોવા ગયો, વડો કેહરિ સિત્ત;
દાનશાળા સંભળિ કરી, બેઠો તિહાં પવિત્ત. આવો૦ ૫
દવદંતી તિણે ઓળખી, હિયડું ઘણું ભરાય;
ચંદ્રયશા રૂતુપર્ણને, જાણ કરેવા જાય. આવો૦ ૬
તસ વચને જાણી સતી, દવદંતી છે તેહ;
ચંદ્રયશાને ઊપનો, ભાણેજીપર [1]નેહ. આવો૦ ૭
ભગતિ યુક્તિ સુવિશેષ શું, સાચવીયે તાસ;
બેડો કહે રાય પાઠવો, [2]ભીમી ભીમ-[3]આવાસ. આવો૦ ૮
રાજા બહુ પરિવારશું, ચલાવી દવદંતી;
થોડે દિને કુંડિનપુરે, પુહતી તેહ તુરંત. આવો૦ ૯
માતપિતા તવ સાહમાં, આવ્યાં ધરતાં મોહ;
દેખી પુત્રી દયામણી, કરે સબળ અંદોહ. આવો૦ ૧૦
માતપિતા પયલાગીને, રોવે તે દવદંતિ;
માય કહે વચ્છ રોય માં, હોશે સુખ-સંપત્તિ. આવો૦ ૧૧
ઘર આણી ઉચ્છવ કરી, જિમ નવે અવતાર;
તેણે પુર પુત્રી માનીને, પૂછયો સર્વ વિચાર. આવો૦ ૧૨

૧ સ્નેહ. ૨ દમયંતી-ભીમરાજાની કુંવરી. ૩ મહેલ-ઘર.

રાજ ગમાડચું જેમ નળે, મેલ્હી રાન મઝાર;
રોતી ભીમી સવિ કહે, ધરતી દુઃખ અપાર. આવો૦ ૧૩

( દુહા. )

માતપિતા ઇમ બૂઝવે, સાંભળ પુત્રી વાત;
કર્મે કોઇ ન મેલ્હિયું, માણસ કોણહી માત્ર. ૧
સીતા સરખી જે સતી, [1]રામરમણી વિખ્યાત;
વનમાંહિ મૂકી પતિ, જાણે સહુ એ વાત. ૨
પવનંજય [2]નૃપગેહિની, હનુમંતની જે માય;
સતી શિરોમણી અંજના, દુખણી વનમાં થાય. ૩
ઋષિદત્તા મોટી સતી, મૃગાંકલેખા વાર;
ઇત્યાદિક દુખણી હુઇ, કારણ કર્મ વિચાર. ૪
પહેલે ભવે કમાઇયાં, જે મહા ભૂડાં કર્મ;
વિણ ભોગવ્યાં નવિ છૂટિયે, જિનવર ભાખિત ધર્મ. ૫
જતી સતી સંતાપિયા, અથવા દીધાં આળ;
છોરૂ માત વિછોહીઆં, પ્રાણી ઘાલ્યાં જાળ; ૬
પૂરવ ભવે કમાઇચું, તેહવું પામે જીવ;
કુણ સારૂં ફળ નીપજે, ફોકટ ઝૂરે જીવ. ૭
જે તું આવી જીવતી, હે પુત્રી દવદંતી;
નળ [3]પુણ વહેલો આવશે, ટાળો દુઃખ તરંત. ૮
જીવંતાં પામે જગે, સુખ સઘળાં સંસાર;
યથા ભાનુ મંત્રીસરે, પામી સરસતિનાર. ૯
આવ્યું સુખ પામ્યું કુણે, દુખ પણ પામ્યું કેણ;
[4]ચક્રતણા આરા સવે, ફરતા આવે જેણ. ૧૦
એમ સાંભળી ભીમી સતી, કરતી જિન ગુરૂ [5]ભક્તિ;

---

૧ રામચંદ્રજીની સ્ત્રી. ૨ પવનંજયની સ્ત્રી. ૩ વળી. ૪ ચક્રના દાંતાની પેઠે અથવા પૈડાના આરાની પેઠે. ૫ ભકિત.

અતિ સમુહતિ તિહાં રહે, હિવ સુણુ નળ [1]વત્ત. ૧૧
રાતે રખવાળો રહ્યો, તે નળ પ્રિયાને પાસ;
વહાણે જાગી જાણીને, ચાલ્યો હૃદય વિમાસિ. ૧૨

( ઢાળ ૪ થી-રાગ મેવાડો-તે સસનેહીરે મુગધા-એ દેશી. )

નળ પરદેશે ચાલ્યો તિહાંથકી, એકલો વનહ મઝાર;
સતી સ્નેહીરે મૂકી એકલી, ઝૂરે સંભારિ સંભાર. નળ. ૧
વાટેં જાતાંરે તવ દિન આઠમે, દવ દીઠો વનમાંહિ;
સાદ કરે છે કો એક તિહાં રહ્યો, રાખો પસારી બાંહિ; નળ. ૨
વંશઇખાગીરે તું નળ રાજીઓ, જાણ્યું જ્ઞાન પ્રમાણ;
વન દવ બળતાંરે તું મુજ રાખીને, ઉપકારી ગુણખાણ. નળ. ૩
તવ નળ ચિંતેરે એ કુણ માહરૂં, જાણે કુળ ને નામ;
સાદ કરે છે મુજનેં વળી વળી, દીઠો નળે [2]નાગ તામ. નળ. ૪
તવ નળ ચિંતેરે દુષ્ટ પ્રાણીઓ, સર્પ મહા વિકરાળ;
તવ પણ રે સહુ જીવ ઉપરે, ઉત્તમ હોય દયાળ. નળ. ૫
એહવું ચિંતાવ ઓઢણ નાખીઓ, વળગો [3]આહ તણે બાથ;
આઘો જઇને નળ મૂકે જિસે, ડસીઓ ડાવે હાથ. નળ. ૬
તવ નળ બોલેરે તેં કીધું કસ્યું, મેં કીધો ઉપગાર;
પ્રાણદાયકને જે ઇમ ડસે, એહ દુર્જન આચાર. નળ. ૭

( દુહા. )

વેશ [4]કુનારી ચોરટો, રાજા [5]નીર અથાહ;
જોગી [6]પાવક પાળીઓ, દૂર્જન છેહ દે દાહ. ૧
દૂર્જનનો વિશ્વાસડો, કરતાં હોયે હાણ;
[7]વાયસ જો ઘર રાખિયો, ઘુઅડ બલ્યા નિરવાણ. ૨

---

૧ વાત. ૨ સાપ. ૩ સાપ. ૪ નઠારી સ્રી. ૫ પાણી. ૬ અગ્નિ. ૭ વિશ્વાસ. ૮ કાગડાને.

દુર્જન જતને પાળિયે, એ તું મ કરે ધાંખ;
હંસે રાખ્યો બૂડતાં, ઉંદરે કરડી પાંખ. ૩
મિત્ર અને કુમિત્રનો, રખે કરે વિશ્વાસ;
બાળે બેહુ કોપ્યાથકી, જિમ દવ બાળે ઘાસ. ૪
દુર્જન તે દુર્જન સહી, સીંચી જે અમિયેણ;
અંબ ન હોયે લિંબડો, જાતિતણે ગુણેણ. ૫

( ઢાળ પ્રથમની ચાલુ. )

તિણે વિખેં પીડયોરે નળ થયો કૂબડો, કાળો અને કુરૂપ;
તવ નળ ચિંતેરે હિવ કિહાં જાઇએ, એહવું લેઇ રૂપ. નળ. ૮
ઇમ ચિંતવતાંરે [1]અહિ ફીટિયો, [2]સુરવર એક ઉદાર;
તે સુર બોલ્યોરે હું ઇહાં આવીઓ, ધરતો પ્રેમ અપાર. નળ. ૯
નિષધનરેસર હુંછું તુજ પિતા, આવ્યો એણે ઠામ;
દોહિલી વેળા આવે આપણે, નહીંતર કેહી કામ. નળ. ૧૦

( દુહા. )

સંદેસે નવિ આવીઆ, જે વેલા ન પુહુત્ત;
તે સાજણ તિણ દેશડે, કરજો રાજ બહુત્ત. ૧
રોગેં કષ્ટેં પીડિયા, કાળ દુકાળે જેહ;
દોહિલી વેળા આવિયા, સાજણ ગણજો તેહ. ૨
કામકાજ આવે નહીં, તે સાજણ કુણ નામ;
મોટા તાડ સરીખડા, વાધ્યા તે કુણ નામ ? ૩

( ઢાળ પાછલી ચાલુ. )

નિષધ કહે છેરે પુત્ર તુમે સુણો, મમણને ભવે [3]સાધ;
ઘટિકા બારેરે તેં સંતાપીઓ, તે કર્મ કરેરે આ[4]બાધ. નળ. ૧૧
તિણે પ્રમાણેરે બાર વરષ લગેં, [5]ભાવઠ તું નળ જાણ;

---

૧ સાપ મટીને. ૨ ઉત્તમ દેવ. ૩ સાધુ–મુનિ. ૪ પીડા સંતાપ. ૫ દુઃખ–કષ્ટ.

કર્મ આગળ કોઇ દેવો તણો, ન કુરે કિંપિ [1]વિનાણ. નળ. ૧૨
રાજ્ય કરંતારે સઘળા રાજીઆ, તેં કીધી નિજ [2]દાસ;
તે હિવડાંરે તુજને ઓળખી, નળ તુજકરેરે [3]વિનાશ. નળ. ૧૩
તેણે કારણે તુજ રૂપ ટાળિયું, તું થયો અતિહિ કુરૂપ;
રાખો વસ્ત્રાભરણ કરંડીઓ, પહેર્યે હોશે સુરૂપ. નળ. ૧૪
નળ રાયે રાખ્યોરે તેહ કરંડીઓ, પૂછી ભીમી વાત;
શીળ પ્રશંસા સુર સુવિશેષશે, સઘળી કરેરે વિખ્યાત. નળ. ૧૫
હિવ સુર ભાખેરે નળ સુત તુમે કહો, કિહાં મૂકું તુજ આજ;
તવ નળ બોલેરે મુજ સુસુમાર પુરે, મૂકો હે સુરરાજ. નળ. ૧૬
તવ નળ મૂકયોરે તે પુર ઉપવને, સુર પુહતો નિજ ઠાય;
[4]પંચમ કલ્પે મહા સુખ ભોગવે, તપ સંયમ ફળ જોય. નળ. ૧૭

( દુહા. )

નળ હવે પુરમાંહિ ચાલિયો, વાંદે ચૈત્ય ઉદાર;
જેહને દરસણે પામિયે; સુખ સંપત જયકાર. ૧
કર જોડીને વીનવે, જય [5]જિન જય જગતાય;
દુખ હરવા સુખ પૂરવા, તું સમરથ જિન રાય. ૨
એહવે એક [6]ગજ મદ ભર્યો, ત્રોડી સાંકળ પાસ;
ત્રાસ પમાડે નગરને, [7]સબળો કરે વિનાશ. ૩
ગોખે ચડયો દધિપન્ન નૃપ, બોલે જે ગજરાજ;
ઝાલે તાસ [8]ઇનામ દે, [9]સારૂં વંછિત કાજ. ૪
શૂર શિરોમણી ભલભલા, નાવે કો ગજ દ્રેઠ;
વાહલું સહુયેં છે ઘણું, તે સહુ જીવિત હેઠ. ૫

---

૧ વિજ્ઞાન ૨ તાબેદાર. ૩ નાશ કરવાનો ઉદ્યમ આદરે છે. ૪ પાંચમા દેવલોકમાં. ૫ જિનમંદિર. ૬ હાથી ગાંડો બનેલો. ૭ બહુજ નુકશાન. ૮ ઇનામ-નિવાજસ. ૯ પૂર્ણ કરૂં.

આપે કુશળ તો ઘર કુશળ, ઘર કુશળ તો જગ્ગ;
ન ઘર કુશળ ન જગ કુશળ, (ત્યારે) જગ્ગે લગ્ગી અગ્ગ. ૬
ઇણ અવસરે નળ રાજીઓ, ચહુટે આવ્યો [1]જામ;
શોર કરંતો બહુ પરે, દીઠો નળે ગજ તામ. ૭
તતક્ષણ ગજ શિખ્યા કરી, ચડી જઈ ગજકુંભ;
અંકુશ શિરે પ્રહારીને, લેઇ બાંધ્યો ગજથંભ. ૮
એ સવિ સાંભળી વાતડી, તેડાવે પુરરાય;
કનકતણાં કર સાંકળાં, રાય કરે સુપસાય. ૯
સભામાંહિ આવી કરી, અનુમંતો મહપત્ત;
બેઠો નૃપ પાસે જઇ, રાજા પૂછે વત્ત. ૧૦

( ચોપાઇ. )

ભીમી છાંડી કૂબડ થયો, દધિપન્ન રાજા પાસે ગયો;
મુનિ મેઘરાજતણી એ વાણિ, એટલે ચોથો ખંડ વખાણ. ૧

---

# ખંડ પાંચમો.

---

( ઢાળ ૧ લી–રાગ મારૂણી–વીણા બજાવેરે–એ દેશી. )

કિહાં હુંતાં કૂબડ તુમે આવ્યા, કેહું તુમારૂં ગામોરે;
શે કારણે તુમે આંહી આવ્યા, કિશું તુમારૂં નામોરે.
નૃપ ઇમ પૂછે રે. ૧
કૂબડ કહે છે નરવર સંભળે, કોશલ દેશ સુહાયોરે;
નગરી અયોધ્યા ઈંદ્રપુરી સમ, તિહાં હૂઓ નળરાયોરે. નૃપ. ૨
હુંડક નામે તસ લઘુ ભાઇ, તિણ સાથે જૂઓ રમિયોરે;
રાજ રમણિ પુર દેશ વેલાઉલ, સયળ વિભવ સુખ ગમીઓરે. નૃપ. ૩
રાજન આપ સવારથ વાહલો, કુણ ભાઇ કુણ જાતોરે;
રાજતણો લોભી કનકરથ, પુત્ર વિણાશે તાતોરે. નૃપ. ૪

નૃપ રાજ ગમાડ્યું તે નળ રાયે, નીકળ્યો ત્યજી આવાસોરે;
દવદંતીને સાથે લઈ, એકલડો વન વાસોરે. નૃપ. ૫
લીલા લહરી પૂર પ્રતાપી, ઇંદ્ર સમો નળ હુઓરે;
દુખ દીઠું તિણે એકે વારે, તેણે કારણે વને મૂઓરે. નૃપ. ૬
કોમળ પ્રાણી ટાઢે તડકે, થોડે ઘણું કમલાયરે;
જિમ હિમ પડતે માસ શિયાળે, કમલિની કરમાયરે. નૃપ. ૭
હું [1]સુઆર હતો નળ કેરો, મેં જાણ્યું શું રહિયેરે;
સ્વામિ ગમાડી પુંઠે રહેતાં, આદર કેતો લહિયેરે. નૃપ. ૮
સાચો સેવક તેહજ કહિયે, જે રહે પ્રભુને હેઠેરે;
[2]સ્વ દેશે અથવા પરદેશે, સુખ દુઃખ સાથે વેઠે રે. નૃપ. ૯

( દુહા. )

સેવક કામે જાણવો, બંધવ કષ્ટે જાણ;
ભાર્યા પણ નિરધન પણે, પરખીજે નિરવાણ. ૧
સોહલામાં સહુયે મળે, દોહિલે ન મળે કોય;
વૃક્ષ ફળ્યાં દેખી કરી, પંખી આવ્યાં જોય. ૨

( ઢાળ પાછળનીજ ચાલુ. )

તેણે કારણે અયોધ્યા છોડી, હું આવ્યો તુમ પાસોરે;
નિરગુણ નિઠુર હું છું રાજન, જે મેહલી નર આસોરે. નૃપ. ૧૦
હું આવ્યો તુમારે પાસે, તુજ ગુણ સહુ વખાણેરે;
સ્વામી તેહવો કીજે માથે, ગુણ અવગુણ તે જાણેરે. નૃપ. ૧૧

( દુહા. )

કુગામ વાસ કુભારજા, [3]સામિ નહિ [4]સુવિવેક;
પરવશ રોગે પીડિયો, મરણથકી અતિરેક. ૧

---

૧ રસોઇયો. ૨ પોતાના દેશમાં. ૩ ધણી-માલિક. ૪ ખોળ ગોળની ખબર ન હોય તેવો અબૂઝ-વિચાર વિનાનો હોય.

વૈરીને માને પ્રભુ, જે જાણે ગુણવંત;
પોતાનું પણ પરિહરે, નિરગુણ જાણી સંત. ૨
ભુંડા પણ પ્રભુ સેવિયે, ભલી સભા જે હોય;
ભલો પણ ભુંડી સભા, તો છાંડે નર જોય. ૩

( ઢાળ પાછળનીજ ચાલુ છે. )

કૂબડ વયણે નળના જાણ્યા, મરણતણા સમાચારોરે;
દુઃખ ધરે તે દધિપર્ણ રાજા, કરતો હાહાકારોરે. નૃપ. ૧૨
પ્રેતકાજ કરે સવિ નળનાં, મન વૈરાગેં રહિયેરે;
પ્રેમી અથવા વેરી હોજો, ગુણવંતના ગુણ ગ્રહિયેરે. નૃપ. ૧૩
દધિપર્ણ રાજા પૂછે કૂબડ, તુજ પાસે કળા [૧]કેતીરે;
તુમે જાણી જે હુએ વિદ્યા, દેખાડો અમ [૨]તેતીરે. નૃપ. ૧૪
સુરજપાક રસોઇ શીખી, નળ પાસે અતિ હેજેરે;
દૂધ ચોખાદિક રાજા સોંપે, નળ રાંધે [૩]રવિ–તેજેરે. નૃપ. ૧૫
સહુયેં જાસક હરખે જમિયા, સૂરજપાક રસોઇરે;
વિદ્યા એહવી તેહની દેખી, [૪]પ્રશંસે સહુ કોઇરે. નૃપ. ૧૬
દધિપર્ણ રાજા [૫]રંજ્યો બોલે, [૬]ભૂષણ ટંકા લાખોરે;
ગામ પાંચસે ઉપર દીજે, એ કૂબડા તુમે રાખોરે. નૃપ. ૧૭
ગામ વિના બીજું સહુ રાખ્યું, લોકે તસ ગુણ કહિયેરે;
વિદ્યા શીખી દેશ વિદેશેં, સઘળે પૂજા લહિયેરે. નૃપ. ૧૮

( દુહા. )

રૂપ કુરૂપ કશું કરે, માનીજે ગુણ જોય;
[૭]આઉળિ કેરાં ફૂલડાં, શિરે ન ચાઢે કોય. ૧
આડંબરે નહું પૂજિયે, ગુણે કરી પૂજાય;

---

૧ કેટલી. ૨ તેટલી. ૩ સૂર્યના કિરણો મારફત. ૪ વખાણે. ૫ ખુશી થયો. ૬ દાગીના અને સોના મ્હોરો. ૭ આવળનાં ફૂલ સુગંધી રૂપી ગુણ વગરનાં હોવાથી કોઇ માથે ચડાવતું નથી.

દૂધે વિના અલંકરી, નવિ વેચાયે ગાય. ૨
કસ્તૂરી કાળી હોવે, શિરે વહે નરરાય;
રૂપ કુરૂપે શું હુએ, ગુણ સઘળે પૂજાય. ૩
કૂબડ કહે નરવર સુણો, [1]પારધિ [2]મદિરા ટાળ;
ધર્મ કરાવો બહુપરે, દેશ ભલી પરિપાળ. ૪
તવ તિણે રાયે માનિયું, હિયે ધરી બહુ ભાવ;
સુવચન વચ અંગીકરે, ઉત્તમ એહ સભાવ. ૫

( ઢાળ ૫ મી-સુરત બંદર મંડણો---એ દેશી. )

હિવ દવદંતિ પીહરે રહી, કરતી મન જંજાળોરે;
ભીમરથ રાજા પાસે જઇ, બોલે સા વર બાળરે. ૧
બાબાજી રે નળની ખબર કરો, જોવરાવો પુર દેશરે;
ન જાણું રે તે પિયુ કિહાં હોશે રે, શે રૂપે શે વેશરે. બાબાજી. ૨
એહવે દધિપન રાયનો, કામ વિશેષે દૂતરે;
કુંડિનપુરવર આવિયો, ભીમનૃપ દ્વારે પહુત્તરે; બાબાજી. ૩
ભીમરથ રાયે પૂછિયું, કહો તુમ રાજ સરૂપરે;
તે કહે એક પરદેશથી, આવ્યો[3] સૂઆર કુરૂપરે. બાબાજી. ૪
સકળ કળા કરી પૂરિયો, કહિયે હુંડિક નામરે,
સૂરજપાક રસોઇ એ, નીપજાવે [4]અભિરામરે. બાબાજી. ૫
એહવી સાંભળી વાતડી, ભીમી કહે સુણ તાતરે;
[5]ચર મોકલો તિણે પુરે, જોવરાવો એહ વાતરે. બાબાજી. ૬
નળ વિના કોઇ જાણે નહીં, સૂરજપાક રસોઇરે;
તવ કુશળો નૃપે મોકલ્યો, બહુઓ અતિ ડાહ્યા જોઇરે. બાબાજી, ૭
રાય દધિપર્ન સભા તે જઈ, જોયું હુંડિક સૂત્રરે;
[6]વિરહદાવાનળ પીડીઓ, ઝૂરે મન માંહિ બહુતરે. બાબાજી. ૮

---

૧ શિકાર. ૨ દારૂ પીવો બંધ કરો. ૩ રસોઇઓ. ૪ મનોહર. ૫ દૂત-જાસૂસ. ૬ વિયોગ રૂપી લાહ્યથી પીડાયલો.

તવ કુશળો ચિત્ત ચિંતવે, કિહાં નળ દેવસરૂપીરે;
કિહાં હુંડિક એ કૂબડો, કાજળવરણુ કુરૂપીરે. બાબાજી. ૯
હુંડિક ઉપર ભીમીની, નળની ફોકટ ભ્રાંતિરે;
તો પણ જોઉં બોલાવીને, કાંઇ રાખું એહ ખંતિરે. બાબાજી. ૧૦
તવ દધિપર્ન નૃપ પૂછીને, નળ નાટક સનરંગેરે;
માંડે કુશળો આદર કરી, લેઈ સયલ ઉપાંગરે. બાબાજી. ૧૧

( દુહા. )

જિમ નળ ઘરથી નીસર્યો, આવ્યો વનહ મઝાર;
એકલડો નાશી ગયો, મૂકી સતી [1]નિરાધાર. ૧
જિમ જિમ વીતક વાંચીએ, તિમ ખૂહચે સંકેત;
તિમ તિમ ઝૂરે મન ઘણું, હુંડિક દુઃખ સમેત. ૨
વળી કુશળો બોલે તિહાં, રે [2]નીઠુર નિર્લજ્જ;
એકલડી પ્રિયા તજી, તે શું કીધો [3]કજ્જ. ૩
જગમે પાપી છે ઘણા, દ્રોહી પણ લખ હોય;
રે નિર્ગુણ નળ તું સમો, [4]અવર ન દીઠો કોય. ૪
સૂતી વિશ્વાસે સતી, પ્રિય ઉપર બહુ [5]રાગ;
તે મૂકીને જાયતાં, કિમ [6]વૂઠા તુહ પાગ. ૫
સ્વામીદ્રોહી ને ગુરૂદ્રોહી, મિત્રદ્રોહી અતિ ધીઠ;
વળી વિશ્વાસે ઘાતકી, તેહનું મોહ મ દીઠ. ૬
એણુ વચને તે [7]ગહિવર્યો, ભરિયો દુઃખ અપાર;
નીસાસા બહુ નાખતો, [8]ગાઢો રડે સૂઆર. ૭
રૂપ કર્યું ભીમીતણું, તે લેઈ [9]ગળપાસ;
તબ કૂબડ નેહે ભર્યો, ઊઠી [10]વારે તાસ. ૮

---

૧ કોઇના પણ આધાર વગર. ૨ નઠોર. ૩ કામ. ૪ બીજો. ૫ પ્રેમ. ૬ પગ કેમ ચાલ્યા–ઉપડયા ? ૭ ધભરાયો. ૮ બહુજ. ૯ ગળાફાંસો. ૧૦ મના કરવા લાગ્યો.

હે દેવી તું કાં મરે, હું છું તાહરે પાસ;
નેહવિલૂધી નારીને, હિવ નહીં જાઉં નાસી. ૯
ઇમ આપણપું પ્રગટિયું, [1]નેહગહેલો સોય;
[2]પ્રેમસુરાસદ ધારિયો, પ્રાણી પરવશ હોય. ૧૦
મદિરા પાંહે દ્રોહ કર, નેહ નિખરો અપાર.
જેણે [3]વાહ્યો જાણે નહી, જીવ વિવેક વિચાર. ૧૧
છેદી છોલી છુંખરી, કટકા કીધા કોડ;
શેલડીતણે પટંતરે, અતિ રસીઆને ખોડ. ૧૨
સાજન સાજન સહુ કરો, અસે ન કરસ્યું કોય;
[4]જેતો તુંહી સુખ સંપજે, [5]તેતો ફિર દુખ હોય. ૧૩

( ઢાળ ૬ ઠ્ઠી-ચોપાઈ. )

હિવ કુશલો બોલે કુળજાત, હુંડિક પૂછું તુજ એકવાત;
નાટક દેખે સહુએ વડું, કૂબડ કાં તુજ દુખ એવડું ? ૧
તવ કૂબડ બોલે મુખ હસી, એણી વાતે [6]વિમાસણ કિસી;
હું નળના ઘરનો [7]સૂઆર, તેણે ઉપજે મુજ દુઃખ અપાર. ૨
સાસિભગત જે સેવક હોય, સામી દુઃખ દેખીને રોય;
જિમ ભીસીના ગુણ સાંભરે, તિમ હિયડું ફાટે દુખ ધરે. ૩
ભાઉ ભલપણ જગે ગાઇયે, ગુણ દેખી ગહેલા થાઇએ;
સંભારી સીતા ગુણગ્રામ, વનવાસી રોયા શ્રી રામ. ૪
કારજ મંત્રી નેહે માય, કામે દાસી ક્ષમા સવાય;
રૂપે રંભા શયને નારિ, રોઉં ભીસી ગુણ સંભારિ. ૫
કુશળાને કૂબડ લેઇ ઘરે, સૂરજપાક રસોઇ કરે;
જમાડી કુશળાને દિન્ન, ભૂષણ ટંક લક્ષ સોવન્ન. ૬

---

૧ પ્રેમઘહેલો. ૨ પ્રેમરૂપી દારૂ પીધો હોય. ૩ છકેલો. ૪ જેટલુંજ. ૫ તેટલુંજ ફરીને. ૬ વિચારવા જેવું શું છે. ૭ રસોયો.

કુશળો કહે છે કૂબડ સુણો, તુજ ઉપર નળનો ભ્રમ ઘણો;
જો તું નળ હોએ તો માન, ભીમી ઝૂરે સોવન વાન; ૭
કૂબડ કહે કુશળ સાંભળો, હું કૂબડ [1]કાજળ શામળો;
નળ સોભાગી રૂપે દેવ, કાજળ [2]ભ્રમ ટાળોને હેવ. ૮
તવ હિવ કુશળો પાછો વળ્યો, જઇ કુંડિનપુરે ભીમરથ મળ્યો;
કુશળો કહે સુણો [3]ભૂપાળ, કૂબડો રૂપે અતિ [4]વિકરાળ, ૯
દાતા ભોકતા સુગુણ સુજાણ, સૂરજપાક રસોઇ જાણ;
ગજશીખ્યાદિક રાજાતણી, વિદ્યા જાણે છે એ ઘણી. ૧૦
મેં નાટક માંડયું નળતણું, હુંડિક પણ રોયો તિહાં ઘણું;
સેં નિંદ્યો બહુ પરે નળરાય, તેણે કીધો મુજલાખ પસાય. ૧૧
એહ વચન તેહનું સાંભળી, ભીમી થઈ આકુળ વ્યાકુળી;
બોલી ભીમરથ રાજા પ્રતિ, પિતાજી સુણજો એક મતિ. ૧૨
અમ ઘર કો હુંડિક સૂઆર, હતો નહિ એહવે આકાર;
સૂરજપાક રસોઇ સહી, બીજો નર કો જાણે નહી. ૧૩
રૂપ ફેર જે નળ રાયનું, કૈ [5]કુભોજન કારણ ગણું;
કે કરમે કરી કૂબડ જોય, પડતી વેળા એમજ હોય. ૧૪
લખમી લક્ષણવંતી જાય, તવ સહુ લક્ષણ કેવાં થાય;
[6]સયણ સંબંધી ગણે ન કોય, બોલે તે ફોકટિયું હોય. ૧૫
બહેનતણે ઘર ભાઇ ગયો, વહન વિછાઈ બાહેર રહ્યો;
દરિદ્ર કરી પામ્યો અપમાન, લાકુંકણ દીધું નામ. ૧૬
બળ બુદ્ધિ [7]લક્ષણ વિદ્યા [8]માન, ચતુરાઇ ઉદ્યમ અભિમાન;
રૂપ દયા વય તેહ સહાય, લક્ષ્મી જાતાં [9]એતાં જાય. ૧૭

---

૧ કાજળથી પણ કાળો કૂબડો. ૨ જુઠી શંકા દૂર કરો. ૩ રાજા-પૃથ્વીના પાળનારા. ૪ ભયંકર-બીહામણો. ૫ નઠારી વસ્તુ ખાવામાં આવ્યાનું કારણ સમજું છું. ૬ સજજન. ૭ સારાં લક્ષણ-ગુણ. ૮ સન્માન. ૯ આટલાં.

નળ હુઓ જે કાળો ઘણો, જાણ્યું કારણ [1]ભાવઠતણો;
[2]ગજશીખ્યાદિક જ્ઞાન ઉપાય, એણે લક્ષણ જાણો નળરાય. ૧૮
જિમ તિમ કરી અણાવો ઇહાં, હું જાણું છું નળ છે તિહાં;
તવ રાજા પૂછ્યું પરધાન, મંત્રી મતિસાગર જે નામ. ૧૯
તવ મંત્રી બોલ્યો નૃપ સુણો, સ્વયંવર માંડો ભીમીતણો;
કૂડો એ માંડો પરપંચ, તેડો દધિપન [4]સબળે સંચ; ૨૦
દધિપન્ન સાથે નળ આવશે, જો નળ તિહાં જીવતો હુશે;
સ્વયંવર નામે તે કેમ રહે, નિજ નારી જાતી કીમ [5]સહે ? ૨૧
[6]નારી રોસ પશુ નવિ ખમે, રોસે ભરિયા આતમ દમે;
એક વસ્તુના [7]અરથી હોય, વયર સુણો એહ કારણ હોય. ૨૨
વળી એક સુણો [8]અહિનાણ, અશ્વ હૃદે વિદ્યાનો જાણ;
નળ વિદ્યાયે અતિ છે વડો, સ્વયંવર દિન કહેવો ઢૂકડો. ૨૩
અશ્વ વિદ્યાને જોરે કરી, હુંડક આવશે આદર કરી;
દધિપન લેઇ આવે સોય, નિશ્ચે જાણો તે નળ હોય. ૨૪

( દુહા. )

ભીમીએ દૂત પઠાવિયો, જિહાં છે દધિપન રાય;
તેહ જઇને વીનવે, સાંભળ તું ભુવિરાય. ૧
ભીમરથ રાયે માંડિયો, ભીમીસ્વયંવર રંગ;
ચૈત્ર શુદિ પાંચમ દિને, હોશે ઉત્સવ જંગ. ૨
દિન થોડા હિવ શ્યું કરૂં, વહેલો નાવ્યો કેણ;
વાટે હું માંદો પડયો, મોડો આવ્યો તેણ. ૩

---

૧ વિપત્તિ–પીડા. ૨ હાથીને કબજે લેવાની વિદ્યા–કળા. ૩ જુઠો પ્રપંચ. ૪ બળવાન ઉપાયથી. ૫ બીજાને વરતી કેમ સાંખી શકશે ? ૬ સ્ત્રી સંબંધી અયુક્ત વર્તન જોતાં પશુઓને પણ ગુસ્સો આવ્યે સહન કરી શકતાં નથી અને લડી વઢી મરણ સુધાંત સ્વીકારી લે છે. ૭ ઇચ્છા કરનારા–ગરજુ. ૮ નિસાની.

દધિપન એહવું સાંભળી, આકુળ વ્યાકુળ થાય;
એહવે હુંડક આવીને, બોલ્યો મનને ભાય. ૪
કાં નરવર તુમે ઇમ કરો, કેહું છે તુમ દુઃખ
રાય કહે તુજને કહ્યાં, શ્યું ઊપજસ્યે સુખ્ખ. ૫
મન–દુખ સ્ત્રી વ્યભિચારિણી, ધન વંચ્યો અપમાન;
વંચાણું સહુ આગળે, એતાં ન કહે જાણ. ૬
દુખ કહિયે તે આગળે, જે [1]દુખફેડણહાર;
જે તે આગળ ભાખતાં, [2]લઘુતા લહે અપાર. ૭
કૂબડ કહે છે નૃપ કહો, એવડો શ્યો વિસ્તાર;
વળતું દધિપન્ન બોલિયો, સાંભળ હુંડક વિચાર. ૮
વનમે નળ રાજા મુઓ, ભીમી છે નવવેશ;
તે માટે સ્વયંવર નવો, માંડ્યો ભીમનરેશ. ૯
મુહૂર્ત દિન તો કાલ છે, કુંડનપુર અતિ દૂર;
મુજ પરણવા ખંત છે, ઇણ કારણ દુખ પૂર. ૧૦
તવ નળ મનમાં ચિંતવે, [3]શશિહર ઝરે અંગાર;
રવિ ઉગે પશ્ચિમ દિશે, (તો) ભીમી લોપે [4]કાર. ૧૧
અથવા મન નારીતણું, સહેજે ચંચળ હોય;
[5]કુંજર કેરા કાન જિમ, નિત ફળફળતો જોય. ૧૨
અન્યને ચિતશું ચિંતવે, રંજે વચને લોગ;
દ્રષ્ટે અન્યને રીઝવે, અન્યશું વિલસે ભોગ. ૧૩
નીચા નર સાથે રમે, ઘણી કુલક્ષણ નાર;
[6]આપણપું રાખે જકે, થોડી ઇણ સંસાર. ૧૪
ઇણિ કારણ હું પણ તિહાં, જાઉં દધિપન સાથ;

---

૧ મટાડી શકનાર. ૨ હલકાઇ. ૩ ચંદ્રમા શીતળતા છોડી દેવતા–અગ્નિ વરસાવા માંડે. ૪ મર્યાદા–નીતિ–શીળ ન્યાય. ૫ હાથી. ૬ પોતાની લાજ પોતેજ જે જાળવી રાખે તેવી.

નારીતણો વિસાસડો, રખે કરે પરમાથ. ૧૫
નદી [1]નખી [2]શૃંગી વળી, [3]ધારાળો નૃપ નાર;
એતાંનો વિસાસડો, ન કરે ચિત્ત વિચાર. ૧૬
હુંડક એહ વિમાસીને, બોલ્યો સુણ મહારાજ;
ચિંતા મ કર ચિત્તશ્યું, એ સારૂં તુજ કાજ. ૧૭
[4]હયવર રથશું સજ્જ કર, કુંડિનપુરને પાસ;
સૂર્યોદય પહેલાં પ્રભુ, મેહલું તો સાબાશ. ૧૮

( ઢાળ ૭ મી-દેશી ચાંદ્રાયણાની. )

તેણે વચને હરખ્યો [5]નરરાય, રથ સજ્જ કર્યો ઘણે ઉછાહ;
રથે બેઠા તિહાં દધિપન ભૂપ, છત્ર ચામરધર પાસે સરૂપ. ૧
હુંડક એકંતવ નર પાસે, કાછડ બાંધે ઉલ્હાસે;
રયણકરંડ લિયે મનખંત, જે [6]સુરે દીધો પ્રેમ ધરંત. ૨
એક રથે પાંચે નર બેઠા, હયવર જોતરિયા અતિ જેઠા;
હુંડક દેય હયવરને કાને, મંત્ર [7]નઉકાર ભણી મહા માને. ૩
ખેડૂ હુંડક તિણે રથે થાય, પવન વેગે ચાલ્યો રથ જાય;
પડી પછેડી ઉડી વાય, રથ રાખો હુંડક કહે રાય. ૪
હુંડક બોલ્યો સુણોને [8]પુહવીશ, આપણ વોળ્યા જોજન પંચવીસ;
રથ રાખો કહેતાં ભુઈ એતી, મેલ્હી વાત કહું પ્રભુ કેતી. ૫
વાટે રૂંખ બહેડાનો આવે, તવ નૃપ [9]હુંડકને તિહાં બોલાવે;
એણે રૂંખે ફળ [10]સહસ અઢાર, હુંડક ગણી કરો [11]નિરધાર. ૬
પાડીને ફળ કૂખડે ગણિયા, તેટલાં હુઆં જે નૃપ ભણિયા;
અશ્વકળા દધિપન્નને દીધ, ગણિતકળા તેણે હુંડક લીધ. ૭

---

૧ નખવાળાં જાનવર. ૨ શીંગડાવાળાં પશુ. ૩ હાથમાં શસ્ત્ર અસ્ત્ર ધારણ કરેલ હોય તેવા માણસનો. ૪ સારા ઘોડા જોડેલો રથ. ૫ રાજા. ૬ દેવતાએ. ૭ નવકાર મંત્ર. ૮ રાજા. ૯ ઝાડ. ૧૦ હજાર. ૧૧ નિશ્ચય.

( દુહા. )

વિનય કરી વિદ્યા ગ્રહે, કે ધનતણે પસાય;
વિદ્યાથી વિદ્યાલિયે, ચોથો નથી ઉપાય. ૧
નીચ થકી વિદ્યા ભણી, લેતાં મ કરે લાજ;
[1]કર્દમથી મણિ સંગ્રહી, ડાહ્યા સાધે કાજ. ૨
[2]ભણવે ગાવે નાચવે, સાસરઘર રણ કાજ;
આહાર વ્યવહારે નવિ હુયે, આઠે ઠામે લાજ. ૩

( ઢાળ પાછળનીજ ચાલુ. )

સહસ્રકિરણ ઉગ્યો જગ જેતે, કુંડનપુર રથ પુહતો તેતે;
બીજી સુપન તિણે [3]નિશિ પાવે, ઉઠી તાત પ્રતે તે જણાવે. ૮
તાત સુણો સુપન [4]અભિરામ, કોશલપુર વર સોહ [5]આરામ;
દેવી મુજ પુહચાડે તિહાં રાગે, [6]મહિમા તાસ સદા જગે જાગે. ૯
તિહાં એક ફૂલ ફળે અભિરામ, આંબો એક મહા સુખ ઠામ;
હું જિણે રૂખે ચડી આજ જેતે, પૂરવ ચડી પંખી પડ્યું તે તે. ૧૦
મુજ કરકમળ વિમળ દિયે દેવી, સુપનાતણી વિગત કહેવી;
રાય કહે સુપનું અભિરામ, પુત્રી સરવ સર્યાં તુજ કામ. ૧૧

( દુહા. )

[7]ગો [8]વૃખ [9]કુંજર [10]તરૂ ચડયો, [11]ગૃહ [12]વર પરવત શૃંગ;
દેખી જાગે માનવી, લહે લખમી મન રંગ. ૧
ઇણ કારણ પુત્રી સુણો, દેવી તે પુણ્ય રાસિ;
રાજ લાભ આરામ તે, પામિશ તું ઉલ્લાસ. ૨

---

૧ કાંદવ—ગારામાંથી રત્નને લઇ લેવું. ૨ ભણવામાં—ગણવામાં, ગાવામાં, નાચવામાં, સસરાના ઘરમાં, લડાઇના મેદાનમાં, કામમાં, ભોજનમાં, વ્યવહારની વાતમાં લાજ ન રાખવી. ૩ રાત્રીની અંદર આવ્યું. ૪ મનોહર. ૫ બાગ—વિશ્રામસ્થળ. ૬ પ્રભાવ. ૭ ગાય. ૮ બળદ. ૯ હાથી. ૧૦ ઝાડે ચડેલા. ૧૧ ઘર. ૧૨ ઉત્તમ પર્વતના શિખર ઉપર.

અંબ ચડણુ નળ સંગ તુહ, પંખી પડયો નિરધાર;
કૂબર પડીઓ રાજથી, આજ મળે ભરતાર. ૩

( ઢાળ પાછળથી ચાલુ. )

[1]પોળે પુહતો દધિપન્ન રાય, ભીમરથ ભૂપ તે સનમુખ જાય;
દધિપન ઘર ભીતર જવ આવે, સ્વયંવર [2]અણદીઠે દુખ પાવે.૧૨
દધિપન પ્રતે પૂછે નૃપ ભીમ, પંથ ઘણો આવ્યા તુમે કિમ ?
દધિપન કહે અમ ઘર છે સૂઆર, સકળ કળા ગુણ રયણ ભંડાર.૧૩
તિણે આણ્યા અમે રાય તુરંત, ભીમી ભણે દધિપન સુણો સંત;
સૂરજપાક રસોઇ કરાવો, [3]વંછિત કાજ સવે તુમે પાવો. ૧૪
કહે હુંડક દોહિલા અમે આવ્યા, ભીમી સ્વયંવર જોવા આવ્યા;
પહેલો સ્વયંવર ઉત્સવ કીજે, [4]રસવતી સ્વાદ પછે નૃપ લીજે. ૧૫
ભીમ કહે [5]સુરપતિ જો આવે, ભીમીને ચિતે તેહ ન ભાવે;
તો બીજા નર સુર કુણ રાય, નળ વિણ [6]અવર સવે નર ભાય.૧૬
જે તેડયો દધિપન અમે આજ, તેહ કહેશે કૂબડ છે કાજ;
સૂરજપાક રસોઇ કીજે, આરોગી સહુ જણ જિમ રીઝે. ૧૭
તવ તેણે રસવંતી[7]નીપાઈ, [8]જાસક જિમીઆ સહુ મન ભાઇ;
રસવતી સ્વાદ પરીક્ષા પામી, કહે ભીમી એ નળ મુજ સ્વામી. ૧૮

( દુહા )

કહે ભીમી રાજન સુણો, સૂરજપાક રસોઇ;
નળ વિણ બીજો માનવી, જાણે કહી ન કોઇ. ૧

( ચોપાઇ. )

હુંડક આવ્યો કુંડનપુરે, દધિપન સાથે પુહતો ઘરે;
મુની મેઘરાજ એણી પરિ કહે, પંચમ ખંડ સમાપ્તિ લહે. ૧

ઇતી શ્રી નળદમયંતી રાસ વિષે પાંચમો ખંડ સંપૂર્ણ.

---

૧ દરવાજે. ૨ દેખવામાં ન આવતાં. ૩ મનમાં ઇચ્છેલાં કાર્ય-કામ. ૪ રસોઇ. ૫ ઇંદ્ર. ૬ બીજા બધા. ૭ તૈયાર કરી. ૮ જમવાની ઇચ્છાવાળા.

# ખંડ છઠ્ઠો.

( દેશી ચંદ્રાયણાની. )

ભીમરથ રાજા રાણી સાથે, હુંડક આવ્યો જમણે હાથે;
ઘર માંહે આણી ઘણો ભાવ, કરજોડી નૃપ પૂછે ભાવ. ૧
ચતુર સનેહી મેરા રાય, વીનતી સુણો તુમે કરી પસાય;
તું સાહિબ હે મોટા મેરા, ચરણ ન મૂકું સેવ્યા તેરા. ચ૦ ૨
કહે કૂબડ તુમે સુણો સયાણા, ભીમી વચણે કાહે અયાણા;
કિહાં હું હુંડક [1]તારક સરખો, કિહાં નળ ભૂપ તે ચંદ્ર સરીખો
ચતુર૦ ૩
યોવન ભર પ્રિયતણો વિયોગ, વિરહાનળ પીડે મહા રોગ;
ભીમી મદ વિંહળ મતિ [2]માઠી, તસુ વચને તુમ મતિ
[3]કાં નાઠી ? ચતુર૦ ૪
કળા સુલક્ષણ વિદ્યા માહરી, સૂરજપાક રસોઈ સારી;
દેખી કાં મન ભૂલા તેરા, જગમેં કળાવંત [4]બહુતેરા. ચતુર૦ ૫

( દુહા. )

વિદ્યા ધન સૂરિમપણે, ચતુરાઇ તપ દાન;
એક એકથી છે વડા, ચિત્ત મ ધરે [5]ગુમાન. ૧

(ઢાળ પાછળની ચાલુ.)

નળ થાતાં માહરૂં શું જાય, જો [6]તુમચે મન એમ [7]સોહાય;
તો હું નળ થયો છું આજ, દ્યો ભીમી [8]સારો નૃપ કાજ.
ચતુર. ૬
ઇણે વચને સહુ ઉઠી જાય, ભીમીનું મન આકુળ થાય;

---

૧ તારા જેવો-ચાંદની સરખો. ૨ નઠારી. ૩ નાશ પામી ગઈ. ૪ ઘણાએ. ૫ અહંકાર મનમાં ન રાખશો. ૬ તમારા. ૭ ગમતું હોય. ૮ રાજાનું કામ સુધારો.

ભીમરથ નૃપ આગળ દિલ ખોલે, લાજ મૂકીને ભીમી બોલે.
ચતુર. ૭
તાત સુણો એક વચન વિચારી, ઓર પરીખ્યા એક સાહરી;
નળ ફરસે મુજ તન [1]રોમ વિહસે, જિમ [2]જલધરવૂઠે
વન વિકસે. ચતુર. ૮
હસી હુંડક વળતું ઇમ ભાખે, લાજું અમે એણે કરી હાસે;
પરપુરૂષનો [3]ફરસવિકાર, કરતાં જાણો [4]અસતી આચાર. „ ૯
હુંડક કર જોરે ફરસાવે, ભીમરથ દવદંતી મન ભાવે;
રોમંચી તવ હુઇ ભીમી, બોલી તાત ઘાત એ નીમી. „ ૧૦
જો કૂબડ સબળો અતિ કાળો, તોપણ નળ પ્રિય એહ દયાળો;
પર પુરૂષને કીધે ફરસે, મુજ કાયા કહિંયે ન ઉલ્હસે. „ ૧૧
મોકલીઆં બાહેર આય તાય, હુંડક કર તવ ભીમી સાહ્ય;
વળવળતી ભીમી ઇમ ભાખે, પ્રાણનાથ છેહ ઇમ કાં દાખે.
ચતુર૦ ૧૨
તું સાહિબ મેરા હું દાસી, પિઉડા હિવ કિમ જાઇશ નાસી ?
તુજ સાથે નીકળી અકેલી, તેં સૂતી વન માંહિ મેલ્હી. „ ૧૩
શક્તિ હોય જો સ્ત્રી ન વહેવા, તો સ્ત્રી પારગ્રહ ઉદ્યમ કરવા;
વિણુ ગુન્હે સ્ત્રી છાંડી જાય, તે નર અધમાધમ કહેવાય. „ ૧૪
કીડી ઉપર [5]કટકી કહેવી ? અબળા ઉપર મહેર કરેવી;
હું [6]કિંકર છું રાજન તેરી, પિઉડા [7]ચિંત કરો અબ મેરી.
ચતુર. ૧૫
નજરે નજર પિઉ તેં મેળી, દૂધ માંહિ જિમ સાકર ભેળી;
જબ તે મોહ સુભટ કર વ્યાપ, તબ તે નળ પ્રિય મૂકે
આપ. ચતુર. ૧૬

---

૧ રૂંવાટાં વિકસ્વર થાય-ઉભાં થાય. ૨ વરસાદ વરસવાથી વન પ્રફુલ્લિત થાય. ૩ સ્પર્શ-અડકવાના વિકાર-દોષથી. ૪ વ્યભિચારિણી-છીનાળ સ્ત્રીની રીતિ. ૫ કરડી નજર. ૬ દાસી. ૭ ચિંતા.

નારી વચણે કોણ ન [૧]ચૂકે, સુભટશિરોમણી [૨]ધીરજ મૂકે;
સ્ત્રી ફરસે વિહસે [૩]તરૂ [૪]ધાત, તો માણસની કેહી વાત. ,, ૧૭

( દુહા. )

શસ્ત્ર શાસ્ત્ર પૂરા જિકે, કેહને [૫]ન નામે શીશ;
તે પણ નારી બોલડે, ચૂકે વિસ્વા વીસ. ૧
માત પિતાને [૬]વંચિયે, સગાં સણેજાં ભાય;
નારી નેહે વશ કર્યાં, માહા તે [૭]ગહિલા થાય. ૨
તાં લગે મતિ બુધિ સાંભરે, જાં લગે શાસ્ત્ર-વિચાર;
નારી સાથે ગોઠડી, જાનહુ કરે અપાર. ૩
તવ નળ રાયે પરિહર્યો, [૮]અમરદત્ત શિણગાર;
દેવરૂપ તે પ્રગટીઓ, સહુ કહે જય જયકાર. ૪
આશ ફળી ભીમીતણી, હરખ્યો ભીમનરિંદ;
સિંહાસન બેસારિયો, સોહે નળ જિમ ઈંદ. ૫

( ઢાળ બીજી-અનિત્ય નિવારીએ-એ દેશી. )

ભીમરાજા તે ઈમ ભણે, રાજ્ય સકળ ઋદ્ધિ દેવ;
એ સહુયે તુહ્મારડું, કરૂં તુહ્મારી સેવારે. ૧
નળ પુણ્ય પ્રગટીઉં, પુણ્યથી સવિ સુખ થાયરે;
પુણ્યે મનવંછિત ફળે, [૯]આપદ દૂરે જાયોરે, નળ. ૨
[૧૦]કુતિગ એક ભીમીતણુંરે, સાહસ એક અથાહ;
અન્ય ભવાંતરની પરેં, ઓળખિયો નિજ નાહોરે. નળ. ૩
દધિપન રાજા આવીને, નળનૃપ લાગોરે પાય;
બોલ્યો બે કર જોડીને, સાંભળ શ્રી નળરાયોરે. નળ. ૪
તું ઠાકુર ગુણ આગળો, ગિરૂઓ સાહસ ધીર;

૧ ચળે નહી. ૨ ધીરજ. ૩ ઝાડ. ૪ ધાતુઓ. ૫ માથું ન નમાવે. ૬ ઠગીને. ૭ ગાંડા. ૮ દેવતાએ આપેલો શૃંગાર. ૯ વિપત્તિ-દુઃખ. ૧૦ કૌતુક-ગમ્મત.

મેં ગ્અવગણ્યા અજાણતે, તે ખમજો વર વીરોરે. નળ. ૫
તવ નળ વળતું બોલિયો, સાંભળ દધિપન્નરાય;
મેં [1]દુત્તર ભાવઠ તરી, તે સહુ તુજજ પસાયોરે. નળ. ૬
તું સાચો ઉપગારિયો, તું [2]બંધવ સ સનેહ;
જાણ સુજાણ-શિરોમણી, તુજ ગુણ નાવે [3]છેહોરે. નળ. ૭
દધિપન્નને પહેરાવીઓ, સાથે દેઇ પરિવાર;
નિજ નગરે પુહતો કર્યો, હવે સુણજ્યો અધિકારોરે. નળ. ૮
હિવ કુંડનપુરે આવીઓ, સાર્થપતિ ધનદેવ નામ;
દવદંતીએ ઓળખ્યો, જે વાટે આવ્યો કામોરે. નળ. ૯
પ્રિય પાહુ ભગતાવીઓ, ગુણ સંભારી તાસ;
ઉત્તમને ઉપગારીઓ, વિસરે ન જો હોય સાસોરે. નળ. ૧૦

( દુહા. )

અંબે વૂઠો મેહલો, અમી સમાં ફળ જોય;
[4]ઉખર ખેત્રે તેહ જળ, વૂઠયે નિઃફળ હોય. ૧
તિમ ઉત્તમ નર બેહુ ગુણે, કીધો જે ઉપગાર;
દુર્જન મન માન્યો થકો, સાહમો કરે [5]વિકાર. ૨

( ઢાળ-પાછલીજ ચાલુ. )

પુત્રીને વચને કરી, ભીમે તેડયો વસંત;
ઋતુપર્ણ રાજા તેડીઓ, ચંદ્રયશાસ્ત્રીકંતોરે. નળ. ૧૧
ચંદ્રવતી બેટી વળી, એ તેડયા સવિશેષ;
[6]ઋદ્ધિ પામીને ઓળખે, તે ઉત્તમ માંહિ રેખોરે. નળ. ૧૨

---

૧ ન તરી શકાય-દુઃખેથી તરી શકાય તેવી વિપત્તિથી પાર થયો. ૨ ભાઈ. ૩ પાર ન આવે. ૪ ખારી જમીનમાં. ૫ દુઃખના ઉપાયો ઉભા કરે. ૬ જે મનુષ્ય ગરીબી વળોટાવી ઋદ્ધિનો ધણી થયા છતાં ગરીબીના વખતમાં કે દુઃખના સમયમાં કરેલા ઉપકાર ન ભૂલે અને તે ઉપકારીને જોતાં ઓળખી લઇ આદર યુક્ત સારો બદલો વાળે તે ઉત્તમ જનમાં પહેલા નંબરનો ગણાય છે.

સફળ સુલક્ષણ વૃક્ષની, ઉપમ લહે નર સાર;
જિમ જિમ ઋદ્ધિ ભારે ભર્યો, તિમ તિમ નમે અપારેરે. નળ. ૧૩
કુળપતિ જિણે ચારિત લીઉં, તે હુઓ [1]સોહમ દેવ;
પૂરવ ભવ ઉપગારિણી, જાણી ભીમી દેવોરે. નળ. ૧૪
તે સુરવર આવી કરીરે, વરસી સોવન-ધાર;
ભીમીને પ્રણમી ગયોરે, લેખવી પ્રીતિ અપારોરે. નળ. ૧૫

( દુહા. )

ઉત્તમ સાથે પ્રીતડી, પહેલી થોડી જોય;
નદીતણે પટંતરે, છેહડે વધતી હોય. ૧
નીચ સરીસી પ્રીતડી, પહેલી અધિકી થાય;
[2]રાસભના ભુંકાર જિમ, છેહડે ત્રૂટી જાય. ૨

(ઢાળ-પાછળની ચાલુ.)

બાર વરષની [3]ભાવઠીરે, તેહનો આવ્યો અંત;
રાજા બહુ આવી મળ્યા, પૂરવ પ્રેમ ધરંતોરે નળ. ૧૬
[4]ચતુરંગ સેના પરવર્યો, નળનૃપ કરે પ્રયાણ;
જોર ઘણું સેનાતણું, જિમ [5]સાયર ઉધાણોરે. નળ. ૧૭
અનુક્રમે કોશળ આવીઆરે, કૂબર સાંભળી વત્ત;
અતિશય ઇર્ષ્યા ઉપની, રાજલોભ સંયુત્ત. નળ. ૧૮
કૂબર સાહમો આવીઓ, કટક લેઇને તામ;
રાજતણો તરશ્યો ઘણો, માંડે સબળ [6]સંગ્રામોરે. નળ. ૧૯

---

૧ પહેલા દેવલોકમાં દેવતાપણે પેદા થયેલ. ૨ ગધેડાના ભૂંકવાની પેઠે પ્રથમ ચડતા સાદથી ને પછી ધીરે ધીરે ઉતરતા સાદથી બંધ પડવા જેવી. ૩ દુઃખયાતના-વષમી વખત. ૪ હાથી-ઘોડા-રથ પાળા એ ચાર જાતનું લશ્કર તે ચતુરંગ કહેવાય છે. ૫ સમુદ્ર છોળી રહ્યા હોય. ૬ ભારે લડાઈ આદરી.

(ઢાળ ૩ જી-સાદડાની દેશી-આશાવરી.)

બિહું દળે સુભટ સવિસાર શૂરે ચડયા, સબળ સંગ્રામ [1]રણતૂર વાજે;
શબ્દ શ્રવણે પડયો સાંભળે કો નહી, [2]ઘોષ નિર્ઘોષ બ્રહ્માંડ ગાજે. ૧
નળનૃપ શૂરરણ રંગ રોશે ભર્યો, સુભટ શૂરિમ ચડયા બહુ બિરાજે;
જેમ નર સંયમી કરમ સાથે ભિડે, તેમ નળ શૂર સંગ્રામે છાજે;
નળ૦ ૨
રથરજ સબળ અંધારૂં ઉઠયું ઘણું, અશ્વગજ પૂર પડવા ઉછાયું;
આપણું પારકું ઓળખે કો નહિ, દિનકર સહિતશું ગગન છાયું.
નળ૦ ૩
પાયકે પાયક રથપતિયે રથપતિ, અશ્વપતિ ઝૂઝ અસવાર સાથે;
ગજપતિયે ગજપતિ રોસભર ઝૂઝતાં, શસ્ત્ર ખૂટાં પછે બાથોબાથે.
નળ૦ ૪
પ્રબળ હથિયાર તન તેજ દેખી કરી, [3]કાતર કેટલા દૂર નાસે;
સુભટ શૂરા ઘરે હોય વધામણાં, [4]બંદી બોલે યશવા ઉલ્હાસે.
નળ૦ ૫
સુભટ સાચા ભડયા કેટલા રણ પડયા, કોઇ કાતર વળી કીહ નાઠો;
પુન્ય પ્રસાદ વળી નળનૃપ જીતિયો, કૂબર બાંધિયો કરીય
કાઠો. નળ૦ ૬
ઘોષ નિર્ઘોષ વાજાં ઘણાં વાજતે, નળનૃપ કોશલા માંહિ આવે;
નગર શૃંગારી [5]ગયણ ધજ લહ લહે, કામિની મોતિયે કરી
વધાવે. નળ૦ ૭

(દુહા.)

સબળ સવે રાજા મળી, સિંહાસને બેસારી;
પુનરપિ નળનૃપ થાપિયો, છત્ર ધર્યું જયકારી. ૧

---

૧ શૂર ચડાવનાર વાજું. ૨ શબ્દના પડઘાના ઘોંઘાટથી આકાશ આદિ ગાજી ઉઠયું. ૩ કાયર-બ્હીકણ. ૪ બિરૂદાવળી બોલનારા. ૫ આકાશમાં ધ્વજાઓ ફરકવા લાગી.

ઠામ ઠામના નરપતિ, દેતા બહુલા દંડ;
પુણ્ય પસાયેં નળતણી, આણા ધરે અખંડ. ૨
પુણ્યે કરી આપદ ટળે, પુણ્યે નાસે રોગ;
મનવંછિત પુણ્યે ફળે, પુણ્યે લાભે ભોગ. ૩
રાજ ઋદ્ધિ [1]રાણિમ મળે, પુણ્યતણે [2]સુપસાય;
ઈમ જાણી ઉત્તમ તુમે, [3]વિરચો પુણ્યઉપાય. ૪
કૂબડ કૂડનિહાણને, છોડે શ્રી નળરાજ;
દયાભાવ મન લેખવી, કૂબડ કિયો યુવરાજ. ૫
ઉત્તમ અતિહી [4]પરાભવો, ન હોય કૂડો જોય;
યંત્રે પીડી શેલડી, મીઠો રસ દિયે તોય. ૬
સુંદર [5]સુકુલીણીતણો, કિમહિ ન વિહડે વંશ;
લેઇ કાજળ કાળો કર્યો, હંસો સોયજ હંસ. ૭
[6]દુર્જન જન સંતાપિયો, સુજન ન મૂકે આપ;
રાહે ચંદ્ર પરાભવ્યો, તોહી ન ધરે તાપ. ૮

( ઢાળ ૪ થી-શીળ સુહાવોરે સાજન સેવિયે. )

હિવ નળ પાળેરે દેશ ભલી પરે, માંડે [7]શત્રુકારોરે;
જિનવર પૂજારે કીધી અતિ ઘણી, આણી ભાવ અપારોરે. ૧
ધર્મ કરજો ભવિયણ ભાવશું, જિણે ઉત્તમ કુળ વાસોરે;
જસ સુખ સંપત્તિ [8]ઇહ લોકે ઘણી, પરભવ [9]સુગતિ નિવાસોરે. ધર્મ. ૨
વર્ણ અઢારે રૂડે પાળયે, વરજે વ્યસન ભૂપાળોરે;
સહિ ગુરૂ સેવે [10]સૂત્ર સુણે ભલાં, ખટ દરશન રખવાળોરે. ધર્મ. ૩

---

૧ મોટાઇ. ૨ સારી કૃપાથી. ૩ તૈયાર કરો. ૪ પીડા આપો-સંતાપો. ૫ સારા ઉત્તમ કુળની. ૬ નઠારો માણસ. ૭ દાનશાળા. ૮ આ લોકમાં ૯ સારી ગતિ અને સારી દશાવંત વંશમાં જન્મ. ૧૦ ઇગ્યાર અંગ, બાર ઉપાંગ, ૭ છેદ, ચાર મૂળ સૂત્ર, દશ પ્રયન્ના, અનુયોગદ્વાર, નંદીસૂત્ર એ ૪૫ સૂત્ર-આગમ.

લોક સહુરે મન આણંદિયા, દુખિયા દુર્જન ચોરોરે;
નળનૃપ દેખીરે સહુ [1]પ્રજા ઉલ્હસે, જિમ શશિ દેખી ચકોરરે. ધર્મ. ૪
કોઈક દિવસે નિષધ સુરેસરો, આવે જિહાં નળરાજોરે;
મીઠે વચને સુર પ્રતિબોધવે, સારો ભૂપતિ કાજોરે. ધર્મ. ૫
વિષયરસ [2]વિરૂઆરે રાજન જાણજોરે, મોહ માયા જંજાળોરે;
તિહાં જે [3]ખૂતારે તે કિમ નીસરે, પામે મરણ અકાળોરે. ધર્મ. ૬
તન ધન યૌવન ચંચળ જાણિયે, જેહવો [4]કુંજર કાનોરે;
સુપન સરખુંરે પ્રિય સંગ પ્રીછજો, ઋદ્ધિનું શ્યું અભિમાનોરે. ધર્મ. ૭
કુટુંબ સવેરે પંખી પરે મળ્યા, જેહને અર્થે જીવોરે;
પાપ ઘણાંરે [5]સંચી પરભવે, ભોગવે કર્મ [6]અતીવોરે. ધર્મ. ૮
સુખ દુખ પામે પ્રાણી એકલો, બીજો ન થાય આધારોરે;
રાખણહારો જિનધર્મ જાણજો, શરણાગત સાધારોરે. ધર્મ. ૯
ઇમ પ્રતિબોધી સુર સ્વર્ગે ગયો, દેઈ બહુ ઉપદેશોરે;
સગાં સણીજાં તેહજ જાણજો, દાખે ધર્મ અશેષોરે. ધર્મ. ૧૦

( દુહા. )

ખરૂં સગું તે જાણજો, બેહુ ભવ જે હિતકાર;
ઇહલોકે હિત પરભવે, સુંદર ગતિ મતિદાર. ૧
પાપ નિવારે હિત કરે, ગુણ પરકાશે જેહ;
વિહડે નહી આપદ પડયે, મિત્ર ગણેવો તેહ. ૨
મયણરેહ સરખી સતી, થોડી એણે સંસાર;
સગપણ સાચું લેખવી, તાર્યો નિજ ભરતાર. ૩

---

૧ પ્રજા-રૈયત. ૨ નઠારાં-આકરાં-દુઃખ દેનારાં. ૩ કળાઇ રહેલા. ૪ હાથી. ૫ એકઠાં કરી. ૬ બહુજ.

(ઢાળ ૫ મી-દેશી ચોપાઇની.)

નળરાજા મન ધરે વિરાગ, કારમો જાણ્યો ધન પ્રિય [1]રાગ;
એહવે વન આવ્યા સુજગીસ, ધર્મઘોષ નામે સૂરીશ. ૧
વંદણ પુહતો નળનરદેવ, વિધિશું વાંદી સારે સેવ;
શ્રી ગુરૂ ભાખે જિનવરધર્મ, જેહથી પ્રાણી પામે [2]શર્મ. ૨
શ્રી ગુરૂવાણી રાજા સુણી, અમીથકી અતિ ટાઢી ઘણી;
જે સુણતાં નાસે ભવતાપ, કામ ક્રોધ દુખ ટળે સંતાપ. ૩
નળ બોલે બે જોડી હાથ, સ્વામી મુજને કરો [3]સનાથ;
શ્યે કરમે બહુ દુખજ સહ્યાં, નહું જાયે જીભે મેં કહ્યાં. ૪
ગુરૂ ભાખે રાજન અવધાર, ઇહાંથકી ભવ છઠ્ઠે ધાર;
મંમણ ભવે ઋષિ સંતાપીઓ, ઘડી બારહ લગે તાપીઓ. ૫
સોમ્ય મૂર્તિ ઋષિ તે દેખિયો, સાચો તે ગુરૂ કરી પરખિયો;
તે પાસે પામ્યો જિન [4]ધમ્મ, સફળ કર્યું માણુસ ભવ [5]જમ્મ. ૬
ધન [6]આહિરતણો ભવ વળી, સાધુ ભગતિ કીધી મન રળી;
દૂધ દાન દીધું અતિ ઘણું, પછી લહ્યુ શ્રાવક ઋષિપણું. ૭
ઘડી બાર સંતાપ્યો જતી, ભાવઠ બાર વરષ નરપતિ;
વળી સંતોષી કીધું કાજ, તેણે પામ્યો નળ ઉત્તમ રાજ. ૮
ઇમ સાંભળી નળ ઘરે આવિયો, રાજે પુઃકલ સુત [7]ઠાવીઓ;
દવદંતી સાથે ગુરૂ પાસે, દીખ્યા લીધી મનઉલ્લાસે. ૯
પાળે ચારિત્ર[8] નિરતિચાર, જપ તપ મુનિવર કરે ઉદાર;
ભણે ગુણે સેવે ગુરૂપાય, ઉપશમ સંવત્તિ ઋષિરાય. ૧૦
અન્યદા નળઋષિને મન થયું, વિષયરાગ મનસ્યું ઉમહ્યું;
તવ તિણે મુનિવર ધરી વિવેક, અણુસણ પાળી નિર્મળ એક. ૧૧

---

૧ પ્રેમ. ૨ સુખ. ૩ નાથ રહિત હોવાથી હવે નાથ-ધણી સહિત કરો. ૪ ધર્મ. ૫ જન્મ. ૬ મહિયાર-ભરવાડ. ૭ સ્થાપ્યો-કાયમ કર્યો. ૮ ચારિત્રાચારના અતિચાર નિવારીને.

અણસણ પાળી નિરતિચાર, પામ્યો [1]સોહમેં સુર અવતાર;
ધનદ નામે ભંડારી થાય, લોકપાલ ઉત્તર દિશિરાય. ૧૨
દવદંતી મોટી મહાસતી, સતીમાંહિ તે મોટી સતી;
ચારિત્ર પાળી અણસણ મૂઇ, ધનદતણે ઘર દેવી હુઈ. ૧૩

( દુહા. )

તે દેવી તિહાંથી ચવી, પુર પેઢાલ નિવાસ;
હરિચંદ રાજા રાજીઓ, પૂરે પ્રજાની આશ. ૧
તે નૃપ ઘર બેટી હુઇ, કનકવતી તસ નામ;
અન્યદા તિણ રાયે રચ્યો, સ્વયંવર અતિ અભિરામ. ૨
ધનદ લોકપતિ આવીઓ, ધરતો પ્રીતિ અપાર;
કનકવતીને પરણિયો, યદુ વસુદેવ કુમાર. ૩
બારવતી નગરી જઇ, વિલસે સુખ્ખ અશેષ;
અન્યદા ભરતેસર પરેં, ભાવન ચડી વિશેષ. ૪
ભાવ બળે કર્મ [2]ક્ષય કરી, પામી કેવળ સાર;
કનકવતી મુગતેં ગઇ, પામી સૌખ્ય અપાર. ૫
તે પણ ધનદ સુરેસરો, પામી સમકિત સાર;
[3]આપણપું અજૂઆલીને, લહશે [4]નર અવતાર. ૬
ભવ થોડામાંહિ [5]બૂઝશે, લહશે [6]શિવપુરરાજ,
ઇમ જાણી ઉત્તમ તુમ્હે, સારો આતમકાજ. ૭
દાન શીળ તપ ભાવના, ચિહું પરિ જિનવર ધર્મ;
પામીને આરાધજો, લહેજો અવિચળ [7]શર્મ. ૮

---

૧ સુધર્મ નામના પહેલા દેવલોકમાં દેવતા થયા. ૨ નાશ કરીને. ૩ આત્માને નિર્મળ કરીને. ૪ મનુષ્ય જન્મ. ૫ પ્રતિબોધ પામશે. ૬ મોક્ષ. ૭ સુખ.

(ચોપાઈ.)

નળ પ્રગટ્યો ભાવઠ ઉદ્ધરી, પામ્યો રાજ પૂર્વભવ ચરી;
મુનિ મેઘરાજતણી એ વાણી, એટલે છઠ્ઠો ખંડ વખાણી. ૧

(રાગ મેવાડો-ધનાશ્રી)

નળ દવદંતી ચરિત્ર સોહામણુંજી, નવ નવ રંગ રસાળ;
સાંભળી ઉત્તમ સાધુ સતી પરેજી, ધરજો શીલ વિશાળ. ૧
સાધુ સતીનું ચરિત્ર સુણો ભલુંજી, સુણતાં નાસે પાપ;
ગારૂડમંત્ર ખરો જેમ સાંભળેજી, નાસે [1]અહિવિષવ્યાપ. ૨
પાર્શ્વચંદ્રસૂરિસર રાજીઆજી, મહિમા જાસ અપાર;
ઉપદેશે જેણે ભવિ તારિયાજી, જિનશાસન શિણગાર. સા. ૩
શ્રી સમરચંદ્ર તિણ પાટે શોભતાજી, તેણે પાટે સૂરિંદ;
રાયચંદ્રસૂરિસર દીપતા, ગિરૂઆ મેરૂ-ગિરિંદ. સા. ૪
સરવણ ઋષિ જગે પ્રગટિયો મહામુનીજી, કીધું ઉત્તમ કાજ;
ને સહી ગુરૂના ચરણ નમી કહેજી, વાચક શ્રી મેઘરાજ. સા. ૫
સંવત સોળ ચઉસઠ સંવચ્છરે, થવીઓ નળ ઋષિરાજ;
ભણજો ગણજો ધર્મ વિશેષજોજી, સારતા વંછિત કાજ. સા. ૬

**ઇતિશ્રી નળદમયંતીના રાસ વિષે છ ખંડ અને પ્રસસ્તિ સંપૂર્ણ.**



૧ સાપના વિષની પીડા.

શ્રીમાન્ જિનહર્ષજી સંકલિત.

# હરિબળમચ્છી રાસ.

(મંગળાચરણ—દોહા છંદ.)

શાંતિકરણ શ્રી શાંતિજિન, અચિરારાણીનંદ;
વિશ્વસેનનૃપકુળકમળ, [1]સહસકિરણ સુખકંદ. ૧
માય ઉઅર આવી કરી, દેશ [માં] નિવારિ [2]મારિ;
શાંતિ થઇ સહુ લોકને, શાંતિ નામ દિયો સાર. ૨
શ્રી શાંતીશ્વર સોળમો, જિનનાયક જિનચંદ;
ચક્રવતિ વળી પંચમો, આપે પદ [3]મહાનંદ. ૩
સોવન વરણુ સોહામણો, લંછન જાસ [4]કુરંગ;
[5]ભાવઠ ભાજે નામથી, દિન દિન રંગ [6]અભંગ. ૪
ચરણકમળ તેહના નમી, ધ્યાન હૃદય [7]અવધારિ;
રાસ કરૂં હરિબળતણો, જીવદયા અધિકાર. ૫
માછીગર કુળ ઊપનો, પામ્યો રાજ્યભંડાર;
સુખ ભોગવી શિવપદ લહ્યો, દયાતણો ઉપગાર. ૬
ઊગાર્યો એક માછલો, પાળી [8]અગડ અપાર;
[9]વિકથા ઊંઘ તજી કરી, સાંભળજો નર નાર. ૭

---

૧ સૂર્ય. ૨ મરકી—કૉલેરા. ૩ મોક્ષ. ૪ હરિણ. ૫ દુઃખ શોકાદિ તથા ભીડ. ૬ કોઇ સમય ખંડિત ન થાય તેવો. ૭ કબૂલ કરીને. ૮ ટેક—પ્રતિજ્ઞા. ૯ રાજકથા—દેશકથા—ભક્તકથા—સ્ત્રીકથા એ ચારે વિકથા કહેવાય છે.

[ ચરિત્રારમ્ભ. ]

( ઢાળ ૧ લી–શહેર ભલું પણ સાંકડું; એ દેશી. )

ભરતક્ષેત્રમાં જાણીએરે, નગર કંચનપુર નામરે; સુજાણ નર;
સોહે [1]સુરપુર સારિખોરે લાલ, [2]પાખળ ગઢ અભિરામરે. સુ. ભ. ૧
સુંદર મંદિર માળિયાંરે, ચઉબાર ચિત્રશાળરે. સુ.
દીપે ઉંચા દેહરારે લાલ, ઝળકે ઝાક ઝમાળરે. સુ. ભ. ૨
ઋદ્ધિયેં કરી સુપરેં ભર્યોરે, લોક સુખી દાતારરે; સુ.
ચોરાશી ચહુટાં જિહાંરે લાલ, જાણે [3]લચ્છી ભંડારરે. સુ. ભ. ૩
બેઠા જિહાં વિવહારિયારે, કરે વિણજ વ્યાપારરે; સુ.
ન્યાયેં લિખમી એકઠીરે લાલ, થાએ વિવિધ પ્રકારરે. સુ. ભ. ૪
લિખમી પામી [4]વિદ્રવેરે, ધર્મ કરે વિસ્તારરે; સુ.
[5]દયદયકાર સદા ધરેરે લાલ, દુખિયાના આધારરે. સુ. ભ. ૫
તિણ નયરેં ન્યાયિ ભલોરે, વસંતસેન મહારાયરે; સુ.
તેજ પ્રતાપેં આકરોરે લાલ, [6]અરિ લગાયા પાયરે. સુ. ભ. ૬
વસંતસેના પતિરાગિણીરે, ભાગ્યવંત સિરદારરે. સુ.
શીળ સુહાગગુણેં ભરીરે લાલ, માન ઘણો ભરતારરે. સુ. ભ. ૭
વસંતસિરિ તેહની સુતારે, રૂપેં [7]રતિ અવતારરે; સુ.
તેહવી રંભા અપછરારે લાલ, નહીં [8]અવર સંસારરે. સુ. ભ. ૮
ચતુરાઇ ચોસઠ કળારે, જાણે રાગ છત્રીશરે; સુ.
ખંત કરી નિજ હાથ શુંરે લાલ, [9]નીપાઇ જગદીશરે! સુ. ભ. ૯
ભણી ગણી જાણી શારદારે, બોલે મધુરી વાણિરે; સુ.
મનગમતી સુખ મલકતીરે લાલ, [10]પરતિખ ગુણની ખાણિરે.
સુ. ભ. ૧૦

---

૧ ઇંદ્રપુરી. ૨ ચોફેર. ૩ લક્ષ્મી. ૪ વાવરે. ૫ દયા દયા એજ વિચાર. ૬ શત્રુને પગે લગાડયા. ૭ કામદેવની સ્ત્રી રતિસુંદરીના જેવી. ૮ બીજી. ૯ પેદા કરી. ૧૦ સાક્ષાત.

નારી સહુ [1]શિરસેહરોરે, યૌવન લહેરે જાયરે; સુ.
એહવી કન્યા [2]રૂટરીરે લાલ, દીઠાં આવે [3]દાયરે. સુ. ભ. ૧૧
તિણ નયરે માછી વસેરે, હરિબલ એહવે નામરે; સુ.
[4]સરલ અશઠ મન જેહનોરે લાલ, કરે નિજ કુળનો કામરે.
સુ. ભ. ૧૨
નારી પ્રચંડા તેહનેરે, [5]નામ તિસો પરિણામરે; સુ.
દેહે સદા રીસે ભરીરે લાલ, પ્રાત ન લ્યે કોઈ નામરે. સુ. ભ. ૧૩
[6]કળહો પ્રિય છે જેહનેરે, કડૂઆં વચન કઠોરરે; સુ.
કરડેવા જિમ કૂતરીરે લાલ, [7]ધાએ કરતી સોરરે. સુ. ભ. ૧૪
[8]વ્યાઈ વાઘણ જિમ ધસેરે, જે બોલાવે તાંહિરે; સુ.
હરિબળ સુખ તિણ નારીશુંરે લાલ, ન લહ્યો સુપનહી માંહિરે.
સુ. ભ. ૧૫
[9]ભાંડે જે ભરતારનેરે, મારે વિણ [10]અપરાધરે; સુ.
થર થર ધ્રૂજે બાપડોરે લાલ, એહવી [11]ઘરણી અસાધરે. સુ. ભ. ૧૬
ક્રૂર નજર [12] કરડી કરીરે, સ્હામો જોવે નારિરે; સુ.
[13]માંટી જાણે મારિયોરે લાલ, [14]પોત ભરે તિણ વારરે. સુ. ભ. ૧૭
એહવી ઘરણી જે લહેરે, તેહને પોતે પાપરે; સુ.
સુખજ નહીં ઘડી એકનોરે લાલ, આઠ પહોર સંતાપરે. સુ. ભ. ૧૮
એહવી હરિબળને ઘરેરે, કામિનિ જાણે [15]કાળરે; સુ.
કહે જિનહર્ષ પૂરી થઈરે લાલ, પહિલી ઢાળ વિશાળરે. સુ. ભ. ૧૯

---

૧ માથાની કલગી સમાન. ૨ સુંદર-રૂપાળી. ૩ પસંદ. ૪ સીધા અને શઠ-મૂર્ખતા-ખળતા રહિત મનવાળો. ૫ નામ પ્રચંડા હતું જેથી તે નામ પ્રમાણે પરિણામવાળી ભયંકર ક્રોધી હતી. ૬ ક્લેશ-લડાઈ. ૭ દોડે. ૮ વિયાએલી. ૯ ગાળો દે. ૧૦ વગર વાંકે. ૧૧ સ્ત્રી-વહૂ. ૧૨ આકરી. ૧૩ ધણી. ૧૪ તુરત પેશાબ કરી ધોતિયું બગાડી દે. ૧૫ મ્હોત.

( દુહા. )

હરિબળ માછી [1]અન્યદા, [2]મીનગ્રહણ તિણુ કાળ;
પહોતો સમુદ્રતણે તટે, કાંધે લેઇ જાળ. ૧
સાધુ એક દીઠો તિહાં, બેઠો કરે [3]સજ્ઝાય;
[4]નિર્મોહી નિર્પરિગ્રહી, નિઃસ્વાદી નિર્માય. ૨
તન મન જેણે [5]સંવર્યા, જીત્યા [6]વિષય વિકાર;
ઘોર તપસ્વી ઘોર વ્રતિ, સમતાતણો ભંડાર. ૩
[7]કાયા ઊપર પિણ નહીં, મમતા જેહની લેશ;
[8]અનાચરણ નવિ [9]આચરે, છંડયા ક્રોધ કલેશ. ૪
સમ [10]તૃણ મણિ સુખ દુઃખ સમ, વેચે નહીં આબાધ;
હરિબળે દીઠો એહવો, મહા મુનીશ્વર સાધ. ૫

( ઢાળ ૨ જી—આદર જીવ ક્ષમાગુણ આદર—એ દેશી. )

ખુશી થઈ હરિબળ મનમાંહિ, પ્રણમ્યા મુનિના પાયજી;
ધર્મલાભ દીધો ઋષિરાયેં, દેખી સરલ સુભાયજી. ખુશી. ૧
મુનિ ભાખે કાંઇ ધર્મ જાણે છે? ભોભદ્રક! મતિવંતજી;
[11]સ્વકુળાચારથકી કોઇ બીજો, ધર્મ અછે ભગવંતજી!! ખુશી. ૨
ડાહ્યા ભોળા સહુ કરે છે, નિજ કુળધર્મ પ્રમાણજી;
જે ચાલે કુળધર્મે [12]સૂધા, તેહ કહીજે જાણજી. ખુશી. ૩
સાધુ કહે સાંભળ તું માછી! [13]મૂઢ વચણ એ હોયજી;
જો કુળ માર્ગે ધર્મ હુવે તો, પાપી નહીં છે કોયજી. ખુશી. ૪

---

૧ કોઇ સમય. ૨ માછલાં પકડવાં. ૩ ધર્મ ક્રિયાનુષ્ઠાન. ૪ મોહ, પરિગ્રહ, સ્વાદ અને કપટ વિનાના. ૫ શરીર અને મનને કબ્જે રાખેલાં છે. ૬ પાંચ ઇંદ્રિયોના ૨૩ વિષય છે અને તેના વિકારો અનંત છે તે તમામને જીતી લીધા છે. ૭ શરીર. ૮ નઠારી રીતભાત. ૯ અમલમાં ન લેનારા. ૧૦ તરખલું. ૧૧ પોતાના કુળનો આચાર. ૧૨ બરોબર. ૧૩ મૂર્ખ જેવાં વચન.

દારિદ્ર દુઃખ પ્રમુખ [1]કુળગત, સપૂત ન છાંડે જાણિજી;
તો જાણીજે [2]ધીવરભાઇ, સુકુળાચાર પ્રમાણુજી; ખુશી. ૫
તે માટે નિજકુળ આચારે, ધીવર ! ધર્મ ન હોયજી;
પ્રાણિદયા જિનધર્મ પ્રકાશ્યો, હૃદય વિચારી જોયજી. ખુશી. ૬
જીવ સહુના છેજ સરિખા, સહુ વાંછે સુખ [3]ખેમજી;
મરણથકી જે નાસે ત્રાસે, તેહ [4]હણીજે કેમજી ? ખુશી. ૭
દયા સમાન ધર્મ નહીં કોઇ, હિંસા સમ નહીં પાપજી;
દયાધર્મથી સહુ સુખ લહિયે, [5]અદયાથી સંતાપજી. ખુશી. ૮
જેહવી આપણને પીડા હુએ, તેવી પીડા અન્યજી;
આપવેદન પરવેદન સરિખી, જાણે તે ધન્ય ધન્યજી. ખુશી. ૯
ભવજળનિધિ તરવાને [6]તરણી, દુખગિરિ-વજ્ર સમાનજી;
[7]વાંછિત અરથતણી એ કરણી, જીવદયા સુપ્રધાનજી. ખુશી. ૧૦
જો દુખ કલેશ મૂકી તું ભાગો, જો ચાહે તું સુખ્ખજી;
તો તું ચિત્ત દયા ધર ધીવર, ભાગે સઘળાં દુઃખજી. ખુશી. ૧૧
એહવાં વચન સુણી પ્રતિબૂધો, ધીવર કહે કર જોડીજી;
દયાધર્મ જે તુમે પ્રકાશ્યો, કુણ કરે તસ [8]હોડિજી. ખુશી. ૧૨
સત્ય વચન [9]સદ્દહ્યો તુમારો, પિણ સાંભળ મુનિરાયજી;
અમ કુળમાંહે જે નર આવ્યા, તાસ દયા કિમ થાયજી. ખુ. ૧૩
જીવદયા ઇણ કુળમેં ન મિલે, બીજી ઢાળે જોયજી;
દરિદ્ર ઘરે ચક્રીનો ભોજન, કહે જિનહર્ષ ન હોયજી. ખુ. ૧૪

( દુહા. )

જો તું સઘળા જીવના, રાખી ન શકે પ્રાણ;
(તો) પડે પ્રથમ જે જાળમેં, [10]મૂકે મચ્છ સુજાણ. ૧

---

૧ ચાલતી આવેલી દારિદ્રય દુઃખની. ૨ ભોઇ-માછીમાર. ૩ કુશળતા. ૪ મારી નાંખીએ. ૫ હિંસા. ૬ ભવસમુદ્ર તરવા જહાજ. ૭ ધારેલી ધારણા પાર પડવાનું કૃત્ય. ૮ બરોબરી. ૯ કબુલ કર્યો. ૧૦ મૂકજે.

એહ વચણ મુનિનો સુણી, હયે વ્રત ધરી ઉલ્લાસ;
એ પળશે મુજથી સુખે, ઇણી પરે વચણ પ્રકાશ. ૨
મુનિવર પાયે લાગીને, કરે સ્વકુળ આચાર;
વ્રત પાળે રૂડી પરે, ચિત્ત ઉજળે અપાર. ૩
ઇમ કરતાં હવે [1]એકદા, હરિબળ લેઇ જાળ;
[2]જલધિત્રટ આવી કરી, નાખી તિણે તતકાળ. ૪
પડિયો આવી જાળમેં, મગરમચ્છ તિણ વાર;
કાઢયો બાહિર ખાંચીને, દેખી કરે વિચાર. ૫

( રાગ ૩ જી-દેશી અલબેલાની. )

એ તો મત્સ્ય મેં મૂકવોરે લાલ, એહને ન [3]કરૂં બાધ; ધન્ય માછીરે;
કોટે બાંધી દોરડોરે લાલ, નાખ્યો નીર [4]અગાધ. ધન્ય માછીરે. ૧
પાળે નિયમ ભલીપરેરે લાલ, ગિણતો પ્રાણ સમાન; ધન્ય.
ગુરૂદત્ત વ્રત જો ખંડિયેરે લાલ, લહિયે દુરગતિ સ્થાન. ધ. પા. ૨
જાળ જલધિમાં મૂકિયોરે લાલ, પુનરપિ બીજીવાર; ધ.
તેહિજ પડિયો માછલોરે લાલ, મૂકયો નીર મઝાર ધ. પા. ૩
બીજે [5]ઘાટ જઇ કરીરે લાલ, નાંખ્યો જાળ વિશાળ; ધ.
તિહાં પણ તેહિજ માછલોરે લાલ, મ્હેલ્યો નયણ નિહાળ. ધ. પા. ૪
વળી તે જળચર જાળમેંરે લાલ, આવે વારંવાર; ધ.
સાંઝ સૂધી ધીવર મથ્યોરે લાલ, નાવે બીજો કિવાર. ધ. પા. ૫
જિમ જિમ આવે જાળમેંરે લાલ, તિમ તિમ મૂકે યાદ; ધ.
પિણ નિજ નિયમ ચળ્યો નહીરે લાલ, ન ધર્યો મનમેં [6]વિષાદ. ધ. પા. ૬
ધીર પુરૂષ મૂકે નહીંરે લાલ, જે [7]કીનો અંગિકાર; ધ.
[8]પ્રાણાંતે વ્રત આપણોરે લાલ, સંકટ વિકટ મઝાર. ધ. પા. ૭

---

૧ કોઇ વખત. ૨ સમુદ્રના કિનારે. ૩ પીડા. ૪ બહુજ ઉંડા પાણીમાં. ૫ બીજે કિનારે. ૬ ખેદ–ઉદાસી. ૭ કર્યો. ૮ મરતાં લગી પણ.

સાંઝ થઇ મન ચિંતવેરે લાલ, વ્રત મેં લીધો જેહ; ધ.
ગુરૂમુખ જીવદયાતણોરે લાલ, કિમ હું મૂકું તેહ. ધ. પા. ૮
ઇમ ચિત્ત ચિંતે [1]ઉજળેરે લાલ, ઇણ અવસર એક દેવ; ધ.
પ્રગટ થઇને ઇમ કહેરે લાલ, સુણ ધીવર તું હેવ. ધ. પા. ૯
દરિયાનો હું દેવતારે લાલ, [2]અવધેં દીઠો આજ; ધ.
અસદ્દ હતો હું આવિયોરે લાલ, તા'રી પરીક્ષા કાજ. ધ. પા. ૧૦
રૂપ કરી મેં મચ્છનોરે લાલ, તા'રી પરીક્ષા કીધ; ધ.
ધન્ય ધન્ય તું જગવિષેરે લાલ, તેં ભવ લ્હાવો લીધ. ધ. પા. ૧૧
જીવદયા પાળી કરીરે લાલ, સફળ કિયો અવતાર; ધ.
સંકટમાં પિણ પાળિયોરે લાલ, તેં તા'રો વ્રત સાર. ધ. પા. ૧૨
કેઇક નિયમ લિયે નહીંરે લાલ, લેઇ પાળે નહિ કેહ; ધ.
કેઇ કલ્પે પાળે સહીરે લાલ, તુજ સરિખા છે જેહ. ધ. પા. ૧૩
તા'રૂં [3]સત્વ દેખી કરીરે લાલ, તુજશું થયો [4]સંતુષ્ટ; ધ.
માંગ માંગ [5]વર તું હવેરે લાલ, તુંજ પોતે પુન્ય [6]પુષ્ટ. ધ. પા. ૧૪
[7]ધીવરને કુળેં ઊપનોરે લાલ, જીવદયા-પ્રતિપાળ; ધ.
કહે જિનહર્ષ ભલો ભલોરે લાલ, ઇમ કહ્યો ત્રીજી ઢાળ. ધ. પા. ૧૫

( દુહા. )

તે ભણી દર્શન દેવનાં, [8]નિષ્ફળ કહે ન હોય;
તે માટે જે જોઇયે, માંગ માંગ દ્યું સોય. ૧
વચન સુણી હર્ષિત થયો, હરિબલ કહે વચન;
જો તૂઠો સુર તો [9]કરે, આપદમાંહિ જતન્ન. ૨

---

૧ પવિત્ર. ૨ અવધિ જ્ઞાનવડે ઉપયોગ દઇ જોતાં આજ તને ચળાવા આવ્યો; કેમકે મેં એ વાત સાચી માની નહતી જેથી. ૩ સાહસ-દ્દઢતાપણું. ૪ સંતોષવંત. ૫ વરદાન. ૬ પુન્ય સબળ હોવાથી. ૭ માછીમારના કુળમાં જન્મી જીવદયા પાળનાર થયો ! ૮ નકામાં-ફળ આપ્યા વગર ફોકટ ન થાય. ૯ કરજે.

[1]અરથ નહિ માહરે કિસો, રાજ્ય ઋદ્ધિ ભંડાર;
[2]દોહિલી વેળા આવીને, કરજે મા'રી સાર. ૩
[3]તહત્તિ વચન સુરવર કહી, પુહતો આપણે ઠામ;
નિજ નારીથી બીહતો, હરિબળ ગયો ન [4]ધામ. ૪
મનમાંહિ ઇમ ચિંતવે, મચ્છ ન પામ્યો આજ;
ઘર જઇયે તો માહરી, નારી પાડે લાજ. ૫

( ઢાળ ૪ થી–કપૂર હોવે અતિ ઉજળોરે–એ દેશી. )

ઇમ ચિંતી હરિબળ હવેરે, શૂના દેવળ માંહ્ય;
આવીને બેસી રહ્યોરે, નિયમશું ચિત્ત લગાયરે માનવ !
જીવદયા ફળ જોય, તૂઠો જેહને દેવતારે, હરિબળ સુખિયો હોયરે.
મા. જી. ૧
જોવો તે ફળ પામિયોરે, જો રાખ્યો એક જીવ;
સકળ જીવ જો રાખિયેરે, તો ફળ લહિયે [5]અતીવરે મા. જી. ૨
ધન ધન તે નર જાણિયેરે, જે રાખે પર પ્રાણ;
[6]કહિયે જીવ હણે નહિરે, તેહ કહીજે [7]જાણ રે. મા. જી. ૩
હું તો પાપી નિત પ્રતેરે, મારૂં જીવ અપાર;
ધિગ ધિગ જીવિત માહરૂં રે, ધિગ ધિગ મુજ અવતારરે.મા. જી. ૪
[8]અવર ઉપાયે નિરવહે રે, જે કિમહી ઘરવાસ;
તો [9]ત્રિવિધે હિંસા તજુંરે, દુર્ગતિનો આવાસરે. મા. જી. ૫
પ્રગટયો દેવ દયાથકીરે, પામ્યો કોડી કલ્યાણ;
તો આગળ પિણ પામશુંરે, એહથી સુખની ખાણરે. મા. જી. ૬
ધીવર મનમેં ચિંતવેરે, સુખનો મારગ એહ;
સાંભળજો સહુકો તમેરે, પુન્યે થાએ જેહરે. મા. જી. ૭

---

૧ જરૂર. ૨ દુઃખની વખતે. ૩ કબૂલ. ૪ ઘેર. ૫ અત્યંત. ૬ કોઇ વખત પણ જીવ ન મારે. ૭ જાણપણું. ૮ બીજો ગુજરાનનો ઉપાય. ૯ મન વચન કાયા. ૧૦ ઘર.

ગોખે બેઠી એકદારે, [1]રાજસુતા ગુણગેહ;
હરિબળનામે [2]હરિ સમોરે, [3]ઇભ્યનંદન સુસનેહરે. મા. જી. ૮
નયણે કુમરિયે નિરખીઓરે, લાગ્યો અતિ અભિરામ;
નયણે નયણુ મિલ્યાં સહીરે, પ્રેમ મગન થયો તામરે મા. જી. ૯
રૂપ નિરખી રાચી રહીરે, લાગ્યો સબળ સનેહ;
મળવા ઇચ્છી તેહનેરે, તેડાવ્યો નિજ[4]ગેહરે મા. જી. ૧૦
નેહ ધરી કુંવરી કહેરે, વચન મધુર તિણવાર;
હરિબળ તુજશું નેહલોરે, લાગ્યો અધિક અપારરે મા. જી. ૧૧
મન માહરો તેં મોહિયોરે, તુજ વિણ હવે ન [5]સુહાય;
તુંહીજ હિયડામાં વસ્યોરે, દીઠો આવે [6]દાયરે મા. જી. ૧૨
તે માટે દેશાંતરેરે, જઇયે પ્રાણ-આધાર;
સરખી જોડી આપણીરે, મેળિ [7]સરજણહારરે મા. જી. ૧૩
પરણીને સુખ વિલસિયેરે, લીજે નરભવ લાહ;
તન ધન યૌવન આપણોરે, સફળો કીજે નાહરે મા. જી. ૧૪
સરીખે સરીખાં જો મિલેરે, તો થાએ [8]ઉછરંગ;
તું પ્રિયતમ હું પદ્મિનીરે, કંચન જડિયો નંગરે મા. જી. ૧૫
[9]વેધક વચણ સુણી કરીરે, મોહ્યો હરિબળ ચિત્ત;
કહે જિનહર્ષ ચોથી થઇરે, ઢાળસું ચોર્યો ચિત્તરે મા. જી. ૧૬

( દુહા. )

હરિબળ હિત હિયડે ધરી, માન્યો તાસ વચન્ન;
[10]લચ્છી ઠેલે આવતી,-પગશું કવણ અપુન્ન ? ૧
રાયતણો ભય અવગણી, કીધો [11]વચણ પ્રમાણ;
થાપી દિન [12]સંકેતનો, ઘરે ગયો સુવિહાણ. ૨

---

૧ રાજાની કુંવરી. ૨ ઇંદ્ર જેવો. ૩ વાણિયાનો છોકરો. ૪ પોતાને ઘેર. ૫ પસંદ ન આવે, ૬ પસંદ આવે. ૭ દૈવે. ૮ આનંદ. ૯ મનને વીંધનારાં-ભેદનારાં. ૧૦ લક્ષ્મી આવતી હોય તેને અભાગીઓજ પગની ઠોકર મારી પાછી ઠેલે છે. ૧૧ વચન. ૧૨ વાયદાનો.

હવે ચિંતવતાં વિધિ સમે, આવ્યો [૧]વાસર તેહ;
જે દિન માછી દેહરે, માંહે રહ્યા છે જેહ. ૩
ઊઠયો કુંવર ઉતાવળો, મનમેં થઇ ખુશાલ;
કુંવરીનો મન ઉલ્લસ્યો, જાણે થઇ નિહાલ ! ૪

( ઢાળ ૫ મી-એડલે ભાર ઘણો છે રાજ-એ દેશી. )

શેઠપુત્ર મનમાંહે વિચારે, બોલ દિયો મેં તેહને;
પિણ મેં તો અવિચાર્યું કીધું, એહવું ન ગમે કહેને.
એહવું કામ ન કીજે જીવ, જગમેં અપયશ લહિયે. ૧
જો પરદેશે નીકળી જાશું, લેઇ રાજકુમારી;
તો મા'રો સહુ કુટુંબ કબીલો, રાજા નાખે મારી. એ. ૨
હું કુળમાંહિ કપૂત કહાઉં, કુળને કલંક લગાઉં;
હું તો મા'રો સ્વારથ સાધું, પિણ કુળહીણ કહાઉં. એ. ૩
શાહુકારતણો હું બેટો, કુમતિ કિસી મુજ આઇ;
ઉત્તમ કુળ આચાર નહીં એ, લહિયે કેમ ભલાઈ? ! એ. ૪
[૨]દેશાધિપ તો સ્વામિ કહિયે, તેહની ચોરી કરિયે;
[૩]સ્વામિદ્રોહીનો ભલો ન થાએ, તો કિમ એ આચરિયે ? એ. ૫
ચોરી [૪]જારી એ બે જગમેં, નીચો શીષ ઘલાવે;
ફિરતો લાજે સહુકો તેહને, આંગુળિયે દેખાવે. એ. ૬
પરનારીશું પ્રેમ કરે જે, મનમેં ધરી ઉછરંગ;
સુખને કાજે માંહિ પડે જિમ, દીવામાંહિ પતંગ. એ. ૭
પરનારી વિષવેલિ સરીસી, તેહની સંગતિ કરશે;
તેહની સંગતિનાં ફળ [૫]વિરૂવાં, તેનો સુખ કિમ લહિશે ? ! એ. ૮
દશશિર વીશ ભુજા છેદાયાં, રાવણ-લંકાસ્વામિ;

---

૧ દિવસ. ૨ રાજા. ૩ ધણીથી દગો કરનારનું. ૪ છિનાળી.
૧ નઠારાં.

પરનારીનો પ્રેમ કિર્યાંથી, એહ અવસ્થા પામિ. એ. ૯
ભીમેં હણ્યા કીચક સો ભાઇ, રાયતણા જે સાળા;
પરનારીની વાંછા કરતાં, પામ્યા દુઃખ વિશાળા. એ. ૧૦
પદ્મનાભ રાજેં પત ખોઇ, [1]દ્રુપદસુતા લેઇ જાતાં;
પાંડવ કૃષ્ણ જઈ ગઢ ભાંજ્યો, જગમાંહિ રહિ વાતાં. એ. ૧૧
ઈંદુષેણ બિંદુષેણ બે ભાઈ, વેશ્યાને વશ પડિયા;
[2]કામે ખૂતા ઘણા વિગૂતા, માંહો માંહે લડિયા. એ. ૧૨
ઇમ અનેક પરનારી સંગતેં, દુખ પામ્યા અધિકેરાં;
ઢાળ પાંચમી નામી કિશુંહું, કહું જિનહર્ષ ઘણેરાં. એ. ૧૩

( દુહા. )

પહેલાં તો રાજા હણે, છેદે ઝાલી શીષ;
આગળ તો જે સુખ હુશે, તે જાણે જગદીશ ! ૧
સુખ છોડી દુખ [3]આંગમું, પેશું ઊંડે નીર;
વેચી ઉંઘ ઉજાગરો, લ્યે મૂરખ બેપીર. ૨
કામ [4]વિમાસિ નવિ કરે, તેહની ન રહે લાજ;
અતિ ઉચ્છક ઊતાવળા, તે [5]વેણુસાડે કાજ. ૩
પરની [6]સુંદરિ દેખીને, લાલચ ઘાલે જીય;
અતિ લોભી નર જે હુવે, ઘરના ચૂકે ઘીય. ૪
કુણ મૂરખ [7]ચુંબન દિયે, સાપવદન આલેય;
અગ્નિશિખા અતિ આકરી, કુણ [8]આલિંગન દેય ? ! ૫
[9]કૌચ સરીખી કુંઅરી, લાગી દુખ દે અંગ;
દેખી પેખી એહશું, કોણ લગાડે રંગ ? ! ૬

---

૧ દ્રૌપદી. ૨ કામમાં લુબ્ધ થયેલા ઘણા વગોવાયા. ૩ નોતરૂં-બોલાવી લઉં. ૪ વિચાર કરીને. ૫ ખરાબ કરે. ૬ સ્ત્રી. ૭ બચી. ૮ બાથ ભીડવી. ૯ કૌવચની રૂંવાટી જેવી.

(ઢાળ ૬ ઠ્ઠી–બાહુબળ રાણા ઇમ ચિંતવે–એ દેશી.)

એહવું વિમાસિ હરિબળ તદા, [1]સેજે બેઠો જઈ સોયરે;
[2]કામગવી કામિતદાયિની, દાલિદ્ર ઘરે નવિ હોયરે. એહવું. ૧
હવેરે [3]કનક મણિ [4]અગણિત ગ્રહી, નૃપસુતા દિવસ સંકેતરે;
[5]ચપલ તુરંગ ચઢી કરી, એક [6]નિમિત્તને હેતરે. એહવું. ૨
આવીરે ઊભી દેહરે, અધિક અંધારડી રાતરે;
દેખોરે સાહસ કિયો કેટલો, અબળા કહિજે નારી જાતિરે. એ. ૩
[7]ગાઢે સ્વરેરે બોલાવિયો, હરિબળ આણ–આધારરે;
આવ્યો છે રે ઈહાં કે આવ્યો નથી? ઇમ કહ્યું રાજકુમારિરે. એ. ૪
હરિબળ માછી સૂતે સુણ્યો, [8]અમિય સરીખી મીઠી વાણિરે;
હરખ પામી હુંકારો દિયો, કપટ હિયડામાંહિ આણિરે. એ. ૫
થાએરે [9]અસુરું પિઉ ઊઠિયે, વાહણું વાયે જાણશે રાયરે;
અશ્વ ચઢોરે ઇણે આવીને, ઢીલ કરો [10]મતિ કાંયરે. એ. ૬
જાઇયે આપણ પરદેશડે, મનોરથ સફળ જિમ થાયરે;
આપણું ચિંત્યું જિમ હુવે, તનતણી તપતિ મિટી જાયરે. એ. ૭
હરિબળે જાણ્યું એ કામિની, સંકેત કર્યો છે કુણ સાથરે;
તિણુંરે આવીછે ઇણુ દેહરે, તુરગ લેઇ લેઇ [11]આથરે. એ. ૮
એહ તુરી [12]તરૂણી ઇહાં, આવી આવી મા'રે [13]ભાગરે;
તો ઇણુ સાથે જાઉં હવે, રાખું રાખું એહશું [14]રાગરે. એ. ૯
આગેરે જાતાં ભાવે તિમ હુજ્યો, ચિંતવી હરિબળ તામરે;
[15]અશ્વ ચડીરે તિહાંથી ચાલિયાં, કુમરી ચિંતવે [16]સર્યાં કામરે. એ. ૧૦
વાટેંરે બોલાવે મીઠે વયણડે, વસંતસિરી તિણવારરે;

---

૧ પથારી. ૨ કામધેનુ મનોરથ પૂરનારી. ૩ સોનું રત્ન. ૪ ગણ્યામાં ન આવે એટલું. ૫ પાણીદાર ઘોડાપર બેસી. ૬ કારણ માટે. ૭ મોટા ભારે સાદથી. ૮ અમૃત જેવી. ૯ મોડું. ૧૦ નહિ. ૧૧ ધન. ૧૨ સ્ત્રી. ૧૩ નશીબે. ૧૪ પ્રીતિ. ૧૫ ઘોડે ચડીને. ૧૬ ફતેહ થયાં.

મૌન કરીરે હુંકારો દિયે, રખે મુજ ઓળખે નારરે. એ. ૧૧
કિમ એ બોલાયો બોલે નહીં ! મૌન ધરી રહ્યો કેમરે;
જાણ્યું રે પીડે [1]વિરહ એહને, માત પિતાશું બહુ પ્રેમરે. એ. ૧૨
ચાલતાં [2]અટવીમાં સંચર્યા, હરિબળ કુંવરી સંઘાતરે;
[3]સહસકિરણ ઊગ્યો એટલે, પ્રગટ થયો પરભાતરે. એ. ૧૩
વસંતસિરીએ સ્હામું જોઇયું, શેઠસુતશું ધરી હેતરે,
ઓળખ્યો તામ [4]હાહારવ કરી, પડી ભૂઇ થઇ અચેતરે. એ. ૧૪
વાય શીતળ જળ છાંટીને, કીધી સચેત તતકાળરે;
કરેરે [5]આક્રંદ ઊઠી કરી, છઠ્ઠી જિનહર્ષ થઇ ઢાળરે. એ. ૧૫

( દુહા. )

શેઠપુત્ર-હરિબળ વિના, વનિતા કરે વિલાપ;
[6]તાવડ તડફે માછલી, તિણિ પરેં વાધ્યો તાપ. ૧
ઉન્હાળે લૂ પીડિયો, તરસ્યો થયો ગજરાજ;
[7]સરવર દીઠું જળ ભર્યું, પહુતો પીવા કાજ. ૨
પેઠો માંહિ ઉતાવળો, [8]ખૂતો પંક શરીર;
બેઉ વિણસ્યાં [9]વિધિ વશેં, પામ્યો નીર ન [10]તીર ! ૩
મિત્ર મિળ્યા નહીં મુજ ભણી, ઘર પિણ મૂક્યો જોય;
કપટીને વચણે કરી, કામ બિગાડયાં દોય. ૪
નારી મતિ હુએ [11]પાનહી, તે પણ જાએ રાત;
મૂરખ થઇ ઉતાવળી, કહું કેહને દુખ-વાત ! ૫

( ઢાળ ૭ મી-હો મતવાલે સ્હાજનાં-એ દેશી. )

મેં કપટી જાણ્યો નહીં, તે તો જાણ્યો શાહુકારોરે;
પ્રીતિ લગાઇ પાપણી, મેં તો કાંઈ ન કિયો વિચારોરે. મેં. ૧

---

૧ વિયોગ. ૨ જંગલમાં પ્રવેશ કર્યો. ૩ સૂર્ય. ૪ બૂમો પાડી રોવા લાગી. ૫ પોક મૂકી વિલાપ કરવા લાગી. ૬ તડકેથી માછલી તડફડે તેવી રીતે. ૭ તલાવ. ૮ ગારાની અંદર ખૂચી ગયો. ૯ દૈવના યોગથી. ૧૦ કિનારો. ૧૧ પ્રમદાની બુદ્ધિ પગની પાનીએ કહેવાય છે.

હું ભોળી સમજું નહીં, વિશ્વાસ કિયો શું વિચારોરે;
હિયડો આપ્યો તુજ ભણી, તેં ઘતી મુજ ધૂતારોરે. મેં. ૨
કૂવા માંહિ ઘાતિને, તેં તો [1]વરત વિચેથી કાપીરે;
વિશ્વાસદ્રોહી તું થયો, પાપથી કિમ છૂટિશ પાપીરે? મેં. ૩
કરમ કિયો ચંડાળનો, તેંતો નાણી દયા લગારોરે;
એતલોઇ જાણ્યો નહીં? ઇણ અબળાની લ્યું [2]સારોરે. મેં. ૪
તુજ મનસેં એહવું હતું, તો [3]બોલ દિયો શા માટેરે;
મન માહરો ચોરી લિયો, જુઓ મુજને ઠગી [4]કિરાટેરે. મેં. ૫
મન મેલા મુખ ઊજળા, પર મન લ્યે પિણ નાવહિયેરે;
કૂડ કપટ બહુ [5]કેળવે, તો ન્યાયે જઇયે સાતમિયેરે. મેં. ૬
મેં તુજને જાણ્યો હતો, ચિંતામણિ મુજ કર લાગોરે;
પિણ પત્થર થઇ નીવડયો, ફિટ પાપી શો મન ભાગોરે. મેં. ૭
આંબો જાણી આદર્યો, મન હુંશ હતી મુજ મોટીરે;
નીવડિયો તું આકડો, મુજ આશ થઇ સહુ ખોટીરે. મેં ૮
કિશું કરૂં! હવે શું કહું! કિણ આગળ પોકારોરે;
દૈવે [6]વિડંબી મુજ ભણી, નહીં મુજને કોઇ આધારોરે. મેં. ૯
[7]દોષી દૈવ દયા નહીં, [8]જમ થઇ મુજને દુઃખ દીધોરે;
આશા ભાગી માહરી, પાપી એ શું તેં કીધોરે?! મેં. ૧૦
બીજો ન મિળ્યો મુજ ભણી, જે મુજને એમ વિડંબીરે;
ઉંચા [9]તરૂવરથી પડી, વિચહીમેં વાય વિલંબીરે. મેં. ૧૧
અબળા ઊપર એવડો, કાં રોષ ધર્યો [10]કરતારોરે;
તુજ અપરાધી ન કો કિયો, કાં દીધી એવડી મારોરે! મેં ૧૨

---

૧ દોરડું અધવચથી કાપી નાખ્યું?! ૨ ખબર. ૩ વચન-કોલકરાર. ૪ ભીલે. ૫ અમલમાં લ્યે. ૬ વગોવી-દુખમાં ડૂબાવી. ૭ દોષવંત. ૮ યમરાજા. ૯ ઝાડ. ૧૦ પ્રભુ.

દોષ કોઇ કહેનો નહીં, એ ફળ પામ્યા મુજ કીધારે;
સાતમી ઢાળે એહવાં, જિનહર્ષે [1]ઓલંભા દીધારે. મેં. ૧૩

( દુહા. )

ફોકટ ઓલંભા દિયું, ફોકટ કરૂં વિલાપ;
ભોગવરે તું જીવડા, કરમ કમાયાં આપ. ૧
કરમ શુભાશુભ જે કિયા, ભવ પાછિલા મઝાર;
તેહવા તેહને [2]પરિણમે, ઇહાં નહીં કાંઇ વિચાર. ૨
માહરે કરમે આણીઓ, જિસો તિસો નર એહ;
આરત ધ્યાન વૃથા કરૂં, ફોકટ [3]જાળું દેહ. ૩
ઇમ ચિંતવતી કુંવરી, જોવે સનમુખ તાસ;
એટલે તિહાં ઊંચે સ્વરે, વાણિ હુઈ આકાશ. ૪
જો સુખ વાંછે સુંદરી, વાંછે સુયશ અપાર;
તો જંગમ [4]સરતરૂ સરિસ, કર નર અંગીકાર. ૫

( ઢાળ ૮ મી. હરિયા મન લાગો-એ દેશી. )

[5]દેવગિરા ઇમ સાંભળી, જાણ્યું ઉત્તમ એહરે; કુંવરી પ્રેમ ભરી.
હરિબળ હિતશું નિરખિયો, પામ્યો પરમ સનેહ; કુંવરી.
પ્રેમ ભરી હીઅડે ધરી, સુરવાણિ ગુણગેહરે. કુંવરી. ૧
હઇડો [6]હેજે ઉમહ્યો, હુલસિત થઇ અપારરે; કું.
અતિ લોયણ અણિયાલડે, નિરખે વારંવારરે. કું. ૨
મીઠે વયણે માનની, બોલાવે તિણ વારરે; કું.
[7]પુરૂષોત્તમ પ્રીતમ સુણો, લાગી તૃષા અપારરે. કું. ૩
નીર વિના ન ચાલી શકું, હોઠ તાળુ સુકંતરે; કું.

૧ ઠપકા. ૨ ભોગવવાં પડે. ૩ બાળું-દગ્ધ કરૂં. ૪ હાલતા ચાલતા કલ્પવૃક્ષ જેવો. ૫ દેવવાણિ. ૬ સ્નેહથી ઉત્સાહવંત થતાં અત્યંત હુલ્લાસ પામ્યું. ૭ ઉત્તમ પુરૂષ.

[1]પ્રાણ હોવે છે પ્રાહુણા, પાણી પાવો કંતરે. કું. ૪
હરિબળ મન હરષિત થયો, પામ્યો અધિક સંતોષરે; કું.
ચતુર ચલ્યો જળ કારણે, પ્રીતિ કરેવા પોષરે. કું. ૫
મોટી અટવીમાંહિથી, આણી પાયો નીરરે; કું.
વસંતસિરી મન ચિંતવે, છે કોઇ સાહસ ધીરરે. કું. ૬
સબળ ભયંકર અટવિયે, એ ગયો જળને કાજરે; કું.
બીક ન આણી કોઈની, એ સહુ નર [2]શિરતાજરે. કું. ૭
સુણ સુપુરૂષ કુંવરી કહે, મેં જાણ્યો ગુણવંતરે; કું.
પાણિગ્રહણ કરો પ્રેમશું, હું કામિનિ તું કંતરે. કું. ૮
પરણી હરિબળ પ્રેમશું, જોવો પુન્ય વિશેષ ! કું.
કિહાંએ [3]ધડૂક્યો મેહુલો, વૂઠો કિણહી દેશ ! કું. ૯
જબહી દિન હોય [4]પાધરા, મારગ પાકે બોરરે; કું.
બોહલડી ઘોડા જણે, લાડૂ મારે ચોરરે. કું. ૧૦
ગામ નયર પુર દેખતાં, આવ્યા કિણહીક દેશરે; કું.
નયર વિશાળપુર આવિયો, દેખી ટળ્યો કલેશરે. કું. ૧૧
ઠામ ઠામ વન સોહતા, [5]નંદનવન અનુસારરે;
વાવ્ય કૂવા સર જળ ભર્યા, દીસે અતિ મનોહારરે. કું. ૧૨
દીસે ઉંચા દેહરા, વાજે ઘંટા નાદરે;
દંડ કળશ ધ્વજ લહલહે, ભાજે મન વિષવાદરે. કું. ૧૩
નગર અનોપમ નિરખિયું, સ્વર્ગપુરી લઘુ-ભ્રાતરે;
દેખીને [7]દયિતા ભણે, વાલમ સુણ મુજ વાતરે. કું. ૧૪
એ નગર અતિ રળિયામણું, દીઠાં અધિક ઉલ્લાસરે; કું.
કંત ગમે જો તુમ ભણી, ઈણપુર કીજે વાસરે. કું. ૧૫

---

૧ મેમાન જેવા પ્રાણ થઇ પડતાં રસ્તો માપી જશે. ૨ માથાના મુકુટ સમાન મહાન્ પુરૂષ છે. ૩ ગાજ્યો. ૪ પાંસરા-સીધા. ૫ નંદન વન જેવું. ૬ અમરાપુરીના ન્હાનાભાઇ જેવું. ૭ સ્ત્રી.

નારી વચણ માની કરી, પહુતા નગર વિમાસિરે; કું.
[1]સખરો ને સાતભૂમિયો, લીધો એક આવાસરે. કું. ૧૬
તિહાં ભરતાર ને ભામિની, સુખે વસે સુકુમાળરે;
કહે જિનહર્ષ પૂરી થઈ, આઠમી ઢાળ રસાળરે. કું. ૧૭

( દુહા. )

રાજસુતાયેં અતિ ઘણી, આણી અગણિત [2]આથ;
વનિતા વિવિધ પ્રકારના, સુખ વિલસે પ્રિય સાથ. ૧
માછી મનમેં ચિંતવે, કિહાં અધમ મુજ જાતિ !;
કિહાં રાજાની કન્યકા, પુન્ય મિળ્યા એ વાત ! ૨
પુન્યેં વાંછિત પામિયે, પુન્યે લીલ વિલાસ;
પુન્યેં જગયશ વિસ્તરે, પુન્યે પહુંચે આશ. ૩
પુન્યેં મંદિર માળિયાં, પુન્યેં નારી સુશીલ;
પુન્યેં માને રાજવી, પુન્યે ન હુવે [3]હીલ. ૪
પુન્યેં સહુને વાલહો, પુન્યે લહિયે માન;
પુન્યેં લહિયે દીકરા, પુન્યે કાયાવાન. ૫
પુન્યેં વિદ્યા પામિયે, પુન્યે રાજ્ય ભંડાર;
પુન્યેં લહિયે સંપદા, હરિબળ કરે વિચાર. ૬

( ઢાળ ૯ મી-મહાવિદેહ ક્ષેત્ર સોહામણો—એ દેશી.)

હરિબળ મનમેં ચિંતવે, મેં લહિ [4]લચ્છિ પ્રધાન લાલરે;
તો હિવે હું સફળી કરૂં, દુખિયાને દેઈ દાન લાલરે. હરિ. ૧
એક દાતા [5]કર વરસણો, સુખ પ્રિય વાણિબંધ લાલરે;
શંખ અને દૂધે ભર્યો, સોનો અને સુગંધ લાલરે. હરિ. ૨

---

૧ સુંદર સાત માળનું. ૨ ધનદોલત. ૩ મશ્કરી-નિંદા. ૪ અત્યંત લક્ષ્મી. ૫ અતિ ઉદાર હાથવાળો અને ગર્વ રહિત મીઠું બોલનાર.

પ્રસિદ્ધ થઇ સહુ લોકસેં, યશ [1]વ્યાપ્યો પુરમાંહિ લાલરે;
નિષ્ફળતો થાએ નહીં, દાન દિયો કિણ ઠાહિ લાલરે. હરિ. ૩
ધર્મ સુપાત્રે સંપજે, બીજે દયા કહાય લાલરે;
પ્રીતિ વધારે મિત્રશું, વૈરી વૈર [2]વિહાય લાલરે. હરિ. ૪
ભક્તિ વધારે[3] ભૃત્યની, રાજા દિયે સન્માન લાલરે;
ભાટાદિક યશ ઉચ્ચરે, નિઃફળ ન હુવે દાન લાલરે. હરિ. ૫
ન્હાના મ્હોટા નગરના, કરે સહુ જીજીકાર લાલરે;
પુન્યે કરી ગુણ પામિયાં, ગુણ અધિકા સંસાર લાલરે. હરિ. ૬
ગુણ પામે ગૌરવપણું, ગુણ લહે આદરમાન લાલરે;
ગુણે પૂજાએ જિહાં તિહાં, ગુણથી સુયશ પ્રધાન લાલરે. હરિ. ૭
હરિબળના ગુણ વિસ્તર્યા, [4]સારા શહેર મઝાર લાલરે;
પહુંતી કીર્તિકામિની, રાયતણે દરબાર લાલરે. હરિ. ૮
તતખિણ રાય તેડાવિયો, હરિબળને હિત આણિ લાલરે;
સો આયો નૃપની સભા, હરિ સરીખો હરિ જાણિ લાલરે. હરિ. ૯
[5]પ્રણિપતિ કરી [6]પુહવીશને, જુગતે કિયો જુહાર લાલરે;
રાજા રળિયાયત હુઓ, આદર દિયો અપાર લાલરે. હરિ. ૧૦
કિહાંથી આવ્યા રહો કિહાં ? પૂછી સઘળી વાત લાલરે;
હરિબળ બળ બુદ્ધિ આગળો, [7]ક્ષિતિપ ભણી કહી દાત લા. હ. ૧૧
[8]નીતિ વડે નરનાથને, ખિણમેં કિયો ખુશાલ લાલરે;
પરમન તો નિજ વશ કરે, ચતુરતણી એ ચાલ લાલરે. હ. ૧૨
પ્રાણતણી પરેં રાયને, વ્હાલો થયો વિશેષ લાલરે;
હુલસિત થાએ આતમા, દર્શન જેહનો દેખ લાલરે. હ. ૧૩
લાગો જેહશું નેહલો, તે [9]પાખે ન [10]સુહાય લાલરે;
દિન થાયે દશ પહુરનો, રાત છમાસિ થાય લાલરે. હ. ૧૪

---

૧ ફેલાયો. ૨ નાશ પામે. ૩ દાસની–સેવકની. ૪ બધા. ૫ નમન. ૬ રાજા. ૭ રાજા. ૮ રાજા. ૯ વિના. ૧૦ ન ગમે.

વસુધાપતિ હરિબળ વિચે, અંતર ન રહ્યો કોઇ લાલરે;
ખીર નીર જિમ મન મિળ્યા, એક જીવ તન દોઈ લાલરે. હ.૧૫
પંડિતકેરી પ્રીતડી, સુગુણાંતણો સનેહ લાલરે;
વધે નિરંતર વેલજ્યું, મહિયળ વૂઠે મેહ લાલરે. હ. ૧૬
હરિબળ નૃપશું હિલી મિળ્યો, ભેળ્યો મન ભૂપાળ લાલરે;
કહે જિનહરખ સહુ સુણો, એ થઇ નવમી ઢાળ લાલરે. હ. ૧૭

( દુહા. )

[1]અવનીપતિ હિવે એકદા, હરિબળશું હિત આણિ;
મીઠે વયણે માન દે, વદે ઇસી પરે વાણિ. ૧
સાંભળ મિત્ર સોહામણા, તું આતમ આધાર;
[2]મહિલાશું ઘર માહરે, ભોજન કર એક વાર. ૨
જો તું આવીને જિમે, તો વાધે બહુ પ્રીતિ;
ભક્તિ કરૂં બહુ ભાંતિશું, પ્રીતિતણી એ રીતિ. ૩
ભાઈ માન્યો તે ભણી, મ કહિશ મુખ નાકાર;
જોરે[3] હી જીમાડશું, હરિબળ ભણ હાકાર. ૪
હરિબળ હિત જાણી કરી, વારૂ માની વાત;
પ્રીતિ તિહાં અંતર કિસો ? અંતર પ્રીતિ વિલાત. ૫

( ઢાળ ૧૦ મી-આરૂ રાગિણીની દેશી. )

હરિબળ પહુતો નિજનારિ શું, [4]મહીપતિમંદિર તામજી;
આદરમાન દેઇ [5]અવનિપતિ, બેસાર્યા ભલે ઠામ, જ્ઞાની જાણોજી.
નારી અનરથ ખાણિ, મનમેં આણોજી. ૧
રાજા આવી આપ પરોસે, પરિઘળ ભલા પકવાનજી;
શાળ દાળ નામણ ઘૃત સુરહા, ઊપર ફોફળપાન. સા. ૨
વસંતસિરિનો રૂપ વિલોકી, ચિત્તમેં ચિંતે રાયજી;

---

૧ રાજા. ૨ સ્ત્રી સહિત. ૩ પરાણે. ૪ રાજા. ૫ રાજા.

ઇંદ્રાણી કે [1]હરિસુતરાણી, એ સમ અવર ન કોય. સા. ૩
અતિ [2]કામાનલમય થયો તાતો, દેખી મોહન રૂપજી;
શુદ્ધિ ગઇ બુદ્ધિ નાઠી સઘળી, [3]વ્યામોહિત થયો ભૂપ. સા. ૪
એહવી નારી મુજ ઘર આવે, જન્મગણું [4]સુકયત્થજી;
પિણ કિમ આવે માહરે હાથે, એહનો પતિ સમરત્થ. સા. ૫
જો હરિબળ કિમહી કરી હણિયે, તો થાયે સંબંધજી;
એ નારી માહરે વશ થાએ, ધિગ ધિગ નર કામાંધ. સા. ૬
કુકર્મ કરતો કિમહી ન લાજે, નાણે કેહની [5]ભીતિજી;
મિત્રતણી મિત્રાઇ ન ગિણે, ક્ષણમેં તોડે પ્રીતિ. સા. ૭
કામી કુળને કલંક લગાડે, કામી કુયશ કહાયજી;
માત પિતાની [6]શંકા નાણે, કામીની [7]મતિ જાય. સા. ૮
રાજા કામ વશે ઇમ ચિંતવે, જિમ તિમ હરિને મારીજી;
સફળ કરૂં માનવભવ માહરો, હું ભોગવી એ નારી. સા. ૯
દુષ્ટ ભાવ રાજાનો જાણી, વારે નહી પ્રધાનજી;
રાજાના મન ગમતું બોલે, તે પિણ તેહ સમાન. સા. ૧૦
જીમાડીને ઘરે [8]સંપ્રેર્યો, પિણ મનમાંહિ [9]કૂડજી;
[10]છેહડે કૂડથકી રાજાને, મુંહડે પડશે ધૂડ. સા. ૧૧
મંત્રીશું કરી રાય [11]મંત્રણો, બહુ [12]જુડિયો દરબારજી;
સહુ સાંભળતાં મિલન કુબુદ્ધિ, રાજા કહે તિણવાર. સા. ૧૨
અતિ ઉત્સવશું માહરે કરવો, પુત્રીનો વિવાહજી;
દૂત મોકલીને તેડાવો, દેશ દેશના નાહ. સા. ૧૩
લંકાપુરિનો રાય વિભીષણ, નહુતરવા કુણ જાયજી;

---

૧ ઇંદ્રના પુત્રની સ્ત્રી. ૨ કામદેવની અગ્નિ વડે. ૩ મનની પીડાથી દુખી. ૪ સુકૃતરૂપ થાય. ૫ ડર. ૬ મર્યાદા. ૭ બુદ્ધિ. ૮ મોકલ્યો-ગયો. ૯ જુઠ-કપટ. ૧૦ અંતે. ૧૧ છાની મસલત. ૧૨ એકઠો કર્યો.

તિહાં લગી પહુચી શકે ચતુરનર, સાહસીક જે થાય. સા. ૧૪
એહવું વચન સુણી, મુખ નીચું, કરી રહ્યા સહુ કોયજી;
જોધા પિણ બોધા હુઇ રહિયા, નૃપ હરિ સનમુખ જોય. સા. ૧૫
દુષ્ટાતમ મંત્રી ઇમ પભણે, વાત સુણો મહારાજજી;
હરિબળ સરીખો છે નહીં કોઇ, જેહ કરે એ કાજ. સા. ૧૬
વિષમાં કામ કરે કોઇ વિરલો, ઉપગારી બળવંતજી;
એતલે ઢાળ થઇ એ દશમી, ઇમ જિનહર્ષ કહંત. સા. ૧૭

( દુહા. )

સહુ સેવક સુખ ભોગવે, સ્વામિ તણે સુપસાય;
પિણ વિષમાં કાજ કરે, તે થોડા મહારાજ. ૧
અવર ન કોઇ કરી શકે. વિષમ કાજ બળવંત;
સયળ સાર તિહુઅણતણો, હરિ વિણ કોણ ધરંત ! ૨
તે માટે [1]આદેશ દ્યો, હરિબળ ભણી તુરંત;
ભાર મહા [2]ગયવરતણો, ગયવરહીજ સહંત. ૩
સુભટ તુમારે છે ઘણા, પિણ હરિ સમ નહીં કોય;
તેજ કરેય ગ્રહગણ [3]નિશા, સૂરજ સમો ન હોય. ૪
કપટીમંત્રીનાં વચન, સુણી નૃપ સન્મુખ જોય;
હરિબળને કહે તુજ વિના, એ [4]કારિજ નહિ હોય ! ૫
દાક્ષિણ્યે નૃપનો વયણ, માન્યો હારબળે તામ;
ઘરે આવી ઘરણી પ્રતિ, વાત કહી સહુ જામ. ૬

(ઢાળ ૧૧ મી-ગળિઆરે સાજણ મિલ્યા-એ દેશી.)

વનિતા કહે સુણ વાલમા, હું વારી, એ શું કીધો કંતરે,
હું વારી લાલ?
રાએ કપટ કીધો અછે, હું વારી, એ દુઃખ દેશે અંતરે.
હું વારી લાલ. વનિતા. ૧

---

૧ હુકમ. ૨ હાથી. ૩ રાત્રિ. ૪ કામ-કાર્ય.

જોઇ રહિયો જીમતાં, હું. મુજ સ્હામી એ રાયરે; હું.
મુજ ગ્રહિવા તુજ મારવા, હું. માંડયો એહ ઉપાયરે. હું. વ. ૨
રાજનીતિ માંહે કહ્યો, હું. કીજે નહીં વિશ્વાસરે; હું.
એતલોહી જાણો નહી! હું. તો તુમને શાબાસરે. હું. વ. ૩
થાય કદાચિત કાગડો, હું. નિર્મળ ઉજવળ [1]નાહરે ?, હું.
અગણિત પરપંચો કરો! હું. હંસ કદાચિત [2]સ્યાહ! હું. વ. ૪
પશ્ચિમ દિશિ રવિ ઊગમે! હું. પ્રચલે મેરૂ-ગિરિંદ! રે; હું.
[3]ક્ષાંતિ ધરે મણિધર કદા! હું. પિણ મિત્ર ન હોય નરિંદરે. હું. વ.૫
[4]અવિમાસ્યું કીધું તુમે, હું. કંતા ચતુર સુજાણરે; હું.
[5]હુંતા તુમે વિચક્ષણા, હું. પિણ ચૂકયા [6]અવસાણરે. હું. વ. ૬
અવિમાસે આવી પડે, હું. દીવામાંહિ પતંગરે; હું.
કીધો છે તેહની પરે, હું. કિમ ઉગરશે અંગરે ? હું. વ. ૭
કિમ હી ન વિણસ્યો છે હજી, હું. કરો વિચારી કાજરે; હું.
પ્રાણ રાખો પોતાતણા, હું. તમને કહું છું રાજરે. હું. વ. ૮
હરિબળ કહે તેં શું કહ્યું ? હું. હે સુકુલિણી નારી! રે હું.
નાકારો કિમ કીજિયે, હું. જિણ મુખ કહ્યો હાકારરે. હું. વ. ૯
પ્રાણાંતે મૂકે નહીં, હું. કીધો અંગીકારરે; હું.
સુપુરૂષ તેહ [7]સરાહિયે, હું. સુયશ લહે સંસારરે. હું. વ. ૧૦
(" અલસાયંતેણવિસજ્જણેણં, જે અખ્ખરાસમુખહવિયા;
તે પત્થર ટંકુકિંકરિયંચ, નહું અન્નથા હુંતિ. ૧
છિજ્જઉ સીસં અહ હોઉ બંધણં, ચયઉ સવ્વહા લચ્છી;
પડિવણ પાલણેસુ, પુરિસાણ જં હોયતં હોઇ.") ૨
[8]પડિવજ્યો નિજ પાળતાં, હું. [9]અનરથ થાજો નિચંતરે; હું.
સાકર ખાતાં જો પડે, હું. તો પડી જાજો દંતરે હું. વ. ૧૧

---

૧ નાથ-પતિ. ૨ કાળો-સ્યાહ. ૩ ક્ષમાશીલ. ૪ વગર વિચાર્યું. ૫ હતા. ૬ તક-સમય. ૭ વખાણિયે. ૮ કબૂલ કરેલું. ૯ નુકસાન.

ઉત્તમ વયણ બોલે નહીં, હું. બોલે તો કરે [1]પ્રમાણરે; હું.
લીયા મૂકી જે કરે, હું. તે તો મૂઢ [2]અયાણરે. હું. વ. ૧૨
હા કહીને જો ના કહું, હું. તો થાએ અપવાદ રે હું.
અપવાદેં જે જીવિયે, હું. તે માંહિ કિસો સવાદ રે ? ! હું. વ. ૧૩
એ કારિજ કરવા ભણી, હું. મેં જાયવો [3]નિર્ભ્રાંતરે હું.
વિષમો પિણ થાએ સમો, હું. ચાલતાં ન્યાયેં એકાંતરે. હું. વ. ૧૪
મુજને ચિંતા માહરી, હું. કૉડીની નહિં કાંયરે; હું.
પિણ ચિંતા છે તાહરી, હું. હરશે કામીરાયરે. હું. વ. ૧૫
વયણ ઈશાં પતિનાં સુણી, હું. વળતી બોલી બાળરે; હું.
કહે જિનહર્ષ પૂરી થઇ, હું. એ અગ્યારમી ઢાળરે. હું. વ. ૧૬

( દુહા. )

હિયો ભરાણો [4]હેજશું, નીર ભરાણો નેંણ;
વિરહાનળ પીડાથકી, બોલે ગદગદ વેંણ. ૧
જેહવી મ્હેલો છો તુમે, શીળાભરણ અમોલ;
તેહવી આવ્યે દેખશો, એ મહારો છે બોલ. ૨
માહરી ચિંતા મત કરો, [5]સુહિણેહી પિણ કંત;
[6]શીળ ભ્રંશ ન કરે કદે, જે સુકુલિણી હુંત ! ૩
રત્નતણી પરે યત્નશું, યત્ન કરીને પ્રાણ;
રૂડી પરેં રખવાળજો, સહુ થાશે કલ્યાણ. ૪
ન હુજો અતિ ઉતાવળા, કરજો કામ વિમાસિ;
કુશળે વહિલા આવજો, સફળ ફળેજો આશ. ૫

(ઢાળ ૧૨ મી. વીરે વખાણી રાણી ચેલણાજી—એ દેશી.)

વયણાં અમૃત વનિતાતણાંજી, હરિબળે સાંભળ્યાં કાન;
પરમ સંતોષ સુખ પામિયોજી, દેઇ ભલી શીખ સન્માન. વય. ૧

---

૧ પાળી બતાવે. ૨ અજ્ઞાની. ૩ ભ્રાંતિ વગર. ૪ સ્નેહ વડે કરીને. ૫ સ્વપ્નમાં પણ. ૬ બ્રહ્મચર્યપણાને નુકસાન—ખંડના.

કામિનિ તિલક કુંકમતણોજી, હિતધરી હાથશું કીધ;
વ્હોડ્યા શીશ ચોખા ભલાજી, થાઓ તુમ કારજ સિદ્ધ. વચ. ૨
ચતુર શુભ શકુન લેઈ ચાલિયોજી, દક્ષિણ દિશિ ભણી જાય,
નિરખતો ખ્યાલ નયણે ઘણાજી, મૂકતો નયર વન ગામ. વચ. ૩
કેતલેક દિવસે ગયોજી, હરિબળ જલધિને તીર;
વેગળો તેહને કંઇ નથીજી, જે છે સાહસ ધીર. વચ. ૪
ભીમ ભયંકર ચિહું દિશેજી, ઉછળે લોલ કલ્લોલ;
ગાજતો નીર ગયણે ચડેજી, જાણે કરશે જગબોળ. વચ. ૫
એહવો ઉદધિ દેખી કરીજી, અતિ ઘણો લહ્યો ઉદ્વેગ;
દેખતાં નયણે ફાટે હિયોજી; ઉતરાયે કિમ વેગ ! વચ. ૬
ચિંતવે નારિ નિષેધિયોજી, [1]વિધિવશ આવિયો એથ;
[2]ઉદધિ આડો પડયો આવીનેજી, હિવે મુજ લંકપુર કેથ. વચ. ૭
પેસવો તો સહી જલધિમાંજી, પાછલ જાણે તિમ થાય;
[4]અંગીકૃત કામ કરતાંથકાંજી, પ્રાણ નિજ જાય તો જાય. વચ. ૮
ઇમ ચિતમાં નિરધારીનેજી, જેતલે હરિ દિયે ઝંપ;
પૂર્વ વરદાયી સુર તેતલેજી, આવીને ભણે [5]અકંપ. વચ. ૯
હરિબળ હું જલધિ-દેવતાજી, પુન્યથી હું થયો [6]તુષ્ટ;
તું કહે વયણ તે હું કરૂંજી, ભદ્ર તુજ પુન્ય છે પુષ્ટ.વચ.૧૦
હરિબળ ચિતમાં ચિંતવેજી, સાંભળિ સુરતણું વાક;
સાનિધકારી થયો દેવતાજી, અહો અહો પુન્યવિપાક. વચ. ૧૧
વિસર્યો મુજ ભણી દેવતાજી, નિધિપરે એહ હિતકાર;
પ્રકટ થયો ઇહાં આવીનેજી, એક જીવદયાફળ સાર. વચ. ૧૨
ચિંતવી દેવ પ્રતે કહેજી, હરિબળવંત મતિમંત;
[9]ચિંતિત કામ કરવા ભણીજી, લંક મુજ મૂક તુરંત. વચ. ૧૩

---

૧ દૈવને તાબે થતાં. ૨ દરિયો. ૩ સમુદ્ર. ૪ હાથ લીધેલું. ૫ સત્ય-અચળ. ૬ પ્રસન્ન-રાજી. ૭ જબરૂં-સબળ. ૮ વચન. ૯ ધારેલું.

વચનને દેવે માનિયોજી; કીધ મહામત્સ્યનું રૂપ;
પીઠ ચડાવી હરિબલ ભણીજી, લંકપ્રતિ ચાલ્યો અનૂપ. વચ. ૧૪
ઉદધિ ઉલંઘ પુરિયા પરેજી, પ્રવહણ[1] જિમ ક્ષણમાંહિ;
ઢાળ થઇ એ બારમીજી, ધરી જિનહર્ષ ઉચ્છાહિ. વચ. ૧૫

( દુહા. )

લંક [2]ઉપવને મ્હેલિયો, દધિ દેવે તેણિવાર;
[3]ત્રિદશ કહે હરિબળ ભણી, એ વન છે અતિ સાર. ૧
ઇણમેં લાધે એકઠા, સહુ ઋતુના ફળ ફૂલ;
ફરી ફરીને જોય તું, એ ઉદ્યાન અમૂલ. ૨
હરિબળ જોવે હર્ષશું, નંદનવન [4]અભિધાન;
કનકભવન દીઠો તિહાં, જાણે દેવવિમાન. ૩
કૌતૂહલ જોવા ભણી, માંહે ગયો તતકાળ;
મણિ માણક [5]સેતી ભર્યો, ઘણ કંચણ સુવિશાળ. ૪
પણ માણસ કોઇ નહીં, વિસ્મય ધરી વિવેક;
[6]અરહો પરહો જોવતાં, દીઠી કન્યા એક. ૫

( ઢાળ ૧૨ મી-દેશી શ્રી ચંદ્રપ્રભ પ્રાહુણોરે. )

તે [7]મહિલા [8]મૃત સારિખારે, રૂપે રંભ સમાનરે;
ચિંતે શૂને મંદિરેરે, બાલા સોવનવાનરે. તે મહિલા. ૧
ઇહાં કિમ એ સૂઇ પડીરે ?! સુંદર પુષ્ટ શરીરરે;
એહને [9]અરિષ્ટ કોણે કર્યોરે, દેખી થયો દિલગીરરે. તે. ૨
પાસા પાસે તૂંબડોરે, [10]અમિય ભર્યો ભરપૂરરે;
કરૂણાવંત દયા કરીરે, આવ્યો તાસ હજૂરરે. તે. ૩
અમૃત શું અંગ સિંચિયોરે, પરહિત કરણ દયાળરે;

---

૧ જહાજ. ૨ બાગમાં. ૩ દેવતા. ૪ નામ. ૫ થી-પાંચમી વિભક્તિ. ૬ આમતેમ. ૭ સ્ત્રી. ૮ મરેલા જેવી. ૯ પ્રાણાંત કષ્ટ-દુઃખ. ૧૦ અમૃત.

નવ યૌવન [1]રતિ સારિખીરે, તતક્ષણ ઉઠી બાળરે. તે. ૪
રૂપે અતિ રળિયામણીરે, યૌવનવંત યુવાનરે;
ઇંદ્રતણી જાણે અપ્સરારે, એહવી નહીં કોઇ [2]આનરે. તે. ૫
હરિબળને દેખી કહેરે, સુણ સાપુરૂષ સુજાણરે;
ઉત્તમ જાણ્યો મેં તુને, ઉપકારી ગુણખાણરે. તે. ૬
તો પણ કહે કિમ આવિયોરે, કિહાં જાઇશ ? શ્યે કામ ? રે;
કુણ તું છે ? કહે કિહાં રહે ? ગામ ભૂમિ કુણ ઠામરે ? તે. ૭
તેહ કહે સુણ કન્યકારે, મદનવેગ રાજાનરે;
નગર વિલાસપુરનો ધણીરે, તિહાં માહરો છે ઠામરે. તે. ૮
સેવક છું હું તેહનોરે, હરિબળ માહરો નામરે;
આવ્યો છું લંકપતિ ભણી, નહુંતરવાને કામરે. તે. ૯
[3]સુર સાનિધે આવ્યો ઇહાંરે, મેં કહી માહરી વાતરે;
તાહરી કહે તું સુંદરીરે, મુજ મન હરખિત થાતરે. તે. ૧૦
[4]રોમાંચિત કુંવરી કહે રે, સાંભળ નર સતવંતરે;
રાય બિભીષણની સુતારે, સહુને વલ્લભ હુંતરે. તે. ૧૧
પૂજારો સુરગૃહતણોરે, પુષ્પ બટુઓ તસ નામરે;
લંપટ વિષયી લાલચીરે, કડુવા મન પરિણામરે. તે. ૧૨
કુસુમસિરિ મુજ નામ છે, કુસુમ સમી સુકુમાળરે;
સામુદ્રિકના જાણનેરે, અન્યદા પૂછ્યું ભૂપાળરે. તે. ૧૩
મુજ કન્યા કેહવી હુશેરે, દાખ વિજ્ઞાન પ્રમાણરે;
ઘર વર કહેવું પામેશેરે ? હુએ તેહવી કહે વાણીરે. તે. ૧૪
એ તુજ પુત્રી થાઇશેરે, ઉત્તમ લક્ષણવંતરે;
એહને જે નર પરણશેરે, તે થાશે નૃપ વંતરે. તે. ૧૫
શ્રૃંગારાસન [5]ગય તુરીરે, રથ વૃક્ષ ધુંસર બાણરે;

૧ કામદેવની સ્ત્રી–આનંદ ઉપજાવનારી છબી. ૨ બીજી. ૩ દેવની મદદથી. ૪ રૂમાડાં વિકશ્વર થવાથી. ૫ હાથી ઘોડા.

માળા કુંડળ ચામરારે, અંકુશ યવ [1]ગિરિ [2]ભાણુરે. તે. ૧૬
[3]તોમર ધ્વજ [4]કંજ માછલારે, સ્વસ્તિક શંખ છત્ર ધારિરે;
[5]પાણિ પગે જેહને હુવેરે, નર નૃપસ્ત્રી નૃપનારિરે. તે. ૧૭
ભાલ ત્રિશૂળ જેહને હુવેરે, હસતાં સ્વસ્તિક હોયરે;
સકલ [6]યોષિતની સ્વામિનીરે, વચન ન લોપે કોયરે. તે. ૧૮
એ કન્યામાંહિ ભલાંરે, લક્ષણ છે બત્રીસરે;
ઢાળ જિનહરખેં એ તેરમીરે, એહનો પતિ [7]અવનીશરે. તે. ૧૯

(દુહા.)

પુષ્પ બટુએ ઇમ સાંભળ્યું, [8]રાજ્યલોભાકુળ તેહ;
મુજને વાંછે પરણવા, મૂરખ ધરે સનેહ. ૧
માત પિતાદિક માહરાં, જાણી તેહનો [9]ભાવ;
[10]પરહો કાઢયો ઘરથકી, લોભિ લહે સંતાપ. ૨
મુજને લીધી પાપિયેં, જિમ જાણે નહીં કોય;
કંચનમંદિર કરી ઇહાં, મુજને રાખે સોય. ૩
જ્યારે તે કિણુહી સમે, જાએ કરવા કાજ;
મૃતક સરીખી મુજ પ્રતિ, કરી રાખે મહારાજ. ૪
આવે ત્યારે ઇણ રસેં, જીવાડે તતકાળ;
દુઃખ વિસમમાંહિં પડી, વાંછું મરણ અકાળ. ૫
એ દુઃખથી મરવો ભલો, એક વાર સંતાપ;
દિન દિન મરવો મુજ ભણી, એ તો મોટો પાપ ! ૬

(ઢાળ ૧૪ મી. દેશી આજ નિહે જોરે દીસે નાહલો.)

સુણ સાપુરૂષ કહું તુજ વાતડી, જો તું માનેરે આજ;
પ્રારથના કીજે [11]ગિરૂવા ભણી, જે સાધે પરકાજ. સુણ. ૧

---

૧ પર્વત. ૨ સૂર્ય, ૩ આયુધ. ૪ કમળ. ૫ હાથમાં. ૬ સ્ત્રીઓની ધણીયાણી. ૭ રાજા. ૮ રાજ્ય મળવાના લોભથી મસ્ત થઇને. ૯ વિચાર. ૧૦ દૂર. ૧૧ મોટા મનવાળાને.

જે નર દુઃખ ભાગે દુખિયાતણાં, તેહને કહિયેરે દુઃખ;
પર–ઉપકારીરે જેહ દયાળુવા, આપે સહુનેરે સુખ્ખ. સુણ. ૨
[1]પ્રારથના આવી [2]કિણુહી કરી, ન કરે તેહનોરે ભંગ;
પ્રારથના ભંગે પાતિક બહુ, [3]આશાભંગ વિરંગ. સુણ. ૩
હરિબળ ભાખેરે કુંવરીને તદા, કહે મુજ સરીખોરે કાજ;
કરી શકશું તો રે કરીશું સહી, [4]મત મન રાખેરે લાજ. સુણ. ૪
[5]બોલ લઈનેરે બાળા ઇમ કહે, [6]કરપીડણુ કર કંત;
બીજું હું કિમહી કહેતી નથી, એ [7]પૂરવ મુજ [8]ખંત. સુણ. ૫
ચિંતે હરિબળ મનમાં ઇશું, જીવદયા ફળ એહ;
વિદ્યાધરતનયા સુરસુંદરી, મુજશું ધરે સનેહ. સુ. ૬
પરણી હરિબળ તિહાં તે પદમણી, પામ્યો પરમ પ્રમોદ;
કુસુમસિરિ હર્ષિત થઇ, વારૂ થયોરે વિનોદ. સુ. ૭
કર જોડીરે કહે [9]ખેચરી, સ્વામી સુણ અરદાસ;
રખે તુમારોરે પુષ્પબટુક પાપી, આવી કરેરે વિણાસ. સુ. ૮
ઇણ થાનકથીરે ચાલિયે તો ભલું, નહુંતરવા લંકેશ;
રાય વિભીષણુને મિળવાતણો, મનમાંહે મ ધરેશ. સુ. ૯
નરને કામેરે તે જાએ નહીં, વિદ્યાધર બળવંત;
ફોકટ ફેરોરે પડશે તુમ ભણી, ઇહાં રહિવો નહિ કંત. સુ. ૧૦
હરિબળ કહે મુજ રાય હુકમ દેઈ, મૂકયો કરિવારે કાજ;
તે કારજ કીધા વિણ કિમ સરે ? કિમ રહે માહરીરે લાજ ? સુ. ૧૧
કોઈ ઉપાય વિદ્યાધરી ? મનમેં ધરિય હુલ્લાસ;
આણી ખડગ દિયો રાજાતણો, હરિબળને ચંદ્રહાસ. સુ. ૧૨
એહ ખડગ રાજાને આપજો, ખુશી હોશે ભૂપાળ;
કહે જિનહર્ષ થઇ એ ચાદમી, પૂરી ઢાળ રસાળ. સુ. ૧૩

---

૧ અરજ. ૨ કોઇયે. ૩ નિરાશ. ૪ નહીં. ૫ વચન–કૉલ.
૬ હસ્તમેલાપ કરી પતિ થા. ૭ પૂર્ણકર. ૮ હુંશ. ૯ વિદ્યાધરી.

( દુહા. )

હરિબળ પ્રમુદિત ચિત થઈ, નારી કરી નિજ સાથ;
અમૃત તુંબો પણ લિયો, લીધી સર્વે [1]આથ. ૧
ચતુર તિહાંથી ચાલિયાં, આવ્યાં દરિયા–તીર;
દરિયા કેરો દેવતા, આવ્યો તુરત સધીર. ૨
રૂપ કરી [2]અનિમિષતણો, લેઈ પુંઠ ઉલ્લાસ;
નગર વિલાસપુર [3]કાનને, આણી મૂકયાં તાસ. ૩
વસંતસિરિ પાસે હવે, મદને પીડાણો રાય;
પોતાની દાસી ભણી, મૂકી કરી ઉપાય. ૪
દેઈ અમૂલક ભેટણો, લેઈ આવી દાસિ;
કુંવરી આગળ મૂકીને, કરે એમ અરદાસ. ૫

( ઢાળ ૧૫ મી–દેશી તાંબિયાની. )

ભૂપતે મૂકયોરે તુમને ભેટણો, બાઈ લ્યો તુમે એહોજી;
હું આવીછુંરે તુમને આપવા, રાખો મુજશું સનેહોજી. ભૂ. ૧
કુમરી દાસીને ઇણી પરે કહે, બહિની સુણ મુજ વાતોજી;
રાજા મૂકે નવ નવ ભેટણો, કારણ શ્યો તે કહાતોજી. ભૂ. ૨
[4]ચંદ્રમુખી સુણ ઈમ દાસી [5]ચવે, તુજ પતિ નૃપને કાજેજી;
પહુંતા લંકાપતિને તેડવા, શું જાણે નહીં આજેજી ? ભૂ. ૩
કુસુમસિરિ બાઇ તુજ ઘરતણી, રાજાને છે ચિંતોજી;
મહેર કરીને તુજને મોકલે, વિવિધ વસ્તુ ગુણવંતોજી. ભૂ. ૪
કુંવરી જાણ્યું એ સાચું કહે. એ નવિ ભાખે [6]અશુદ્ધોજી;
[7]ભદ્રક જે થાએ તે ઇમ જાણે, ધોળું તે સહુ દૂધોજી. ભૂ. ૫
કામિનર [8]વંચે જિમતિમ કરી, પાડે પરને [9]પાસોજી;

---

૧ ધન દોલત. ૨ મત્સ. ૩ વનમાં. ૪ ચંદ્રમા સરખા–સૌમ્ય–શીતળ તેજસ્વી મુખવાળી ! ૫ બોલે. ૬ જૂઠું ૭ ભોળાં. ૮ ઠગે. ૯ ફંદમાં.

મનમેલા ધૂર્ત્ત મુખ ઉજળા, હૃદય ન લહિયેં તાસોજી. ભૂ. ૬
દિન દિન મૂકેરે ભેટ નવી નવી. એમ વધારે પ્રેમોજી;
આશાએં દોહિલા નૃપેં [1]નિર્ગમ્યા, કેતલાએક દિન એમોજી. ભૂ. ૭
મદનવેગ [2]મદનાનળ પીડિયો, નાણ્યો ચિત્ત વિવેકોજી;
કુસુમસિરિને મંદિર આવિયો, અધિપતિ નિર્લજ એકોજી ભૂ. ૮
બાહિર હરખિત અંતર દ્વેષિણી, ઊઠી ઘે સન્માનોજી;
આસનદાનાદિક [3]પ્રણિપતિ કરી, રંજ્યો ચિત્ત રાજાનોજી. ભૂ. ૯
ખુશી થઇ રાજા ઇણીપરે કહે, સુણ શશિવદની નારોજી;
સુંદર રૂપેં તું રતિ સારીખી, હું છું [4]મદન અવતારોજી. ભૂ. ૧૦
પૂરવ પુણ્યેરે ભાગ્યે તાહરે, જો એ મિલે સંયોગોજી;
તો [5]પરિશ્રમ વિધિનો સફળ હુવે; ભલા ભોગવિયે ભોગોજી ભૂ. ૧૧
વિષ સારીખા વયણ સુણિ કરી, ચિંતે કુંવરી ચિત્તોજી;
ખેદ અધિક મનમાંહે ઊપનો, રાજા થયો અમિત્તોજી. ભૂ. ૧૨
એ પાપી માહરી કેડે પડયો, શરણ નહીં મુજ કોયજી;
શીળરતન હું કિણું રાખશું, દેઇ વિશ્વાસ વિગોયજી. ભૂ. ૧૩
શીળ વિના નારીનો ભવ ઇશો, કુહિ ધિસિમાંહે કંસારીજી;
શીળવિના શોભા પામે નહીં. [6]નિખર જનમ છે નારીજી. ભૂ. ૧૪
“ અણંતાઓ પાવરાસિયો, જયા ઉદય માગયા;
તયા ઇત્થિતણં પત્તા; સમ્મં જાણાહિ ગોયમા. ” ૧
શીળેં શોભા પામે કામિની, શીળેં વાધે લાજોજી;
શીળેં સંકટ વિકટ સહુ ટળે, શીળે [7]સીઝે કાજોજી. ભૂ. ૧૫

---

૧ કાઢ્યા. ૨ કામદેવની આગથી. ૩ નમસ્કાર. ૪ કામદેવનો. ૫ વિધાત્રાની મહેનત પેદા કરવા સંબંધી સફળ થાય. ૬ નકામો. ૭ ફતેહ પામે.

પ્રાણ હણે રાજા રૂઠો થકો, તૂઠો આપે ધન્નોજી;
 પ્રાણાંતે પણ હું મૂકું નહીં, રૂડો શીળ રતન્નોજી. ભૂ. ૧૬
શીળ રહે ઘર જાએ રાજવી, ખુશી થઇ તતકાળોજી;
 કહે જિનહર્ષ કિશી બુદ્ધિ [1]કેળવું? એ થઈ પંદરમી ઢાળોજી.ભૂ.૧૭

(દુહા.)

[2]મુખ મલકી કુંવરી કહે, સ્વામી કિયો [3]પસાય;
 અમ ઘર આજ પધારિયા, આંગણુ કીધા પાય. ૧
મદનવેગ રાજા કહે, શશિવદના! સુણુ વાત;
 લાજ તજિ ભજ મુજ ભણી, સુખ ભોગવ દિનરાત. ૨
બાળા બોલી બુદ્ધિબળેં, સાંભળ શ્રીમહારાજ;
 નારીને પતિ જીવતાં, કરવું નહીં [4]અકાજ. ૩
હસી કરી ભૂપતિ કહે, ભદ્રે તુજ ભરતાર;
 મરણ સ્થાનકે મોકલ્યો, સંકટ વિકટ મઝાર. ૪
જો ઇહાં કુશળેં આવશે, બીજો વળી ઉપાય;
 જિમ તિમ કરીને મારશું, બીક ન આણિશ કાંય. ૫

(ઢાળ ૧૬ મી-દેશી કોઇલો પર્વત ધુંધલોરે લો.)

ચંદ્રમુખી ઇમ ચિંતવેરે લો, સાંભળિ [5]વયણવિકારરે; હાહાજી.
 કામી-નર કામાંધનેરે લો, ધિગ્ ધિગ પડો ધિઃકારરે હાં. ચં. ૧
કહેવા સરિખો જે નહીં હુવેરે લો, પ્રગટ કરે કામાંધરે; હાં.
 નિલજ કિમહી લાજે નહી રે લો, બાંધે માઠો બંધરે હાં. ચં. ૨
બુદ્ધિવંતિ બાળા કહેરે લો. સાહિબ સુણ સુવિહિતરે; રાજેશ્વર
 અપયશ ન હુવે આપણો રે લો, પૂરી [6]નિવહે પ્રીતિરે. રા. ચં. ૩
ખબર પડે મુજ કંતની રે લો, ત્યાં લગિ [7]પડખો રાજરે; રા.

---

૧ અજમાવું-ખુબી કરૂં. ૨ જરા હસીને. ૩ કૃપા. ૪ નઠારૂં કામ-વ્યભિચાર સેવના. ૫ વિષય વિકારવાળાં વચનો. ૬ નિભાવ થાય. ૭ સબુર કરો.

ઊતાવળા અતિ આકળારે લો, તે વિણસાડે કાજરે. રા. ચં. ૪
ચોરીને ગુળ ખાઇયેરેલો, પોતાનો પિણ તેહરે; રા.
બાહિર પ્રકટ ન કીજિયેરે લો, સાહિબ સુગુણ સનેહરે. રા. ચં. ૫
નૃપ ચિંતે મુજ વશ થઈ રે લો, ઇહાં નહિ કોઈ વિચારરે; હો.
એ જુવતિ જોવે અછેરે લો, નાહમરણ નિરધારરે. હો. ચં. ૬
અવશ્ય મુવાના આવશેરે લો, હરિબળના સમાચારરે વારૂજી;
ત્યાર કેડે એ થાયશેરે લો, નિશ્ચે મારી નારરે. વા. ચં. ૭
રાજા [1]રળિયાયત થયોરે લો, દેઈ દિલાસા તાસરે; વા.
આયો મંદિર આપણેરે લો, ધરતો ચિત્ત ઉલ્લાસરે. વા. ચં. ૮
કુંવરી ઇમ બુદ્ધિ કેળવીરે, સુંદર પાળ્યું શીળરે; વા.
હવે પેઉ આવે તો ભલોરે લો, તો લહિયે સહુ લીલરે વા. ચં. ૯
હવે હરિબળ નિજ [2]ગેહનોરે લો, સહુ જોએવા [3]સ્વરૂપરે; વા.
કુસુમસિરી [4]ઉદ્યાનમેંરે લો, મૂકી આવ્યો અનૂપરે. વા. ચં. ૧૦
બુદ્ધિવંત આવી બારણેરે લો, સુણે નારીની વાતરે; વા.
પિઉ સહિયર આવ્યો નહીંરે લો, કેણી પરે શીળ રહાતરે સાહેલી. ચં. ૧૧
જો ઇહાં પ્રીતમ આવશેરે લો, તો રાય કરશે ઘાતરે; સા.
બેઉ પ્રકારે મુજ ભણીરે લો, મરણ આવ્યો મોરી માતરે. સા. ચં. ૧૨
વચણ ઇસાં વનિતાતણાં રે લો, સાંભળિયાં સુખકારરે; વા.
હિયડામાં હરખિત થયોરે લો, એહનો ધન્ય અવતારરે. વા. ચં. ૧૩
હું પિણ ધન્ય એહવી લહીરે લો, શીળવંતી જે નારીરે. વા.
રાય આગળ ઇણે રાખિયોરે લો, શીલરયણ નિરધારરે વા. ચં. ૧૪
આવી ઉભો આગળરે લો, પૂરવ પુન્ય પરિનેહરે; વા.
રોમાંચિત કુમરી થઇરે લો, નવપલ્લવ થઈ દેહરે. વા. ચં. ૧૫

---

૧ ખુશી. ૨ ઘર. ૩ ચર્ચા—વર્તમાન બાતમી. ૪ બાગ—ઉપવન.

સ્વાગતિ પૂછી પિઉ ભણીરે લો, નયણ ભરાણાં નેહરે; વા.
હિયડો હરખે ઉલ્લસ્યોરે લો, ગહગદ્ હુવો ગેહરે. વા. ચં. ૧૬
ભામિની લ્યે પિઉ ભામણારે લો, લુલી લુલી લાગે પાયરે; વા.
પ્રીતમ ભલે પધારિયારે લો, કીધી ટાઢી કાયરે. વા. ચં. ૧૭
આવ્યા વાટ નિહાળતાંરે લો, કીધી વહેલી સારરે; વા.
કહે જિનહર્ષ એ સોળમીરે લો, ઢાળ થઈ સુવિચારરે.વા. ચં. ૧૮

(દુહા.)

પ્રીતમ તુમ ચાલ્યાં પછી, રાય થયો વિપરીત;
વાર્તા કીધી વિગતશું, ગુપ્ત કિશું જ્યાં પ્રીત. ૧
હર્ષ ધરી હરિણાંખિયે, પૂછયું ધરી સનેહ;
પહુંતા કિમ લંકાપુરી, હિત કરી દાખવો નેહ. ૨
સુંદરી સુર સુપ્રસન્ન થઇ, ઉતારિયો ઉદધિ;
તરૂણી એક પરણી તિહાં, પામી પરિઘળ ઋદ્ધિ. ૩
પુત્રી લંકાપતિતણી, વિદ્યાધરી વિચિત્ર;
આવ્યો રાખી ઉદ્યાનમેં, તુજ મિળવા સુપવિત્ર. ૪
આવ્યા સો કીધી ભલી, કીધો ભલે વિવાહ;
ઇહાં નાણી મુજ બહેનડી, તે શ્યો કારણ નાહ ?!

(ઢાળ ૧૭ મી—દેશી બિંદલીની.)

વસંતસિરિ ઇમ ભાખે, મુજથી શું છાની રાખે હો; પ્રીતમ વયણ સુણો.
રીસ કરે રખે રાણી, ઇમ જાણીને નારી ન આણી હો; પ્રી.
વયણ સુણો મારો સ્વામી, વ્હાલેશ્વર અંતરયામી, હો. પ્રી. ૧
સોકલડી નહીં સુહાવે, અરધો જે સુખ વહેચાવે હો; પ્રી.
સ્નેહતરૂ નાખે ઉન્મૂલી, સોકલડી સાચી શૂળી હો. પ્રી. ૨
શૂળી એક રીસો ઘાલે, શૅાક્ય જીવે ત્યાં લગી સાલે હો; પ્રી.
દુઃખ અવર બહુ હોય, પિણ શાક્ય સમો નહી કોય હો. પ્રી. ૩

તે તો હું મન નાણું, શૉકય બહેન કરીને જાણું હો; પ્રી.
અરધો સુખ જિમ પાવે, તિમ અરધો દુખ વહેચાવે હો. પ્રી. ૪
પરસ્પર પ્રીતિ ધરીજે, સુખ દુખની વાત કરીજે હો; પ્રી.
બે બહેનો સંપ રહાવે, તો તમને પિણ સુખ થાવે હો. પ્રી. ૫
મત જાણો દુખ થાશે, એહને કિમ શાકય સુહાશે હો; પ્રી.
શૉકય બહેન મુજ વ્હાલી, મળવાને સનમુખ ચાલી હો. પ્રી. ૬
કુસુમસિરિ કુળવંતી, હંસગમની હરખ ધરંતી હો; પ્રી.
વસંતસિરિને દીઠી, મનમાંહે લાગી મીઠી હો. પ્રી. ૭
ઉઠી સનમુખ આઈ, પાયે પડી ધબધબ ધાઇ હો; પ્રી.
નયણ વયણ ઉલ્લસીઆં, માંહોમાંહે દેખી હસિયાં હો. પ્રી. ૮
પ્રીતિ ધરીને મિલિયાં, વિકસે જિમ ચંપાકલિયાં હો; પ્રી.
આવી મંદિર બે નારી, રતિ મતિ જાણે અવતારી હો. પ્રી. ૯
હરિબળ હિવે વિચારી, તેડયો એક નર સુવિચારી હો; પ્રી.
નિજ આગમ રાય જણાવા, મોકલિયો દેયણ વધાવા હો. પ્રી.૧૦
તેહ પુરૂષ તિહાં જાઇ, નૃપને સહુ વાત સુણાઇ હો; પ્રી.
રાય વિભીષણ પાસે, તમે મૂકયો હતો ઉલ્હાસે હો, પ્રી. ૧૧
તે હરિબળ અહિયાં આયો; લંકાપતિ તિહાં પરણાયો હો; પ્રી.
નારી ઋદ્ધિ બહુ લાયો, તુમ સુપસાયે સુખપાયો હો. પ્રી. ૧૨
રાજા ચિત્ત વિલખાણો, દીઠા યમ હરખ ઓલ્હાણો હો; પ્રી.
શું જિનહર્ષ એ હુવો ! ઢાળ સત્તરમી જાણે નૃપ મુવો
હો. પ્રી. ૧૩

(દુહા.)

મહિપતિ મનમાં ચિંતવે, એ આવ્યો કુશલેણ;
કિમહી મનમાં ચિંતવ્યું, કિમહી કિયો વિહોણ ? ૧
ન થયું માહરૂં ચિંતવ્યું, ભાગ્યહીન હું ભૂપ;
મુજથી એ પુન્ય આગળો, જે ઘર નારિ અનૂપ. ૨

પહુંતો કિમ લંકાપુરી! કેમ વિભીષણ રાય;
પરણાવી નિજ પુત્રિકા! એહને પુન્ય સહાય. ૩
હોનહાર તેતો હુવે, હવે શું કરિયે દુઃખ;
હિયડામાં જાણી રહ્યો, પિણ ન જણાયો મુખ્ખ. ૪
ધીરપણું અવિલંબીને, રાયેં કિયો વિચાર;
દાન માન દેઇ કરી, પૂછ્યા સહુ સમાચાર. ૫

( ઢાળ ૧૮ મી–દેશી–તું આતમ ગુણ જાણીરે જાણી એહના.)

મન વિણ રાજા કહે સુપ્રમાણ, હરિબળ આયો થયો કલ્યાણ; મ.
ઇણે મુજ કીધો ગિરૂવો કાજ, તુંતરી આયો લંકારાજ. મ. ૧
શિણગાર્યાં ભલ પુર બાજાર, ફૂલ વિખેર્યાં વિવિધ પ્રકાર;
સેના સજ કીધી ચતુરંગ, ઢોલ નગારાં ધુરે સુરંગ. મ. ૨
કરી મહોત્સવ વિવિધ પ્રકાર, સપ્રિય આણ્યો નગર મઝાર; મ.
જાયા જુગલ સહિત નિજગેહ, હરિબળ આવ્યો હર્ષ ધરેહ. મ. ૩
મૂકી મહિલા મહેલ મઝાર, હરિબળ પહુતો રાજદુવાર; મ.
પુહવી પતિને કરિયો પ્રણામ, આદરમાન દિયો નૃપ તામ. મ. ૪
પૂછે હરિબળને હિવે નરેશ, કિણી પરેં ભેટ્યો તેં લંકેશ; મ.
ઇહાંથી ચલિયો હું મહારાય, કેતલેક દિવસે પહુંચાય. મ. ૫
રયણાયર કાંઠે હું ગયો, દેખીને મન વિસ્મય થયો; મ.
ગાજે દરિયો ભર્યો છે નીર, દેખી ધીરા થાય અધીર. મ. ૬
ઉંચા જેહના ચઢે ઓધાણ, કાયર નરના ઉપડે પ્રાણ; મ.
જેહના ચંચળ ચપળ કલ્લોલ, જાણે કરશે જગ જગબોળ. મ. ૭
મગરમત્સ જાણે પડ્યા પાહાડ, ઊપર ઉગ્યાં મોટાં ઝાડ; મ.
જલચર જીવ તણી કેઇ જાતી, મહા ભયંકર જુઇ જુઇ જાતી. મ. ૮
એહવું દેખી મેં મનમાંહિં, ચિંત્યું કિણ પરે એ બંધાય; મ.
કિમ લંકા–નગરિયે જઇ, રાય વિભીષણ ભેટસી દઇ. મ. ૯
સમુદ્રતટે એક રાક્ષસ દીઠ, તેહને પૂછ્યું વયણે મીઠ; મ.

તમને પૂછું મહારા ભાઈ, કહો લંકાપુરી–ગમન ઉપાય. મ. ૧૦.
તેહ કહે સાંભળ ગુણવંત, તું દીસે છે સાહસવંત;
તે માટે તુજ કહું વિચાર, તું સાંભળજે થઈ હુંશિયાર. મ. ૧૧
કાઠભક્ષણ કરી જે નર બળે, તે નર લંકાપતિને મિળે; મ.
પ્રાણ થકી પ્રભુ કારજ થાય, તો તિહાં કરવી ઢીલ ન કાંય. મ. ૧૨
[1]કાઠભક્ષણ કરી અગ્નિ સંજોગ, ભસ્મ થયો હું તાસ પ્રયોગ; મ.
તેહ ભસ્મ લેઈ રાક્ષસ તેહ, લંકાપતિ આગળ મૂકેહ. મ. ૧૩
રાય વિભીષણ થયો સંતુષ્ઠ, જીવાડયો નિજ શક્તિ [2]વિશિષ્ઠ; મ.
પરણાવી નિજ પુત્રી તેણિ, રૂપવંત સહુ ગુણની શ્રેણિ. મ. ૧૪.
અપછર રંભાને અનુહાર, જાણે રતિ સરસ્વતિ–અવતાર; મ.
ઢાળ થઈ એ અઢારમી, કહે જિનહર્ષ મુજ હિયડે રમી. મ. ૧૫

(દુહા.)

ઘણે મહોત્સવેં માહરો, વારૂ કિયો વિવાહ;
દિવ્ય વસ્ત્ર મુજને દિયા, ધન પણ દિયો [3]અથાહ. ૧
રાય વિભીષણ આગળે, મેં કીધી વિનત્તિ;
અમ નૃપ ઘર વિવાહ છે, સાંભળ લંકાપત્તિ. ૨
મુજ તુંહતરવા મૂકિયો, તુમને શ્રી મહારાજ;
તે માટે પાઉધારિયે, જિમ સીઝે સહુ કાજ. ૩
તુમ આવ્યે શોભે નગર, તુમ આવ્યે [4]ગહગટ્ટ;
મહેર કરી ચાલો પ્રભો! લેઈ હય ગય [5]થટ્ટ. ૪
રાજા [6]રળિયાયત હુવે, સહુએં વાધે [7]આમ;
માહરો પણ મુજરો હુવે, થાએ સફળો કામ. ૫

(ઢાળ ૧૯ મી—અલબેલા હાડી હરખેડે હો, એ રાહ.)

રાય વિભીષણે ઇમ કહ્યા હો, હરખિત થઈ તિણવાર;
વિવાહ ઊપર આવશું, રાયનયરે હો મિળવાને હર્ષઅપાર,

---

૧ બળી મુવો. ૨ ઉત્તમ. ૩ બહુજ. ૪ આનંદ. ૪ સમુદાય. ૬ રાજી. ૭ આબરૂ.

મહારાય સુણો મુજ વિનતી હો. તુમ ઊપર છે બહુ પ્રેમ. મ. ૧
રાય ભણી એ આપજો, નિશાની મુજ એહ;
ચંદ્રહાસ નિજ હાથનો, ખડગ દીધો હો મુજને ધરી અધિક સનેહ. મ. ૨
વિદ્યાધર વિદ્યાબળે હો, [1]ઉદધિ ઊતાર્યો મુજ્જ;
એ કહી આગળ મૂકિયો, લંકાપતિ હો આપ્યો છે એ ખડગ તુજ્જ. મ. ૩
કન્યા દીઠી તેહવીહો, તેહવો ખડગ નિહાળ;
હરિબળની કહી વાતડી, સાચી સાચી માની સઘળી ભૂપાળ. મ. ૪
સત્ય આધારે પણ ચલે હો, અસત્ય વચણ સંસાર;
[2]રેણુ મિળી [3]ઘનસારને, સહુ માનેહો તેહને પણ ઘનસાર. મ. ૫
ધૂરત કાગતણી પરેહો, રાયતણો પરધાન;
તેહ વચણ માને નહીં, [4]છળ પાખે હો બોલી ન શકે નિદાન મ. ૬
" નૃપ સર્પ પિશુન ચૌર, ક્ષુદ્રસુર સ્વાપદારિ શાકિન્ય;
દુષ્ટા અપિ કિં કુર્યું, સ્થળ વિના નિષ્ફલારંભા. " ૧
નૃપ ચિંતે મેં એહને હો, ઘાલ્યો સંકટ માંહિં;
ભસ્મ થઈને માહરો, પિણ કીધો હો ઈણે કારજ ધરી ઉછાહ. મ. ૭
એ તો મુજને માનવો હો, એ મુજને હિતકાર;
[5]પરમમિત્ર એ માહરો, મરી ગયો હો લંકા દરિયાને પાર. મ. ૮
અહો અહો [6]સોહગ એહનો હો, એહનો પરાક્રમ જોય;
સ્વામી કામને કારણે, પ્રાણ હોમે હો [7]પાવકમાં ઈમ કોય. મ. ૯
ઈમ પ્રશંસા નૃપે કરી હો, દેઈ બહુ સત્કાર;
હરિબળને ઘેરે મોકલ્યો, ઘેર આવ્યો હો હિયડે ધરી હર્ષ અપાર. મ. ૧૦

---

૧ દરિયો. ૨ ધૂળ. ૩ બરાસ. ૪ કપટ વિના. ૫ ઉત્તમ—સહુ કરતાં ચડિયાતો. ૬ સૌભાગ્ય. ૭ અગ્નિ.

લોક સહુ ગુણ વર્ણવેહો, જાણી તાસ સરૂપ;
બીજો હરિબળ સારીખો, ઉપકારી હો નહીં કોઇ જગમે ભૂપ. મ. ૧૧
લોક આગળ રાજા કરે હો, મુખ ઉપરલી મિઠાસ;
પણ આવ્યો ન ગમ્યો ઘરે, ઇણ પાપી હો કીધી મુજ આશ
નિરાશ. મ. ૧૨
હું મનમાંહિં જાણતો હો, એ મરશે તિણ ઠામ;
એ નારી માહરી હુશે, ભોગવશું હો એહશું સુખ અભિરામ. મ.૧૩
મનની મનમાહે રહી હો, આશ થઇ [1]વિશરાળ;
પુન્ય વિના કિમ પામીએ, ગુણવંતી હો એહવી મનમાની
[2]બાળ. મ. ૧૪
હવે હરિબળ કહે એકદાહો, વનિતા આગળ વાત;
રાજા તેડી જીમાડિયે, તો વાધે આપણી પુરમાંહિ [3]ખ્યાત. મ. ૧૫
નારી કહે સુણ નાહલા હો, એ શું આવ્યું મન્ન!
રાય મિત્ર કહેના નહીં, સંભારો સ્વામી તુમે નીતિવચન્ન. મ. ૧૬
રાજા ને જમ સારીખા હો, આવ્યા કરે વિણાસ;
ઢાળ થઇ ઓગણીશમી, કાજ કીજે હો જિનહર્ષ પિયાજી
વિમાસિ. મ. ૧૭

(દુહા.)

રાજા ન હુવે આપણો, જમડો ન હુવે મિત્ત;
એ ઘરમાંહિ નાણિયે, ચતુર વિચારો ચિત્ત. ૧
તેડે કોઇ તાવને, દરિદ્ર બુલાવે બાર ?
જમને કોઇ નુંહુતરે, થાવા દુઃખ અપાર ? ૨
રાયનજરમેં વિષ વસે, એહનો સંગ નિવાર;
આસંગો કીજે નહીં, વાલમ હિયે વિચાર. ૩
હરિબળ નારીને કહે, હે સુકુલિની મુગ્ધિ;

---

૧ નાશ પામી. ૨ સ્ત્રી. ૩ પ્રશંસા.

અવસર પેચ ન ઓળખો, તુમમાંહિં નહીં બુદ્ધિ. ૪
દુર્જન જન પણ કૉળિયો, દીધે સંતોષાય;
તે માટે જીમાડવો, ખળ ખંચ ન કરો કાંય. ૫

(ઢાળ ૨૦ મી—દેશી યત્નાની.)

ખળખંચ કરો મત કાંઇ, ભોજનની કરો સજાઇ;
બહિની પિયુને શું કહિયે, કહેતાં કાંઈ ભલું ન લહિયે. ૧

(સોરઠી દુહો.)

લહિયે ભલું ન જાણ, તૂટે અતિ તાણ્યું ઘણું,
પ્રીતમ વચન પ્રમાણ, કીધો કુળવંતી સ્ત્રીએ. ૨

(ઢાળ.)

બેઉ નારી કરે તૈયારી, પ્રીતમની પ્રીતિ વિચારી;
ખાજાં તાજાં ઘી તળિયાં, ઝાઝી ખાંડ ગલેફાં ગળિયાં. ૩

(સોરઠી દુહો.)

ગળિયા ઘેબર કીધ, એક ન ખાએ એકલો;
મુંહડામાંહિં દીધ, સાકરના જાણે [1]લવા. ૪

(ઢાળ.)

સાકરના શીરા ગળિયા, રલરલતા જિમ સાદલિયા;
દાંતાંને જોર ન આવે, ગરઢા બૂઢાને ભાવે. ૫

(સોરઠી દુહો.)

ભાવે પૂરી પ્રેમ, તાજી પરિઘળ ઘી તળી;
મૂકી જાએ કેમ, ફરસી ને વળિ [2]ફૂટરી. ૬

(ઢાળ.)

ફૂટરી કીધી વળિ ફીણી, ઘણી સેવ વણી અતિ ઝીણી;
લાખણસાઇ કીઆ લાડૂ, તેતો જાણે મોટા ગાડુ. ૭

---

૧ નવાલા—કૉળિયા. ૨ સુંદર.

( સોરઠી દુહો. )

ગાડુ સરીખા કીધ, ભાત ભાતના લાડૂઆ;
ઢાઢાં નીચે દીધ, ભલા ભલા સહુકો ભણે. ૮

( ઢાળ. )

સહુકો ભણેરે હસેબી, જુવતી ભલી કીધ જલેબી;
પકવાન કીધા હવે જેતા, તે નામ કહીજે કેતા ! ૯

( સોરઠી દુહો. )

કેતા કહિયે નામ ? સુંદર કહિયેં સૂખડી;
શિણગાર્યાં અભિરામ. રૂડા મંદિર માળિયા. ૧૦

( ઢાળ. )

માળિયા આળિયા મનમોહે, સખરા તંબૂ બિચ સોહે;
દેવતાનો જાણે વિમાન, ગળી જાએ સહુના માન. ૧૧

( સોરઠી દુહો. )

માન દેઇ મનરંગ, કંતભણી કામિની કહે;
અવનીપતિ ઉછરંગ, તેડીને આવો તુમે. ૧૨

( ઢાળ. )

તુમે જઇ નૃપ લાવો બુલાઈ, સઘળી હવે થઇ છે સજાઇ;
હરિબળ ચાલ્યો બોલાવા, પુરમેં વડમાણસ થાવા. ૧૩

( સોરઠી દુહો. )

થાવા જસ ( યશ ) વિસ્તાર, રાજાને જાઇ કહે;
લેઇ સહુ પરિવાર, રાજ પધારો જીમવા. ૧૪

( ઢાળ. )

જિમવા મહારાજ પધારો, સેવકની લાજ વધારો;
ઉમરાવ પ્રધાન વડાલા, ચાલો ચઢિયા ને પાળા. ૧૫

( સોરઠી દુહો. )

પાળા નર શિર હાર, મહોડા આગળ મલપતા;
લ્યો ઝાઝા અસવાર, ઘોડા કેરે ઘૂમરે. ૧૬

(ઢાળ.)

ઘૂમરે ઘોડારે ચાલો, હરખી મ્હારે ઘેર હાલો;
ઇહાં પાડ જાણો મત કોઇ, ઊઠો પ્રભુ સુપ્રન્ન હોઇ. ૧૭

(સોરઠી દુહો.)

હોઇ સુપ્રસન્ન સ્વામ, પૂરો વાંછિત માહરા;
નરપતિ હરખ્યો તામ, મોં માંગ્યા પાશા ઢળ્યા. ૧૮

(ઢાળ.)

ઢળિયો ઘી મુંગાં માંહેં, લાગો મિષ્ટ વયણ અમી પ્રાહેં;
નવલી જે એહની નારી, પહેલી પણ મુજને પ્યારી. ૧૯

(સોરઠી દુહો.)

પ્યારી નારી સોય, જોઇજે તે જાઇને;
હિયડો હરખિત હોય, નયણે વાધે નેહલો. ૨૦

(ઢાળ.)

નેહલો રાજા [૧]જંપે, હરિબળ જેહ [૨]પયંપે;
તે વચન માન્યો જોઇજે, તુમને દેખી મન રીઝે. ૨૧

(સોરઠી દુહો.)

રીઝે મન તુજ દેખ, મિત્ર ખરો તું માહરો;
વ્હાલો વળી વિશેષ, કોઇ ન કરે તે તેં કિયો. ૨૨

(ઢાળ.)

કિયો કામ તે [૩]સબળો ભાય, તુજને કિમ ના કહેવાય;
વીસમી ઢાળ પૂરાણી, જિનહર્ષ રાજા કહે વાણી. ૨૩

(દુહા.)

વાણી [૪]વસુધાધિપ કહે, સાંભળજો સહુ લોય;
માહરે હરિબળ મિત્રશું, અંતર નહીં છે કોય. ૧
[૫]ગ્રાસ ન ખાએ માહરો, ન લિયે માહરા ગામ;
પર-ઉપકારી માહરા, કુણકુણ કીધા કામ. ૨

---

૧ બોલે. ૨ બોલે. ૩ મોટો. ૪ રાજા. ૫ ગિરાસ-શાસન.

ગામ પરગણું ભોગવો, ખાઓ માહરા ગ્રાસ;
 કામ ન કો માહરા સરે, એહને છે શાબાશ. ૩
એહને મંદિર જાઈવો, ન કહેવો નાકાર;
 એહને ભલો મનાઈવો, એ સહુમેં શિરદાર. ૪
કપટે એમ વખાણિયો, હરિબળ થયો ઉછાહ;
 મુંહડે દીવાળી કરી, હોળી હિયડા માંહિ. ૫

(ઢાળ ૨૧ મી-દેશી છોહલાની.)

રાજા તતખિણ ઊઠીઓ, હરિબળ મનમેં હરખિયો,
 નિરખિયો સહુને સનમુખ તેડીઆ એ;
આવ્યા સઘળા વાગિયા, હરિ ઘર જોવા રાગિયા,
 જાગિયા આળસ મૂકી ધાઈઆ એ. ૧
કેઈ ચડયા કેઇ પાળાએ, કેઈ મોજી મતવાલાએ,
 હાળાએ છાકયા ચાલે ઘૂમતા એ;
હરિબળ મોહરે ચાલિયો, ઘેર આવ્યો ઉછરંગી થયો,
 માંડિયો સિંહાસન નૃપ યોગ્યતાએ. ૨
પાટંબર બહુ પાથર્યા, મંદિર સુરમંદિર કર્યા,
 સંચર્યા રાજા હરિબળ ઘર-દિશાએ;
મંદર માંહિ આવિયા, માણિક મોતિ વધાવિયા,
 ગાઇયા સુંદર હરિબળની વસાએ. ૩
મુખમલના [૧]સમિયાણા એ, તિહાં બિરાજ્યા રાણા એ,
 ભાણા એ આણી આગળ મૂકિયાં એ;
સોવન થાળ મંગાવે એ, રાજા આગળ ઠાવે એ,
 આવે એ [૨]પળ બાવનનો નિરખિયે એ. ૪
માંહે બાવન વાટકી, પાટણ કેરા ઘાટકી,
 કાટકી [૩]રંચ માત્ર નહીં તે સહીએ;

૧ તંબુ-ચંદની. ૨ ચાર તોલાનો એક પળ. ૩ જરા પણ.

પાણી ભર્યા ઝારા દીઆ, સઘળે થાળ પખાળિયા,
ટાળિયા મળ હાથે રાખ્યા નહી એ. ૫
હિવે સુંદર બેઉ નારી એ, અદભુત તન શિણગારિ એ,
સારી એ રૂપે રંભા અપછરા એ;
લજ્જાવતી લજ્જા કરી, વદનકમળ નિજ [1]આવરી,
કર ધરી ભલી મિઠાઇ નાગરી એ. ૬
ભાણાં સહુકોનાં ભર્યાં, સર્યાસર્યો સુખ ઉચ્ચર્યાં,
મન ઠર્યાં દેખી વારૂ સૂખડીએ;
દાંત દાઢ દીઠાં ગળે, તે તો પુન્યયોગે મિળે,
ચળવળે ખાવાને એ જીભડી એ. ૭
ચમકે જાણે વીજળી, તિમ આભરણ ઝળામળી,
એ મિળી આવી ચમકો લાઇને એ;
સહુ શિણગાર ઉતારિયા, વળી બીજા નવલા કિયા,
કર લિયા શાક ભલા પ્રીસે આઇને એ. ૮
પ્રીસી શાક પાછી વળી, રાજા જોવે વળી વળી,
અટકળી એ કોની છે સુંદરી એ;
માંહે ગઇ તે નારિ એ, મૂકયા વેશ ઉતારી એ,
સારી એ વળી શૃંગાર બીજા કરે એ. ૯
ચોખા દાળ પરોસે એ, સહુકોનાં મન હીંસે એ,
વીસે એ વિસવા ઘી પિરસે ઘણાએ;
ચમકયો ચિત્ત રાજાતણો, થાએ અચરિજ મન ઘણો,
ખણખણો ભાજે નહીં નિરતિ વિણા એ. ૧૦
વળિ મંદિરમેં આવી એ, નવલા વેષ બણાવી એ,
લ્યાવીએ દહીં કરંબા કૂરના એ;

---

1 ઢાંકીને.

પીળા કેશરવરણા એ, પ્રીસે તે મનહરણા એ,
 તરૂણા એ જોઇને રહ્યા એકમનાએ, ૧૧
તે શિણગાર સહુ ભજી, બીજા વેષ ભલા સજી.
 નહીં કજી ચળુ કરાવે સહુ ભણીએ;
લવિંગ સોપારી બીડા એ, આપે કરીને ક્રીડા એ,
 પીડા એ નૃપને ઉપજાવી ઘણી એ. ૧૨
હરિબળ કરી પહિરામણી, [1]આભરણાદિક સહુ ભણી,
 આપણી શોભા કીધી નગરમેં એ;
એકવીશમી ઈણ ઢાળે એ, કહે જિનહર્ષ નિહાળે એ,
 આળે એ મન કેરે કામિની રમેએ. ૧૩

(દુહા.)

રાજા મનમેં ચિંતવે, હરિબળની સા નારી;
 સૂધી નિરતિ ન કો પડી, રહ્યો [મનમે] વિચારી. ૧
નારી દીસે નવ નવી, સુંદરરૂપ સુજાણ;
 [2]એક એકથી આગળી, વશ કીધા મુજ પ્રાણ. ૨
કિહાંથી પામી એહવી, કંચનવરણી નાર;
 એહવી નહીં મારે ઘરે, કીજે કિસો વિચાર. ૩
રાજા [3]આમણદૂમણો, મનમે થયો ઉદાસ;
 મંદિર આવ્યો આપણે, નાખંતો નિશ્વાસ. ૪
એકાંતે રાજા કહે, સુણ મંત્રી બુદ્ધિવંત;
 હરિબળને સ્ત્રી કેતલી, તું જાણે ગુણવંત. ૫

(ઢાળ ૨૨ મી—વિમળ જિન માહરે તુમશું પ્રેમ—એ દેશી.)

દુષ્ટ મંત્રિસર રાયનોજી, જાણી મનનો ભાવ;
 કર જોડી એહવું કહેજી, દેખી આવ્યો દાવ.

---

૧ ઘરેણાં. ૨ એક એકથી ઘણી સારી. ૩ ચિત્તવિનાનો, દુઃખી મનવાળો.

નરેશર ! સાંભળ મુજ અરદાસ,
ભરમ નિવારૂં તાહરોજી, તો હું ખાસો દાસ. નરે. ૧
એ નારી હરિબળતણીજી, ભોજનને અવસાણ;
કીધા વેષ નવા નવાજી, ચતુર સમયની જાણ. નરે. ૨
રાગ ઉપાયો તુમતણોજી, ભક્તિ તુમારી કીધ;
એહ તુમારી રાગિણીજી, તુમ મન હેરી લીધ. નરે. ૩
વયણ સુણી તેહના ઈસાજી, રાગાઉળ થયો રાય;
નીર વિના જિમ માછલીજી, દુખ પામે અકુલાય. નરે. ૪
નયણે નાવે નિદ્રડીજી, ભૂખ તૃષા ગઇ ભાજ;
રાજકાજ સહુ મૂકીઆંજી, ગયાં લક્ષણ ગઇ લાજ. નરે. ૫
મંત્રીને તેડી કહેજી, કામે પીડયો રાય;
હરિબળને મારણ તણોજી, કરિવો કોઇ ઉપાય. નરે. ૬
મંત્રિ કહે દુરાતમાજી, સાંભળ શ્રી મહારાય;
અગ્નિપ્રવેશે જીવતોજી, કહો કિણપરે રહેવાય. નરે. ૭
અગ્નિપ્રવેશ કરી કહેજી, ભેટયો લંકભૂપાળ;
તુમે પિણ સાચો માનિયોજી, કુણ કહે બોલ્યો આળ. નરે. ૮
જો એ રહિયો જીવતોજી, પેસી [1]પાવકઝાળ;
તો વળી જમને તેડવાજી, મૂકો [2]અગ્નિપ્રજાળ. ન. ૯
રાય કહે રૂડું કહ્યુંજી, બુદ્ધિતણા ભંડાર;
એહ વયણ મુજને રૂચ્યોજી, તું અહેતા શિરદાર. ન. ૧૦
એક દિવસ હરિબળ ભણીજી, રાય કહે સુણ મિત્ર;
તું સુપુરૂષ તેં માહરાજી, કીધા કામ વિચિત્ર. ન. ૧૧
ન સરે કામ બીજા થકીજી, તેહને શું કહેવાય;
પાવકમાં પેસી કરીજી, [3]જમ તુહું તરવો ભાય. ન. ૧૨
બીજાને એ દોહિલુંજી, પડવું અગ્નિમઝાર;

૧ અગ્નિની ઝાળ. ૨ દેવતામાં બાળી મૂકો. ૩ યમરાજા.

તુજને નહી કંઇ દોહિલુંજી, શક્તિતણો ભંડાર. ન. ૧૩
તાહરા ગુણ કેતા કહુંજી, એકે જીભે મિત્ર;
તાહરા ગુણ કેહેતાં થકાંજી, [1]રસના હોય પવિત્ર. ન. ૧૪
" સિંહસ્ય સાહસજુષઃ સુજનસ્ય ઘનસ્ય (પૂર્ણ) શશિનશ્ચ
ભાનોશ્ચ વૃહદ્‌ભાનોરનન્યસાધારણા શક્તિઃ " ૧
એ કારિજ છે દોહિલોજી, પણ એ તુજથી થાય;
તે માટે એ વીનતીજી, કરૂં તુજ લાગી પાય, ન. ૧૫
એહ કુમંત્રી મંત્રણોજી, હરિ જાણ્યું તેણીવાર;
કીધો દોષ ભણી થયોજી, ખળ માણસ ઉપકાર. ન. ૧૬
" ઉપકૃતિરેવ ખલાનાં, દોષસ્ય મહીયસો ભવતિ હેતુઃ
અનુકૂલાચરણેનહિ, કુપ્યંતિ વ્યાધયોઽત્યર્થમ્‌ " ૧
નીચ ભણી ઉપકારડોજી, કીધાં અવગુણ હોય;
અમૃત પાયો સાપનેજી, હાલાહલ સં(તે)જોય. ન. ૧૭
તો પણ મેં કરવું સહીજી, નૃપનું વચન પ્રમાણ;
ઢાળ થઇ બાવીશમીજી, કહે જિનહર્ષ સુજાણ. ન. ૧૮

( દુહા. )

રાયવયણ હરિબળ હસી, કીધું અંગીકાર;
રાજા [2]રળિયાયત હુવો, મનમાંહે તિણવાર. ૧
હરિબળ આયો નિજઘરે, વનિતાને કહી વાત;
નારી કહે રે નાહલા, એશી તાહરી ધાત ! ૨
એ રાજા કેડે પડયો, દેખી ન શકે સુખ્ખ;
આખર તમને મારશે, અમને દેશે દુઃખ. ૩
પિયુ ભલા [3]ભદ્રક તુમે, એ છે ધૂરતરાય;
માંડયો છે ઇણ પાપિયે, મારણતણો ઉપાય. ૪
તમને અગ્નિ પ્રજાળશે, ગ્રહશે અમારા [4]જાન;
ચિંતા મ કરો કામિની, થાશે હર્ષનિદાન. ૫

---

૧ જીભ. ૨ ખુસી. ૩ ભોળા. ૪ પ્રાણ.

(ઢાળ ૨૩ મી–દેશી ઇડર આંબા આંબલીની.)

નગર બાહિર હવે રાજવીરે, આણાવી બહુ [1]કાઠ;
 ચિતા કરાવી ચુંપશુંરે, લાંબી પહોળી [2]કર આઠ.
રાજેસર, અગ્નિ કરાવ્યો કુંડ, એ તો દીસે અતિ પરચંડ,
 મીળી ઝાલો ઝાળ અખંડ, રાજેસર, અગ્નિ ૧
[3]પ્રલયાગ્નિ પેદા થઈરે, અથવા યમની [4]જીહ;
 સહુકોનાં કંપે [5]હિયાંજી, સહુને લાગે [6]બીહ. રા. ૨
રાજા મંત્રી આવિયારે, આવ્યા લોક અનંત;
 હરિબળ પણ આવ્યો તિહાંરે, બુદ્ધિ ધીરજવંત. રા. ૩
બળવાનો ભય [7]અવગણીરે, પાવક કરે પ્રવેશ;
 નરનારી દેખે સહુરે, દેખે મંત્રી નરેશ. રા. ૪
પ્રકટ પેસતાં દેખીઓરે, ભસ્મ થયો તતકાળ;
 હાહારવ પુરજન કરેરે, [8]પ્રમુદિત મંત્રી ભૂપાળ. રા. ૫
લલનાં લખમી કારણેરે, રાયે બાળ્યો એહ;
 મંત્રી કુમંત્રી મંત્રવેરે, કીધ અન્યાય અછેહ. રા. ૬
ધિગ ધિગ પડો પરધાનનેરે, નૃપને પડો ધિક્કાર;
 પુરૂષરતન [9]પરજાળિયોરે, કીધા જેણે ઉપકાર. રા. ૭
નૃપતિની નિંદા થઈરે, [10]સારા શહર મઝાર;
 સુખ અદીઠ હુઓ એહનોરે, ઇમ કહે સહુ નરનાર. રા. ૮
 [11]જલનિધિસુર સુપસાઉલેરે, હરિબળ ન બળ્યો ધીર;
 [12]તાવ્યા કંચન સારિખોરે, નિર્મળ થયો શરીર. રા. ૯
દેવપ્રભાવે દીઠો નહીંરે, રહિયો [13]ચિતા મઝાર;

---

૧ લાકડાં. ૨ હાથ. ૩ પ્રલય સમયની અગ્નિ જેવો. ૪ જીભ. ૫ હૃદય. ૬ બીક. ૭ દરકારયાવિના. ૮ રાજી. ૯ બાળી નાંખ્યો. ૧૦ આખા–બધા. ૧૧ દરિયાના અધિષ્ટાયક દેવની કૃપાથી. ૧૨ તપાવેલા સોના જેવી. ૧૩ ચૂહેંની અંદર.

સાંજ સમય આવ્યો ઘરેરે, હર્ષિત હુઇ એ નાર. રા. ૧૦
પામી અચરિજ પદમણીરે, અંગે થયો ઉછાહ;
અહો અહો ! પુન્ય અમતણેજી, નયણે દીઠો [1]નાહ. રા. ૧૧
[2]પ્રેમઆલાપ કરે જિસેરે, હરિબળ નારી સાથ;
[3]તસ થયો મયણાનળેરે, આવ્યો દીઠો નરનાથ. રા. ૧૨
નારી કહે સ્વામી સુણોરે, આવ્યો રાજા સોય;
તુમે [4]પ્રછન્ન બેસી રહીરે, કળા અમારી જોય. રા. ૧૩
છાનો રહી હરિબળ જુવેરે, માંહે આવ્યો ભૂપ;
[5]હરિણાંખી આદર દિયોરે, [6]પ્રણિપતિ કીધ અનૂપ. રા. ૧૪
કર જોડી આગળ રહીરે, બોલે વયણ રસાળ;
કહે જિનહર્ષ પૂરી થઇરે, ત્રેવીશમી એ ઢાળ. રા. ૧૫

(દુહા.)

પૂછે ઇણીપરે પદમણી, રાજ પધાર્યા કેમ ?
ગહેલાની પરે હસી કરી, રાય વચન કહે એમ. ૧
નથી તુમે કિશું જાણતાં ? જે છે આપણી પ્રીતિ;
તુમને મિળવા આવિયો, લાગો તુમશું ચિત્ત. ૨
તુમ પાખે જે દિન ગયા, તે સઘળા અકયત્થ[7];
તેહિજ દિન સુકૃત ગિણું, મિળે તુમારો સત્થ. ૩
નિશિ દિન મનમાંહે રહે, મિળવા તણી રૂહાડ ?
આશા પૂરો પદમણી, માનિશ તાહરો પાડ. ૪
મન માહરૂં તુજ વશ થયું, ચિત્ત લીધો તે ચોર;
મેળો દે હિવે મુજ ભણી, તુજને કરૂં નિહોર. ૫
વયણ માહરો ચિત્ત ધરો, આવો મુજ આવાસ;

૧ નાથ–ધણી. ૨ પ્રેમની મીઠી ગોઠડીઓ. ૩ કામદેવની અગ્નિથી તપ્યો. ૪ છાનામાના. ૫ હરિણ જેવા નેત્રવાળી. ૬ નમસ્કાર. ૭ અકૃતાર્થ, નિષ્ફળ.

ભદ્રે ! અહનિશિ ભોગવો, વારૂ ભોગ-વિલાસ, ૬
તન ધન યૌવન પામીને, સફળાં કીજે એહ;
વળી વળી લહેવો કિહાં, એ યૌવન એ દેહ. ૭

(ઢાળ ૨૪ મી-દેશી પરદેશી યાર મોરી અંખિયાં લગી.)

વસંતસિરિ કહે પ્રભુ અવધાર, મુખથી બોલો બોલ વિચાર;
મહારાજાજી મોરી અરજ સુણો, તમે મહિપતિ મોટા શિરદાર,
સહુ પૃથ્વીના તુમે આધાર, મહારાજા. ૧
તુમને જુગતી નહીં એ વાત, સકળ પ્રજાના છો તુમે તાત; મ.
તુમ સરિખા બોલે ઇમ બોલ, તો બીજાનો કેહો મોલ. મ. ૨
પરનારીની મકરો આશ, જેથી થાએ કુળનો નાશ; મ.
પરનારીનો મોટો પાપ, લહિયે ભવભવનો સંતાપ. મ. ૩
પરનારી છે વિષની વેલી, દુર્ગતિના ફળની છે રેલી; મ.
જેહ કરે પરનારી સંગ, તેહનું મુખ દીસે બદરંગ. મ. ૪
પરનારી છે અનરથ મૂળ, વૈર વિરોધ વધે પ્રતિકૂળ, મ.
પરનારીથી હુવે ઉદ્વેગ, લાગુ થાએ લોક અનેક. મ. ૫
રાવણ સરિખા નૃપ મનમોટ, લંકા સરિખો જેહનો કોટ; મ.
નવગ્રહ કીધા જિણે દાસ, પરનારીથી લહ્યો વિનાસ. મ. ૬
કરતા સબળી મોડા મોડ, સો ભાઈની સરિખી જોડ; મ.
કીચક ચાંપ્યો કુંભી સીમ, અવર નવાણુ બાળ્યા ભીમ. મ. ૭
પરનારીશું જે અનુકૂળ, તેહને શિર સહુ નાંખે ધૂળ; મ;
પગપગ માથાઢાંકણ હોય, પરનારીના અવગુણ જોય. મ. ૮
પોતાની પ્રમદા સ્વાધીન, તે મૂકી પરનારિમાં લીન; મ.
કાગતણી તે આવે જોડ, કુંભ વિટાળે સરવર છોડ. મ. ૯
પરનારીશું રાતા જેહ, [1]ધાપી ધાન ન ખાએ તેહ; મ.
ઝૂરી ઝૂરી પિંજર હોય, સૂકે [2]કડબતણીપરે સોય. મ. ૧૦

૧ ધરાઇને અનાજ ન ખાય. ૨ જવારની કડબ-ઘાસ.

પરનારીશું કરે સનેહ, લખમી ન રહે તેહને ગેહ; મ.
તેહને શીશ ચડાવે દોષ, રાજા લે સઘળો ધન [1]ખોસ. મ. ૧૧
પરનારીશું કીધો નેહ, ચોગતિમાંહે ભમિયા તેહ; મ.
વળી ભમશે સંસાર [2]અછેહ, પરનારીના અવગુણ એહ. મ. ૧૨
પરનારીના અવગુણ કોડ, ઉત્તમ નરને લાગે ખોડ; મ.
પરનારીનો કીજે ત્યાગ, તો જગમે વાધે શોભાગ. મ. ૧૩
પોતાની જો ભોગવે નારી, તો પણ કહિયે તે બ્રહ્મચારી; મ.
નીચ એક વાંછે પરનારી, તેહને પડે કષ્ટજ ભારી. મ. ૧૪
રાજા પરનારીશું નેહ, તુમને ન ઘટે કરવું એહ; મ.
જો રાખો પોતાની લાજ, તો આવ્યા તિમ જાઓ રાજ. મ. ૧૫
મોટાને [3]રેંકારે લાજ, લોક હસે વિણસે નિજકાજ; મ.
ચોવીશમી જિનહર્ષે એ ઢાળ, પણ મન વાળ્યો ન ભૂપાળ મ. ૧૬

(દુહા.)

વળી કહે [4]વનિતા ઇશું, અમ પિઉ સેવક તુજ્જ;
સેવક [5]છોરૂ સારિખા, તિણે [6]જામી તું મુજ્જ. ૧
એહ કદાગ્રહ મન થકી, મૂકો હિવે મહારાય;
શીળ ન ખંડું માહરો, પ્રાણ હાણ જો થાય. ૨
શિખરે પડી મરવો ભલો, ભલો સર્પમુખ હાથ;
[7]વન્હિપાન કરવો ભલો, શીળ ન તજિયે કાથ. ૩
શીળ ચિંતામણિ સારિખો, [8]સુરતરૂ સરિખો શીળ;
શીળ થકી સહુ પામિયે, ઇહ ભવ પરભવ [9]લીલ. ૪
રાય અન્યાય ન કીજિયે, ચલિયે મારગ ન્યાય;
ન્યાય મૂળ સંપતિતણો, ન્યાયે શોભા થાય. ૫

---

૧ લુંટી લે. ૨ અશેષ. ૩ તુંકારો કરવાથી. ૪ સ્ત્રી. ૫ પુત્ર. ૬ પિતા-પ્રભુ. ૭ અગ્નિમાં બળી મરવું. ૮ કલ્પવૃક્ષ. ૯ લીલા લ્હેર.

વૃક્ષ [1]સલિલ ઘૃત નર મદે, મન વિદ્યા અભ્યાસ;
તિમ ન્યાયે લખમી વધે, રાજન ચિત્ત વિમાસ. ૬

( ઢાળ ૨૫ મી-દેશી ધારણી મનાવેરે મેઘકુમારનેરે. )

રાય સમજાયો તોહી સમજે નહીંરે, કામ અહો થયો અંધ;
વળી વળી કરે ઇમહીજ [2]પ્રાર્થનારે, એક પખો સંબંધ. રાય. ૧
[3]વિકળ કહે તુમે વિનતા સાંભળોરે, હજીઅ ન મૂકો રૂઢ;
તુમ પતિ તો [4]પાવક માંહે બળ્યોરે, જોર કિશો કરો મૂઢ. રા. ૨
જો મારો કહિયો કરશો નહીંરે, [5]જોરાવરિયે ઝાલિ;
મુજ ઘર લઇ જાઇશ તુમ ભણીરે, માટે ઉઠી ચાલ. રા. ૩
શીળ તુમારો રે જોરે ખંડશું રે, કિશો તુમારો જોર;
[6]નાહર ઝાલી છાળિની પરે રે, ઉગરશો કિયાં સોર ? રા. ૪
બળ કરતો રાજા દેખી કરી રે, કુસુમસિરિયે તિણ વાર;
વિદ્યાએ કરી કાઠો બાંધિયોરે, ઉપરે લકુટપ્રહાર. રા. ૫
પાપડપીઠાની પરે કુટિયોરે, પોષ્યા હતા ચિરકાળ;
ચોકાના ચારેહી જે મુખ દીપતારે, દાંત પડયા તતકાળ. રા. ૬
બંધણ દાંત પાડયાની વેદનારે, પીડાણો રાજન;
કરૂણા સ્વરે આક્રંદ કરે ઘણોરે, દુઃખ પામ્યો અસમાન. રા. ૭
પાપતણા તેં ફળ દીઠા રાયજીરે, વળી મ કરશો એમ;
એમ કહીને છોડયો બંધન થકીરે, આણી કરૂણા પ્રેમ. રા. ૮
મનમાંહે રાજા અતિ શોચતોરે, અતિ લાજ્યો મનમાંહે;
નીચો મુખ નરપતિ ઘાલી રહ્યોરે, ભાગો સુખ ઉછાહ. રાં. ૯
ઘણું [7]વિગૂતો ઇહાં આવી કરીરે, ઇમ કરે પશ્ચાતાપ;
કુમતિ કિશી મુજને એ ઉપની રે, હું આવ્યો ઇહાં આપ. રા. ૧૦
મુખ કાળો કરી તિહાંથી નિસર્યો રે, રાત ગમી કિહાં શેષ;
વહાણે વાયે મુખ ઢાંકી કરી રે, આવ્યો ઘેરે નરેશ. રા. ૧૧

---

૧ પાણી ૨ આજીજી. ૩ ઘ્હેલો. ૪ અગ્નિ. ૫ પરાણે. ૬ વાઘે પકડેલી બકરીની માફક. ૭ હલકો પડયા.

હરિબળ સયળ ચરિત્ર નારીતણા રે, દેખી અચરિજ હોય;
આવી કહે નારી તુમ સારિખો રે, બળ બુધિવંત ન કોય. રા. ૧૨
રાયભણી અનુચિત કરિવું કર્યુંરે, ઉચિત તુમે એ કાજ;
મૂરખ ગર્દભને થાએ નહીંરે, સુખ ભાંજ્યા વિણ લાજ. રા. ૧૩
એહ કુમારગ પડિયો રાજવીરે, એહ કુમંત્રી શીખ;
ધૂરત વાળે તિમ રાજા વળેરે, પાંચ એહ સારીખ. રા. ૧૪
"વલ્લી નરિંદ ચિત્તં, વક્‌ખાણું પાણિયં ચ મહિલાઓ;
તત્થ ય વચ્ચંતિ સયા, જત્થ ય ધુત્તેહિ નિજ્જંતિ." ૧
જીવંતો પાપી મૂકે નહીંરે, દુષ્ટ અમારો કેડ;
મૂળ થકી એહને ઉન્મૂળવોરે, નાખું દુષ્ટ ઉખેડ. રા. ૧૫
વૈરી વ્યાધિ ઊગતાં છેદિયેરે, પછે ન આવે પાર;
કહે જિનહર્ષ ઢાળ પચીશમીરે, ઇણી પરે કિયા વિચાર. રા. ૧૬

(દુહા.)

હરિબળ નારીશું કિયો, બેસી કરી વિચાર;
શીખામણ દ્યું દુષ્ટને, તો એ જાણે સાર. ૧
સમર્યો તતખિણ દેવતા, કહે હરિબળ તિણવાર;
દિવ્ય સ્વરૂપ કરી માહરો, દિવ્ય વસ્ત્ર શિણગાર. ૨
રૂપ કિયો સુર તેહવો, વળી એક નર વિકરાળ;
કુદ્ર (કૂટ)રૂપ યમ સારિખો, સાથે લેઈ તતકાળ. ૩
પ્રાતસમય હરિબળ ગયો, રાયતણે દરબાર;
રાયચરણ પ્રણમી કરી, સહુને કિયો [1]જુહાર. ૪
હરિબળ દેખી હરખિયા, સહુ લોક તિણવાર;
રાજા વિસ્મય પામિયો, દેખી [2]સુરઆકાર. ૫

---

૧ પ્રણામ. ૨ દેવતા.

( ઢાળ ૨૬ મી—દેશી ચુનડીની. )

રાજા મનમાંહે ચિંતવે, હા હા મેં કિયો [1]અકાજરે;
ઉપગારીને મેં આગમેં, કિયો ભસ્મ [2]બેકાજરે. રા. ૧
મુજ કાજે કાયા હોમીને, યમ પાસે ગયો નિરધારરે;
સાહસ કિયો ઇણે એવડો, [3]સ્વામીધર્મ એ શિરદારરે. રા. ૨
રાયે પૂછયો કિમ આવિયો, જમની કહે વાત વિચારરે;
દેખીને અચરિજ ઉપજે, કુણ એહ પુરૂષ તુજ [4]લારરે. રા. ૩
હરિબળ કહે પાવક હું જળ્યો, [5]કિંકર એક મ્હેલ્યો [6]કૃતાંતરે;
તિણે આવી મુજ જીવાડિયો, લઇ ગયો કહ્યો વૃત્તાંતરે. રા. ૪
અદભુત રૂપ માહરો થયો, વળી કાંતિ અધિક થઇ દેહરે;
સાહસ અતિ કષ્ટથી છે કિશું, તૂઠો સુર નાપે જેહરે રા. ૫
ઋદ્ધિ દીઠી મેં યમરાયની, રાજધાનીનો સમુદાયરે;
નર [7]સહસ જીભે ન કહી શકે, કિમ જીભ એકે કહેવાયરે. રા. ૬
નામે તે સંયમપુરી, ધર્મરાજા રાજ કરંતરે;
પુન્યજન પરજાને વસ તિહાં, નિજ પ્રભુની આણ ધરંતરે. રા. ૭
શક્રાદિક સઘળા દેવતા, જસુ સેવ કરે દિન રાતેરે;
કહિયે શું સ્વામી ઘણું ઘણું, ત્રિભુવન છે તેહને હાથેરે. રા. ૮
તેહની શોભા દેખી કરી, મુજ નેત્ર સફળ થયાં દોયરે;
બહુ જીવ્યાથી દીઠો ભલો, ઇમ ભાખે નર સહુ કોયરે. રા. ૯
યમરાય ભણી મેં નુહુંતર્યા, તુમ આણાએં મહારાજરે;
રળિયાયત થઇને ઇમ કહ્યુ, ભલે આયો તું ઈહાં આજરે. રા ૧૦
છે કુશળ ખેમ રાજાભણી, દેશમેં છે કુશળ કલ્યાણરે;
મેં ભાખ્યું તુમ સુપસાઉલે, સહુને છે સુખ સુવિહાણરે. રા. ૧૧
તુમ દરિસણનો [8]અભિજો ઘણો, રાજાને છે મહારાજરે;

---

૧ નઠારૂં કામ. ૨ નકામો. ૩ સેવક ધર્મ. ૪ સાથે. ૫ નોકર—દાસ. ૬ યમરાજ. ૭ હજાર. ૮ ઇચ્છા.

એકવાર તિહાં પાઉધારિયે, વિવાહતણું છે કાજરે. રા. ૧૨
આવિશ હું મિળવા રાજને, પિણ અવનિપતિ એકવારરે,
આવે પરજા પરધાનશું, તો ભગતિ કરૂં હું અપારરે. રા. ૧૩
એક દિવ્ય રૂપ કન્યા ભલી, આભરણશું વસ્ત્ર અથાગરે;
મુજને દે તવ મેં કહ્યું, જમ! એ રાજા લાગરે. રા. ૧૪
મુજને કહ્યું લો હરિબળ ઇહાં, મૂકેવો તેં મહરાયરે;
ઇમ કહી મુજને વિસર્જીયો, હું ચાલ્યો પ્રણમી પાયરે. રા. ૧૫
તમને બોલાવણ કારણે, ચંડ નામે એ પ્રતિહારરે;
[1]સુરદ્રુમ સરિખો ત્રૂઠો થકો, રૂઠો તો [2]કાળ વિચારરે. રા. ૧૬
મુજ સાથે એહને મોકલ્યો, એહને કહ્યું નૃપ લેઈ આવિરે;
મુજ દિવ્યપ્રભાવે રાયજી, મૂકયો તતખિણ ઈહાં લાવિરે. રા. ૧૭
તુમે [3]શિઘ્ર પધારો હિવે તિહાં, *નાહનો નહિ છે હિવે કામરે;
જિનહર્ષ ઢાળ છાવીસમી, નૃપ હરખ્યો મનમેં તામરે. રા. ૧૮

(દુહા.)

તિણ અણુસારે બોલિયો, ધર્મરાજપ્રતિહાર;
હરિબળ કહે છે જેહવું, તે નિશ્ચે અવધાર. ૧
તાસ વચણ માન્યા ખરા, રાય કુમંત્રી તામ;
[4]લોભાકુળ પુરજન સહુ, નૃપને કહે સુણ સ્વામ. ૨
હરિબળની સુણી વારતા, અમને થયો ઉછાહ;
તુમ સુપસાએ દેખિયે, યમનગરીનરનાહ. ૩
[5]ચિતા કરાવો [6]મોકળી, પુર બાહિર કહેવાય;
લોક પ્રમુખ સહુ પેસિયે, મિળીએ જમને જાય. ૪
ચિતા કરાવી તેહવી, ઝાઝી ઝાળો ઝાળ;
મંત્રી લોક લેઇ સહુ, આવ્યો તિહાં ભૂપાળ. ૫

---

૧ કલ્પવૃક્ષ. ૨ મરણ. ૩ તુરત. * નકાર કહેવાનો. ૪ લોભથી
૫ ચ્હેં: અકલાયલ. ૬ પહોળી–વિશાળ.

( ઢાળ ૨૭ મી—દેશી સાધુજી ભલે પધાર્યા આજ. )

રાજા નગરલોક સંગાથેં, પેસે અગ્નિમઝાર;
 મતિવંત હરિબળ એમ વિમાસે, તિણ અવસર સુખકાર.
મુધા મેં એ શું કીધો કામ, અનરથનો એ ઠામ,
 લોક બળે બેકામ, મુધા મેં એ શું કીધો કામ. ૧
એક પંચેંદ્રી જીવ હણતાં, પ્રાણી નરગે પડંત;
 પંચેંદ્રિ એતલા હણતાં, કિમ થાશે દુઃખ અંત. મુ. ૨
હણિવો પિણ છે ઉચિત શ્રાવકને, જે જીવ હુવે સાવરાહ;
 નિરવરાહ પ્રાણી મારંતાં, લહિયે ભવદુખદાહ. મુ. ૩
થાએ છે એ અજુગતું, મેં આરંભ્યો પાપ;
 ધરમી અપરાધી પિણ પાળે, ઉપજાવે નહી તાપ. મુ. ૪
હરિબળ મનમાં ઇમ ચિંતવી, રાય ભણી કહે વાત;
 અતિ ઉત્સુક ઉતાવળા થઈને, ન કરો પાવકપાત. મુ. ૫
રાજ્ય પામ્યાનાં એ ફળ ભોગવો, કાં મૂકો મહારાય;
 જો સુખ ફળની છે તુમ વાંછા, તો તુમ કહું ઉપાય. મુ. ૬
વિષમ કારિજ ઇમ કરતાં, તુમને જુગતું ન એહ;
 માન્યપુરૂષ જે હોય તુમારો, પહેલાં મૂકો તેહ. મુ. ૭
તુમે પછે પરજા લેઈને, જમપુર જાજો નાહ;
એહ વચન સુણી થયો મંત્રીને, પહેલી ગમન ઉછાહ. મુ. ૮
પહિલાં જો હું જાઉં તિહાંકિણ, જો ભેટું જમરાય;
 તો વાંછિત ફળ પ્રાપ્તિ થાએ, આપે અધિક પસાય. મુ. ૯
પહેલાં સંપદ પામિયેજી, કેડે આપદ હોય;
 ડાહ્યો તે જે આપણો, કારજ સાધે લોય. મુ. ૧૦
" દાને પાને શયને, વ્યાખ્યાને ભોજને સભાસ્થાને,
 ક્રયવિક્રયેઽતિથિત્વે, રાજ્યકુલે પૂર્ણફલ આદ્યઃ ૧
શૂન્યેઽરણ્યે ભુવને, ગ્રામે તોયે ભયે ચ સંગ્રામે;
 આરોહેઽપ્યવરોહે, પુરસ્સરેન્ન પથિ રાત્રૌ ચ. " ૨

ઇમ જાણી મંત્રી ભણેજી, જો પ્રભુ દ્યો [1]આદેશ;
એહ પુરૂષ સાથે જઇજી, ભેટું ધર્મનરેશ. સુ. ૧૧
રાયે દીધી આગનાજી, કરીને જમને [2]જુહાર;
કાજ કરી વહેલા [3]વળે જી, મ કરે ઢીલ લગાર. સુ. ૧૨
નૃપના વચન સુણી કરીજી, હરખ્યો ચિત મંત્રીશ;
સુંહ માંગ્યા પાશા ઢળ્યાજી, પૂગી આશ જગીશ. સુ. ૧૩
[4]જમવેત્રી સહુ દેખતાંજી, પેઠો અગ્નિ મઝાર;
કેડે મંત્રી પિણ પેસિયોજી, ન કિયો કાંઇ વિચાર. સુ. ૧૪
[5]જલણ માંહે પડતાં સમોજી, ભસ્મ થયો તતકાળ;
પડે પતંગતણી પરેજી, તે કેડે ભૂપાળ. સુ. ૧૫
કરૂણા આણી તેતલેજી, રાજા રાખ્યો સાહિ;
સુખ કાજે દુખ કાં સહોજી, કાં પડો પાવકમાંહિ. સુ. ૧૬
હરિબળ કહે વસુધેશનેજી, હિયે વિચારી જોય;
અવિમાસ્યું કારિજ કરીજી, સુખી થયો નહિ કોય. સુ. ૧૭
કીજે કામ વિમાસિનેજી, લહિયે સૌખ્ય વિશાળ;
હરિ જિનહર્ષ કહ્યું ઈશુંજી, સત્તાવિશમી ઢાળ. સુ. ૧૮

(દુહા.)

મત જાણે પાવક પડ્યો, પ્રાણી જીવે કોય;
જમપુર જઇ આવે વળી, એ તો કદી ન હોય. ૧
એહ કપટ નાટકકળા, મેં દેખાડી તુજ્જ;
જમ પિણ મુજને નવિ મિળ્યો, અગનિ ન બાળ્યો મુજ્જ. ૨
દુષ્ટ કુમંત્રી તાહરો, કૂડકપટભંડાર;
પ્રાણ તાહરા સાંકડે, ઘાત્યા તિણે બેકાર. ૩

---

૧ રજા. ૨ નમસ્કાર. ૩ પાછો આવજે. ૪ યમનો નોકર. ૫ અગ્નિ.

દાંત પડાવ્યા તાહરા, ખમી નારીની માર;
પામી ઘણી કદર્થના, સહુ તેહનો ઉપકાર. ૪
વિશ્વાસીને કુમતિ દે, પરને વંચે જેહ;
પરમહિલાશું રતિ ધરે, કાં નર જીવે તેહ. ૫
ઉત્તમ નરપતિ શું કરે, આગે હોય કુપ્રધાન;
સુપ્રધાન હોય તો કિશું, કરે દુષ્ટ રાજાન. ૬
તે માટે તે દુષ્ટને, હોમ્યો અગ્નિ વિચાળ;
[1]વ્યાધિ [2]વિષદ્રુમ [3]દુષ્ટને, [4]છેદીજે તતકાળ. ૭
તુમને કિમ કરવા દેઉં, પાવકમાંહે પ્રવેશ;
સ્વામિદ્રોહી થાઉં નહીં, તું મુજ સ્વામિ નરેશ. ૮

(ઢાળ ૨૮ મી—દેશી ધણરા ઢોલાની.)

એમ સુણી ચિત્ત ચમકિયોરે, સંકાણો ભૂપાળ; સુણજો વાણી.
ચરિત્ર [5]લખ્યા સહુ માહરારે, એ તો થયો જંજાળ. સુણ.
રૂડી રૂડીરે સુજાણ વાણી રૂડી, સાચી સાચીરે સુજાણ નહીં છે કૂડી;
એ તો કાને પડી રસાળ. સુણજો. ૧
મુજ કરણી જાણી સહુરે લાજ્યો ઘણું મનમાંહે; સુ.
ગાત્ર સંકોચાઇ રહ્યોરે, વદન ગયો કુમલાય. સુ. ૨
નીચો મુખ ઘાલી રહ્યોરે, મૂર્છા વિણ મૂર્છાય; સુ.
હરિ સનમુખ જોવે નહીંરે, મનમેં રહ્યો મુંઝાય. સુ. ૩
નૃપ લાજ્યો જાણી કરીરે, હરિબળ કહે તિણવાર; સુ.
મીઠે વચણે રાયનેરે, ઉપજાવે મનુહાર. સુ. ૪
વાંક ન કોઇ તુમતણોરે, હું જાણું નિરધાર; સુ.
રાજન! ચંદ્રથકી કદીરે, વરશે નહીં અંગાર. સુ. ૫

---

૧ રોગ. ૨ ઝેરી ઝાડ. ૨ નઠારો—પાપી માણસ. ૪ નાશ કરી દેવો. ૫ જોયા—જાણ્યા.

મળ્યો કુમંત્રી તુમભણીરે, તેહની શીખ પ્રસંગ; સુ.
એ મતિ તુમને ઊપનીરે, તમે નિર્મળ જળગંગ. સુ. ૬
ઉત્તમ અવગુણ નવિ લિયેરે; જાણે કામ વિલાસ; સુ.
કામે કુણ કુણ નવિ નડયારે, કુણ કુણ ન પડયા પાસ. સુ. ૭
કામ ધકાયો ઈંદ્રનેરે, આયો અહિલ્યા પાસ; સુ.
દીધ શાપ ઋષિશ્વરેરે, દેવશક્તિ ગઈ નાસ. સુ. ૮
પામર નારી અહિરણીરે, તેહની પિણ સહી ગાળ; સુ.
તે આગળ વળિ નાચિયોરે, કામવશે ગોપાળ. સુ. ૯
પારવાત થઇ ભીલડીરે, હરને લીધો મોહ; સુ.
નગન થઇ નાટક કિયોરે, કામે વિતંડયો સોહ. સુ. ૧૦
બ્રહ્મા જેહ કહીજીયેરે, સૃષ્ટિ ઉપાવણહાર; સુ.
કામવશે તે પિણ થયોરે, નિજ પુત્રી–ભરતાર. સુ. ૧૧
પરજાપતિ રાજા થયોરે, વીર પૂર્વભવ બાપ; સુ.
તે પિણ પુત્રીપતિ થયોરે, પીડયો કામ–સંતાપ. સુ. ૧૨
કામે જીત્યા દેવતારે, તો માણસ કુણ માત્ર; સુ.
તેણે ત્રિભુવનવશ ી કયારે, તે આગળ થયા છાત્ર. સુ. ૧૩
કામી શું શું નવિ કરેરે, સર્વે કરે અકાજ; સુ.
આઠ પહોર તે આંધળોરે, ન કરે કેહની લાજ. સુ. ૧૪
નર નારી જે જે કરેરે, [1]માઠાં કામ નિઃશંક; સુ.
વાંક નહીં તે તેહનોરે, કરમતણો સહુ વંક. સુ. ૧૫
કરમે કામ એ રાયનોરે, હ ય થયો બળવંત; સુ.
તોડયો [2]ચારો એહનોરે, ઇમ ચિત્તે ચિંતવંત. સુ. ૧૬
વચને નૃપને [3]ઠારીઓરે, ખુશી થયો તતકાળ; સુ.
કહે જિનહર્ષ સુણો સહુરે, અઠ્ઠાવિશમી ઢાળ. સુ. ૧૭

---

૧ નઠારાં. ૨ મર્યાદા. પ્રસંગ. ૩ શાંત કર્યો.

( દુહા. )

હસી કરી રાજા કહે, હરિબળ નિસુણ વચન્ન;
[1]મહાશક્તિ એ કિમ થઈ, કિમ [2]સુર થયો પ્રસન્ન. ૧
વાત કહી સહુ રાયને, વિસ્મય પામ્યો તામ;
હર્ષે ભરિયો હિયડલો, કરે રાય ગુણગ્રામ. ૨
ધન ધન તુજ માતાપિતા, ધન ધન તુજ અવતાર;
ધન ધન કરણી તાહરી, પુન્યતણો ભંડાર. ૩
તું હરિબળ ભારીખમો, સાયર જિમ ગંભીર;
તું ગિરૂવો ગુણવંત છે, સાહસવંત સધીર. ૪
મુજ અવગુણ દેખી કરી, લેખે ન ગણ્યા તેહ;
મુજ બળતો ઊગારિયો, તાહરો ખરો સનેહ. ૫
અવગુણ ઊપર ગુણ કરે, તુજ સરિખા ગુણવંત;
રાજા ગુણ હરિબળતણા, વારંવાર ભણંત. ૬

( ઢાળ ૨૯ મી—દેશી વિંછીઆની. )

હરિબળ તુજ નારી સુલક્ષણી, શીળવંતી સુગુણ સધીરરે;
એહને દરિશણે [3]પાતિક ઝડે, નામે નિર્મળ થાય શરીરરે. હરિ. ૧
મેં પાપી એહને[4]પ્રારથી, થયો અશુભ કરમનો વ્યાપરે;
પિણ એહ ચળી નહીં સત્યથી, ન કિયો આલાપ સંલાપરે. હ. ૨
દેવ દાનવ એહને શીળથી, કોઇ ન ચળાવી શકંતરે;
તો માણસનો શ્યો [5]માજનો, જે આગળ એહ ચળંતરે. હ. ૩
હું પાપી લંપટ લાલચી, મુજ લાજ નહીં લવલેશરે;
મેં કાજ અકાજ વિચારણા, ન કરી તો પામ્યો કળેશરે. હ. ૪
ધન ધન તેં ધર્મપસાઉલે, લહી શીળવંતી નારીરે;
સરિખી જોડી આવી મિળી, એહવી નહીં ભૂમિ મઝારરે. હ. ૫

---

૧ અપૂર્વ દૈવીબળ. ૨ દેવતા. ૩ પાપ નાશ પામે. ૪ ઇચ્છાપૂર્વક આડી માંગણી કરી. ૫ ગજું—તાકત.

ઇમ કીધી [1]સ્તવના તેહની, નિજ નિંદા કીધી અપારરે;
નૃપ મદનવેગલવથી હવે, ઉદ્વિગ્ન થયો તિણવારરે. હ. ૬
આવ્યો મંદિર હવે આપણે, હરિબળ પણ કરી ઉપગારરે;
ઉપદ્રવ સહુના ટાળીને, જસ લેઈ નગર મઝારરે. હ. ૭
આવ્યો મંદિર આપણે, તેહ દિવસથી રાયરે;
વૈરાગ્યદશામાંહે રહ્યો, રાજકેરાં સુખ ન સોહાયરે. હ. ૮
એહ વિષય વિષમવિષ સારિખા, દુર્ગતિના એહ દાતારરે;
એ રાજ્યરમણી સહુ કારિમા, કારિમા માલ મુલક ભંડારરે. હ. ૯
કુણ માતપિતા કુણ દીકરા, કુણ કેહનો એ પરિવારરે;
નરકાદિક ગતિ પડતાં ભણી, કોઈ ન રાખણહારરે. હ. ૧૦
ઇણમાંહે રહેતાં થકાં, મેં કીધાં કરમ [2]કઠોરરે;
હવે તેહથકી તો છૂટીએ, જો થાએ ધર્મનો જોરરે. હ. ૧૧
એહવું ચિંતવી રાજા હિવે, શુભદિન હરિબળને તામરે;
પરણાવી કન્યા પ્રેમશું, જસ મદનમંજરી નામરે. હ. ૧૨
[3]કરમોચન અધિક પ્રમોદશું, રાજા દીધો નિજરાજરે;
ગુરૂ પાસે જઇ સંજમ લિયો, [4]સારે પોતાનાં કાજરે. હ. ૧૩
છઠ્ઠ અઠ્ઠમ આદિ તપ કરે, પાળે ચારિત્ર નિરતિચારરે;
પાળે પ્રવચનમાતા સદા, ખટ જીવતણો આધારરે. હ. ૧૪
નિજ કરમ ખપાવ્યા આકરા, નિર્મળ લહ્યો કેવળ જ્ઞાનરે;
જિનહર્ષ ઢાળ ઓગણત્રીશમી, સુર નર કરે જસુ ગુણગાનરે. હ. ૧૫

(દુહા.)

કેવળજ્ઞાન પ્રકાશકર, મદનવેગ મુનિરાય;
ગામાગર પુર વિહરતા, સાધુતણે સમુદાય. ૧

---

૧ વખાણ. ૨ આકરાં. ૩ પાણિગ્રહણ. ૪ સફળ કરે.

પ્રતિબોધે ભવિયણ ભણી, મેટે જડ મિથ્યાત;
ઉપગારી શિરસેહરો, વસુધા ગુણ વિખ્યાત. ૨
કેવળપાળી બહુ દિવસ, સંલેહણ કરી અંત;
મુગતિપુરી મુનિવર ગયા, જિહાં છે સુઃખ અનંત. ૩

(ઢાળ ૩૦ મી—દેશી મારો દેને દેને હે નણદલ પોમચો.)

હિવે કંચનપુર નૃપ અન્યદા, પુત્રીની સુણી પ્રવૃત્તો;
જન મુખથી મન અચરિજ થયો, વળી હરખિત થયો નિજ ચિત્તો. હિ. ૧
નગર વિલાસપુરનો ધણી, નામે હરિબળ ભૂપાળો;
તેહની રાણી મુજ કન્યકા, જોવો પોતે પુન્ય વિશાળો. હિ. ૨
સુંદર વાર્ત્તા કૌતુકવતી, વિદ્યા કસ્તૂરી સારો,
તેલબિંદુ જિમ વિસ્તરે, છાની ન રહે કિણુવારો. હિ. ૩
*પુત્રીભર્ત્તાને તેડવા, મૂકયા પુહવીશ પ્રધાનો;
કંચનપુર નૃપ હરિબળ ભણી, વર વસંતસેન રાજાનો. હિ. ૪
હરિબળ રાજા હવે આપણો, હયગયદળ લેઇ અપારો;
તીને રાણી સાથે કરી, આવ્યો કંચનપુર શિરદારોરે. હિ. ૫
રાયવસંતસેન મહોત્સવ કરી, શણગાર્યા પુર બાજારો;
થયા રંગ સુરંગ વધામણા, નિરખે હરખે નર નારો હિ. ૬
નૃપ નગરપ્રવેશ કરાવિયો, આવ્યા રાયભુવન મઝારો;
માતાને વસંતસિરિ મળી, હરખી માય હૃદય મઝારો. હિ. ૭
પુત્રી મુજ ભાગ્ય ફળ્યો સહી, કોઇ પુન્ય ફળ્યો તતકાળો;
તેં એ ઋદ્ધિ પામી સંપદા, લહ્યો પતિ હરિબળ ભૂપાળો. હિ. ૮
[1]રળિયાયત નૃપરાણી થયાં, દેખી ઋદ્ધિતણો વિસ્તારો;
ઐ ઐ જોવો પુન્ય [2]પટંતરો, કુળનો નહીં ઈહાં અધિકારો. હિ.૯

---

* જમાઈ. ૧ રાજી. ૨ અંતર.

કંચનપુર-નૃપ[1] પ્રમુદિત થઈ, હરિબળને દેઈ રાજો;
દીક્ષા લીધી ગુરૂ કને, મૂકી સહુ રાજના કાજો. હિ. ૧૦
નિર્દોષપણે વ્રત પાળિયો, સહુ કર્મ ખપાવ્યાં તામો;
મુક્તે પહોતા રાય[2] રાગની, પામ્યા સુખ અવિચળ ઠામો. હિ. ૧૧
હિવે હરિબળ રાજા આપણાં, પાળે એ રાજ્ય અંખડો;
[3] પરદળભંજનકેસરી, જસુ તેજ પ્રતાપ પ્રચંડો. હિ. ૧૨
[4] અનસી અરિ પાય પાડિયા, સહુ સેવ કરે કર જોડો;
કોઈ આણ ન લોપે જેહની, રાજ્ય પાળે મનને કોડો. હિ. ૧૩
કીર્તિ જેહની જગ વિસ્તરી, ધર્મી હરિબળ ભૂપાળો;
એતલે અધિકારે એ થઈ, જિનહર્ષ ત્રીસમી ઢાળો. હિ. ૧૪

(દુહા.)

કીધી પટરાણી [5] પ્રવર, તીને પહેલી નાર;
બીજી પણ પરણી વળી, નૃપકન્યા સિરદાર. ૧
વિષયતણા સુખ ભોગવે, પુણ્યતણે સુપસાય;
સાંનિધકારી દેવતા, તો શી [6] કુમિણા થાય! ૨
[7] મગન રહે સુખમેં સદા, દોગંદુકસુર જેમ;
દિન દિન વધતિ સાહેબી, દિન દિન વધતો પ્રેમ. ૩

(ઢાળ ૩૧ મી—દેશી લાલ મન ભમરારે.)

એક દિન નૃપ દરબારમેં, ગુણ રાગીરે, આવીને વનપાળ, રાય ગુણ રાગીરે;
કરજોડીને ઇમ કહે, ગુ. સુણો હરિબળભૂપાળ. રા. ૧
આવ્યા તુમ ઉદ્યાનમેં, ગુ, [8] મુનિપતિ મુનિપરિવાર; રા.

---

૧. ખુસી. ૨. રાણી. ૩ પરાયા લશ્કરનો નાશ કરવા કેસરી-સિંહ જેવો. ૪ ન નમે તેવા અહંકારી બળીઆ શત્રુ રાજાને પણ પગે પાડ્યા. ૫ મોટી. ૬ ઓછાશ. ૭ આનંદિત-ખુસી. ૮ આચાર્ય.

હરિબળ સાંભળી હરખિયો, ગુ. જિમ [1]ચાતક જળધાર રા. ૨
વનપાળકને આપિયા, ગુ. વસ્ત્રાભરણ [2]પ્રધાન; રા.
આડંબરશું ચાલિયો, ગુ. ગુરૂવંદન રાજાન. રા. ૩
દેઇ તીન પ્રદક્ષણા, ગુ. પ્રણમ્યા ભાવેં પાય; રા.
ધર્માચારજ માહરા, ગુ. એ તો શ્રી ગુરૂરાય. રા. ૪
બે કરજોડી વીનવે, ગુ. ભગવન્ તુમ સુપસાય. રા.
રાજ્યતણી પ્રભુતા લહી, ગુ. હીન કુળે મેં આય. રા. ૫
પ્રથમ જાળના જીવની, ગુ. [3]અડગ કરાવી જેહ; રા.
મેં પાળી [4]સૂધે અને, ગુ. તુરત ફળી મુજ તેહ. રા. ૬
પ્રસન્ન થઈ મુજ ઉપરે, ગુ. સુખદાયિ જે ધર્મ; રા.
કહો વિશેષે મુજ ભણી, ગુ. ટાળો ભવના ભર્મ.
સાધુગુણ ગિરૂવારે. ૭
ધર્મતણી રૂચિ ઊપની, ગુ. સુણવા તુમ મુખ વાણિ; રા.
નિજ સેવક જાણી કરી, ગુ. હિયડે કરૂણા આણિ. રા. ૮
ધન્ય ધન્ય તું ગુરૂ કહે, તાહરી એહવી મત્તિ; રા.
ધર્મ સુણેવા [5]ઉમહ્યો, ગુ. તુજને ઉત્તમ [6]ગત્તિ. રા. ૯
" કેચિદ્ ભોજન ભંગિનિર્ભર ધિયઃ કેચિત્પુરંધ્રીપરાઃ
કેચિન્માલ્યવિલેપનૈકરસિકાઃ કેચિચ્ચ ગીતોત્સુકાઃ
કેચિત્ દ્યૂતકથામૃગવ્યમદિરાઃ કેચિચ્ચ નૃત્યાદરાઃ
કેચિદ્વાજિગજેક્ષયાનરસિકા ધન્યાસ્તુ ધર્મેરતાઃ ૧ "
શ્રી જિનનાયક ભાખિયા, ગુ. ધર્મના દોય પ્રકાર; રા.
એક શ્રાવક બીજો સાધુનો, ગુ. ભવના વારણહાર. રા. ૧૦
મૂળ કહ્યા બે ધર્મના, ગુ. જીવદયા તું જોય; રા.

૧ બપૈયા વર્ષાદના આવવાથી રાજી થાય તેમ. ૨ ઉત્તમ વસ્ત્ર ઘરેણાં. ૩ પ્રતિજ્ઞા–બાધા. ૪ અડગ મનથી. ૫ ઉત્સાહવંત થયો. ૬ ઉત્તમ ગતિ.

[1]સર્વવિરતિ પણ એ વિના, ગુ. આરાધક નવિહોય. રા. ૧૧
જો ન શકીજે આદરી, ગુ. ધર્મ [2]જતીનો રાય; રા.
તો સમક્તિશું પાળિયે, ગુ. [3]ગૃહસ્થધર્મ ચિત લાય. રા, ૧૨
તે પણ બાર પ્રકારનો, ગુ. જીવદયાનો હેત; રા.
ભાખ્યો જિનવર [4]સોહિલો, ગુ. એ પણ સુખનો [5]ખેત. રા. ૧૩
એહવી ધર્મની દેશના, ગુ. સાંભળી પ્રમુદિત થાય; રા.
શ્રી ગુરૂને ચરણે નમી, ગુ. કરજોડીને રાય. રા. ૧૪
પહેલો [7]અણુવ્રત આદર્યો, ગુ. સમક્તિશું ભૂપાળ; રા.
કહે જિનહર્ષ સોહામણી, ગુ. એ એકત્રીશમી ઢાળ. રા. ૧૫

(દુહા.)

હવે હરિબળ નૃપ *પડિવજી, ગૃહસ્થ-ધર્મ ગુણવંત;
[8]મુદિતપણે ગુરૂપદ નમી, આવ્યો ઘરે તુરંત. ૧
ધર્મ કરે ભાવે ભલે, હવે રાજા નિજ દેશ;
દેવરાવી [9]ઉદ્ઘોષણા, પાળો દયા વિશેષ. ૨
[10]સાત નરકના બારણાં, [11]સાતે વ્યસન વિચાર;
[12]અવનિપતિ આદેશથી, કાઢયા દેશ મઝાર. ૩
[13]વગવિણ અગર્વિ થઈ કરે, લોકતણા ઉપગાર;
રોગોપદ્રવ સહુ ગમ્યા, દેઈ આધાર અપાર. ૪
તરૂવરફળ [14]શશિચાંદ્રણો, જળધરનો જિમ નીર;
[15]સાપુરૂષાંરો સંચિયો, સહુ દુનિયાંરો [16]સીર. ૫

---

૧ સર્વ વિરતિ–સાધુમાર્ગ. ૨ સાધુનો. ૩ બારવ્રત. ૪ સુખે થઈ શકે તેવો. ૫ ક્ષેત્ર. ૬ ખુસી. ૭ જીવદયા * અંગીકાર કરીને. ૮ રાજી. ૯ ઢંઢેરો પીટાવ્યો. ૧૦ રત્નપ્રભા શર્કરાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમતમ પ્રભાદિ સાતનરક. ૧૧ મદિરા, માંસ, ચોરી, જુગાર, શિકાર, પરસ્ત્રીસેવન, વેસ્યા, એ સાત નઠારાં વ્યસન. ૧૨ રાજાના હુકમથી. ૧૩ સિફારસ વગર ગર્વ રહિતપણે. ૧૪ ચંદ્રમાનું ચાંદણું. ૧૫ સત્પુરૂષનું સંચેલું. ૧૬ દ્રવ્ય.

(ઢાળ ૩૨ મી—દેશી કાગળીઓ કરતાર ભણી શીપરે લખું રે.)

ઇમ હરિબળરાજા ઉપગારી થયોરે, કરૂણાવંત કૃપાળ;
લોકતણા દુખ દેખી નવી શકેરે, તે ભાંજે તતકાળ. ઇમ. ૧
દાન માનશું આપે દુખિયાં લોકનેરે, માંડયો [1]શત્રાકાર;
લક્ષ્મી પામીને ખરચે નહીંરે, ધીક્ તેહનો અવતાર. ઇમ. ૨
લક્ષ્મીચંચળ વાદળ સારિખીરે, તેહશું કિશો સનેહ;
વાર ન લાગે એહને જાવતાંરે, કોઇની ન થઇ એહ. ઇમ. ૩
કરપી થઇ કાઠો કર ભીડશેરે, ધરશે ધરણી મઝાર;
સાપ થઈ ભમશે તે ઉપરેરે, તિર્યંચનો અવતાર. ઇમ. ૪
એહવું જાણી હરિબળ લાહો લિયેરે, પુણ્યે ભરે ભંડાર;
[2]સાતે ક્ષેત્રે વાવે ઉલ્લટ આણીનેરે, સફળ કરે અવતાર. ઇમ. ૫
ઇમ કરતાં મુનિ આવ્યાપુર ઉદ્યાનમાંરે, વંદણ પહુતો રાય;
ધર્મતણી દેશના સાંભળી વૈરાગિયોરે, પ્રણમી ગુરૂના પાય. ઇમ, ૬
ઘેર આવીને રાજ્ય દિયો નિજ પુત્રનેરે, ત્રિણ નારી સંઘાત;
ગુરૂ પાસે ચારે દીક્ષા ગ્રહીરે, પાળે [3]પ્રવચન માત. ઇમ. ૭
[4]પંચમહાવ્રત પાળે મુનિવર ઊજળારે, ધ્યાવે નિર્મળ ધ્યાન,
તપ જપ સંયમ કર્મ ખપાવિયાંરે, પામ્યાં કેવળ જ્ઞાન, ઇમ. ૮
આયુ સંપૂરણ કરી મુગતે ગયાંરે, પામ્યાં શાસયઠાણ;
એ હરિબળનો ચરિત્ર ભવિક મન ભાવજોરે, ધરજો જિનવર આણ. ઇમ. ૯

---

૧ દાનશાળા. ૨ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જ્ઞાન, જિનમંદિર, બિંબ ભરાવવા એ સાત ક્ષેત્ર. ૩ ઇર્યા સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાનમત્તભંડનિક્ષેપણા સમિતિ, પારિષ્ઠાપનિકા સમિતિ, મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ એ આઠ પ્રવચનમાતા. ૪ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, એઓનો સર્વથા ત્યાગ.

પહેલા વ્રત ઉપર આદર કરોરે, પાળો દયા દયાળ;
જીવદયાથી સહુ સુખ પામશોરે, જિમ હરિબળ ભૂપાળ. ઈમ. ૧૦
સંવત સતર છેતાળીસમેરે, આસો શુદિ બુધવાર;
પડવા દિવસે રાસ સંપૂરણ થયોરે, પાટણ નગર મઝાર. ઇમ. ૧૧
શ્રીખરતર ગચ્છનાયક શોભતારે, શ્રીજિનચંદ્ર સૂરિંદ;
શાંતિહર્ષ વાચક પદ પંકજ અલીરે, કહે જિનહર્ષ મુણિંદ. ઇ. ૧૨
ષટ્શત ઓગણ્યાશી ગાથા થઇરે, ઢાળ થઈ બત્રીશ;
વર્ધમાનદેશનાથી કહ્યો અધિકાર એરે, સુણજો ધરી જગીશ.ઇ. ૧૩




ઇતિ શેઠ દેવચંદ લાલભાઇ-જૈન પુસ્તકોદ્ધારે-ગ્રન્થાંકઃ ૨૨.

( ઇતિ જૈનગૂર્જર-સાહિત્યોદ્ધારે-ગ્રન્થાંક ૩ )